# બરજો નામું

## (દાસ્તાંને સુસન-રામીશગર)

અસલ શાએર અબુતાયર તરશુસીના  લખેલાં દાસ્તાંન ઉપરથી
લખાયલા ગુજરાતી લેખોને આધારે

તમામ બેતબાજીમાં રચનાર:

કમતરીન ખાકસાર,

ધનજીભાઇ ન. પટેલ.



હોશંગ તેહમુરસ અં લેસરીઆ

''જરબ થાયો મ, કિરત ધુલધાંન,    રદ થાયું અ, બદન નાતવાંન.
ન હિલવી હિ ાવી શકે હાથને    ન રોકી શ  તે ગભરાટને.
સમજ્યો દિલમ  જહાં પેહલવાંન,    થયું બખ્ત  રગીશ્તા બેગૂમાન.
દરદ તન બદન , જોખમાયો હાથ,    લડી નહિ શકયે તે બરજોર સાથ.''

—:o:—

મુંબઇ.

—:o:—

યઝદઝરદી સને ૧૨૯૭.    કીંમત રૂ૦ ૫.    ઈ. સ. ૧૯૨૮.



ખાનબહાદુર ડૉક્ટર બહમનશાહ ખરશેદજી અંકલેસરીઆ.

**જનમ:**

રોજ ૨૯ મો મારેસ્પંદ, માહ ૯ મો આદર યજદ, શેહનશાહી સને ૧૨૨૬ યજદેજરદી, તા૦ ૨૦ મી જુન ૧૮૫૭ ઈસ્વી.

**મરણ:**

રોજ ૬ ઠો ખોરદાદ, માહ ૨ જો અર્દી-બહેસ્ત, શેહનશાહી સને ૧૨૯૪ યજદે-જરદી તા૦ ૧૪ મી આકટોબર ૧૯૨૫ ઈસ્વી.



અર્પણ.

ખાનબહાદુર ડૉકટર બહમનશાહ ખરશેદજી અંકલેસરીઆની
અશો યાદમાં.

પ્રકાશક.

ઉપકાર તારા બેહેન,
આ હૃદયમાં સમતા નથી;
સ્મરણ તારાં મીઠડાં,
આ દીલથી ખસતાં નથી.

દિન દિન વહિ, રાતો જશે,
પણ યાદ તૂંજ જાશે નહી;
કહે સપનમાં આવીને,
મળશે મિનોઇમાં કે નહી.

શ્ર. ન પટેલ.

ધગધગતી આશા ધરી,
લઈ નામ યઝદાંન—
નગર-નગર ફેરી ફરી,
કથ્યાં કિયાંની ગુણગાંન.
પઠંગ[1] પ્રથમથીજ પાંમિયો,
ઘાંડયો સંગીત ઘાટ—
ટેક અંત તક રાખિયો,
ગુણીજન પામ્યાં રહાત.
લખી લેખ ન્યાગાંનતણા,
'રોશંન' કિધું ગુલઝાર[2]—
એક રોજ જવું પડશે મને.
કરવા પુલ-ગુઝાર.[3]

૧. ટેકો. ૨. સર ઝમીન ઇરાંન. ૩. કરવા પુલ-ગુઝાર, યાને ચિનવદ પુલ પસાર કરવા.

"I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it Now: for I shall not pass this way again."

OMAR KHAYAM.

# બરજોર નામાનું સાંકળિયું.

સફે.



## દાસ્તાંને સુસન રામીશગર.

સફે.

# ચીત્રોનું સાંકળિયું.

—:o:—

Ootacamund,
૨૧-૪-૨૮.

**મહેરબાન ભાઇજી ડા૦ ધનજીભાઇ,**

તમે લખેલી બરજોરનામાની ચોપડીના કેટલાક ભાગો હું વાંચી ગયો છું. એકાદ અંદરનું દાસ્તાન શરૂ કરવા પછિ તે પૂરૂં થાય નહિં, ત્યાં સુધી હાથમાંથી પુસ્તક ન છુટે એટલી રસીલી ભાષા તમે વાપરી છે, તે ખરેજ આનંદકારી છે. આટલી લાંબી જીંદગી બેત રૂપે લખવી અને સઘળે ઠેકાણે મનને આકર્ષી રાખે એવું લખાણુ ચાલુ રાખવું, એ બીકટ કાર્ય પણ તમે બજાવ્યું છે, તે નોધીને બહુ સંતોષ થાય છે. દાસ્તાન જેમ આગળ ચાલતું જાય છે, તેમ કલમનો મીઠાસ તેટલોજ જાળવી રાખીને તમે બરજોરનામાને લોકપ્રિય બનાવ્યું છે અને એક મહાન પારસી યોધ્ધાને યાદગાર બનાવવામાં ઉત્તમ ફાળો આપ્યો છે અને ઈરાન વતન તરફ એ સાધનથી જરથોશ્તિઓનો પ્રેમ વધારે દોરવ્યો છે, તે હાલના સંજોગમાં બહુ આવકારદાયક છે.

આશા છે કે તમે કુટુંબ સાથે સુખમાં હશો.

લા૦ દુઆગો ભાઈ,
**ફરેદુન દાદાચાનજી.**

---

**નવસારી** તા૦ ૧૫-૫-૨૮.

**નેકનાંમ મહેરબાન ભાઇજી સાહેબ ડા૦ ધનજીભાઇ,**

તમો ભાઈએ હાલમાં પ્રગટ કીધેલું બરજો નામુ મારી ઉપર મોકલ્યું તે મેં ઘણાં હોંશથી વાંચ્યું છેજી. આપે પ્રગટ કરેલાં આ બરજો નામાંમાં બે મુળ દાસ્તાનો છે. એક તો જેહાંન પેહલવાંન રૂસતમની બરજો સાથની લડાઈ અને બીજું સુસન રામેશગરનું દાસ્તાન. આ બન્ને દાસ્તાંનો સુંદર અને ઝમકદાર બયતબાજીમાં લખાયાં છે. અને તે વાંચતાં આપણને ખરેજ ખુશાળી લાગે છે. સુસન રામેશગરના દાસ્તાનમાં પેહલવાનઝાદાઓ પણ એક નાઝનીનનાં ફરેબમાં કેમ ફસી પડે છે તે સચોત રીતે જણાવ્યું છે. આ વાંચતાં મને શાયરાન શાયર ફીરદોસી તુસીની નીચલી લીટીઓ યાદ આવી જેમાં એક ઓરતની મોહીનીમાં ફસી પડેલા પેહલવાંનને શીખામણ આપવામાં આવી છે કે:—

"ફરીબે પરી પવકરાને જવાંન, નખાહદ ફસીકુ બુવદ પહલવાંન."

"જે કોઈ ખરો પેહલવાંનઝાદો હોય તે જવાંન નાઝનીનોનાં ફરેબમાં કદી ફસ્તો નથી."

વળી જેહાંન પેહલવાંન રૂસ્તમની બરજો સાથની લડાઈ પણ બહુ સુંદર રીતે રજુ કરવામાં આવી છે, જેમાં શરૂઆતની લડાઈમાં આ દેલાવર બરજો ઇરાનનાં આ જેહાંન પેહલવાન રૂસ્તમની બાજુ તોડી તેને કેમ લાઇલાજ બનાવી દીધો હતો તેનું બેયાંન સુંદર રીતે તમો ભાઇએ રજુ કીધું છે.

આ જેહાંન પેહલવાંન માટે ફીરદોસી બહુજ તારીફ કરે છે અને તેને ગોયા અજીત ચીતારે છે. પણ કેરશાસ્પ નામાનો લખનાર તરસુસી ફીરદોસીને લગાર તાણો મારતાં લખે છે કે ફીરદોસી ભુલી જાય છે કે:—

"જેહાંનદાર બરઝુય બાઝુશ ખસ્ત, બ ગુરઝે ગેરાંમીશ દસ્તશ શેકસ્ત."

"જેહાંનદાર બરઝુયે તેની (એટલે રૂસ્તમની) બાઝુ તોડી અને પોતાનાં ભારી ગુરઝે તેનો (યાને રૂસ્તમનો) હાથ ભાંજી નાંખ્યો."

હાલની ઓલાદ માટે દેલાવર પેહલવાનોની દેલાવરીની યાદ ઘણીજ ઉપ્યોગી થઈ પડશે એમાં શક નથી. હજી બીજાં વધુ દાસ્તાનો રચવાને ખુદાતાલા તમોને તંદરોસ્તી ભરી લાંબી જીંદગી બક્ષે એવી દોઆ ચાહું છું.

લા૦ દોઆગો,
**કેખસરૂ માહીયાર કુતાર.**

---

વાહલા ભાઇજી ડા. ધનજીભાઇ,

એક કોમની ઉન્નતીમાં તેના ધરમના નીતીના શીક્ષણો અને તેનો આગલો ઇતીહાસ અને traditions ઘણો મોટો ભાગ ભજવે છે.

આપણી કોમની ઉન્નતીમાં આ બંધે ચીજો આપણી પાસે મોજુદ છે. કમનસીબી એટલીજ છે કે આ વીસમી સદીના જડવાદી વાતાવરણમાં આપણે પારસીઓ ગીલીટ મારેલી વસતુથી અંજાઇ જઈએ છીએ, અને હાથમાંનો ખઝાનો જોઇ શકતા નથી. સુધારા વધારામાં આગલ વધવા આપણો ધરમ ખુદ આપણને શીક્ષણ આપે છે. સાયનસ અને જ્ઞાન અને દુન્યાઈ દરેક સુધારામાં આગલ પડતો ભાગ લેવાને આપણો ધરમ કાંઈપણ અટકાવ નાખતો નથી, એટલુંજ નહી પણ તે આપણી ફરજ તરીકે આપણને શીખવે છે. પણ તે સાથ આપણા ધરમના બુલંદ શીક્ષણોનો તથા આપણા કીરતીવંત ઇતીહાસ અને traditions નો અભ્યાસ જો સાથ સાથ કરવામાં આવે, તો મારાં નાકેસ મત મુજબ પારસી કોમ કોઈબી સંજોગોમાં યા કોઈબી દેશમાં, હમેશાં માનવી જાતના ભલાં માટે આગલી હરોલમાંજ રેહશે.

ધરમના અભ્યાસ માટે અભ્યાસીઓ પ્રયાસ કરે છે, અને આપણા ઈતીહાસ અને traditions ના ફેલાવા માટે, તમારી કવીતાઈ કોશેશો પોતાનો હીસ્સો કોમની સેવામાં હાજર કરે છે, તે જોઈ દરેક જરથોસ્તી ખુશી થવો જોઇએ.

લા૦ દુવાગો સેવક,

**દીનશાહ જીજીભાઇ ઇરાની.**

૧૫–૫૮

# દિબાચો

—:o:—

## પારસી તવારીખની ગઈ ગુજરી.

વખત કોઇનેબી માટે થોભતો નથી. સદીઓની સંખ્યા એક પછી એક પસાર થઇ ગઇ; દુનિયા અનેક અને અસંખ્ય ફેરફારોને વશ થઇ ગઇ. અનેક પ્રજાઓ જન્મી, અને અસ્ત પામી, પણ પારસી કોમ, અને પારસી કોમનો ધરમ અને તેની તવારીખ, હજારો વરશ વહી જવા છતાં, હજી જીવતાં રહેવા પામ્યાં છે.

ફિરદોસીના શાહનામામાં, ઇરાંન સર ઝમીન ઉપર પુરાતન પારસી શાહનશાહત ભોગવી ગયલા, જુદા જુદા વંશોના નામાકિત પાદશાહો અને પેહલવાંનોને લગતા તવારીખી દાસ્તાંનો સમાયલાં છે. ૧. પેશદાદી, ૨. કિયાંની, ૩. હખામીની, ૪. અશ્કાની, અને ૫. છેવટે સાસાંની વંશના અમલમા થયેલાં મહાન યુધ્ધોના કિસ્સાઓનો, એ મહાંન પુસ્તકમા સમાવેશ થયો છે. એ સઘલાં યુધ્ધો માહેલા થોડાંક જાણવાજોગ બનાવો, આજદીન સુધી. પારસી કોમની યાદદાસ્તમાં, ઘણાજ મજબુતાઇથી ઘર કરી રહયા છે. આખી તવારીખ માહેલા સઘલા બનાવો માહેલા થોડાક અતી જાણવા જોગ બનાવોની અત્રે નોધ લીધેલી ફોકટ જશે નહી.

**પેહલો બનાવ:** પેશદાદીઆંન જમાનામાં, પાદશાહ જમશેદના બાબમાં બનેલો છે. જમશેદે ગરૂર કીધો, અને જોહાક નામના અરબ પાદશાહના હાથ ઉપર તે પોતાનુ રાજપાટ ખોઇ, વરશો સુધી ભટકતી જીંદગી ભોગવી, અંતે જોહાકના હાથ ઉપર તે કતલ થયો હતો.

**બીજો બનાવ:** પાદશાહ ફરીદુને, જમશેદનુ વેર જોહાક ઉપર લીધું, અને જોહાકને જીવતો પકડી તેને દમાવંદ પાહડ ઉપર કેદ કીધો હતો.

**ત્રીજો બનાવ:** ફરીદુન પાદશાહના ત્રણ દીકરાઓ માહેલા સહુથી નાહના દીકરા એરચને, તેના બે મોટા ભાઇઓએ—સલમ અને તુરે—અદેખાઇના આવેશમા, સાથે મલી તેને કતલ કીધો હતો. એ બનાવ બન્યા પછીજ ઇરાનીઓ અને તુરાનીઓ વચે કીના અને કપટનુ મંડાન થયું હતું.

**ચોથો બનાવ:** કિયાંની વંશના જમાનામા, ઘણાક મહાંન યુધ્ધો થયાં હતાં, પણ તે સઘલાંમા, જે જાણવાજોગ બનાવ, તે ઇરાનના પેહલવાંન રૂસ્તમના જન્મનો હતો. જો કે રૂસ્તમના જન્મ આગમચ, તેના મહાન વડવાઓ સામ, નરીમાન અને કેરસાસ્પ થઇ ગયા હતા.

**પાંચમો બનાવ:** કિયાંની વંશના જમાનામાં રૂસ્તમ અને સોહરાબ—બાપ અને દિકરા—વચ્ચે જાગેલાં જંગનો બનાવ બન્યો હતો, કે જે જંગમા રૂસ્તમે પોતાના દિકરા સોહરાબનું ખુન અજાંણપણે કીધું હતું.

વલી એજ વંશના જગત આશ્કાર પાદશાહ કયખુશરૂના બાપ અશો સ્યાવક્ષનું ખુન, તુરાંનના પાદશાહ અફરાસીયાબે કીધું હતું.

**છઠ્ઠો બનાવ:** કિયાંની વંશના જમાનામાં જે સહુથી વધારે જાણવા જેવો બનાવ બન્યો હતો, તે પાદશાહ ગુસ્તાસ્પના અમલમા, પેગંમ્બર જરથોશ્તના જન્મ લગતો બનાવ હતો. એજ ગુસ્તાસ્પ પાદશાહના અમલમા જરથોશ્તી દીન ફાએશ થવા પામી હતી, અને જરથોશ્તી દીનને ખાતર, તુરાંનીઓ સાથ ઇરાંનીઓને મહાન યુધ્ધ લડવા પડયાં હતાં, અને ઘણાક નામીચા ઇરાંની તેમજ તુરાંની રાજવંશી પેહલવાંને એ યુધ્ધમાં મારયા ગયા હતા. તેમજ પેગમ્બર જરથોશ્તનુ મરણ પણ એજ ધામિ લડાઇમાં નિપજ્યું હતું.

**સાતમો બનાવ:** ગુસ્તાસ્પના દિકરા રૂઇનતન અસ્ફન્દીયારનું મરણ, પણ એજ અરસામાં રૂસ્તમ સાથ જાગેલાં એક જંગ દરમ્યાંન થયું હતું, જે પ્રખ્યાત કિસ્સે 'રૂસ્તમ અને અસ્ફન્દીયાર'ને નામે, અરબ પ્રજામા જાબજા વખણાયલો કેહવાય છે.

**આંઠમો બનાવ:** હખાંમની વંશ તરફ જો નજર કરશું, તો સર્વેથી જાણવા જોગ તવારીખી બનાવ, ઇરાંનનો પાદશાહ 'દારા અને રૂમના પાદશાહ સીકંન્દર' વચ્ચે જાગેલાં જંગનો હતો. એ મહાન તવારીખી જંગમા દારાની શિકસ્ત થવા ઉપરાંત જરથોશ્તી ધર્મને લગતાં સઘલાં અગત્યના પુસ્તકોનો, સીકંન્દરને હાથે આગમાં નાશ થયો હતો.

**નવમો બનાવ:** એ પછી અશ્કાંની વંશની શરૂઆત થઇ હતી. તવારીખમા એને ત્રાંબાંનો જમાનો કહે છે. ફકત બાર વરશના ટુંક અરસામા, એ વંશના પાદશાહ અર્દવાનના મરણ પછી, તેનો અમલ ખતમ થયો હતો. (ઇ૦ સ૦ ૨૧૫–૨૨૭.)

પણ અર્દવાના મરણ પછી, તુરતજ સાસાંની વંશ શરૂ થવા પામ્યો હતો. એ વખતે પ્રખ્યાત અરદશીર બાબેકાંન ઇરાંનના તખ્ત ઉપર આવ્યો હતો. તેણે મરણ પામેલો માઝદિયસ્ની ધર્મ નવેસરથી ઇરાનમાં સજીવન કરવાનું માન હાંસલ કીધું હતું

**દસમો બનાવ:** સાસાંની વંશના અમલ દરમ્યાંન જે જે પાદશાહો પોતાના શાહી કારકિર્દી માટે તવારીખમાં અંમર રહી ગયા છે, તેમાં મુખ્ય કરી, શાહપુર ઝુલ અકતાફ, (જે અરબોનો જીવલેણ દુસ્મન હતો.) બેહરાંમ ગુર, જેણે હિન્દ સર ઝમીનમા મહાન પરાક્રમો કરેલાં કેહવાય છે, નોશીરવાંન આદેલ, અને ખુશરૂ પરવીઝ હતા.

**અગીઆરમો બનાવ:** પારસીઓનો કમનસીબ પાદશાહ યઝદગર્દ શહરિયારને લગતો બનાવ હતો. એ હિનભાગ્ય પાદશાહના અમલમા, પ્રખ્યાત ગાવેયાંની ઝુંડાને નામે પારસી તવારીખમાં અંમર થઇ ગયેલી પારસી ધજા, અરબોએ લુટી લીધી હતી. ઇરાનનું રાજપાત અરબોને હાથ ગયું હતું, અને પાદશાહ યઝદગર્દનું ખુન થયુ હતું.

આ સઘલા મુખ્ય, અને એ ઉપરાંત બીજા ઘણાક તવારીખી બનાવોની નોંધ, ફિરદોસીના શાહનામમા નોંધાયલી આપણને મલી આવે છે. એ સઘલા મુખ્ય બનાવોનો સંગ્રહ, મે અત્યાર આગમચ મારાં સંપુર્ણ શાહ નામામાં મે કીધો છે, મગર ફીરદોસીના શાહનામા અંદર એક બીજા મહાંન ઇરાંની પેહલવાંન વીશે, કાંઇબી ઇશારો કોઇબી ઠેકાણે થયેલો જોવામા આવ્યો નથી.

## રૂસ્તમનો નબીરો—બરજોર.

એ પેહલવાંનનું નામ 'બરજો' યાને 'બરજોર' છે. એ બરજોર, રૂસ્તમનો નબીરો હતો. રૂસ્તમને હાથે અંજાણતા, તેનો દિકરો સોહરાબ મારયો ગયો હતો, પણ તે મારયો ગયો, તે આગમચ, શંગાન[1] ગામડાંમા વસ્તી એક શીરૂઇ નામની બાંનુ સાથ શાદીના ગાંઠથી તે જોડાયો હતો. શાદીના ગાંઠથી જોડાયા પછી, સોહરાબ જંગના મેદાંનમા તેના બાપ રૂસ્તમને હાથે મારયો ગયો હતો, મગર તે વખતના અરસામા બરજોનો જન્મ થયો હતો, ફીરદોસી એ પેહલવાંનની કારકિર્દી ઉપર બીલકુલ ચુપ છે, મગર એ બરજોની પેહલવાંનગીરી ઉપર એક બીજા ઇસલામી શાએરે લંબાણ લેખ લખ્યો છે. તે શાએરનું નામ **શાએર અબુ તાયર તરશુસી** છે. જો કે બરજોની હસ્તી વીશે શાહનામામા કાંઇબી ઇશારો જણાતો નથી, પણ તેથી બરજો જેવો પેહલવાંન, રૂસ્તમનો નબીરો (યાને દીકરાનો દીકરો) જનમ્યો જ નહી હતો, એમ માની શકાતું નથી. કેમકે બરજો—રૂસ્તમનો નબીરો—જનમ્યો હતો, એવી અનેક સાબેતીઓ, ઉપલો ઇસલામી શાએર અબુ તાયર, જે નવી હકીકતો તેના જાણવામાં આવી તેને આધારે એક લંબાણ દાસતાંન લખી ગયો છે.

શાએર અબુ તાયર ઉપરાંત, એક બીજો જાણીતો ઇસલામી **શાએર, અમીર ખુશરૂ દેહેલવી,** જે પોતાની ફારસી નસર અને નઝમની કાબેલીઅત માટે તે વખતે મશહુર થયો હતો, તે પણ રૂસ્તમના નબીરા બરજોરની હસતીની સાબેતીનું બયાંન લખી ગયો છે.

એ ઉપરાંત બીજા ઘણાક ઇસલાંમી શાએરો બરજોરની હસ્તી માટે વીગતવાર લેખો લખી ગયા છે. જેમા મુખ્ય કરી **શાએર શેખ મેહેમુદ બીન શેખ જીઆ, અને શાએર ફકરૂલદીન હુસેન એનજુ,** એ બે નામો જણાયાં છે.

આ સઘલી, અને એવીજ બીજી દલીલો ઉપરથી, રૂસતમના નબીરા બરજોરની હસતીને માન્ય રાખી શકાય છે.

## સુસન રામીશગર.

શાએર અબુ તાયરે લખેલા બરજોના દાસ્તાંનનો સીલસીલો, સુસન રામીશગરના હેવાલ સાથે જોડાયલો જોવામાં આવે છે. એ રામીશગર સુસનના પરાક્રમથી, નામીચા ઇરાની પેહલવાનો તુરાંનીઓના હાથમાં કેદ થઇ પડ્યા હતા, અને જેઓના છુટકારા ખાતર, મહાંન યુધ્ધો ઇરાંન અને તુરાંન વચ્ચે બરપા થવા પામ્યાં હતાં, તે વીર રસ દાસ્તાનનો તમામ હેવાલ, આ પુસ્તકમા મે તમામ બેતબાજીમાં રચ્યો છે.

મે આગલ પણ અનેક વખત લખ્યું છે, અને આ વખત ફરીથી હું એકરાર કરૂં છું, કે હું 'કવી' યા 'શાએર' કેહવડાવવા કે કેહવા માંગતો નથી. ફીરદોસી પોતે પોતાના દિબાચામાં એકરાર કરે છે, કે "જે કેહવાઇ ચુકયું છે, તે તારી આગલ એક વખત

---

**૧. આ ગામનું નામ જુદા જુદા લખનારાઓ જુદી જુદી રીતે ઉચ્ચારે છે. કોઈ શંગાન તો કોઈ સક્નાન લખે છે.**

હું ફરીથી કેહીશ. હુ જે સખુનો કેહું છું, તે બીજાઓએથી કેહલા છે. * * *
**બીજાં દફતર ઉપરથી, હું તે મારા બોલોમા રજુ કરૂં છું."**

અને મેં પણ તેમજ કીધું છે. આ નવો કિસ્સો, શાએર અબુ તાયર તરશુસીના દાસતાંન ઉપરથી. મેં તે મારા બોલોમા, મારા વિચારો, મારા અલંકારો, મારી ઇબારત અને મારી પોતાની ભાશામાં બેતબાજીમાં રચી હું રજુ કરૂં છું.

આ દાસતાનમાં કમતરીને રચેલી શએરો ૧૮,૪૩૪ (અઢાર હજાર, ચાર સો અને ચોત્રીસ) જેટલી થયા પછી, મે એ આખું સાહિત્ય એવી મતલબથી જાલવી રાખ્યું હતું, કે એ આખું દાસ્તાંન, મારી કજા બાદ, મારાં એક 'પોસ્થ્યુમસ' લખાંણ તરીકે તે પ્રગટ થાય. મે તેવીજ ધારણાથી એ રચ્યું હતું. પણ સરજત જુદીજ હતી. ફોર્ટ પ્રીંટીંગ પ્રેસના માલેક ભાઇ હોશંગ તેહમુરસ અંકલેસરીયાએ એ મારા લેખની વાત જાણ્યા પછી, તેને પુસ્તક આકારે પ્રગટ કરાવવાની મને જરૂરીઆત જણાવી, અને એ ભાઇની દલીલ પછી, એ આખું લખાંણ, પોતાની રાબેતાની રીત પ્રમાણે, કાલજી અને ઉલટથી છાપી, એક કિતાબ રૂપે પ્રગટ કરવાની જે જેહમત એ ભાઇએ લીધી છે, તે માટે હું એ ભાઇને ધન્યવાદ આપું છું. પારસી સાહિત્ય માટેની એ ભાઇની કાલજી ઘણીજ વખાણવા જોગ છે, કેમકે પારસી સાહિત્યને લગતાં અનેક પુસ્તકો એ ભાઇએ અત્યાર આગમજ છાપી, પારસી સાહિત્યની તેમજ પારસી કોમની સેવા કરવા એ ભાઇ હંમેશ ખંતી રહયા છે.

## પારસી–ગુજરાતી. એક એકરાર.

બરજો નામું એ એક ઇરાની પેહલવાંનના મહાંન યુધ્ધનું દાસતાંન છે. એમાં અનેક પેહલવાનોના પેહલવાની જુસ્સાઓ, તેમની રીતભાત, તેમના જંગની ધુમધાંમ, રણસંગરાંમના દેખાવોનું બયાંન, ખાલેસ પ્યાર, અને પ્રીતના જુસ્સા, કપટ, વેર, અને ઝનુનના બયાંનો, ફિતુર અને ફંન્દના કાર્યો, અને એવાજ બીજા જુસ્સાઓના બયાંનો, બેતબાજીમા અલંકાર અને ફસાહત રૂપે રચ્યાં છે.

આ તકે મારે એક એકરાર શરૂઆતમાજ કરવો છે. આ સાહિત્ય પારસી પેહ-લવાનો અને પાદશાહોની દીલાવરી અને યુધ્ધનું એક દાસતાંન છે. એમા શુધ્ધ ગુજ-રાતી ભાષાનો, મેં જેમ બને તેમ ઘણોજ ઓછો ઉપયોગ કીધો છે. જો કે કોઇ કોઇ ઠેકાણે, ભાષાની વલાંણને ખાતર, મને ભાષાની શુધ્ધતા જાલવવી પડી છે. મોહટે ભાગે મારી બેતબાજીમા, ફારસી અને ઉરદુ જબાનના શબ્દોનો ઉપયોગ કરવાની મારી લાલચ હું અટકાવી શકયો નથી, કેમકે તે વગર એવાં દાસ્તાંનો વાંચવામા મોજ, જોશ, અને લેહઝત આવી શકતી નથી. અગર જો એ મારી કસુર ગણાતી હોય, તો તે માટે હું દલગીર છું.

## બરજો કે બરજોર?

રૂસતમના નબીરાને કેવે નામે ઓલખાવવો, તેની હું મુઝવણમા પડયો હતો, કેમ કે કોઇ એને 'બરજો'ને નામે, કોઇ 'બરઝુ'ને નામે તો કોઇ 'બરજોર'ને નામે ઓલખાવતાં

મને જણાયાં. ફીરદોસીના આખા શાહનામામા એ પેહલવાંનને માટે કાંઇબી ઇશારો કોઇબી ઠેકાણે જ્યારે મને નહી જણાયો, ત્યારે એને કેવી રીતે બોલાવવો, અને કેવી રીતે લખવો, તેનો મને વિચાર કરવો પડ્યો. અંતે આપણા એકાદ બે કાબેલ વિધ્યાભ્યાસીઓને પુછતાં, મને એવી સલાહ મલી, કે મારે **'બરજોર'** નામ લખવામા કાંઇ ખોવાનું નથી. કેમ કે શાહનામામા પણ એવી રીતે નામની તોડફોડ થઇ છે. દાખલા તરીકે શાહનામામા 'રૂસતમ'ને ફારસીમા 'રોસ્તમ'ને નામે બોલાવ્યો છે, ત્યારે પારસી–ગુજરાતીમા તેને 'રૂસ્તમ' કરી ઉચારયો છે.

આ મત પ્રમાણે મેં રૂસતમ પેહલવાંનના એ નબીરાને 'બરજોર' નામથી આ દાસતાંનમા ઠેકઠેકાણે ઓલખાવ્યો છે. જો કે કેહવાની ખાસ જરૂર છે, કે ઘણેક ઠેકાંણે બેતબાજીમા મે **'બરજો'** નામનો પણ ઉપયોગ કીધો છે. મગર તેનો ખુલાસો એટલોજ છે, કે કાવ્ય રચનામા વજનના કાયદાને ખાતર, ઘણીકવાર શબ્દોની 'તોડ–ફોડ' કરવાની ફરજ પડે છે, જેમ ઘણાક કવીઓએ, તેમજ ફીરદોસીએ પણ શાહનામા મધ્યે ઠેકઠેકાંણે એવી રીતે કાંમ લીધું છે.

## બેતબાજીની ભાશા.

મારા શાહનામાના દાસ્તાંનો પ્રથમથીજ કિરતન રૂપે બેતબાજી અને સંગીતમાં રચાયાં હતાં પણ આ 'બરજો નામું' કિરતન રૂપે રચાયું નથી, પણ પુસ્તક છાપવાના ઇરાદાથી રચાયું હતું. પણ ઉમેદ રાખું છું, કે હવે તે કિરતન રૂપે રચાશે.

આ કિતાબ પારસી કોમનેજ માટે લખાઇ છે, એટલે તે માહેલું લખાંણ મે આગલ જણાવ્યું તેમ શુધ્ધ ગુજરાતીમા લખ્યું નથી. અને તેથીજ 'થઇશ, જઇશ, કરીશ, ધરીશ, મરીશ' વિગેરે હિન્દુ ગુજરાતી શબ્દોને બદલે, બેતબાજીમા જેમ ફાવ્યું છે, તેમ, પારસી ગુજરાતી ઉચ્ચાર, 'કરશ, ધરશ, ફરશ, મરશ' વિગેરે રચના કરી છે.

છાપેલી બેતબાજીવાલા સફાઓની મારજીન ઉપર જે આંકડાઓ મુકયા છે, તે બેતબાજીની ગણુતી કરી, તેની સંખ્યા દેખાડવા માટે છાપ્યા છે, જે પુસ્તકની છેવટે, શએરોની સંખ્યા દેખાડે છે.

## આ પુસ્તક માહેની બેતબાજી.

જેવી રીતે સંપુર્ણ શાહનામા માટે રચાયલી બેતબાજીની શએરો, તેના વજન ઉપર કાયદાનુસાર બાંધવાની કાલજી આ કમતરીને કરી હતી, તેવીજ રીતે આ બરજો નામાની શએરો બાંધતી વખતે કાલજીથી કાંમ લીધું છે. વાંચક મેહરબાનોએ એ શએરો વાંચતાં, 'લધુ' અને 'ગુરૂ' હરફો ઉપર બારીકીથી ધ્યાંન આપી ઉચ્ચારવાની તકલીફ લેવી. કેમકે **'કિધી'** અને **'કીધી'** એક સરખી રીતે જેમ કવીનામાં બોલાતા નથી, તેમજ 'મિનોઇ' અને 'મીનોઇ' પણ એક સરખી રીતે ઉચ્ચારી શકતા નથી. અને એજ રીતે બીજા શબ્દો માટે સમજવું. એક વખત એ ટુંકા અને લાંબા હરફો ઉચ્ચારવાનો ખ્યાલ ધ્યાંનમાં આવી જવે, કોઇબી બેતબાજી યા કાવ્યો વાંચવામાં ઠડકાટ, કે ખટકા જ્યાંનને લાગશે નહી.

## 'કાફિયા' યાને 'પ્રાસ' સંબંધી.

શઅેરોમા ઘણાક શબ્દોની તોડફોડ થયેલી વાંચનારને કોઇ કોઇ ઠેકાણે જણાશે. દાખલા તરીકે કોઇ ઠેકાણે 'બરજોર' અને કોઇ ઠેકાણે 'બરજો'. કોઇ ઠેકાણે 'સિસ્તાંન' અને કોઇ વખત 'સિસ્તાં'. 'વેરાંન' અને 'વેરાં'; 'આસ્માંન' અને 'આસ્માં'; 'બુલંન્દ' અને 'બલંન્દ'; 'કાંઇ' અને 'કંઇ' અથવા 'કૈં'. બાજે વખત 'રખસ' અને બાજે વખત 'રખ્સ'; 'કિધી' અને 'કીધી' એ સઘલાં રૂપ **મરજીઆત** નહી, પણ કાવ્ય રચનાને આધીન રહી **ફરજીઆત** આપવા પડે છે. એ માહેલાં કેટલાંક રૂપ શાહનામા મધે ખટકે ખટકે જણાયા છે.

પ્રાસ યાને કાફિયાના બાબમા મારે કાંઇક ખુલાસો કરવો જરૂરતનો છે. દરેક, શઅેરને છેડે આવતા છેલ્લા શબ્દોને ઉરદુ જબાંનમાં 'કાફિયા' કહે છે. ઇંગ્રેજીમાં તેને 'રાહિમ્સ (Rhymes), અને ગુજરાતીમા 'પ્રાસ' કહે છે. ધ્યાંન રાખવું કે આ પ્રસંગે હું કોઇને કાવ્ય શાસ્ત્ર શીખવવા માટે આ લેખ લખતો નથી, પણ જેઓને વખત બેવખત, અને મૌકા બેમૌકા કાવ્યના પ્રાસ નિમીતે છીદ્રો પાડવાની કોશીસ કરવાનો ધકારો લાગ્યો હોય, તેઓની જાંણ માટે જણાવવાની જરૂર છે, કે તેઓએ મહાંન શાઅેર ફિરદોસીના કાફીયાની બારીક તપાસ લેઇ, પોતાની ખાતરી કરવી. અલબતાં કાવ્ય રચવાનો શોખ આજ કાલ જેમ પારસીઓમા તેમ હિન્દુ ભાઇઓમા વધ્યો જતો જણાયો છે. પણ તેમા ઘણાક ઉત્તમ પ્રકારના કાવ્યો રચાયાં છે, અને તેવા રચનારાઓ બેશક આપણા માનને પાત્ર છે. પણ વલી બીજા હાથ ઉપર, એવાબી કોઇ કોઇ રચનારા જણાયા છે, કે તેઓના કાવ્યોમાં છીદ્રો પાડવા માટે જેઓ બાહર પડે છે. તેઓ બેશક એ સાહિત્યનો બચાવ કરનારા ગણાય છે.

કેટલાક સાહેબો પ્રાસની પરીક્ષા ઘણીજ વિચીત્ર રીતે કરતા જણાયા છે. દાખલા તરીકે પેહલી લીટીનો છેલ્લો શબ્દ અગર જો 'તાબ' હોય, તો બીજી લીટીનો છેલ્લો શબ્દ પણ તેવોજ આવવો જોઇયે, એવી તેઓની માન્યતા હોય છે. તોજ તે પ્રાસ ખરો ગણાય. આવો નિયમ જાણીતા કવીઓના કાવ્યમાં ઘણેક ઠેકાણે, દેખાતો નથી, અને તેના તેવા થોડાક દાખલા મે ચુંટી પણ કાહડયા છે. વલી ફીરદોસીનુ શાહનામું જોતાં એવા અસંખ્ય દાખલાઓની નોંધ મે અત્રે લીધી છે, કે જેમા મજકુર નિયમ જણાતો નથી. દાખલા તરીકે **'આગ'** અને **'ખાક'.** હિયાં છેલ્લા હરફો ફારસી 'ગાફ' અને 'કાફ' વચે કાંહબી તફાવત રાખ્યો નથી.

બીજો એક દાખલો નોધવાજોગ છે. નાટકના ઉરદુ ખેલો લખનાર એક કાબેલ મુનશીની સાથે મને કાફીયા સંબંધી વાતચીત થતાં, નીચલી બે લાઇનો, મે તેની આગલ રજુ કરી, તેના કાફીયા માટે તેનુ મત જાણવા માગ્યું હતું. એ બે લાઇનો સાંભલી તે હસી પડી બોલ્યો, કે "એ કાફીયા બીલકુલ બરોબર નથી." (ના-મોઝું હયે). પણ જ્યારે મે જણાવ્યું કે એ શઅેર ફીરદોસીની બનાવટ છે, ત્યારે તે લાજવાબ થઇ ગયો. એ બે લાઇનો શાહનામામા રૂસ્તમ અને અકવાંન દેવના જંગવાલાં દાસતાંનમા આવેલી છે :—

"સરશ કરદમ અઝ તન બખંન્જર **જુદા,**
અઝ ખુન હમી રફત અંન્દર **હુવા.**"

ત્રીજો એક દાખલો એથીબી લગાર જુદા પ્રકારનો રજુ કરી, એ બાબદ ખતમ કરીશ. નિચલી શએરબી એજન અને મનીજેહના દાસ્તાંનમાથી મલી છે.

"અબા માહ શેખ દેલબરાને **ખતા,**
પરી ચેહરગાંનો બકદ **દેલરબા.**"

## પ્રસિધ્ધ ગુજરાતી કવીઓના પ્રાસ.

ફિરદોસી પછી આપણા દેશના પ્રસિધ્ધ હિન્દુ કવીઓના લેખમાથી પણ એવી રચના, પ્રાસના સંબંધમા મળે છે.

## મહા કવી શામળ ભટ–નંદ બત્રોશી.

કવી શામળ ભટના નંદ બત્રીશીના કાવ્યો, જગ પ્રસિધ્ધ છે. નિચલા પ્રાસ મેં તેમાથી મેલવ્યા છે. કાળા અક્ષરવાલા પ્રાસ જોઇ લેવા.

૧ "બે લોચન ખટ ચરણ, વરણ તો **શ્યામ સરીખો,**
ઘોર નાદ મુખ પીન, સ્વાદિયો તે **પુર રસિઓ.**"

૨ "સ્ત્રીનું નામ સમજ્યો **સાનમા,**
ગુણવંત રાય ગયો **ગામમા.**
થયાં અંગને ચિત્ત **પરવશ,**
જીવ થયો તે સ્ત્રીને **હુસ્ત.**"

૩ એ ઉપરાંત
"જેવી રત્ન કમળ **દીવડી,**
જેવી કાસ્મીરી **પુતળી.**"

× × ×

૪ "કામિની તેહ કમળનો **વૃંદ,**
મુખ જાણે પુનમનો **ચંદ્ર.**"

## કવી કાળિદાસ–પ્રહલાદાખ્યાન.

"આવ્યા સનક કુમારસું **આદિ ઋષિ,**
જેના વદનમા શારદા **સહસ્ત્ર મુખી.**"

* * *

"સન્મુખ કોઇ નિહાળી શકે, તેવું થયું છે **સ્વરૂપ નારી,**
બોલાવે તે બીહે મનમા, જાણે હમણા કરશે **કોપ નારી.**

આટલી મુજાહેમત પછી વાંચકને વધારે તકલીફ આપવી બેજા સમજું છું. સબબ એ સઘલી રચના અભ્યાસીઓને મનન કરવાજોગ હું માનું છું.

## હાસીલે–કલાંમ.

હું હઝારો શુકર કરૂં છું, અને મગરૂરી સાથ હરખું છું કે એક જરથોસ્તી તરીકે મે જનમ લીધો, કે જે કોમના ન્યાગાંનો, પાદશાહો અને પેહલવાંનોની કિરતી,

પૃથ્વીમા અંમર રહી ગઇ છે. એ સબબને લીધે ઇરાન સર ઝમીન તરફ મારૂં દીલ પેહલેથીજ દોડી રહ્યું હતું, અને તેથીજ આજ ૩૧) વરશ થયાં, હું શાહનામું કથી રહ્યો છું. એ પારસી તવારીખની યાદ, પારસી કોમના જીગરમા જીવતી અને જાગતી રહે એવી નેમથી, એક ભુલાઇ ગયેલો આ નાયાબ, અને નામચીન કિસ્સો તમામ બેતબાજીમા રચી, મારી વાહલી કોમને હું સપુરદ કરૂં છું.

ખતમ કરતાં મદદગારોના અહેસાનમા એ વધુ બોલ. પારસી કોમના નિયાગાંનોને લગતાં સાહિત્યનો કોમમા ફેલાવો કરવાની મારી અદના કોશેસને, કોમના જે જે સપુતો મને મદદ આપી, મારાં એ કામમાં મને ઉ-તેજન આપી રહયા છે, તેઓનો હું આ તકે મોહટો ઉપકાર માનું છુ. ખાસ કરી એ કામમા કોમના જાણીતા અકાબર સર હોરમ-સજી કાવસજી દીનશાહ એડનવાલા, જેઓ ઇરાન વતનની ઉનં-તીમા મોટો ભાગ લઇ રેહયા છે, અને જેઓ મારાં એવાં કામ તરફ હંમેશ દીલસોજીભરી લાગણીથી જોતા રેહયા છે, તેઓનો આ પ્રસંગે હું મોહટો ઉપકાર માનું છું.

લા૦ દુવાગીર,

**ધનજીભાઇ ન. પટેલ.**

મુંબઇ

લેમીંગટન રોડ,

એડવર્ડ બીલડીંગ,

તા૦ ૧૫ મી જુન ૧૯૨૮.

# બરજો નામું



જૂના હસ્તલેખો, મકાનો તથા ખંડિયેરો, અને તેમની ઉપરનાં લખાણો તથા દંતકથા ઉપર, તવારીખ આધાર રાખે છે. પારસીઓની તવારીખ જૂના જમાનામાં અવસ્તા અને પેહેલવી પુસ્તકોમાં જે લખાણો મલી આવતાં હતાં તે ઉપર જ આધાર રાખતી હતી; પણ ચાલુ જમાનાની શોધખોળ પછી, ખીલારોકી ભાષાનાં વાંચણ અને ગ્રીક પુસ્તકોએ તે ઉપર વધુ અજવાળું પાડ્યું છે, અને જે રાજવંશ માટે પેહેલવી અને ફારસી ગ્રંથકર્ત્તાઓ લખાણ કરી ગયા નથી તે પછવાડેથી જાણમાં આવ્યાં: જેમકે હખામનીઅન વંશ અને તેના મહાન પાદશાહો, કુરૂશ અને દારાયસ.

## બરજો નામાની ઉત્પત્તી કેવી રીતે થઇ.

પેહેલવી લખનારાઓ ઘણોખરો આધાર ફક્ત અવસ્તા પુસ્તકમાંથી મલતાં લખાણો ઉપરજ રાખતા હતા; અને ફીરદોસી અને તેના જેવા તવારીખ લખનારાઓએ પેહેલવી લખાણો અને તેના અરબી યા ફારસી તરજુમાઓ ઉપરજ આધાર રાખેલો હોવાથી, જે કાંઇ નવી તવારીખી વીગત આપણે હાલમાં જાણી શક્યા છીએ, તે પ્રાચીન લખનારાઓ જાણતા હતા નહિ.

આ પુસ્તક, "બરજો નામાં"ની ઉત્પત્તિ કેમ થઈ? જૂની તવારીખ આપણને કહે છે કે સાસાનીઅન શેહેનશાહોના જમાનામાં—મુખ્ય કરી શાહ નોશીરવાને—ઈરાન દેશની જૂની તવારીખ એકઠી કરવાની કોશેશ કરી, અને તે માટે તેઓએ દેહકાનોની મદદ લીધી હતી. તે પુસ્તકને તેઓએ "ખુદાઈ નામે" કરીને નામ આપ્યું હતું. એ પુસ્તક તે જમાનાની ચાલુ ભાષા, પેહેલવી ભાષામાં, લખાયું હતું. એ "ખુદાઈ નામે" ચાલુ તવારીખના આકારમાં સિલસિલાબંધ લખાયું હતું કે ફક્ટ તવારીખની જુદી જુદી ઉપકથાઓ (=episodes)નું બન્યું હતું, એ વિષે આપણને ખબર નથી. હાલમાં એ "ખુદાઈ નામે"ના થોડાક ટુકડા આપણી પાસે રહી ગયા છે, જેમાંના એક "અઈયાદગારે જરીરાન"માં ગુશતાસ્પ પાદશાહના ભાઈ જરીરે ધાર્મિક લડાઇ માથે ઉઠાવી હતી તેનું વર્ણન મલે છે. બીજો ભાગ, જાદસ્પરમનું લખેલું "જરતોશ્તનામું," જે "દીનકર્દમાં" આવેલા અશો જરતોશ્તની જીંદગીના એહવાલ ઉપરાંત કાંઈક નવા બીનાઓ ઉપર અજવાળું નાખે છે, જાદસ્પરમ જેવણ આજથી લગભગ ૧૦૫૦ વર્ષ ઉપર થઇ ગયા, તેઓ તે વખતના કુલ્લે ઈરાનના વડા દસ્તુર માનુશ્ચેહરના ભાઇ હતા. તેઓ પોતાને હસ્તક અગત્યના હસ્તલેખો ધરાવતા હશે તેથી દીનકર્દના લખનાર પોતાના વડવા આદર ફ્રેનબગ ફરખોજાદ કરતાં વધુ શાહદતો પોતાનાં પેહેલવી પુસ્તકમાં આપી ગયા છે. ત્રિજું જે લખાણ પેહેલવી ભાષામાં આપણી પાસે હાલ મોજુદ છે, તે સાસાનીઅન વંશના સ્થાપક અને જરતોશ્તી ધર્મ ફરી સજીવણ કરનાર મહાન શહેનશાહ અરદશીર બાબગાનની જીંદગીનો હેવાલ છે. ચોથું લખાણ જો કાંઈ આપણને મલતું હોય તો તે કેરશાસ્પ પહેલવાનને લગતી દંતકથા છે. પાંચમું લખાણ બુનદેહેશ કેતાબમાં આવતાં પ્રકરણમાં ઈરાનના શેહનશાહોની શેહેનશાહત અને હકુમતના સિલસિલાનો સારાંશ છે.

એ ઉપરાંત બીજાં કેટલાંક પેહેલવી પુસ્તકોમાં આપણી તવારીખની શાહદતો વિખરાયલી મલે છે પણ સંપૂર્ણ બયાન તો કોઈ પણ પુસ્તકમાં મલતું નથી.

## પારસી તવારીખી પુસ્તકો બે હજાર વરસ ઉપર હસ્તીમાં હતાં, તેનો પુરાવો.

આસરે ૨૦૦૦ વર્ષો ઉપર આપણી પાસે તવારીખી પુસ્તકો હતાં તેનો એક પુરાવો "બાઈબલ"નાં Old Testament નો નીચલો ફકરો પુરવાર કરે છેઃ—

'And all the acts of his power and of his might, and the declaration of the greatness of Mordecai, whereunto the king advanced him, *are* they not written in the book of the chronicles of the kings of Media and Persia?"
(*Esther X, ૨.*)

વલી ઈસ્વી સનની પાંચમી સદીમાં થઈ ગયલા આર્મિન્યન લખનાર મોઝીસ ક્રોનેસીસ કેટલીએક જૂની ઈરાની દંતકથાઓ માટે લખી જાય છે, જોકે એ દંતકથાઓને તેવણ તવારીખી શાહદતો તરીકે માનતા નથી.

મરહુમ દસ્તુરજી જામાસ્પજી દસ્તુર મીનોચહેરજી જામાસ્પઆસાનાનાં કેતાબખાનાંના હસ્તલેખ MK. મધે "અઈયાદગાર-ઈ જરીરાન" અને "કારનામક-ઈ અર્તખ્શીર-ઈ પાપકાન" એ બે તવારીખી લખાણ મલે છે. એ પુસ્તક લખનારે પુસ્તકની કરેલી ગોઠવણ બહુજ ધ્યાન ખેંચનારી છે. શરૂઆતમાં જરીરની જીંદગીનો અહવાલ—જરીર જરતોશ્તી ધર્મના ફેલાવા માટેની મહાન લડાઇમાં પોતાનો જીવ અર્પણ કરે છે તેનું બયાન—આવે છે, તે બાદ ઈરાનનાં શેહેરોનું વર્ણન અને સીસ્તાનની બુલંદી વિષેના રેસાલા બાદ જુદા જુદા પુરૂષનાં નીતિવચનો આપ્યાં છે, અને તે બાદ આપણા વચ્ચે જાણીતી થયલી ખરફસ્તરોને દુર કરવાની પેહેલવી નીરંગ જે અથોરનાન ભાઇઓ રોજ પાંચ, માહ બારને દીને, પેહેલવીમાં લખી દરવાજે લગાડે છે તે નીરંગનું લખાણ મલે છે; તે બાદ "કારનામક-ઇ અર્તખ્શીર-ઈ પાપકાન," અરદશીર બાબગાનની જીંદગીનો અહવાલ મલે છે, જે અરદશીર બાબગાને, તવારીખ મુજબ, જરતોશ્તી ધર્મ ફરી સજીવન કર્યો હતો, અને જરતોશ્તી ધર્મ પુસ્તકો જે હાલમાં આપણી પાસે સચવાઈ રહેલાં છે, તે મુખ્ય કરીને એજ મહાન નરને આભારી છે. વલી પાછાં જુદા જુદા મહાન પુરૂષોનાં નીતિવચનો મલે છે, અને તે બાદ ઉપર જણાવેલી સ્પંદાર્મદ મહીના અને સ્પંદાર્મદ રોજવાલી નોરોજે કદીમની 'નીરંગ-ઈ વેસ્ટી'નું લખાણ ફરી પાછું મલે છે. જે ઉપરથી આપણને માલમ પડે છે કે એ પુસ્તક લખનારે જરતોશ્તી ધર્મને લગતા બે જાણીતા બનાવોની નોંધ બે ભાગમાં લખી હતી અને પોતાનાં પુસ્તકને સલામત રાખવા માટે દરેક ભાગની છેવટે એ નીરંગ લખી ખરફસ્તરોને દુર રાખવા મદદ ચાહી હતી. એ હસ્તલેખ જ્યારે છપાયો ત્યારે દીબાચો લખનાર શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆએ આપણને જણાવ્યું છે કે એ હસ્તલેખ ઉધાઇથી પુષ્કળ ખવાઈ ગયો છે; તેનું કારણ શું? તેનો જવાબ ઈસ્વી સને એક હજારના સાલમાં થઈ ગયલા નામાંચા ઈસ્લામી ગ્રંથકાર અબુ-રઈહાન અલબીરૂની નીચે મુજબ આપે છેઃ—

"Now as regards these pieces of paper we have mentioned, they are evidently useless, because the power of the incantations cannot affect the object of incantation, though its influence be strong, because the planetary cycles do not agree with Persian year, and because the conditions of talismans are not fulfilled in them."[1]

હવે આપણે ઉપર જોઈ ગયા કે નોશીરવાન આદેલે કોશેશ કરી હતી કે તેની આગમજના સર્વે ઈરાની પાદશાહોની તવારીખની હકીકત તે એક પુસ્તકના આકારમાં રચાવે. તે

---

૧ જુવો Albîrûnî's "Athârul Bâkiya," i.e. "The Chronology of Ancient Nations," written about A.D. 1000, translated by Dr. E. C. Sachau, પાનાં ૨૧૬-૧૭.

બાદ યજદગર્દ શેહેરીઆરે દાનેશ્વર નામના એક ભણેલા પુરૂષને "ખુદાઈ નામે"નું પુસ્તક તૈયાર કરવાનું સોંપ્યું હતું, જે બાબે નામાચો શાઅર ફીરદોસી ઈશારો કરી જાય છે. કમનસીબ પાદશાહ યજદગર્દની હાર પછી 'ખુદાઈ નામે'નું પેહેલવી પુસ્તક આરબ સરદાર સઅદ વકાસને હાથ ગયું. એ 'ખુદાઈ નામે'નો અરબી તરજુમો અબ્દુલ્લા ઈબ્ન અલમોકફ્ફાએ કર્યો. તે અસલ એક જરતોશ્તી હતો પણ સંજોગને આધીન થઇ મોટી ઉમરે તેણે ઈસ્લામી મજહબ અખત્યાર કીધો હતો, તે છતાં તેને પોતાના બાપીકા ધર્મ માટે બહુ દાઝ હતી. એ પુસ્તકને "સીઅર અલ મુલુક" નામ આપવામાં આવ્યું હતું. મી૦ જી. કે. નરીમાને પ્રગટ કરેલાં પુસ્તક Iranian Influence on Moslem Literature ને પાને ૧૫૦-૧૫૧ ઉપર અબદુલ્લા ઈબ્ન અલ-મોકફ્ફા માટે નીચે મુજબ લખ્યું છે:—

"This distinguished man who only late in life exchanged the faith of his forebears for that of Islam, and who never professed the latter with overmuch zeal, translated a series of Pahlavi writings into Arabic including the Khuday-Nameh. He was a courtier, and passed for a good Arabic poet and one of the best rhetorical writers of his times. The famous Wazir Ibn Mukla counted him among 'the ten most eloquent men'. He must consequently have striven to suit his rendering of the book of Persian kings to the taste of his contemporaries. But we have no sufficient grounds to assume that he introduced arbitrary and material alterations into his translations or even that he greatly elaborated the rhetorical passages of the original text or invested them with an altogether different garb."

અબ્દુલ્લા ઈબ્ન અલ-મોકફ્ફાએ બીજાં પેહેલવી પુસ્તકોનો પણ તરજુમો કર્યો હતો. જે માટે મી૦ જી. કે. નરીમાન, એજ પુસ્તકને પાને ૫૬-૬૦ ઉપર નોંધ લે છે.

હવે જોકે પારસી શાહેનશાહત નાશ પામી હતી અને ઘણાકોને ઈસ્લામ અંગીકાર કરવો પડયો હતો, તોપણ તે લોકો પોતાનાં વતનની પુરાણી હકીકત ઉપર ફિદા હતા. અને અલબીરૂની કહે છે કે એ અરબી "ખુદાઈ નામે"નો સીસ્તાનના હાકેમ યાકુબ ઈબ્ને લૈસ સફ્ફરએ સને ૨૬૦ હીજરી(= ઈ. સ. ૮૭૪) માં તુસ શેહેરના રેહવાસી અબુ મનસુર બિન અબ્દુર રઝાક બિન અબ્દુલ્લા બિન ફરરોખ પાસે ફારસીમાં તરજુમો કરાવ્યો હતો. ઈ. સ. ૯૬૦ માં અબુસાલેહ મનસુરે શાઅર દકીકાને તે ફારસી ભાષાનો તરજુમો બેતમાં ગોઠવવાને હુકમ કર્યો હતો, જે કમનસીબ શાઅર શાહનામાંનો થોડો ભાગ લખી મોતને શરણ થયો હતો. એ બાદ આસરે બાર વરસે મહમ્મદ ગજનવીએ ફીરદોસીને એ સંપૂર્ણ કરવાનું કામ સોંપ્યું અને શાહનામું તૈયાર થયું.

## 'ખુદાઈ નામે' ગુમ થયું નથી.

ઈબ્ન મોકફ્ફાએ "ખુદાઈ નામે"નાં પેહેલવી પુસ્તકના કરેલા તરજુમા માટે નાએલડેકે આપણને કહે છે કે

"There is little probability of Ibn Mukaffa's work being again brought to light in its entirety. But on the other hand, it will indeed be possible to gather together in course of time more and more stray passages belonging to the book;......"[1]

---

1 **"Iranian Influence on Moslem Literature," p. 150.**

જે રીતે નાએલડેકે ઈબ્ન મોકફ્ફાનું પુસ્તક "સીઅર-અલ-મુલુક" સજીવન કરવાને આશા રાખે છે, તેમ, આપણે નોશીરવાન આદેલ અને યજદગર્દે તઈયાર કરાવેલાં "ખુદાઈ નામે"ની અસલ પેહલવી નકલ મેલવવાને આશા રાખી શકયે? મર્હુમ એર્વદ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆના "માદીગાને હજાર દાદીસ્તાન, ભાગ ૨) જ"ની પ્રસ્તાવનામાં શમ્સુલ-ઉલમા ડા૦ જીવનજી જમશેદજી મોદી જણાવે છે કે:—

"એક અસલની પેહેલવી ચોપડી, કે જેનું નામ "ખુદાઇ-નામે" હતું અને જેને લગતો ઈશારો ફીરદોસીનાં શાહનામાંમાં પણ મલે છે, તે મેલવવા એર્વદ તેહમુરસ ઘણા મઠયા હતા. શેઠ ૩૦ બ૦ પેમાસ્તર,, કદાચ એર્વદ તેહમુરસ તરફથીજ મળેલી ખબરને આધારે, કહે છે કે એ હસ્તલેખ એક ઇરાની જરતોશ્તી બાઈની મતા હતી. તેણીનો જમાઇ મુંબઈમાં હોવાથી એર્વદ તેહમુરસે તેને બોલાવ્યો અને એ હસ્તલેખ પોતાનાં સાસુ પાસેથી લઈ આવવા તેને ખાસ ઈરાન મોકલ્યો. તેહમુરસના કહ્યા મુજબ તે ઈરાન ગયો અને તે ચોપડી દારૂ ભરવાનાં ભોંયરાંમાં મુકેલી હતી ત્યાંથી બહાર કાઢી. આ વાત બાઈની જાણમાં આવતાં તેણીએ તે કસ્બાના હાકેમ આગલ પોતાના જમાઈ સામે ફર્યાદ નોંધાવી અને તે હસ્તલેખ પાછો મેલવ્યો. તેણી આ ચોપડી દર જમશેદી નવરોજને દિવસે ભોંયરાંમાંથી બાહેર કાઢતી અને ફાટાંટુટાં પાનાં કાઢી નાખી પાછી ત્યાંજ મુકતી. આ વિષે તેહમુરસને ઘણો સંતાપ થતો. હું જ્યારે એપ્રીલ સને ૧૯૧૧ માં ઈરાન જવા માટે મુંબઈથી ઉપડયો (પાછલથી નાદરૂસ્ત તબીઅતને લીધે આ મુસાફરી છોડી દેવી પડી હતી) તે વખતે મને ભલી દુઆઓ અને ઉત્સાહ આપનાર જે સંદેશાઓ મલ્યા હતા તેમાં ખોઈ દીધેલી એક તક માટે થતા ખેદ સાથે હજી મને આ વિદ્વાન બાપના વિદ્વાન બેટા શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆના શબ્દો યાદ આવે છે: કે આ "ખુદાઇ-નામે" કે જે મેલવવા તેમના પિતા આટલા બધા ઉત્સુક હતા તેની મારે તપાસ કરવી. આ "ખુદાઈ-નામે"નો ઈશારો મોટી બુનદેહેશમાં મલે છે."

ખબર કહાડતાં ડા૦ જીવનજીએ જણાવેલાં ઉપલાં બાનુનું નામ "દૌલતે નોશીરવાન" મલે છે અને એઓ યજદ શેહેરના "મહલ-એ-દસ્તુરાન" મધે રહેતાં હતાં. શું આપણી કોમ એ અમુલ્ય હસ્તલેખ મેલવવાની કોશેશ નહિ કરશે?

મહમ્મદ ગજનવીએ શાહનામું બરપા કરાવ્યું; અને તે વખતમાં જુની દંતકથાઓ ઉપરથી શાહનામાંમાં નહિ વર્ણવવામાં આવેલી ઉપકથા (=episodes) લખવાને બીજા શાએરોને ઉલટ પેદા થઇ, અને તે આધારે સામ, લોહરાસ્પ, કેરશાસ્પ, સોહરાબ, ફરામર્જ, જહાંગીર, બહમન, અને અસ્પંદીઆર નામાં, આ બરજો નામાં સાથે લખવામાં આવ્યાં, અને એ નામાંઓમાંનાં ઘણાએક લખવાનું માન બરજો નામાંના લેખક 'અબુ તાહેર તરસુસી' અથવા તો 'અતતાઇ'ને ફાલે જાય છે. એ લખનારની તવારીખ માટે આપણે બહુજ થોડું જાણયે છીએ. જે પણ આપણે જાણી શકયે છીએ તે એ બરજો નામું ખતમ કરતાં શાઅર પોતાને માટે જે કાંઈ કહી જાય છે તે ઉપરથીજ, અને "મુંબઇ સમાચાર" છાપખાનાંમાં છપાયલાં બરજોર નામાંનાં અઢારમાં દફતરની આખેરીનાં પાનાં ૨૯૨-૨૯૭ ઉપર જે કાંઈ લખાણ મલે છે તે ઉપરથી આપણે મેલવી શકીશું. તેના કેટલાએક ઉતારાઓ શબ્દસ: નીચે મુજબ છે: શાઅર જણાવે છે કે:—

"......હું અતાઈ સાયર એમ કરી કેહું છેઉં...................."

"તેથી એ વાત મુખતેસર કરીને હવે મારો ઉસ્તાદ અબુલ કાશેમ ફીરદોસી જે આગલી કેતાબમાં બીજા પાદશાહો ઉપર દોઆ લખી ગયો છે તેજ મીસાલ હું તેનો શાગેરદ અતાઇ શાએર મારી બનાવેલી કેતાબમાં તે પાદશાહ કેખોસરો ઉપર દોઆ કરી લખી જાઉં છેઉં.............."

## બરજો નામાનો લખનાર ફીરદોસીનો ચેલો હતો.

"હવે મારા ઓસતાદ અબુલ કાસેમ ફીરદોશીને તયાં મારી મીસાલના ઘણાએક શાગેરદો થઈ ગયા છે. તે લોકોએ બીજા પાદશાહ તથા પેહલવાનોનાં નામાં પોતાને નામે બનાવીને આલમમાં જાહેર કીધાં છે પણ તે મારા ઓસતાદ ફીરદોશીએ પાદશાહ સુલતાન મેહેમુદ ગજનવીની ફરમાએશથી શાહનામું બનાવેલ છે તે મારા ઓસતાદને પાક ઈઅજદાંની દરઘાહથી બોજોરગી મલી છે, તેવી કોઈ શાએરને મલી નથી અને મલશેબી નહિં. પણ હું અતાઈ પાક ખોદાએની નજદીક ઉમેદ રાખું છેઉં કે મારા ઓસતાદનાં કદંમની ખાકની નીચે મનેબી જગા બખશજો શા વાસ્તે કે મેંબી એ બરજોનામું બનાવવા ઉપર મહેનત તથા સખતી તથા રંજ ઘણી ખેંચી છે. તેથી હું મારા દેલમાં બીશક ઉમેદ રાખું છેઉં કે કોઈ દાના મરદ એ બરજો નામાનું દફતર વાંચશે ઈઆ સાંભળશે તો તે શખસ મારે ઉપર આફરીન કરશે તેથી મારૂં રેવાન બેહેશતનાં દરમેઆનમાં ખુશી થશે કે જેવાર મારી ૭૦ સીતેર વરસની ઉમર ગુજરી તેવાર પાક ઈઅજદાંએ મારે ઉપર બખશેશથી ફજલ કીધી. ઇઆને મને બરજો નામું જોડવાની ઈઆદ આવી તેથી અવલ મેં એક બએત કીધું તે બએત આએ નીચે લખીઉં છે.

**બએત**

"અગરચે બોજોરગે બએઆંન રાંનદેઅંદ,<br>
જે શાહાંન બસે દાસતાન ખાંનદેહઅંદ.<br>
વલેકીન ચીનીન દોરર ન સોફતે કસે,<br>
જે બોરજા હમી ગુને ગોફતે બસે.

"કે બોજોરગ ઓસતાદે કેટલું એક બએઆંન આગલા પાદશાહોનું ચલાવયું અને કેટલીએક દાસતાંનો જાહેર કીધેલી છે. પણુ આએ જે મેં દાસતાન બનાવી છે તે બીન છેદેલાં ગોહર તથા મોતીની મીસાલની છે, કે હેવાં ગોહર કોઇએ છેડીઆ નથી. ઈઆને એ બરજોનામાંની જેવી નાદેર હેકાએતો છે તેવી કોઈએ આજ દંન તુલીક જાહેર કીધી નથી તે મેં જાહેર કીધી, તેથી મારી મોરાદ પાક ઈઅજંદાને શરનજાંમ પોંહચાડી."

આ બેતબાજીમાં લખાયલાં બરજો નામાના લખનાર ડા૦ ધ૦ ન૦ પટેલે, પણ જ્યારે ૧૮૦૦૦) બેત બરજો નામાની જોડી, ત્યારે તેમણી ઉમર પણ સીતેર વરસની હદ પુરી કરી ગઈ હતી.

## એનસાઇકલોપીડીઆ ઓફ ઇસ્લામનું આ લખનાર માટે મત.

અબુ તાહેર તરસુસી માટે "એનસાઇક્લોપીડીઆ ઓફ ઈસ્લામ" (Encyclopædia of Islam, I, 115) માં નીચે મુજબ જણાવે છે:—

" Abu Ṭāher Tarsusi (Ṭartusi, Ṭūsi ) Muḥammed b. Ḥasan b 'Alı b. Mūsā the name of a person, otherwise unknown, that passes for the author of some extensive prose romances writen in Persian and translated into Turkish. The titles of those romances are : Ḳahramān nāme (a story of Ḳarahmān at the time of the ancient Iranian King Hushang), Dārāb nāme (a history of Darius and Alexander), Kirān-i Ḥabashi, concerning which comp. Rieu, cat. of Turkish MSS. pp 219 *et seq.*

Bibliography: Ethe in "Grundriss der Iranischen Philologie, ii. 318; Mohl, Livre des Rois," i. preface, pp. 74 *et seq.*

## મોસ્યે મોહલનું મત.

મોસ્યે મોહલ એજ લખનારને માટે લખતાં જણાવે છે કે: –

' Kiran Habshi is the history of a hero who lived under Kai Kobad and o after innumerable exploits became the Viceroy of Bactria. *This tale is turn from the compilation of Abu Taher*."[1]

ઉપલી શાહદતો મુજબ "એનસાઇકલોપીડીઆ ઓફ ઈસ્લામ"માં જણાવેલા અબુ તાહેર ધુસી તે બરજો નામાંના લખનાર નથી, પણ જુદાજ શખ્સ છે.

મોસ્યે મોહલ "બહમન નામે"નું બયાન કરતાં નીચે મુજબ જણાવે છે:—

"The last poem of this series is Bahmannameh. It is almost entirely 'oted to the history of the family of Rustem, although King Bahman, son \spandiar is the nominal hero. This poem is dedicated to Seldjou Kidi homed son of Malikshah. The author whose name is unknown appears to 'e been a partisan of this prince during his long struggle with his brother. s mentioned there that the book was conveyed to Mahmoud soon after his ession to the throne. The epoch to which he makes allusion is the year Hijri (1104 A. D) when Mahmoud succeeded in putting himself in posses- 1 of the long contested heritage of his father and when he took the title of ıg Bahman nameh appears therefore to have been composed at the end of fifth century Hijri."[2]

બેહદીન કાવસજી એદલજીએ 'માહે અકટોબર સને ૧૮૫૨ ઈશવી' માં "બહમન નામુ" યું છે તેનાં "ટાઈટલ પેજ" ઉપર લખે છે કે:—

"અબુતાએર તુશીએ ફારસી ભાશામો કીધેલું છે. તેહેના ગુજરાતી ભાશામો તરજુમો કાબેલ શખશે કરી તેહેનાં બે વાલમ બનાવેલા છે તે ઉપરથી હાલની ચાલુ ગુજરાતી ા મુજબ સુધ કરીને."

મહુર્મ જમશેદજી પાલણજી કાપડીઆ 'તવારીખે કદીમ ઈરાન'ના પાના ૪૯ ઉપર પોતા ની એક 'નોટ' આપતાં નીચે મુજબ જણાવે છે:—

[ અબુતાએર એબને હશન બીન અલી બીન મુસી અલતરશુશી નાંમનો એક ફારસી યકાર પોતાના બહમનનામાંમાં આ પ્રમાણે બોલે છે............જુઓ એનું હા૦ લ૦ ી પુસતક............]

ફીરદોસી પોતાનું મહાન કાર્ય ખતમ કરીને ૪૧૧ હીજરી (=૧૦૨૦ ઈસ્વી) માં વરસની ઉમરે મરણ પામ્યા હતા. બરજો નામામાં અબુ તાહેર તરસુસી લખી છે કે "જેવાર મારી ૭૦ સીતેર વરસની ઉમર ગુજરી તેવાર પાક ઇઅજદાંએ મારી બખશેશથી ફજલ કીધી ઈઆને મને બરજોનામું જોડવાની ઈઆદ આવી."

---

1. "An introduction to the Shah-Nameh of Firdousi from the French of Jules ıl," by Khandalwala, p. 76.

2. "An Introduction to the Shah-Nameh of Firdousi from the French of Jules ıl" p. 68.

ઉપલાં મોહલનાં લખાણ મુજબ "બહમન નામાં"ના લખનારને આપણે "અબુ તાહેર [તુસી] તરસુસી" સાથે મેલવી શકતા નથી અને બરજો નામાંનો લખનાર 'અબુ તાહેર તરસુસી' છે પણ તેની કાંઇ વધુ વિગત આપવા તવારીખ મલી શકતી નથી.

## આગલા ઇસ્લામી લખનારાઓએ પારસી તવારીખની સેવા બજાવી છે.

ઇસ્લામી લખનારાઓને આપણે દીન દુશ્મન ગણ્યે છીએ, તેઓ આપણી તવારીખ જીવતી રાખી ગયા છે. તેઓ આપણી દીન અને આપણા પાદશાહ પહેલવાનો માટે બહુજ માન સાથે લખી ગયા છે. હજરત મહમ્મદ પેગામ્બર પોતે મગરૂબી દરશાવે છે કે તેનો જન્મ નોશીરવાન આદેલના જમાનામાં થયો હતો. હજરત મહમ્મદ જ્યારે શેહેરે મદીનામાં પોતાના ધર્મનાં વ્યાખ્યાન આપતા હતા, ત્યારે એવણના કુરેશી ટોલાનોજ એક શખ્સ નામે નોદર, તે વ્યાખ્યાન સાંભલનારાઓને પોતા તરફ ખેંચી લેવા માટે, પોતે જે અસલ ઈરાની દાસ્તાનો જાણતો હતો તે કહી સંભલાવતો હતો.[1]

વલી એજ બાબતમાં મોસ્યે મોહલ જણાવે છે કે:—

"...Naser Ibn-al-Kareth had brought from Persia, the history of Rustom and Asfandiar and had it recited in the assemblies of the Koreischites that made Mahomed pronounce the verse......Chap XXXI verse 6 of Koran."[2]

ફીરદોસી પોતાનાં "શાહનામા"માં લખે છે કે "ખુદાના કસમ ખાઇને કહું છું કે જે કોઈ જરતોશ્તી ધર્મ નહી ધરાવે તે કદી પણ બેહશ્તનો રસ્તો જોઈ શકે નહિ." હજરત મહમ્મદ માટે બીજી એક દંતકથા છે કે અલીએ એક વખતે એક લડાઈમાં બહુજ બહાદુરી બતાવી. હજરત મહમ્મદે કહ્યું કે આજે તેં રૂસ્તમ જેવી દલેરીથી લડાઈ કરી. દંતકથા વધુ જણાવે છે કે તે ઉપરથી અલીએ રૂસ્તમ કેવો હતો તે જોવાની આરજુ કરી. કહે છે કે હજરત મહમ્મદે ખુદાને અરજ કરી કે થોડા વખત માટે રૂસ્તમને આ જેહાંનમાં મોકલે, અને કહેવામાં આવ્યું છે કે હજરત મહમ્મદની અરજી કબુલ રાખવામાં આવી. આ દંતકથા કાશમાર તરફની છે; અને ઈસ્લામી ભાઇઓ ઈરાની તવારીખી પુરૂષો માટે શું લાગણી ધરાવતા હતા તેનો આ એક પુરાવો છે. ઈસ્લામીઓએ ખોટાં ધાર્મિક ઝનુનને તીલાંજલી આપી આપના મહાન શેહનશાહોની પવિત્ર યાદને જુદી જુદી ગીતાંજલી અર્પી છે, અને આપણી પાસે જે કાંઇ તવારીખ મોજુદ છે તેનો એક નાદર હીસ્સો એ સાહેબોનાં નિખાલસ કાર્યને આભારી છે.

અબુ તાહેર તરસુસીએ "બરજો નામું" ફારસીમાં રચ્યું; તેનો ગુજરાતી તરજુમો કરવાનું માન નામીચા મેહરજી રાણા ખાનદાનના એક બાહોશ વિદ્વાન નબીરાને ઘટતું જાય છે. તેવણ સાહેબ દસ્તુર ફરામજી કેરશાસ્પજી મેહરજીરાણા છે, જેવણે "ખુર્દેહ અવસ્તા," અને "શાહનામાં" ઉપરાંત આ "બરજો નામાં"નો ગુજરાતી તરજુમો કર્યો હતો. એવણ સાહેબની બાહોશી વિષે મરહુમ દસ્તુર મુલ્લાં ફીરોજજીએ ઘણાએક બેતો લખ્યાછે. એવણ સાહેબનું મરણ તા૦ ૨૫ મી ઑક્ટોબર ૧૮૧૯ ઈસ્વી ને દિને નિપજ્યું હતું.

તા૦ ૧ લી સપટેમ્બર ૧૮૪૪ ના દિવસથી 'વર્તમાન પ્રેસ'ના માલેક શેઠ કાવસજી બરજોરજી સંજાણાએ ગુજરાતી બરજો નામાં છાપવાનું શરૂ કીધું હતું, અને તેનાં પહેલાં સાત દફતરો માત્ર ૧૮૪૮ ના માસ સપટેમ્બર સુધીમાં છપાવી બાહેર પાડયાં હતાં. એ બાદ "યુનીયન પ્રેસ"ના માલેક શેઠ નહાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ ઈસ્વી સને ૧૮૯૮ માં

૧. જુવો "The Religion of the Iranian Peoples," G. K. Nariman's Translation, p 183.

2. "An Introduction to the Shah-Nameh of Firdousi, from the French of Jules Mohl," by Khandalwala, pp. 9-10.

દફતર પહેલું, અને ઈસવી સને ૧૮૭૧ માં દફતર બીજું છાપી પ્રગટ કર્યું હતું. આગલ સાત દફતરો છપાઇ ગયલાં હોવાથી "મુંબઈ સમાચાર પ્રેસ"ના માલેક શેઠ માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીએ ઈ૦ સ૦ ૧૮૭૫ માં આંઠમાં દફતરથી છાપવાનું કામ હાથ ધરી "બરજો નામા"નાં ૧૮ પુસ્તકો ૧૮૭૯ માં સંપૂર્ણ કીધાં હતાં.

ઈ૦ સ૦ ૧૮૭૧ માં શેઠ દાદાભાઇ એદલજી પોહચખાનાવાલાએ "બંદે ખોદા"ના તખલ્લુસ હેઠલ, "બરજો અને મેહેર સીમીન ઓન્તર"નો નાટક "પરશીયન જોરાસ્ત્રીઅન નાટક મંડલી" માટે રચ્યો હતો.

મરહુમ દસ્તુર મીનોચેહર દસ્તુર જામાસ્પજી જામાસ્પઆશાનાએ શાહનામાંના તરજુમાનાં ચાર દફતરો ઇ૦ સ૦ ૧૯૧૧-૧૯૧૫ સુધીમાં છપાવી બાહેર પાડયાં હતાં, તેમાં ચોઠા દફતરની આખેરીએ "બરજો નામા"નાં પહેલા બે ભાગો છપાવ્યા છે, જેમાં "સુસન રામેશગર"નો કીસ્સો સમાઈ જાય છે.

મરહુમ દસ્તુરજી સાહેબ ફરામજી કેરશાસ્પજી મેહરજીરાણાએ જે ફારસી નક્લ ઉપરથી તરજુમો કર્યો હશે તે નકલ સંપૂર્ણ નહિં હોવી જોઈએ. કારણ કે ૧૮૪૮ માં છપાયલાં દફતર છઠાંમાં પ્રગટ કરનાર શેઠ કાવશજી નોંધ કરે છે કે 'હમોએ કબુલાત આપી હતી કે બેહશતી ફરામજી દશતુરનાં કીધેલા બરજો નાંમાનાં તરજુમાંની પુરાતન એબારતને હાલના રેવાજ પરમાણે શુધારીને તે નામું હમોએ છાપવું તે મુજબ તે મધેથી પાંચ દફતરો હાલ છપાઈ ચુકાં છે. અને આ છઠાં દફતરને છાપવાનો અટકાવ અમોને એટલા વાશતે થાએઓ હતો કે દશતુર ફરાંમજીએ બરજોર પહેલવાંનની દાશતાંનનો જે તરજુમો કરેઓ છે, તે મધે બરજોની લડાઈની થોડીએક બીના દાખેલ કીધામો લાવેઆ નથી, તે દાશતાંન પેદા કરવાને વાશતે આએ દફતરને ઢીલમો રાખવાની જરૂર પડી હતી.—કાંએજે ફારશી જુબાનમાં લખેલાં બરજો પહેલવાનની દાશતાંનનાં દફતરો બેએ જગોથી હમારા તપાશેઆમો આવેઆં તેહમાબી તે દાશતાન હમુને મલી આવી નહિં અને પારસી કુવરજી કાલા પટેલ ભરૂચા દાખતર પાસેથી તે અધુરાં દાશતાન મધેની કેટલીએક બીના હમોને મલી આવી છે તે દાશતાંન એ છઠા દફતરમાંહાં શફે (૧૭૨) થી દાખેલ કીધી છે........"

## ફારસી ભાશામાં લખાયલાં બરજો નામા.

એ ઉપરથી માલમ પડે છે કે જે જે નકલો અસલ ફારસી "બરજો નામાં"ની આપણી પાસે છે, તે દરેકમાં કાંઈ એકસરખું લખાણ હશે નહિ, પણ નકલ-નવીસોએ પોતા તરફથી કોઈ કોઈ વખતે નવા ઉમેરાઓ (=interpolations) કીધા હશે, અથવા તો પોતાને નહી ગમતા ફકરાઓ કહાડી નાખ્યા હશે, જેનો એક સુંદર દાખલો જેમ્સ એટકીન્સનનાં શાહનામાંનો ઈંગ્રેજી તરજુમો પુરો પાડે છે.

એટકીન્સને પોતાનો તરજુમો ઈ૦ સ૦ ૧૮૩૨ માં બાહેર પાડયો હતો, અને તે તરજુમો હીજરી સને ૧૦૬૩ (= ઈ. સ. ૧૬૬૩)માં તવાકુલબેગે "મુનતખબ-ઉલ-તવારીખ" નામે સંક્ષેપમાં શાહનામું રચ્યું હતું તે ઉપરથી કર્યો છે. અને અજાયબ જેવું તો એ છે કે એ એટકીન્સનવાલાં શાહનામાંમાં "બરજો નામાં"નો સુસન રામેશગરવાલો ભાગ આવી જાય છે, કારણ તવાકુલબેગે જે હસ્તલેખ ઉપરથી "મુનતખબ-ઉલ-તવારીખ" રચી હશે તેમાં એવાં બીજાં પુસ્તકોનાં લખાણ દાખલ કરવામાં આવ્યાં હશે.

એ બાબે મોસ્યે મોહલ નીચે મુજબ જણાવે છે:—

"It is thus that one finds in several places the poem of Sousen the magician and some long extracts of the epic history of Barzor son of Sohrab which is still extant under the title of Barzor Nameh. It seems the copyists have

introduced these episodes for the purpose of making up the sixty thousand couplets that the work is supposed to comprise as declared by the author himself but which he did not really attain."[1]

આ મુજબ જે રીતે "શાહનામાં"માં "બરજો નામાં" વગેરે નામાંઓનાં લખાણો હમેશ (=interpolation) તરીકે દાખલ થયાં, તેમ વલી ઘણા ખરા નામાં લખનારાઓ ફીરદોસીએ મુકી દીધેલી અથવા ફીરદોસીનાં શાહનામાંમાં બાકી રહી ગયલી કેટલીક ઉપકથાઓ, પોતે મેલવેલી દંતકથાને આધારે લખવી શરૂ કરતાં ફીરદોસીનાં શાહનામાંનોજ આધાર લેઈ, પોતાની ઉપકથાનું સાધન અને સિલસિલો શાહનામાંની કોઇએક ઉપકથા સાથે, અથવા તો તે ઉપકથાની કેટલીએક કડીઓ સાથે જોડી દેતા. જેમકે "સામ નામે"નો લખનાર પોતાનું નામું શરૂ કરવા આગમચ મીનોચેહરની પેહેલી દરબારનું જે બયાન ફીરદોસી આપે છે ત્યાંથી પોતાનાં "સામ નામે"ની શરૂઆત કરે છે.[2] "જેહાંગીરનામાં"નો લખનાર ફીરદોસી મુજબ સોહરાબનાં મરણ બાબે કેટલીએક લીટીઓ લખ્યા પછી પોતાનું જેહાંગીરનામું શરૂ કરે છે.[3] બરજો નામાંનો લેખક પણ, તેજ મુજબ, સોહરાબ અને રૂસ્તમની લડાઇ તથા સોહરાબનાં મરણ બાબે ઇશારો કરવા બાદ બરજોનાં દાસ્તાન ઉપર જાય છે.

## બરજો નામું તવારીખી પુરૂષોનું બયાન કરતી એક દંતકથા

બરજો નામું એક તવારીખી પુસ્તક ગણાય કે? એ સવાલ ઘણાએક સાહેબો ઉભો કરે છે. બરજો નામાંનો તવારીખી પુસ્તક તરીકે ઉપયોગ કરી શકાય નહિં. પણ બરજો નામું જૂનાં ઈરાનની રીતભાત તથા આપણા ઇરાની નયાગાનોની નેકી, નીતિ, દેશ તરફની જાનફેશાની અને બહાદુરીના અચુક દ્રષ્ટાંટ રજુ કરનારૂં પુસ્તક છે. બરજો નામાંનું દાસ્તાન સત્તાધારી તવારીખ કેહવાય નહિં, તોપણ તવારીખની ઉત્પત્તિ દંતકથા ઉપરથીજ છે અને બરજો નામું જુદી જુદી દંતકથાઓથી ભરપુર છે. એ દંતકથામાં ભાગ લેતાં બધાં પાત્રોને માટે શક લેઈ જવામાં આવે તો તે આપણે કબુલી શકીશું નહિં, કારણ એ દંતકથામાં આવેલાં ઘણાંએક નામો અવસ્તા, પેહેલવી અને પાજંદ સાહિત્યમાં આપણને મલે છે: જેવાં કે કએખુસરૂ, અફ્રાસીયાબ, તુસ, ગસ્તહમ, ગુદર્જ, ગીવ, ફરીબુર્જ, વિગેરે.

સવાલ ઉઠાવવામાં આવે છે કે રૂસ્તમ જેવા જેહાન પેહેલવાનનું અને તેનાં ખાનદાનનું નામ અવસ્તામાં આવતું કેમ નથી? કેરસાસ્પ નામાવાલું પેહેલવી પુસ્તક કહે છે કે અહુરમજ્દના પુત્ર આતશ ઉપર ગુરજ મારવા માટે અહુરમજ્દે કેરસાસ્પને બેહસ્તમાંથી બાતેલ કર્યો હતો; અને તેથી અશો જરતોશ્તે કેરસાસ્પની તરફથી અહુરમજ્દની દરબારમાં અરજ ગુજારી હતી. તેજ મુજબ જરતોશ્તી દીનને દુન્યામાં જાહેર કરનાર શાહ ગુશ્તાસ્પના બેટા રૂઈનતન અસ્પંદીયારને મારનાર રૂસ્તમ અને તેનાં ખાનદાનને મગુઓએ અવસ્તામાંથી બાતેલ કર્યું હોય; પણ ફીરદોસીએ શાહનામાંનો મુખ્ય ભાગ રૂસ્તમ પેહેલવાનની તારીફમાં રોકી રૂસ્તમને જગ આશકારા કર્યો છે.

## રૂસ્તમ અને પેહેલવી-પાજંદ પુસ્તકો

અવસ્તા જમાનાના મગુઓએ રૂસ્તમનું નામ પોતાનાં પુસ્તકોમાં લીધું નહિં હોય એ બનવા જોગ છે, ફકત રૂસ્તમ અને તેના સાથીઓએ તુરાન સામે લડેલી લડાઇનો ઈશારો અવસ્તામાં આવ્યો છે તે ફરવરદીન યશ્તના કરદા ૯ ના ૩૭-૩૮ મા ફકરાઓ છે:—

"(૩૭) અશો (લોકો)નાં ભલાં, શૂરાં (તથા) (દુનિયાંની) આબાદી કરનારાં ફરોહરોને હમો માન સાથે યાદ કરીએ છિયે. (જે ફરોહરો) પુષ્કળ લશ્કરવાળાં, હથિયારબંદ થએલાં, ઉંચો

1. "An Introduction to the Shah-Nameh of Firdousi from the French of Jules Mohl," by Khandalwala, p. 92. 2. Ibid., p. 60. 3. Ibid., p. 62.

યાવરો રાખનારાં (તથા) પ્રકાશિત (છે). જે તરફ જોરેમંદ પેહેલવાનો દાનુઓ (ઈઆને દીન દુશ્મનો)ની સાંમે લડાઈ ઉઠાવે છે, તે તરફ ભયંકર લડાઇઓમાં તે પેહેલવાનો (ની મદદ)ને માટે ફરોહરો જાય છે.

(૩૮) ત્યાં (યાને લડાઈઓમાં) તુરાની દાનુઓનાં ફનેહમંદ કૌવતને (અએ ફરોહરો!) તમો તોડી નાખો છો; ત્યાં (યાને લડાઇઓમાં) તુરાની દાનુઓની ખરાબીઓને તમો તોડી નાખો છો. તમારે લીધે (યાને તમારી કુમકને લીધે) સરદારો, જોરેમંદ પહેલવાનો, જોરેમંદ સોશ્યનતો (તથા) જોરેમંદ ફત્તેહ મેલવનારા પુરતી બાહદુરી ધરાવનારા તથા ઘણોજ ફાયદો કરનારા થાય છે."

પાછલા જમાનાની પાજંદ "આફ્રીન બા નામે બુર્જોર્ગાન"[1] અને "પાજંદ આશીરવાદ"માં રૂસ્તમનું નામ આવે છે. "આફ્રીન બા નામે બુર્જોર્ગાન"માં રૂસ્તમનું નામ "સાંમે નરીમાન" સાથે મલે છે. જેમાં દુવા ગુજારવામાં આવે છે કેઃ "જોર્-મંદ્ બેદ્ ચૂન સાંમે નરીમાન! અઓજવાંનવર્ બેદ્ ચૂન્ રૂસ્તમ્;" અને સાથે સાથેજ રૂસ્તમની ઘણી નામરજી છતાં એની સાથ લડાઈ કરીને એને હાથે જાન ગુમાવનાર રૂઈનતન અસ્પંદયારને "નીજેવર બેદ્ ચૂન અસ્પંદયાર દીન યાવર્!" કરીને યાદ કરવામાં આવ્યો છે. વલી હીંદુસ્તાનમાં આવ્યા બાદ હીંદુસ્તાનના મોબેદોએ રૂસ્તમ અને તેનાં કુટુંબનું નામ "ધુપનીરંગ"માં દાખલ કર્યું છે.

"અઈયાદગારે જરીરાન" મુજબ, જ્યારે શાહ ગુશ્તાસ્પ ધાર્મિક લડાઇ જાહેર કરે છે ત્યારે જુદાં જુદાં શેહેરમાંથી તે લડાઈમાં જવા જે લશકરીઓ તૈયાર થયા "(તે કુચ કરતાં લશકરમાં) ઘણાક રૂસ્તમ (જેવા પહેલવાનો)ના ભાલાઓ, ઘણાક તીરથી ભરેલા ભાથાઓ, અને ઘણાક રોશન બખતરો, અને ઘણાક ચાર પડોનાં બખતરો હતાં."[2]

"શત્રોઈહા-એ-અઈરાન"માં જુદાં જુદાં શેહેરનાં વર્ણન કરતાં જણાવે છે કે "ફ્રીઆવનું શેહેર અને જાવુલસ્તાનનું શેહેર સીસ્તાનના પાદશાહ રૂતસ્તામે સ્થાપ્યું."[3]

મરહુમ એરવદ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆની "મોટી બુનદહિશ્ન"નું પ્રકરણ ૩૩ મું "જુદા જુદા હજારાઓમાં ઈરાન દેશ ઉપર આવતી આફતો"નું બયાન કરે છે. એ પ્રકરણના ૮ મા ફકરામાં જે લખાણ મલે છે, તેનો શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆએ કરેલો તરજુમો નીચે મુજબ છેઃ—

8. "One *is* he who *was* named Zêngiâw, who had venom in his eyes, *and* came from *the* Tâzîs to *the* sovereignty of Îrān-sahr; *he* killed whomsoever he beheld with *the* evil eye; *the* Iranians wished *for* Frâsyâw with eagerness, until he killed that Zêngiâw *and* ruled *over* Îrān-sahr *and* having carried away many men from Îrān-sahr, settled *them* in Tûrkastān and desolated and disintegrated Îrān-sahr; until Rûtastahma marched from Sigistān and captured *the* king of *the* Gāmbarāns, *and* released Kay-us and other Iranians from captivity, made battle with Frâsyâw on the margin *of the* river Hûrêy, which *they* call Spâhān, gave defeat thither, and made many other battles with *him*, until *he* cast *him* defeated in Tûrkastān, and again prospered Îrān-sahr."

---

૧. જુવો કાંગાની ખુર્દેહ અવસ્તા (આવૃત્તિ દશમી), પાનું ૪૩૪.

૨. "અઇયાદગારે જરીરાન, શત્રોઇહા એ અઇરાન અને અફદીઅ વ સહીગીઅએ સીસ્તાન," તરજુમો કરનાર ડા૦ જીવનજી જમશેદજી મોદી, બી. એ., પીએચ. ડી., પાનું ૧૧.

૩. "અઇયાદગારે જરીરાન, શત્રોઇહા એ અઇરાન," વિગેરે, તરજુમો કરનાર ડા૦ જીવનજી જમશેદજી મોદી. બી. એ., પીએચ. ડી., પાનું ૯૧.

ઉપલું બૂનદહિશ્નનું લખાણ, કાઉસ માજ઼ન્દરાન ઉપર કીધેલી ચઢાઈમાં પોતાનાં લશ્કર સાથે કેદ પકડાયો તથા તેમાંથી રૂસ્તમે તેનો છુટકારો કીધો તેને લગતાં શાહનામાંનાં બયાન સાથે મલતું આવે છે કાઉસ જ્યારે માજ઼ન્દરાન ઉપર હુમલો લેઈ ગયો હતો, ત્યારે પોતાની ગેરહાજરીમાં ઈરાનની સંભાલ લેવાની જ઼ાલને અરજ કરી હતી.[૧]

મરહુમ એરવદ તેહમુરસની "મોટી બૂનદહિશ્ન" બાબ ૩૫[૨] નાં છેલ્લા ફકરામાં વધુ લખાણ મલે છે કે "દસ્તાનથી રૂસ્તમ અને જ઼વારેહનો જન્મ થયો હતો."

બૂનદહિશ્નનો આ બાબ રૂસ્તમની સામેની મગુઓની લાગણી માટેનો એક બીજો ઈશારો રજુ કરે છે, આ બાબના શેઠ બેહરામગોરે પાડેલા ફકરા ૪૨-૫૧ માં નીચે મુજબ લખાણ મલે છેઃ-

"42. Of Sâm *were* born six children in pairs, male and female; they were: one Damna, one Khûsrû, and one Mârînda *by* name; and *the* male and *the* female together had one name.

43. One *of* them was Dastân *by* name; *he* held him more exalted than the *other brothers*; he gave him *the* rule *over* Sakān and *the* Southern quarter.

44 He gave *the* governorship and landlordship to Awarô. *One* calls this 'Awar-*satr*,' that *is* 'Awarô-*satr*'.

45 Sarôs and Asavahest blessed in union these regal men; therefore *are the* possession of horses, *the* possession of equipment, strength of implement, purity, publicity, delight, music and fame, *the* more for them.

46. *He* gave to Damna *the* landlordship *of* Asûrastān; kingship and organisation *of the* law of kingship, *the* navigation *of the* sea, and *the* endurance of hard troubles, were for them.

48. *He* gave to Sparô *the* landlordship *of* Spâhān.

49. *He* gave to Khûsrûy the landlordship of Rayê.

50. *He* assigned to Mârînda *the* kingship *of* Pat*us*-kh$^{v}$âr-gar, *the* erasing *of* terror and *the* dwelling *in* mountains,—going on mission, making night-attacks, good omen, happy omen *and* victory over *the* enemies.

51. Of Dastān were Rûtus-tahm and Aûzvâra begotten"

ઉપલું લખાણ દર્શાવે છે કે સામના વંશના ઘણાએક પેહલવાનો ઈરાનની અતરાફના બહુ લાંબા વિસ્તારના મુલકોના માલેક થયા હતા. વલી તેઓ બહુજ બલવાન હતા.

## રૂસ્તમ અને ફીરદોસી

ફીરદોસી જણાવે છે કે શાહ કએખુસરૂએ ગુફેનશીન થતી વખતે શાહ લોહરાસ્પને તખ્ત આપ્યું તે વેલાએ ઈરાની અમીરો શાહ લોહરાસ્પની વિરૂદ્ધ હતા, પણ રૂસ્તમ અને જ઼ાલે શાહ કએખુસરૂની મરજીને માન આપ્યું હતું. પણ ત્યાર બાદ શાહ લોહરાસ્પ અને ગુશ્તાસ્પની પાદશાહીના અમલમાં તેઓ ઈરાનને મદદ આપવાથી અલગ રહેતા હતા.

ફીરદોસીનાં શાહનામાં ઉપરથી વધુ એવું માલમ પડે છે કે શાહ ગુશ્તાસ્પે અર્જાસ્પ સાથ પહેલી લડાઈ કરવા પછી પોતાના દીકરા અસ્પંદયાર રૂઈતનને જુદા જુદા મુલકો તરફ જ઼રતોશ્તી દીનના ફેલાવા અર્થે મોકલ્યો હતો. ગુરજ઼મે અસ્પંદયારની બદગોઈ કરવાથી શાહ ગુશ્તાસ્પે અસ્પંદયારને કેદમાં નાખવા પછી શાહ ગુશ્તાસ્પ પોતે જાબુલસ્તાનમાં જ઼રતોશ્તી દીનના ફેલાવા કાજે જઈ ત્યાં બે વર્ષ રહ્યા હતા. એ અરસામાં જેહાંન પેહલવાન રૂસ્તમ અને તેનાં ખેશ કુટુંબીઓએ જ઼રતોશ્તી દીન કબુલ રાખી હતી.[૩]

જ્યારે રૂસ્તમ પેહલવાન પોતાના ભાઈ શગાદની દગલબાજીને લીધે મરણ પામે છે ત્યારે, ફીરદોસી મુજબ, નીચલા શબ્દો બોલે છેઃ—

---

૧. જુવો જ૦ પા૦ કાપડીઆના "તવારીખે કદીમ ઇરાન," માલકમ કૃત, પાનાં ૨૩-૨૪.
૨. વેસ્ટ અને જીવનજી બાબ ૩૧. ૩. જુવો કુતાર બીરાદરોનું "શાહનામુ" વોલ્યુમ ૬, પાનું ૬૩.

"પાક યઝદાનના શુક્રાના હોજો કે હું **સઘળાં વર્ષ** યઝદાંનને પીછાનનાર તરીકેજ રહ્યો. ......મારો જે કાંઈ ગુનાહ હોય તે માફ કર અને મારી માફી કબૂલ કર, કારણ કે તુંજ સાહેબ બક્ષેશનો કરનારો અને મદદનો કરનારો છે. **તારા મોકલેલા પયગમ્બરની રાહ અને તારી મોકલેલી દીન તેમજ તારી રાહ રવેશ અને કાયદા એ સઘળું મે કબૂલ કર્યું છે, અને જ્યારે હું તારી પવિત્ર દીનનો માર્ગ અને તારીજ રાહ રસમ** ધરાઉં છું-ત્યારે હવે જો મારો જીવ નીકળી જશે તો મને શું ધાસ્તી છે? મારી સઘળી છુપી વાતો તને ખબર છે–માટે તે મીનોઈ જેહાંનમાં મારો જીવ રોશન કરજે."[1]

એટલું છતાં જેહાન પેહલવાન રૂસ્તમને હાથે રૂસ્તમની નામરજી છતાં શાહ ગુશતાસ્પનો બેટો યલ અસ્પંદયાર મારયો ગયો હતો, તે સબબથી અને રૂસ્તમ અને તેના ખેશીઓ શાહ લોહરાસ્પના વખતથી કયાનીઓથી અલગ થયલા હોવાથી બહમન નામાં મુજબ અસ્પંદયારનો બેટો શાહ બહમન પોતાના બાપનો કીનો લેવા ખાતર, પોતાને લડાયક તાલીમ આપનાર જેહાન પેહલવાન રૂસ્તમ અને તેના આખાં કુટુંબનો નાશ કરવાને ઉશ્કેરાયો હતો.

## બરજો

બરજો વિષે મરહુમ શેઠ જમશેદજી પાલનજી કાપડીઆ પોતાની 'તારીખે ઝુહુરો ઝવાલે દવલતે પારસીયાન'ના પુસ્તક પહેલાંને પાને ૪૯૯ મે નીચે મુજબ જણાવે છે:—

"એ (બરજોનું) દાસ્તાન ફીરદોશીએ કાંઈ ઝાઝું વરણવેલું નથી, કેમકે તેને કોઈપણ મોબેદોએ તે દાસ્તાનથી વાકેફ કીધો હોય, એમ મને કશું દીસતું નથી તે સાથે તે દાસ્તાન તદનજ કહાણી કીસ્સા જેવું પણ હું માનવા માગતો નથી; કેમકે 'બરજોર' જેવું નામ હખામની વંશના શાહજાદાઓના નામોની ટીપમાંથી પણ આપણે હાથ લાગી શકે છે. પાદશાહ કુરૂશ યાને માહતમા સાઈરસના નાહના બેટાનું નામ જે બારદીય કરીને હતું. તે નામજ ગાયા બરજુયા શબ્દનોજ અપભ્રંશ હોય તેમ સાફ રીતે જણાઈ આવે છે, કારણ કે આ બારદીય જેવાં વીશેશ નામનો તે તખતીમાં જ્યારે સીમેતીક ભાશાનો તરજુમો આપવામાં આવ્યો છે, ત્યારે તે નામ ત્યાં બારદીય નહી, પરંતુ "બરજુયા" કરીને લખેલું આપણાં વાંચવામાં આવે છે."

બરજો એક તવારીખી પુરૂષ હતો તે બાબે ફારસી ફરહંગો (શબ્દકોષો) પુરાવા રજુ કરે છે:-[2]

શાઅર અબુલ-ખેર બિન સઅદ ઉલ-અનસરીએ ૬૬૧ હીજરીમાં 'ફરહંગે ફતેહન મે' બનાવી, તેમાં બરજો વિષે લખે છે કે: બરજો એક ઈરાની પેહલવાનનું નામ છે અને એ બરજો રૂસ્તમ પેહલવાનનો નબીરો થાય છે.

શેખ મહમુદ બિન શેખ જીઆએ 'તોફહતુલ-જીઆ' નામની ફરહંગ, ૬૧૯ હીજરીમાં, બનાવી, તે મધે બરજો વિષે લખે છે કે: તે એક ઇરાની પેહલવાનનું નામ છે.

## સુસન રામીશગર એક યહુદી બાનુ

સુસન રામેશગરનું નામ પણ આપણને 'બાઈબલ'માંથી મલે છે; પણ તે નામ 'બાઈબલ'માં એક સ્ત્રીનું નહિ પણ એક શેહેરનું છે. 'બાઇબલ'ના જે પ્રકરણમાં તે મલે છે, તે પ્રકરણને ઈરાનના તવારીખ સાથે સંબંધ હોય તેવું દીસે છે. તે Book of Esther નું એક પ્રકરણ છે જેમાં અહસ્વેરસ નામે એક યહુદી રાજા માટે લખાણ આવે છે; (અહસ્વેરસ ઈ૦ સ૦ પુર્વે ૫૨૧ માં થઈ ગયો છે), જેને વિષે "જોસીફસ એમ કેહે છે જે તોરાત અને ઇનજીલમાં જણાવેલો ઓશુઉઅરશ તેજ આરતેઝરક્સીસ (બહમન) છે. જે "ઈસથર" સાથે પરણીઓ હતો."[3]

'બાઈબલ'ની Book of Esther નો પહેલો ફકરો બીજી અગત્યની બીના તરફ આપણું ધ્યાન ખેંચે છે. તે આ કે અહસ્વેરસને માટે કેહવામાં આવે છે કે:

---

૧. જુવો કુનાર બીરાદરોનું "શાહનામું" વોલ્યુમ ૬ પાનું ૨૫૩–૪.
૨. કાવરાજી બરજોરજી સંજાણાનું 'બરજો નામું,' દફતર ૧ લું, દીબાચો, પાનાં ૧૨–૧૩.
૩. 'તવારીખે કદીમ ઇરાન,'–જમશેદજી પાલણજી કાપડીઆ, પાનું ૪૯.

"This is Ahasuerus which reigned from India even unto Ethiopia *over* an hundred and seven and twenty provinces."

આપણને બરઝો નામાં ઉપરથી માલમ પડે છે કે જ્યારે બરઝો સાથના લડાઈમાં રૂસ્તમનું બખ્તુ ઉતરી ગયું અને ઇરાની લશકરની હાલત તબાહ થઈ, ત્યારે હીંદુસ્તાનથી ફરામર્જ ઈરાનીઓની મદદે ઈરાન આવ્યો હતો અને તેણે રૂસ્તમને બદલે બરઝો સાથે લડાઇ કરી બરઝોને કેદ કર્યો હતો. વલી જ્યારે આ લડાઇ ખતમ થઈ ત્યારે કેખસરૂએ ફરામર્જને પાછો હીંદુસ્તાન મોકલ્યો. એટલે એ દિંગામમાં ઈરાની શહનશાહોનો અમલ હીંદુસ્તાન ઉપર ચાલુ હતો.

અહસ્વેરસ એક ઈરાની શેહેનશાહ હતો તેનો વધુ પુરાવો ઈસ્થર, બાબ ૧ લો, ફકરો ૧૮, આપે છે કે:

"*Likewise* shall the ladies of Persia and Media say this day unto all the king's princes,......"

'બાઈબલ'ની આ કેતાબ 'ઈસ્થર'ના પ્રકરણ ૧, ફ૦ ૧, અને પ્રકરણ ૯, ફ૦ ૧૫ માં 'શુશાન' શબ્દ એક મેહેલનાં નામ તરીકે આવે છે, અને તેજ શબ્દ યહુદીઓ એક સ્ત્રીનાં નામ તરીકે વાપરે છે. શમ્સુલ ઉલમા ડૉ. જીવનજી જમશેદજી મોદીના 'શત્રોઈહા એ અઈરાન'ના તરજુમાનાં પાનાં ૧૦૫ અને ૧૪૨ ઉપર યજદગર્દે શાપુરાંનની યહુદી ધણીઆણીનું નામ 'શીશીન-દોખ્ત' કરીને મલે છે. શાહ બેહરામગોરની રાણીનું નામ સુસનક હતું. મીનોખેરદ પ્રકરણ ૨૭, ફ૦ ૬૭ ઉપરથી માલમ પડે છે કે કેખસરૂની પછી ગાદી ઉપર આવનાર લોહરાસ્પ શાહે યહુદીઓનાં જેરૂસેલમ શેહેરનો નાશ કર્યો હતો. એટલે એ અયામમાં યહુદી પ્રજા ઇરાન અને તુરાન વચ્ચે સમાગમમાં આવી હશે અને સુસન રામેશગર નામની એક ખુબસુરત યહુદી બાનુ રામેશગર તરીકે અફ્રાસીયાબની દરબારમાં ખેદમત બજાવતી હોવી જોઈએ.

## તવારીખ પુરવાર કરતી નીશાનો

બરઝો નામાંમાં આવેલાં થોડાએક અગત્યનાં પાત્રોની તવારીખ મુજબ ઓલખ મેલવી તે લોકોએ વાપરેલાં હથીઆરોથી આપણે તવારીખી શહાદત મેલવી શકીશું. તવારીખ કહે છે કે કાવ્યાની ઝુંડો શાહ ફરેદુનના વખતથી ઈરાનની એક માનીતી ચીજ હતી અને કમનસીબ શેહેનશાહ યજદગર્દે કાદેસીઆની લડાઈમાં તે ઝુંડો ગુમાવ્યો હતો. વલી ફરેદુન જ્યારે જોહાક સાથે લડાઈ કરવા ગયો, ત્યારે પોતાને દુધ પાઈને ઉછેરનાર 'પુરમાયા' ગાયની સીકલનો એક ગુર્જ બનાવવાનો તેણે હુકમ આપ્યો હતો, જે ગાવસર ગુર્જની નકલ આજ સુધી એરવદની પદવી આપવાની ક્રિયાની વખતે એ ક્રિયામાંથી પસાર થતા નવા અથોરનાનના હાથમાં આપવામાં આવતા પીત્તલના ગુર્જથી કરવામાં આવે છે.

## દંતકથાનો અભ્યાસ

આ સઘલાં ઉપરથી દીસે છે કે જોકે બરઝો નામું એક તવારીખી પુસ્તક નહી હોય, પણ જે જે મુખ્ય પુરૂષોનું બયાન એ મહાન કીસ્સામાંથી મલે છે તેઓ તવારીખી પુરૂષો હતા. માટે જરતોશ્તીઓની ફરજ છે કે એ અને બીજાં નામાંઓનો અભ્યાસ કરે. એ બાબે ડૉ. ફ્રેડ્રીખ સ્પીગલ વાસ્તવિક ફર્યાદ કરી ગયો છે. ડૉ. સ્પીગલ કહે છે કે:-

"The Parsis seem to have taken but little interest in their own legends, their own language. It was not a Parsee, but the Mahomedan Firdausi, who collected the stories of Old Persian Heroes and Kings and embodied them in an immortal poem."

જરતોશ્તીઓની આ એક કમનસીબી છે કે આ નામાંઓ અત્યંત અલંકારિક ભાષામાં લખાયલાં હોવાથી, તેમજ એ નામાંઓમાં ઘણી એક વેલા અકેકથી ઉલટા વિચારો જણાયલા

હોવાથી, અથવા કેટલીક વાર એ નામાંઓમાં કઢંગી અને હસવા સરીખી વાતો આવેલી હોવાથી વાંચનારને તે સામે શક ઉપજે છે, પણ ફીરદોસી અને તરસુસીએ જે નામાં લખ્યાં તે જુદા જુદા ભણેલા 'દેહકાનો'ના કહેવા અથવા લખાણ મુજબજ લખ્યાં હતાં. અને ફીરદોસી પોતે કહી જાય છે કે "તું આ (લખાણ)ને જુઠું અથવા ફેસાદ ભરેલું ના સમજતો, કારણ કે સઘલા જમાના કાંઈ એક સરખા હોતા નથી."

એવી દંતકથાઓ માટે મોસ્યે મોહલ જે કાંઈ કહે છે તે ઉતારી લઈ આ ટુંક નોંધ ખતમ કરીશું. મોસ્યે મોહલ કહે છે કે:—[1]

"All nations have their traditions, for no nation can be formed except by going through stirring periods and heroic actions and producing men who vividly strike the imagination. The people preserve these memories, clothe them instinctively in a poetic garb, and so compose a history in which truth and fiction get singularly intermingled."

## આભાર

આ પુસ્તક પ્રગટ કરવાનું સદભાગ્ય મને પ્રાપ્ત થયું તે વિષે ડા૦ ધ૦ ન૦ પટેલ પોતાના દીબાચામાં વિસ્તારી ગયા છે. મારા એ બુજેર્ગ મીત્રે મારી અર્જ કબુલ કરી મને એવણનું આ ઉમદા લખાણ સપુર્દ કર્યું તે માટે હું એવણનો આભારી થયો છું.

કહે છે કે ફીરદોસી જ્યારે ગુજર પામ્યા, ત્યારે તુસ શેહેરના વડા મુલ્લાં શેખ અબુલ કાસેમ ગુરગાનીએ નમાજની ક્રિયા કરવા ના પાડી અને કારણ આપ્યું કે ફીરદોસીએ આખી જીંદગી જરતોશ્તીઓનાં નયાગાનાની તારીફ કરવામાં ગુજારી હતી! અને કમનસીબ ફીરદોસી વગર નમાજે દફન થયા. પણ થોડા વખતમાં મુલ્લાં શેખ અબુલ કાસેમ સ્વપ્નામાં ફીરદોસીને બેહેશ્તમાં લીલા રંગના પોશાકમાં સુંદર તખ્ત ઉપર બેઠેલા જોયા. મુલ્લાંએ આથી અજબ થઇને તેનું કારણ પુછયું. ફીરદોસીએ જવાબ આપ્યો કે "શાહનામાંની અંદર મેં પાક પરવરદેગારની તારીફ કીધી છે, તેનો આ બદલો ઉત્તમ બેહેશ્તથી હું પામ્યો છું."

આપણો પવિત્ર દીન આપણને શિખવે છે કે દાદાર અહુરમજદે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં થનારા સર્વે અશો નરનારીઓનાં ફરોહરો દુન્યા પેદા કરવા સાથેજ બનાવી રાખ્યાં છે; તે ફરોહરોમાં દાદાર અહુરમજદનો પોતાનો અંશ છે, અને જ્યારે જ્યારે આપણે તે પવિત્ર ફરોહરોને યાદ કર્યે ત્યારે તે બલવાન ફરોહરો આપણી મદદે આવે છે. ડા. ધ૦ ન૦ પટેલે પોતાનાં વાંચણો અને શાહનામાંનાં દાસતાનોની મારફતે અને આ બરજો નામાં મારફતે હમદીનોને તે પવિત્ર ફરોહરોની યાદ કરવાની જોગવાઈ કરી આપી છે, અને હમદીનો એ પુસ્તકો મારફતે જો એ બલવાન ફરોહરોની યાદ કરે તો જરૂરજ તે બુલંદ ફરોહરો આપણી વાહારે આવશે.

બીજો આભાર મારે શેઠ બહમનજી દીનશાહ મેહતા (હાઇ કોર્ટ વકીલ)નો માનવો છે. એવણ સાહેબ પાસે ફારસી બરજો નામાનો અમુલ્ય સચિત્ર હસ્તલેખ છે. એ હસ્તલેખનાં ચિત્રોની નકલ કરી લેવાની મારી માંગણી એવણ સાહેબે એક બોલે કબુલી, એ હસ્તલેખ બહુ લાંબા વખત સુધી મને વાપરવા દીધો તે માટે એ માનવંત સાહેબનો હું ખાસ આભાર માનું છું.

નં૦ ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ,<br>
મુંબઈ તા૦ ૬ થી સપ્ટેમ્બર ૧૯૨૮.

**હોશંગ તેહમુરસ્સ અંકલેસરીઆ**

1. "An Introduction to the Shah-Nameh of Firdousi, from the French of Jules Mohl," by Khandalwala, p 1.

# સંપુર્ણ બરજો નામું સંક્ષેપમાં



## (એક હસ્તલેખ ઉપરથી*)

—:o:—

સોરાબ પોતાને લાયકનો એક ઘોડો મેલવવા માટે પોતાની માય તહેમીનાની પરવાનગી લઇને કેટલાક સવારો સાથે 'શકનાન'નાં જંગલો તરફ ગયો હતો, અને ત્યાંની હવા રળીયામણી લાગવાથી ત્યાં ડેરા મારીને વીસામો લીધો હતો, અને ગોવાળીયા લોકોને પહાડોમાંથી અને બીજે ઠેકાણેથી ઘોડાઓ લાવવાનો હુકમ આપ્યો હતો; એ દરમ્યાન તેણે એક ઘણીજ ખુબસુરત ઓરતને ત્યાં આવતાં જોઇ, તેને જોઇનેજ સોરાબ, જેની ઉમર તે વખતે ૧૪ વર્ષ કરતાં વધારે હતી નહિ, તે દીવાનો બની ગયો, અને તે નાજનીનના નામ તથા ખાનદાન વિષે તેને સવાલ કર્યો; જેના જવાબમાં તેણીએ જણાવ્યું કે "હું મારા બાપ સાથે જંગલમાં ૧૧ વર્ષ થયાં રહુંછું, અને મારા બાપે મારૂં નામ 'શેહરોય' કરીને રાખ્યું છે. મારી મા મને જનમ આપતી વખતે મરણ પામી, તેથી મારા બાપે બીજી ઓરત કર્યા વગર મને પ્યારથી ઉધારીને મોટી કીધી છે." એનું સેવટ એ આવ્યું કે સોરાબ શેહરૂ સાથે પરણ્યો. પછી સોરાબે પોતાને માટે ઘોડો પસંદ કર્યા પછી તેણીથી છુટા પડતી વખતે તેણીને એક વીંટી આપી, અને કહ્યું કે "અગરજો તારે પેટે એક છોકરી અવતરે તો તે તેણીના બાલમાં બાંધજે, અને અગરજો છોકરો અવતરે તો બાજુએ બાંધજે" આખરે શહેરૂને પેટે એક છોકરો અવતર્યો જેનું નામ બરજો કરીને રાખવામાં આવ્યું. જેમ જેમ એ બાળક મોટું થતું ગયું, તેમ તેમ તે એક દલેર પહેલવાનના દરેક ચિન્હ બતાવવા લાગ્યો, પણ તે જંગલમાંજ બુરજીગરનું કામ કરીને તે ખુશાલ પોતાના દીવસો પસાર કરતો હતો.

હવે એતેફાક એવો બન્યો કે ગેવના બેટા બેજનને બંદીખાનામાંથી છોડવવા સારૂં રૂસ્તમે અફ્રાસીયાબ સાથે લડાઇ ઉઠાવી, તેમાં અફ્રાસીયાબ હાર્યો, અને તેને નાસીને ચીન અને મહાચીન તરફ પોતાનો રસ્તો લીધો. પણ માર્ગમાં

* ઈસવી સને ૧૮૯૫ મર્હુમ ડૉક્ટર હોરમજજી ભીમજીભાઈ બાટલીવાલાએ "ધુપનીરંગ અને આફરીનગાનમાં યાદ કરવામાં આવતાં નામીચાં નરનારીઓનાં નામો તથા તેમનાં ભલાં કામોની નોંધ" એ બાબદ વિષે એક રેસાલો રાહનુમાએ માજદી-અસનાન સભા મારફતે લખાવવા માટે માંગણી કરી હતી. એ સભાની કારોબાર મંડલીને ત્રણ રેસાલા મલ્યા હતા, જેમાં મર્હુમ શેઠ બહમનજી બેહરામજી પટેલવાલો રેસાલો પસાર થયો હતો અને ઈ૦ સ૦ ૧૮૯૭ માં છપાઈ બાહેર પડ્યો છે. બાકીનાં બે રેસાલા મંડલીની કારોબાર મંડલીએ મારી માંગણીથી મને સવાધીન કર્યા છે, તેમાંના એક રેસાલાવાલા હસ્તલેખમાનું ઉપલું લખાણ શબ્દશ રજુ કરૂં છું. દલગીર છું કે એ લખનારનું નામ હું જાણી શકતો નથી. પ્રગટ કર્તા.

ને એજ શકનાનના જંગલમાં આવી લાગ્યો, અને બરજો જેવા એક કદાવર બાંધાના પહેલવાન જેવા જવાન્યાને જોઇને પોતાના વજીર પીરાનના છોકરા રોહ્નને તેને પોતાની પાસે બોલાવી લાવવા મોકલ્યો. જ્યારે રોઇને જઇને બરજોને કહ્યું કે 'જેહાંપાદશાહ અફ્રાસીયાબ તુંને બોલાવે છે,' ત્યારે તેને તુંડીથી જવાબ આપ્યો કે 'દુન્યાનો પેદા કરનાર જેહાંનનો પાદશાહ છે, મને તારા પાદશાહ સાથે કામ નથી'; આ ઉપરથી રોઇન ચીરડાઇને તેને મારવા જતો હતો, બરજોએ સહેલાઇથી તેને મારીને નસાડી મેલ્યો. જેથી અફ્રાસીયાબે પોતાના ભાઇ કસરેવજને તેને પટાવી સમજાવીને તદબીરથી બોલાવી લાવવા મોકલ્યો. આખરે કસરેવજના સમજાવવાથી બરજો અફ્રાસીયાબની નજદીક આવ્યો, ત્યારે અફ્રાસીયાબે તેને તેના ખાનદાન વિષે સવાલ કર્યો, જેના જવાબમાં તેણે જણાવ્યું કે 'હું એક ગામડીયો છું'; પણ તેણે પોતાના બાપ વિષે અજાનપણુ જણાવ્યું, કારણ કે તેની માય શેહરૂએ તેને તેના બાપ સોરાબનું નામ જણાવ્યું ન હતું કે વખત છે તેના પણ તેના બાપ સોરાબના જેવા જ હાલ થાય.

એ સાંભલીને અફ્રાસીયાબે તેને જણાવ્યું કે 'રૂસ્તમ નામના શખ્સથી મને સખત હાર ખાવી પડી છે, તેનું જોર ૧૦૦ માણુસના જોરની બરોબરનું છે. લડાઇમાં તે એક પોલાદના પહાડની પેઠે સ્થિર રહે છે, તેથી જો તું મને મદદ કરીને તેને મારે તો હું તુંને ચીન અને માહાચીનનો રાજા બનાવીશ, અને તુને મારી દીકરી સાથે પરણાવીશ.'

એ સાંભળીને બરજોએ તેને સખત તાણા મારીને કહ્યું કે 'આટલા બધાં લશકર છતાં તું નાસી આવ્યો છે એ ઘણું શરમ ભરેલું છે.' અફ્રાસીયાબ આ સાંભલી ગુસ્સે તો બહુ થયો, પણ તે અપમાન તે સાંખી ગયો અને બરજોને તેને મનાવી લીધો અને બરજો મદદ આપવા તૈયાર થયો, જે ઉપરથી અફ્રાસીયાબે તેને પુષ્કળ ભેટ સોગાદો આપી.

એ બિનાની ખબર જ્યારે શેહરૂને પડી, ત્યારે તેણીએ એ કામથી હટવાને બરજોને ઘણો સમજાવ્યો કે એ અફ્રાસીયાબ એક બુરો મક્કરખોરો પાદશાહ છે, એણે ઘણાક બેટાઓને બાપ વગરના, અને ઘણાક બાપોને બેટા વગરના કરી નાખ્યા છે, તેમજ ઘણાક શહેરોને વેરાન કરી નાખ્યાં છે; પછી રૂસ્તમની મરદાનગી વિષે કહી સંભલાવ્યું કે તે એક સીંહની પેઠે લડનારો છે, અને લડાઇની વખતે દેવથી પણ ડરતો નથી, તેણે તુરાનના હજારો પહેલવાનોને ખાકમાં નાખ્યાં છે, તેણે સોરાબ, સપીદ દેવ, અકવાન દેવ વગેરેને માર્યા છે.

પણ બરજો હટયો નહિ, તેને તો રૂસ્તમની એવી દલેરી સાંભળી, તેથી તેની સાથે લડવાને ખુશાલી ઉપજી. અફ્રાસીયાબે પેહલાં તેને લડાઇની સઘળી તાલીમ અપાવી, અને ત્યારપછી તેને ૧૦,૦૦૦ માણુસનું લશકર આપીને કેખુશરૂના મુલક ઉપર હુમલો કરવા મોકલ્યો.

જ્યારે તેના આવી પુગવાની ખબર કેખુશરૂને પડી, ત્યારે તેણે તુસ અને ફ્રીબુર્ઝને તેની સામે મોકલ્યા, પણ બરજોએ તેઓને હરાવીને કેદ પકડયા. જે

ઉપરથી રૂસ્તમને મદદે બોલાવવામાં આવ્યો, જેણે આવીને ગસતહમ સાથે રાતની વેળાએ બરજોની છાવણીમાં જઇને તુસ અને ફરીબુર્ઝનો છુટકો કર્યો. બીજી સવારે બરજો અને રૂસ્તમ વચ્ચે એક સખત લડાઇ થઇ, જેમાં કોઇ પુરેપુરૂં આગેજ આવ્યું નહિ, પણ રૂસ્તમ બરજોને હાથે ઘણો જખમી થઇ ગયો હતો. સાંજની વખતે લડાઇ બીજા દિવસને માટે મુલતવી રાખીને બન્ને પોત પોતાના ડેરામાં પાછાં ફર્યાં. રૂસ્તમે ડેરામાં આવીને કેખુશરૂને જાહેર કીધું કે 'મેં પાદશાહોની ખીદમતમાં, મારો બધો જમાનો ગુજાર્યો છે, પણ આ વખતના જેવો ડર અને અંદેશો મને કોઇ પણ વખત પેદા થયો હતો નહિ, મારા સીવાય બીજો કોઇ એનો હમનબર્દ આપણા ઇરાની સપેહસાલારોમાં મને જણાતો નથી, તેથી જો આવતી કાલે હું એને હાથે માર્યો જવશ, તો એનાથી ઇરાનીઓને ઘણી હલાકી પહોંચશે.' એવે બારીક વખતે રૂસ્તમનો છોકરો ફરામરોઝ હિંદુસ્તાનથી આવી લાગ્યો, જેથી રૂસ્તમે તેને પોતાનાજ બખ્તર હથિયારો આપીને અને પોતાના રખશ ઉપર સવાર કરીને બીજે દિવસે બરજોની મોકાબેલે મોકલ્યો. બન્ને વચ્ચે લડાઇ થઇ, તેમાં આખરે બરજો ફરામરોઝના હાથ ઉપર કેદ પકડાયો, અને તે તેને પકડીને કેખુશરૂ આગળ લઇ આવ્યો, જેણે તેને તુરત સુળીએ ચઢાવવાનો હુકમ આપ્યો. પણ આરાં નગીએ રૂસ્તમ વચ્ચે પડ્યો, અને જણાવ્યું કે 'એ ઘણો નાદાન છે, અને માત્ર અફરાસીયાબની ફુસલવણીથી લડવા આવ્યો છે.' જે ઉપરથી કેખુશરૂએ તેને રૂસ્તમના હવાલામાં આપ્યો, જેણે તેને સીસ્તાન લઇ જઇને કેદમાં નાખ્યો.

હવે જ્યારે બરજો ફરામરોઝને હાથે હાર ખાઇ ગયો, તેવોજ અફરાસીયાબ પાછો શકનાનના જંગલ તરફ નાઠો, જ્યાં જ્યારે શેહરૂએ તેને બરજો વગર નાસી આવેલો દીઠો, ત્યારે પોતાના દીકરાને માર્યો ગયલો સમજીને તેણીએ અફ્રાસીયાબને તાણા મારીને કહ્યું કે 'તું હમેશા બીજાઓના જવાન છોકરાઓને લલચાવીને ઇરાન લઇ જઇને જાલના બેટાના હાથ ઉપર તેઓનો જાન બરબાદ કરે છે.' એ સાંભળીને અફરાસીયાબે તેણીને જણાવ્યું કે 'બરજો માર્યો નથી ગયો, પણ રૂસ્તમે તેને સીસ્તાનમાં કેદ કર્યો છે.'

એ સાંભળીને શેહેરૂ પોતાની સાથે પુષ્કળ જર ઝવાહીર લઇ સીસતાન જઇ લાગી, અને એક રામશગર મારફતે તેણીએ બરજો ઉપર એક વીંટી, જે બરજોને અફરાસીયાબ તરફથી મળી હતી, અને બરજોએ પોતાની માયથી છુટા પડતી વખતે તેણીને આપી હતી, તે મોકલી આપી. બરજોએ તે વીંટી પીછાણી, અને પછી તેજ રામશગરથી મેળવેલા એક રેતરડા વતી પોતાની બેડી તોડીને તે બંદીખાનામાંથી નાસી ગયો, અને ત્રણુંડે જણે, એટલે બરજો, શેહરૂ અને પેલી રામશગરે તુરાન તરફનો રસ્તો લીધો.

હવે એજ વખતે રૂસ્તમ પોતાના ભાઇ ઝવારેહ સાથે ઇરાનથી ફરીબુર્ઝ, ગશતહમ, રેહામ, કારન, ગુરગીન વગેરે ઘણાક ઇરાની સરદારોને પોતાના મહેમાન દાખલ સીસ્તાન લઇ જતો હતો. બરજો પોતાની, ત્રણ દિવસની મંજલ પછી તેઓને મળ્યો, અને તેથી તેઓ ત્રણડે જણા એક પહાડના ટેકરા આગળ જઇને

છુપાયા. પણ રૂસ્તમની તેઓ ઉપર નજર પડી તેથી તેઓને બોલાવી લાવવાને ગુરગીનને મોકળ્યો, પણ બરજોએ ગુરગીનને તો એક સપાટામાં પકડી લીધો, જેથી ગુરગીન જીવતદાન માગતો ખાકમાં લોટ્યો અને તેનો ઘોડો જખમી થઇને વગર સ્વારે ઇરાની છાવનીમાં રૂસ્તમ આગલ આવી લાગ્યો. તેથી રૂસ્તમે પોતાના ભાઇને તલાસ કરવા મોકળ્યો. જ્યારે જવારેહ ત્યાં જઇ પુગ્યો, ત્યારે બરજોએ ગુસ્સામાં આવી પોતે કોણ છે તે જાહેર કરી દીધું. જે ઉપરથી જવારેહ દોડતો રૂસ્તમ પાસે આવીને તે બીનાથી તેને વાકેફ કીધો. તેથી રૂસ્તમ અંદેશો કરતો ત્યાં જઇ લાગ્યો, અને પેલી રામશગરને જોતાંજ તેણીને પીછાનીને તેણીને પુછી જોયું કે 'આ બીજી સ્ત્રિ કોણ છે.' જેના જવાબમાં તેણીએ જણાવ્યું કે 'એ બરજોની માય છે, એ રાત દિવસ પોતાના છોકરાની શોધમાં રખડતી સીસ્તાન આવી લાગી અને એની મહેનતથી એ છુટો થયો છે.'

એ ઉપરથી બરજોએ રૂસ્તમને તાણો મારીને કહ્યું કે 'પહેલવાનોને છાજે નહિ કે એ પ્રમાણે ઓરતોને પુછી જોય, તું ગઇ વખતે ફરેબથી મારા હાથમાંથી, છટકી ગયો હતો, પણ હવે આ વખતે તું છુટવાનો નથી.'

એ ઉપરથી તેઓ બન્ને વચ્ચે એક સખત લડાઇ જાગી. પહેલાં તો ગુરજ, નેજા, વગેરે હથિયારો તેઓએ એક એકની ઉપર વાપરી જોયાં, પણ કોઇ ગાલેબ થયું નહિ, બેઉ મનમાં અંદેશો કરવા લાગ્યા કે અહિયાંથી સલામત જવું મુશકેલ છે. પછી લડાઇ મુલતવી રાખીને બેઉ પોત પોતાને મુકામે ગયા. એવામાં ફરામરોઝ બરજોની શોધ ખોળમાં નીકળેલો ત્યાં આવી લાગ્યો, તેને જોઇને રૂસ્તમ અતી ઘણો તપી ગયો, અને તેને કહ્યું કે "તારાથી એક સવારને કેદખાનામાં જળવાઇ શકાયો નહિ, તો તું બીજું તો શું કરી શકશે?"

એ દરમ્યાન ગુરગીને તાલ સુચવી કે બરજો પાસે ખાવાનું તેમજ પીવાને પાણી નથી, માટે આપણે એને માટે ખાનુ તૈયાર કરીને તેમાં ઝેર ભેળીને મોકલ્યે, જેથી તે ભુખ્યો છે તે ખાનાંને વાર મરી જશે. આ તદબીર બધાંને પસંદ પડી; ઘણું લેઝતદાર ખાનું તૈયાર કરીને તેમાં ઝેર ભેળીને બરજો ઉપર મોકલવામાં આવ્યું. બરજોએ ખુશીથી તે કબુલ રાખ્યું; અને જેવો તેણે તે ખાવાને માટે હાથ લંબાવ્યો, તેવોજ તેણે દુરથી ઘોડા ડપટાવવાનો અવાજ સાંભળ્યો, અને જોયું તો એક ગોરખરની પછવાડે એક સ્વાર કેટલાંક લશકર સહિત દોડતો આવતો હતો; જ્યારે તે સવાર નજદીક આવી લાગ્યો. ત્યારે તે તો પીરાન વજીરનો છોકરો રોઇન નીકળ્યો. બરજોએ તેની સાથે કેટલીક વાતચીત કીધા પછી પેલું રૂસ્તમનું મોકલેલું ખાનું ખાવા બેઠા, પણ જ્યારે રોઇનના જાણ્યામાં આવ્યું કે તે રૂસ્તમનું મોકળેલુ છે, ત્યારે તેણે બરજોને તે ખાતાં વાર્યો; પણ પેલી રામશગરે થોડુંક ખાધેલું હોવાથી તે ત્યાંની ત્યાંજ મરણ પામી.

એ ઉપરથી બરજોએ રૂસ્તમને સખત તાણા મારીને તેને લડવા બોલાવ્યો. બેઉ વચ્ચે કુસ્તીની લડાઇ થઇ, જેમાં બરજો જમીન ઉપર પટકાઇ પડ્યો, અને

રૂસ્તમ તેની છાતી ઉપર બેસીને તેને ઠાર કરવા જતો હતો, જે જોતાંજ શેહરૂ બોલી ઉઠી, 'ઓ રૂસ્તમ, એ તો સોરાબનો દીકરો અને તારો પોતાનો નબીરો છે.' પણ રૂસ્તમે તેનું કહ્યું માનવાની ના પાડી, જે ઉપરથી શેહરૂએ સોરાબની આપેલી વીંટી દેખાડી, જે જોતાંજ રૂસ્તમ ઝટ ઉઠી ગયો. અને બરજોને પોતાની ગોદમાં દાબ્યો, અને પોતાની સાથે સીસ્તાન લઇ જઇને પોતાના બુઢા બાપ જાલ સાથે ઓળખાણ કરાવી. ત્યારબાદ તેને કેખુશરૂની હજુર લાવવામાં આવ્યો હતો, જે એનો કદાવર પહેલવાની દેખાવ જોઇને ઘણો ખુશી થઇ ગયો હતો.

હવે એતેફાક એવો બન્યો કે પુલાદવંદ નામના દેવે બરજોની માશુક 'મહેરશીમીન ઓજાર'ને લઇને માજનદરાન તરફ ચાલતી પકડી, તેથી બરજોને તેની પુંઠે જવું પડયું, અને તેને પકડી પાડીને તેની સાથે લડાઇ કરીને તેને જખમી કરી નાખ્યો, અને પોતાની માશુકને લઇને પાછો રેએના મેદાન તરફનો રસ્તો લીધો. પણ બીજી મરતબે પુલાદવંદ દેવે હુશીયારી પકડીને બરજો ઉપર હુમલો કર્યો. બરજોએ તેની સાથે એક સખત લડાઇ કરીને તેને પાછો જખમી કીધો, અને તેનું એક શીંગડું ભાજી નાખ્યું, તેથી તુરત કતરાન નામનો દેવ બરજો ઉપર હુમલો લઇ આવ્યો. બરજો લગભગ તેના ઉપર ગાલેબ આવ્યો હતો, તેવામાં પાછો પુલાદવંદ દેવે પછવાડે આવીને દગાથી તેના ઉપર કમંદ નાખીને તેને કેદ પકડી લીધો, અને કાફેલના જંજીરાના એક ગારમાં તેને કેદ નાખ્યો, પણ રૂસ્તમથી એનો છુટકારો થયો હતો.

પછી જ્યારે 'ગોશ બીન ગોશ' નામનો જોહાકનો એક પૌત્ર કેખુશરૂના મુલક ઉપર ચઢી આવ્યો, અને તે જાદુગર સાથે લડતાં ગેવ, રેહામ, કારન, ફરહાદ, ફરીબુર્ઝ, ગશતહમ કેદ પકડાઇ ગયા, અને સેવટ ગોદરેજ પણ કેદ પકડાઇ ગયો, ત્યારે બરજો રૂસ્તમની મહેનતથી કાફેલના જંજીરામાંથી તરતનો છુટીને આવેલો હતો. તે એવો મામલો જોઇને કેખુશરૂની રજા લઇને તેની સાથે લડવા ગયો, પહેલાં તો 'દીમુર' નામના તેના એક પહેલવાન સાથે લડાઇ કરીને તેને ઠાર કીધો. તેનું વેર લેવા તેનો 'દમુર' નામનો ભાઇ આવ્યો, પણ તે પણ બરજોને હાથે ઠાર થઇ ગયો.

હવે બરજો કસરેવજની બેટી મેહરશીમીનઓજારને પોતાના હાથ કરવાના ઇરાદાથી, તુરાન ઉપર લશકર લઇ જવા માગતો હતો. પણ જાલે તેને શીખામણ દીધી કે અગરજો તેના આવવાની ખબર અફરાસીયાબને થશે તો તે મહેરશીમીનઓજારને કતલ કરશે, માટે તેને સોદાગરના વેશમાં જવાની શીખામણ આપી. બરજોને એ શીખામણ પસંદ આવવાથી પોતાની માય શેહરૂ તથા એકદસ્ત, ગેવ, ગોદરેજ, તુશ, બહેરામને સોદાગરના વેશમાં પોતાની સાથે લઇને તુરાન જવા નીકળ્યો. ત્યાં જઇ પહોંચ્યા પછી તેણે ઘણાક નાદર ઝવાહીરો પોતાની માય શેહરૂને આપીને મહેરશીમીનઓજાર આગળ મોકળી.

હવે મહેરશીમીનઓજાર તરફથી બરજોને એક વીંટી મલી હતી, તે આ

વખતે શેહરૂએ પેહરી હતી. તેથી શેહરૂને તે વીંટી સાથે જોતાંજ મહેર-શામીનઓઝાર ઝટ સમજી ગઇ, કે બરજો શોદાગરના વેશમાં આવ્યો છે. તેથી તેણીએ તુરત રાતની વખતે આવીને તેણીને લઇ જવાને બરજો ઉપર કહેવાડયું. એ ઉપરથી બરજો રાતની વખતે જઇને તેણીને પોતાના ડેરામાં લાવ્યો, અને ત્યાંથી ઇરાન તરફનો રસ્તો લીધો.

બીજી સહવારે એ બાબદની ખબર અફ્રાસીયાબને પડતાંજ તેણે પોતાના ભાઇ કસરેવજને ૩૦,૦૦૦ માણસનું લશકર આપીને બરજોની કુમબાલે મોકલ્યો, અને પુલાદવંદ દેવ ઉપર એક નામું લખીને તેને પોતાની મદદે બોલાવ્યો. પણ કસરેવજ તો બરજોને હાથે જખમી થઇ પાછો ફર્યો, પણ પુલાદવંદ દેવે આવી લાગીને પહેલાં 'કરતાશ' નામના પોતાના એક ભત્રિજાને બરજોની સામે મોકલ્યો, પણ તે બરજોના હાથ ઉપર માર્યો ગયો, તેથી પોલાદવંદ પોતે આવ્યો, પણ તે પણ માર્યો ગયો.

હવે જ્યારે બરજો એ પ્રમાણે લડાઇ કરવામાં રોકાયલો હતો, ત્યારે એક-દસ્તે વળી મહેરશામીનઓઝારને ચોરી લઇને માઝનદરાન તરફ ચાલતી પકડી. બરજો જ્યારે લડાઇથી ફારેગ થઇને પોતાના ડેરામાં આવ્યો, ત્યારે પોતાની માશુકને ન જોવાથી તે ઘણો નિરાશ થઇ ગયો, અને જ્યારે તેને એકદસ્તના કરતુક વિષે જણાયું, ત્યારે પોતાની માય શેહરૂને થોડાક સવારો સાથે જાબુલસ્તાન મોકળી દીધી, અને પોતે એકદસ્તની પછવાડે લાગો, અને સેવટે માઝનદરાન આવી લાગો. ત્યાં આવી પુગવા પછી માઝનદરાનના પાદશાહ શીહાદેવ ઉપર પોતાની માશુક મહેરશામીનઓઝાર અને ચોર એકદસ્તને હવાલે કરી દેવાનું નામું મોકલ્યું. પણ શીહાદેવે તે માગણી તુચ્છકારી કાઢી, અને એકદસ્તને લડાઇના મેદાનમાં મોકલ્યો. બરજોએ પહેલાં તેની સામે તુસને મોકલ્યો, પણ તે એક લહેજામાં એકદસ્તનાં હાથમાં સપડાઇ ગયો, ત્યારે ગુરગીન ગયો, પણ તેના પણ એજ હાલ થયા. એ રવેશે ગેવ, બેઝન, બહેરામ વગેરે ૭૦ પેહલવાનો-બરજો વટીક-એકદસ્તના હાથમાં સપડાઇ ગયા.

પણ ગેવે પોતાના કેદ પકડાવાની આગમજ એ બારીક મામલા વિષે કાસદ મારફતે રૂસ્તમ ઉપર ખબર કહેવાડી હતી. તેથી આખરે રૂસ્તમે આવીને એ બધાંને છોડવ્યા અને ઇરાન લાવ્યો.

હવે એક દિને બરજો એક ગોરખરની પુંઠ લાગતાં ઘણે દૂર નીકળી ગયો, અને ખોતન નામના મુલકમાં આવી લાગ્યો; ત્યાં તેના જાણવામાં આવ્યું કે તેનાં મુલકના સરહદમાં એક અઝદાહ વસે છે, તેને જે કોઇ મારે, તેને તે રાજા પોતાની હોમાય નામની છોકરી આપવા માગે છે. બરજો તેને માટે તૈયાર થયો, અને આખરે તે અઝદાહને ઠાર કીધો, અને હોમાય સાથે પરણ્યો, અને તે દેશમાં થોડાક વખત ખુશી ખુરમીમાં ગુજારીને પાછો ઇરાન તરફ આવવા નીકળ્યો, પણ માર્ગમાં અફ્રાસીયાબના લશકર સાથે લડતાં તે જખમી થયો હતો.

ત્યારબાદ થોડાક વખત ગયા કેડે બાનુ ગોશસ્પ અને પારસ નામના એક ધર્મી પુરૂષનો છુટકારો કરવા સારૂ બરજોએ જાલ અને રૂસ્તમની રજા લઇને તુરાન તરફ રસ્તો પકડ્યો. ૧૧ દિવસની મંજલ પછી તે એક બુલંદ પહાડ આગળ આવી લાગ્યો, જ્યાં તેણે દુરથી એક લશકર આવતું દીઠું, જ્યારે તે લશકર નજદીક આવ્યું, ત્યારે તે મુશલ શેહરનો પાદશાહ ફીરોજશાહ માલમ પડ્યા, જેણે બરજોને જણાવ્યું કે તેના એહરોજ નામનો એક દીકરો એ પહાડના એક ઉંડા ગારમાં ભેદ ભરેલી રીતે ગુમ થઇ ગયો છે. હવે આજ વખતે જંગાવે નામનો એક દેવ જે બાનુ ગોશસ્પ ઉપર આશક પડ્યો હતો, તે બરજોની મોકાએલ આવી ઉભો, અને તેણે પોતાના લશકરની સાથે થઇને બરજો ઉપર એકદા હુમલો કર્યો, જેમા બરજો તેઓ સાથે બહાદુરીથી લડતાં ઘણો જખમી થઇ ગયા. રાતને સમયે લડાઇ બંધ પડી. પણ બીજી સહવારે તો બાનુ ગોશસ્પ, પારસ અને ગુલચહેર, જે જંગાવેની બેટી હતી, અને જેના હવાલામાં બાનુ ગોશસ્પ અને પારસ જંગાવેએ સોંપેલાં હતાં, તેઓ ત્યાં લશકર સાથે આવી પુગ્યાં, કારણ કે ગુલચહેર પારસ સાથે પ્યારમાં પડેલી હોવાથી, તેણીએ પોતાના બાપ જંગાવે સાથે લડાઇ કરીને તેને મારી નાખ્યો, અને તે પછી બરજો, બાનુ ગોશસ્પ, પારસ અને ગુલચહેર એ ચારોએ મળીને જંગાવેના લશકરને નસાડી મેલ્યું.

ત્યારબાદ તે સઘળાંઓએ મુશલ શેહર ભણી રસ્તો પકડ્યો, માર્ગમાં બરજોએ શુરખાબ નામના દેવ સાથે લડાઇ કરીને તેને પોતાનો ફરમાબરદાર બનાવ્યો. ત્યાંથી આગળ ચાલતાં કેટલાક ડરામણા અઝદાહ અને વાઘોને ઠાર કરીને પેલા ભેદ ભરેલા ગારમાંથી એહરોજ અને બીજાઓનો છુટકો કરીને આખરે ઇરાન આવી પુગ્યો.

ત્યારબાદ હોજ બરેબલા નામનો એક દેવ સીસ્તાન જઇને ત્યાં ખરાબી કરવા લાગ્યો, અને તેની સાથે લડતાં બેજન, ગુલચહેર, બાનુ ગોશસ્પ અને પારસ કેદ પકડાયાં હતાં, તેની સાથે બરજો લડવા ગયો, પણ એક સખત લડાઇ પછી પોતે જખમી થઇને પાછો ફર્યો હતો.

ત્યારપછી રેએના મેદાનમાં અફરાસીયાબના ભાઇ કરાખાને બરજોને પોતાને હમનબર્દ તરીકે બોલાવ્યો, પણ બરજોએ જઇને તેને સહેલાઇથી પકડીને ઇરાની લશકરમાં ઘસડી લાવ્યો.

પછી જેહાંબખશે બરજોને પોતાના હમનબર્દ તરીકે બોલાવ્યો, જ્યારે બરજો જવા નીકળ્યો, ત્યારે જાલે તેને વારવા માગ્યો, પણ તે સમજ્યો નહિ, અને આખરે ગયો, પણ લડાઇમાં ઘણો જખમી થઇને પાછો ફર્યો.

ત્યાર પછી થોડાક વખત ગયા કેડે બરજો, શકલાબ નામનો એક ત્રણ માથાંવાલો દેવ, જે પોતાના મુલકના પાદશાહ તોગાનશાહની છોકરી મહેરનશરીન, જેની ઉપર બરજો આશક હતો, તેને ચોરી લઇ જઇને ખોરમ નામના એક દેરામાં કેદ રાખી હતી, તેની ખબર લેવા નીકળ્યો. માર્ગમાં 'જીકામ' નામના

એક રાક્ષશી કદના શીંગડાંવાલા જાદુગર દેવના કિલ્લા આગળ આવી લાગ્યો, અને તેની સાથે લડાઇ કરીને તેને મારી નાખ્યો, અને તેના બંધમાંથી હોમ અને કેરમાન નામના બે દેલાવરોને છુટા કીધા. ત્યાંથી આગળ વધતાં સરાંચે નામના એક બીજા જાદુગર દેવ સાથે લડાઇ કીધી, જેમાં તે દેવની સ્ત્રિ બરજોને હાથે ઠાર થઇ ગઇ.

ત્યાંથી નીકળેલો બરજો જરનદાબ શહેરમાં આવી લાગ્યો, જ્યાંના પાદશાહ શાહરોખે તેને બા આબરૂથી પોતાના મુલકમાં દાખલ કીધો. અહિંયાં તેના સાંભળવામાં આવ્યું કે શાહરોખની 'નાહિદ' નામની બેટી ઉપર શકલાબ દેવ આશક પડયો હતો, જેથી તે નાહિદ, શાહરોખ પાદશાહ અને તમામ જરનદાબ શહેર ગમગીન હતું.

એ સાંભળી બરજોને વિચાર સુઝયો કે જો તે શકલાબ દેવને મારશે, તો મહેરનશરીન કાંઇ સહેલાઇથી તેના હાથમાં આવશે નહિ, તેથી તેણે નાહિદ જાણે શકલાબ ઉપર આશક પડી હોય, તેમ શકલાબને ફરેબથી સમજાવીને મહેરનશરીનને પોતાની આગળ હાજર કરીને ત્રણ દિવસ સુધી રહેવા દેવા જણાવ્યું. જ્યારે નાહિદની ઠાપથી, શકલાબ ભોળવાયો, અને મહેરનશરીનને તેની આગળ હાજર કીધી, ત્યારે બરજોએ શકલાબ સાથે લડાઇ ઉઠાવી અને પહેલે દિવસની લડાઇમાં તેના બે હાથ અને એક માથું કાપી નાખ્યું, અને તેને નસાડી મેલ્યો, જેથી શકલાબ દેવોના એક મોટા લશકર સાથે પોતાની સાથે સરાંચે દેવને લઇને જરનદાબ શહેર ઉપર હુમલો લાવ્યો, પણ તે લડાઇમાં બરજોએ એકલે હાથે શકલાબ, સરાંચે અને બીજા ઘણાક દેવોને ઠાર કીધા, અને તે દેવોના લશકરને ભારે ખુવારી સહીત નસાડી મેલ્યું.

ત્યારપછી તેણે શાહરોખ, કેરમાન, હોમ, અને પોતાના લશકરને લઇને યુનાન તરફનો રસ્તો પકડયો. માર્ગમાં 'ઉનકા આદી' નામનો એક હબસી પહેલવાન પોતાના લશકર સાથે મળ્યો. તેની સાથે બરજોએ સખત લડાઇ કરીને આખરે ઘણે દિવસે તેને કેદ પકડયો. પછી તેણે બધાઓ સાથે યુનાન તરફનો માર્ગ પકડયો, પણ ત્યાં આવી પુગવા પછી તે દેશના પાદશાહના વજીરે ફરેબથી બરજોને પોતાના મહેલમાં બોલાવ્યો અને બેહોશ કરવાનો શરાબ પાઇને કેદ કર્યો. પણ આખરે તે ત્યાંથી છુટવા પામ્યો અને ઘણે લાંબે વખતે પાછો રેએના મેદાનમાં આવી લાગ્યો.

ત્યારબાદ ફરૂદનો છોકરો કયાનશાહ, જે પોતાના બાપનું વેર બેજન અને તુસ ઉપર લેવા માગતો હતો, તેનો સપેહસાલાર કેરસાસ્પશાની, જે જેહાંબખશનો છોકરો હતો, પણ કોઇ તેને જેહાંબખશના છોકરા તરીકે ઓળખતું ન હતું, એટલુંજ નહિ, પણ તે પોતે પણ પોતાને જેહાંબખશના છોકરા તરીકે પીછાણતો ન હતો, તેની સાથે બરજો હમનબર્દ થઇને લડવા ગયો, પણ જખમી થઇ પાછો ફર્યો.

ત્યારબાદ બરજો, જે યુનાન તરફથી મેળવેલી માજામની બરકતથી હબસી જેવો કાલો બની જતો હતો, અને તેનાં આંગમાં વધારે કૈવત આવતું હતું, તે ફીરવાન હબસી તરીકે મેદાનમાં આવ્યો, અને પોતાના કાકા ફરામરોઝ તરફ તેને દ્વેષ હોવાથી તેને પોતાના હમનબર્દ તરીકે બોલાવ્યો, અને લડાઇ કરીને તેને હરાવ્યો, તેથી ફરામરોઝનો છોકરો સામ પોતાના બાપનું વેર લેવા ગયો, પણ તે બરજોના હાથ ઉપર સહેલાઇથી પકડાઇ ગયો, જેથી ફરામરોઝ નિરાશ થઇને જંગલ તરફ તે મેદાન છોડીને નીકળી ગયો.

એ પછી રૂસ્તમના રખશના છુટકારાને માટેની ઇરાની અને તુરાનીઓ વચ્ચેની જુમબેસમાં બરજો એકદસ્તના છોકરા સમીલાસ સાથે લડતાં જખમી થયો હતો.

હવે થોડાક વખત ગયા કેડે ફરામરોઝ, જે નિરાશ થઇને જંગલ તરફ નીકળી ગયો હતો, તે કલંદર નામના ફકીરના વેશમાં પાછો મેદાનમાં આવ્યો, અને બરજોની તરફ ઘણાક અપમાન ભરેલા શબ્દો વાપરીને તેને મેદાનમાં પોતાના હમનબર્દ તરીકે બોલાવ્યો. બરજો ગયો અને તે બેઉ વચ્ચે એક સખત લડાઇ થઇ, જેમાં ફરામરોઝે બરજોને એક સખત લપડાક લગાવી કાઢી, પણ કોઇ પુરેપુરૂં આજેજ આવ્યું ન હતું. આખરે સાંજની વખતે જાલે જઇને તેમને છુટા પાડયા હતા.

એ પછી ખોતન મુલકના પાદશાહ તોગાનશાહ પોતાના લશ્કર સહિત રેઓના મેદાનમાં આવ્યો અને તેના સપેહસાલાર જોહાંસુજે મેદાનમાં પડીને ગભરાટ મચાવી મેલ્યો, અને થોડાક ઇરાની તેમજ તુરાની સરદારોને જેર કરવા પછી બરજોને પોતાના હમનબર્દ તરીકે બોલાવ્યો, બરજો ગયો, અને તેઓ બેઉ વચ્ચે એક જબરી લડાઇ થઇ, પણ કોઇ આજેજ આવ્યું નહિ. આ ઉપરથી બરજોએ જોહાંસુજને એક મરદાનગી ભરેલો પેહેલવાન જોઇને તેની ઓલાદ વિષે પુછી જોયું, પણ તેના જવાબમાં તો જોહાંસુજે તેને બાંધીને તોગાનશાહ આગળ લઇ જવા માગ્યો. એથી તેઓ વચ્ચે કુસ્તીની લડાઇ શરૂ થઇ, તેમાં આખરે બરજો જમીન ઉપર પડયો, પણ તુરત તેણે જોહાંસુજને જણાવ્યું કે પહલવાન લોકો પોતાના હરીફને પહેલીવાર મારતા નથી, તેથી જોહાંસુજે તેને જતો મેલ્યો.

બીજે દીને પાછા તેઓ બેઉ લડાઇના મેદાનમાં આવ્યા, અને એક સખત કુસ્તી પછી બરજોએ જોહાંસુજને જમીન ઉપર પટકી પાડયો, અને તેને બાંધીને પોતાના લશકરમાં લઇ ગયો.

ત્યારબાદ રેઓના મેદાનમાં અફરાસીયાબનો 'અબરેબલા' નામનો એક હબસી પહેલવાન લડાઇના મેદાનમાં આવ્યો, અને બરજોને પોતાનાં હમનબર્દ તરીકે બોલાવ્યો, બરજોએ જઇને તેની સાથે એક સખત લડાઇ કરીને આખરે તેને ઠાર કીધો. બીજે દીને એકદસ્તનો બેટો 'હોજબરઅફકન' મેદાંનમાં આવ્યો, અને

બરજોને પોતાના હમનબર્દ તરીકે બોલાવ્યો, પણ તે જખમી થઇને લડાઇ મુલતવી રાખીને પાછો ફર્યો.

એ રવેસે જ્યાંસુધી સીયાવક્ષનો કીનો અફ્રાસીયાબ ઉપર લેવાઇ રહ્યો હતો, ત્યાંસુધી એ નામદારી ભરેલા પહેલવાને મેદાનમાં ખડા રહીને ઇરાન દેશની સેવા બજાવી હતી પણ પછી જ્યારે અફ્રાસીયાબના મરણ પછી કેખુશરૂ ગાદી ત્યાગ કરીને એકાંતવાસમાં ગયો, ત્યારે બરજો પોતાના ખાનદાનના બધા જાબુલી પહેલવાનો સહીત ઇરાનને છેલ્લી સલામ કરીને જાબુલ જઇ વસ્યો હતો, અને ત્યાં ઘણોખરો વખત સમાધાનીમાં ગુજાર્યો હતો.

પણ પછી રૂસ્તમના મરણ બાદ જ્યારે બહેમન પાદશાહે પોતાના બાપ અસપંદીયારના વેરમાં એ જાબુલી પહેલવાનોને પાયમાલ કરવા માગ્યા, ત્યારે એને પણ લડવા બહાર પડવું પડયું હતું. પહેલાં તો બહેમનની તરફથી લડવા આવેલા એક દેવ સાથે લડીને તેને હાર કીધો, બીજો આવ્યો તેને પણ હાર કીધો, પણ 'અલબાન' નામના ત્રીજા દેવ સાથે લડતાં તે માર્યો ગયો હતો.



# બરજોર નામું.



## પાક પરવરદેગારની સિફતમા.

ઈ૦ સ૦ ૧૮૩૪ ના સાલમાં 'પંદનામેહ–એ–મુલ્લાં ફીરૂજ' નામની ચોપડીમાં છપાયલી ફારસી બેતોનો આ પુસ્તકના રચનારે ગુજરાતી બેતોમાં રચેલો તરજુમો.

( મસ્નવી. )

ખોદાવંદ માલેક, જાનો રવાંન,
હસ્તીનો સાહેબ, તું મેહેરબાંન.
સખાવતનો સાહેબ, બક્ષેસગર,
કિધી હસ્તી પયદા, નિસ્તી ભિતર.
તવાના ઓ દાના, ખલક્ કેરદેગાર,
તું મહાવીર જ્ઞાની, અમર્ બેકિનાર.
તું જાહેર બાતેન્નો આંકનાર,
ગુન્હાગારોની એબનો ઢાંકનાર.
તુથી છે દુનિયા, તુંથી જમાંન,
તુંથી છે પેદાયસ, મોટી નહાંન.
કિધું તેણે પયદા, બુલંદ આસમાંન,
કિધો તેણે રોશન, ખુરશેદ મહાંન.
કરાંમત તેની છે બહુ બુલંદ,
મગર મન તેને મિસલ રજકણ.
કિધી તેણે પયદા પલકમા ખલક,
દેખાડી શકિતની ગેબી ઝલક.
ખુશ્કી 'ને દરિયાની વસ્તી તમામ,
ખોદા તારી બક્ષસ વીના નકાંમ.
કિધાં તેણે પયદા જીસમ, તન્, જાંન,
ઇનસાંનને બક્ષી અકલ રવાંન.
જે છે નિરંતર્, નિરંજન્ અપાર,
દિધી શકિત ઇનસાંનને કરવા વિચાર.
ખોદાવદ તું છે જગત શેહરિઆર,
રાસ્તીનો ખાવિંદ ખલક કેરદેગાર.
નિરંતર, નિરંકુશ, નિરાકાર તું,
ખતા દરગુજર કર ગુન્હાગાર છું.
અકલમંદ 'રોશન' કર દાદગર,
મિનોઇમે રેહેબર બની મેહેર કર.

## મોનાજાતે જરથોશ્ત.

( મસ્નવી. )

હક્ના હૂકમ્થી લીધો જનમ,
પયંગ્મબર જરાથૂશ્તૂ મૂબારક્ કદમ.
હતી દિન ધરમ્ની મનમા કિતાબ,
રોશન કિધી દિન્ મિસલે આફ્તાબ.
રસુલે ખુદાવંદ, તન્ મન્ નેસાર,
સાહેબે ઔલિયા, આલીવિકાર.
ખૂદાનો પ્યારો રસુલ્ બેગુઝીન,
હતો માહઝ્ઝાંની, અતી પૂર્વિન.
પયંગ્મબરોનો તે પયંગ્મબર્ હતો,
ગૂમરાહોનો તે રેહબર્ હતો.
ભલી દીન્નો તે ધુરધર્ હતો,
દાનઇનો સાહેબ અફ્સર્ હતો.
પયંગ્મબર ખૂદાનો હતો બેગુઝીન,
રવાંન્ પર તેના હજારે આફરીન.
આ તન્ હમારૂં, 'ને તું જાન છે,
તૂંપર્ દિલ હમારૂં, કુરબાંન છે.
કિધો દુર્ દૂનિયાથી તેં અંધકાર,
કિધી દુર્ દિનની મૂશ્કીલ હજાર.
કિધી જહાંનમાથી દરૂજી ખૂવાર,
જગત ખુરશેદ સમ કિધી આબદાર.
જાહેર કિધી દીને પરવરદેગાર,
ખલક્ જોઇ ખુરસંદ, બની ખોશિયાર.
કિધી બુતપરસ્તી નાબુદ્ તમામ,
ગૂમરાહિનું તેં કિધું ગુમ નામ.
યઝદાંપરસ્તી કિધી આશ્કાર,
અધર્મિપણું તેં કિધું ખારઝાર.
નબીના સૂખન્ જો કરે તું મનંન,
કદી ના જાવે બેહુ જહાંમે મહન.
અમલ્ જે નબીના સૂખન પર કરે,
ખૂદા બંને દુનિયામે દુઃખો હરે.
જશે સુખ હસ્તું લઇ તે જહાંન,
બર આવશે કુલ ઉમેદ અરમાંન.
રહી ગેતીમા તે જીવે પંમરી,
મિનોઇમા મલે તેને બ્હિશ્તેબરી.
અશોઇના શાહ, વક્ષ વક્ષૂરાંન,
નમે તુને 'રોશન' જરથોશ્તીઆંન.

## " ગોલ—ગુંબજ ! "

જમાનાની રેલ માહે ઘસડાઇ જગત,
થયાં તાંનમે કુલ તણાઇ] જપત.
ગયાં શાહોનાં કાંહ તાજો-તખત,
ગયો કિયાંનીઓને કહાં તે વખત.
ગયા કાંહ પ્યારા દિલાવર સવાર,
ગયા કાંહ ન્યાગાંન જગ આશ્કાર.
ગયા કાંહ હકીમો ભરમ જાણકાર,
ગયા કાંહ તવારીખનવેશ યાદગાર.
ગઇ કાંહ કોમલ હૂરી નાઝનિન,
સરોદે મનોહર માહેઝબીન.
ગયા કાંહ કિર્તીભરેલા મહાંન,
ગયા કાહ જે લડતા સિંહની સમાન.
સતા તે જઇ સૌ મલી ખાકમા,
બિછાંના થયાં મિટ્ટી-એ-પાકમા.
સિવા જેણે નેકી કિધું ના કંઇ,
રહ્યા તેજ જીવતો ખલકમા અંહિં.

* * *

ઉંમર બહુ ગૂમાવી કરી બહુ તરંગ,
ગયા સૌ સાથી છોડીને સંગ.
જશે તુંબી દુનિયા તજી એક દન,
નથી તારૂં ફાંની કાયમ વતન.
વખત રંગ રાગે કિધો બહુ પસાર,
નહી દીન રહ્યા તે ઓ પરવરદેગાર.
ગયા કુલ જવાંની 'ને જોબંનના દંન,
દિસે આજ ડોળા ધુરકતું કફંન.
અરે ધન જોબંન કદી ના ઠરે,
જવાંની ઉતરતાંજ જોબંન મરે.
ગુલ 'ને ગલાબો કરમઇ ગયા,
જંગલી ધતુરા ફુલઇ રહ્યા.
થયા કુલ દાનાવ દુનિયાંથી દુર,
જીવતા જગતમા રહ્યા બેશઉર.
ભલા ભાઇ ના કર, તું દોડધાંમ,
પલકમા જવું છોડી છે આ મૂકાંમ.

# દાસ્તાંને બરજોર અને રૂસ્તમ.

ખલકના એ ખાવદ, ફલક કેરદેગાર,
દિસે તારી કુદરત અજબ રમ્ઝદાર.[1]
અજબ તું એ માનવની સરજત રચી,
જગતમે રહી ધુમ તેની મચી.
આકેલ, અકલમંદ કંઈ સર મરે
નહિ ભેદ કુદરતનો કંઇ જડે
કરે કાં તું હૂં હૂં, ઘસડઇ જશે
પલકમા જમ હાથ ઉચકઇ જશે

**શંગાંનની સરહદ ઉપરથી પાદશાહ અફ્રાસીઆબનુ રૂસ્તમથી હાર ખાઇ પોતાના લશ્કર સાથ તુરાંન તરફ જતાં, બરજોર સાથ તેનો અચાનક મિલાપ થવો.**

લડી રૂસ્તમ સંગ અફ્રાસિઆબ,
બની બહુ લાચાર અને લાજવાબ.
પરેશાંન દીલે હતો ધ્યાંનમાં,
લશ્કરબી સાથે હતું માનમા.
તબાહ તેની હાલત હતી ધુલધાંન,[5]
ડરતો તે રૂસ્તમથી હર આંન.
નહાસી તે આડો 'ને અવલો જતો,
મૂઆઇ મનમા લરજતો હતો.
એતેફાક પુગ્યો તે શંગાંનમાં,[3]
દિઠો એક ચશ્મો[4] ચોગાંનમા.
લીલાસ ચોગમ્ છાંઇ હતી,
હવાબી દીલ ખુશ્ સવાઇ હતી.
હૂકમ કીધો લશ્કર છોડે લગાંમ.
દિલ ખૂશ હવામે કરે સહું મૂકાંમ.
બિતાબ દિલને ખૂશી સહું કરો,
બાદઝ કદમ સહું આગલ ધરો.
તુરત લશ્કરીઓએ છોડી લગાંમ
કિધું તે વેરાંન અંદર મૂકાંમ

એતફાક શાહની પડી દુર નજર
દિઠા એક ખેતરમે બુરજીગર.
બૂલંદ તેની બાજુ, કદાવર શરીર
રૂપે રૂપાલો હતો દિલપર્ઝીર[6]
પેશાંની પોહલી, બદન પાહડ સમ
ગરદન 'ને સીનો મિસલ્ રૂસ્તમ
જોઇ તેનુ એવું બદન પીલતન
કદાવર કદ 'ને બાજુ બૂલંદ
જોઇ તેની કમર, જોઇ તેની રાંન,
સમજીયો છે કોઇ નર બલવાંન
અજબ જોઇ સજધજ, અજાએબ ટેક
દિસતો તે બેશક લાખો મે એક

**અફ્રાસીઆબે વજીર પીરાંન સાથ મસલત કરી, રૂઇનને તે બુરજીગર આગદા મોકલવો.**

જોઇ એવો નરવર નજર સામને,
સમજ્યો છે લાએક સંગ્રાંમને.[7]
કહ્યું એમ બૂલાવી: "વજીર નામેવર,
નજર કર લાલે બદખશાંન[8] પર.
દિસે કેવો કદમા કદાવર બૂલંદ
છે પાહડ સમ તેનુ જબરૂં બદન
સીનો 'ને ગરદન, બાજુ વિશાલ
દિસે છે બલમા બડો વીકરાલ

૧ ભેદભરી. ૨ દરેક પલે. ૩ એક ગામનુ નામ જયાં સોહરાબનો દીકરો બરજોર તેની માર શીરૂઇ સાથ વરતો હતો. ૪ પાણીનો તલાવ. ૫ ખેડુત. ૬ જાંગ ૭ લડા યાને જંગને લાએક. ૮ બદખશાંન શહેરના લાલ જેવો બેમુલ યાને બરજોર માટે એ ઇશારો છે

ઉંમર ચાર સો સાલની થઇ મગર,
નથી મેં દિઠો આજ તક એવો નર.

ન કેરશાસ્પ એવો હતો નામેવર,
કિધી જેણે દુનિયા જીરોજબર.

નરીમાંનબી નહિ એ સમ હતો,
નહિ સાંમ એથીબી ઉત્તમ હતો.

નથી એને દીલ કંઇ ફિકર કે ન ડર,
ન ડરતો એ લશ્કર જોઇ કરરોફર."

બૂલાવી શાહે રૂઇન પેહલવાંન,
કહ્યું એમ: "સાંભલ, બહાધર જવાંન.

સુણી મારૂ ફરમાન સરપર ઉઠાવ,
પવન વેગ જા જઇ જલ્દી તું આવ.

છે ખેતમાં[1] સાંમને બૂરજીગર,
દિસે છે બેપરવા, અતી બેફિકર.

તૂરત જઇ કર એને એવી ખબર,
તુંને શાહ બૂલાવે છે નામેવર.

સિફતથી ખૂશામત કરી સમજાવ,
સમજાવી લઇ સાથ જલ્દી તૂં આવ.

ધીમે 'ને ધીરે કેહજે સૂખન,
કરજે સુણાવી તું દિલહરણ.

એ જાતે દિસે છે બડો બુરજીગર,
મગર લાગે છે કોઇ નરેશેર નર.

નથી દીસતો એ મને કોઇ ગમાર,
દિસે એની તોખમ અતી બલદાર."

## રૂઇન પેહલવાંન અને બરજોર વચ્ચે વાતચીત થવી.

નામદાર અફરાસીઆબના ફરમાનને પેહલવાંન રૂઈન તુરતજ પોતાને માથે ઉઠાવી, તે ઘોડેસવાર થયો, અને જે ખેતરમાં બુરજીગર ખેતી કરતો હતો, ત્યાં તેની આગલ તે ગયો, અને ધીમા અને ધીરા અવાજે તે તેને પુછવા લાગ્યો:-

"નમન છે તૂંને મારૂ ઓ બુરજીગર,
રહો મેહરબાં તુજ પર દાદગર.

ઝંઝી તુંને બંદો કરે છે સલાંમ,
ખૂદા રાખે તુને ખૂશી નેકનામ.

આ જેહમત, જજાલ વેરાંનમાં,
કરી તું રહ્યો છે પડી ધ્યાંનમાં.

જરા કેહ મને તારૂ શું નામ છે,
વતનદાર કહાંનો કિયું ગાંમ છે.

હવે બખ્ત તારૂ થયું છે બુલંદ,
નસિબનો સિતારો તપે છે ગગન.

થયો છે ખૂશી જોઇ તુંને શેહરિઆર,
હવે નામ તારૂં થશે આશકાર.

અગર જો તું આવે શાહ-રૂ-બ-રૂ,
કરે તારી સાથે તે ગફતગુ.

બેટો પસંગનો તે અફરાસિઆબ,
અજબ દાર, અજબ છે હસાનો હબાબ".

### બરજોરે પેહલવાંન રૂઇનને મોહોડેથી આવા સખુનો સાંભલી તુંદઇથી જવાબ દેવો.

"બંધ કર જબાં તારી ઓ બેશહુર,
બકી શું રહ્યો છે, બનીને ગરૂર.

અજબ છે ખૂદાથી ના તું ડરે,
ખૂશામતભરી ખ્યાલી વાતો કરે.

ખૂશામતથી પાપોનું નાળું થશે,
મિનોઇમે મુખ તારૂં કાળું થશે.

નસીબનો છે માલેક પરવરદેગાર,
બદાને રોજીનો બક્ષનહાર.

પસંગનો છે બેટો શાહ શેહરિઆર,
આ મૂશ્કીલ રાહ કાં કિધી અખ્તીઆર.

પડી શું શાહને એવી જરૂર,
બૂલાવે મને એમ કરીને ગુરૂર.

1 ખેતરમાં

અગર શાહ તારો છે શેહરિઆર,
મગર આ જગે હું છું મૂખ્તીઆર.
નથી હું તેનો, કે તારો ગુલાંમ,
મને છે મૂબારક મહારૂં મૂકાંમ."

**રૂઇને તે બુરજીગરના આવા બજાજી ભરેલા સખુનો સાંભળી તાંહાં જઇ જવાબ દેવો.**

"બસ કર ખામોશ ઓ બેલ્હાજ,[1]
કરે વાત કેવી ઓ પાજી મિજાજ.
તે માલીકે અફસર, છે રૈયત નવાજ,
ચીન 'ને મહાચીનનો શાહ સર્ફરાજ.
મગજમે તહારા ચહડી ધુંન છે,
સમજ તે નબીરો ફરીદુન છે.
ગમે તો તું ફરજે ચજહાંનથી,
મગર ના તું ફરતો એ સૂલતાનથી.
અએ હેમક તું પૂરો બદઅખ્તર છે,
સર તારૂં 'ને મારી સમશહર છે."

## બરજોરે પેહલવાંન રૂઇનને જવાબ દેવો.

આવા બેઅંદાજ સખુનો જ્યારે તે જવાંન બુરજીગરે રૂઇનને મોહડેથી સાંભલ્યા, ત્યારે તે દીલાવર જવાંન તે તુરાંની પેહલવાંનને જવાબ દીધા :—

"અએ હિંમત 'ને કિંમત વગરના ગલાંમ,
જનમ લઇ ખશામત કરે બદલગામ.
ખુશામત શાહુની કરી તું રહ્યો,
ખૂદાથી કેમ નહીં ડરી તુ રહ્યો.
છે ખસલતે શયતાંન જેનુ રવાન,
નાહં કાંઇ અકલ, નહી કાંઇ શાંણ.
ગણે કોણ તેને શાહ શેહરિઆર,
નહિ હક ઇનસાફ જેમા લગાર.
વચંનભંગની છે જેને તબેહ,[2]
પનાહ આપી સ્યાવક્ષ કિધો જબેહ.[3]
તજીને વતન જેને લીધી પનાહ,
કતલ તેને કીધો, વિના કંઇ ગુનાહ.
સુણી કેસરીવજના ફિતુરી કલાંમ,
કતલ કીધો સ્યાવક્ષ, અશો નેકનામ.
મદદગાર મારો તે ચજહાંન છે,
તે શાહ મહારો સુલ્તાંન છે."
તે ચાહે તો પલમા કરે ખારજાર,
હું ગણતો નથી કોઇનેબી શેહરિઆર.

## રૂઇન અને બરજોર વચે જંગ થવું, અને રૂઇનની હિનપસ્તી ભરી શીકસ્ત થવી.

સૂણી બુરજીગરની તૂંદી જબાંન,
ખામોશ્ રહ્યો નહી રૂઇન્ પેહલવાંન.
ગૂસ્સાથી આજેજ થયો એકદમ,
ચાહ્યું કરે સર્ તેનુ કલમ.
ચહડયો જોશ-જીન્નુ, મગજે બૂખાર,
તૂરત્ મ્યાંનથી ખેંચી સમ્શીર્ બહાર.
કતલ તેને કરવા કંમર કસી,
ગયો આંગ ઉપર એકદમ ધસી.
મગર કુદી બરજોરે મારી છલંગ,
લિધો હાથ પકડી સમ્શીર સંગ.
ચાહ્યું કે ખેંચીને પટકે જમીન,
જોઇ હાલ ગાફેલ બનિયો રૂઇન.
જોઇ જોર હિંમત, લડાયક કલા,
રૂઇન સમજયો છે કોઇ બલા.
દોડાવ્યો ઘોડો, ડરી જાંનથી,
રખે તે મરે આએ મસ્તાંનથી.

*    *    *

[1] બેશરમ. [2] આદત. [3] કતલ.

જોઇ નહાસ્તો એમ તૂરકી સવાર,
તૂરત દોડી બરજોરે પાડી બરાડ.
દોડીને ઘોડાની પૂછડી ધરી,
પકડીને ખેંચો, હિંમત કરી.
ખેંચી તે ઘોડાને રોકયો તૂરત,
ચલાવી અજાએબ તરેહની લડત.
પકડીને ઘોડો કીધો બતંગ,
ઉડી હોશ રૂઇન, મિસલે પતંગ.
ન દોડી તે શાકયો, ઉભો ઠોર ઠરી,
કિધી એવી બરજોરે કારીગરી.
તૂટી પૂંછ ઘોડાની છુટી પટી,
જોઇ હાડ શાહના ગયાં ગડગડી.
ઉઠાવી ઘોડો પટકયો જમીન,
પડયો તે જમીનપર લઇને રૂઇન.

**બરજોરનુ જોર જોઇ અફ્રાસીઆબનું હેરત રેહવું અને બરજોરને સમજાવી લાવવા કસરેવજને રવાના કરવો.**

જોઇ હાલ રૂઇન અફ્રાસીઆબ,
પરેશાંન દીલમા થયો બેહસાબ.
કહ્યું એમ પીરાંનને ખોલી વદન:[1]
"એ ઇનસાં નથી, પણ છે અહેરેમન.
અજબ જોર એનું, અજબ હાંમ છે,
અજબ એનું મયદાંનમા કાંમ છે.
અગર જો એ જંગે જઇને લડે,
તો બેશક એ રૂસ્તમ જીવતો ધરે.
દિસે છે એ જંગલી, જાતે ગમાર,
નથી કાંઇ અકલ એમા લગાર.
ગણે સહુ સરખા, ન સમજે ફરક,
કરે નહીં દીલમાં જરાબી તરક.
ગણે જસ-અપજસને એકસાંન,
અનઘડ જેવો દિસે છે જવાન.
કમઅંદેશીમા એ રહ્યા છે વસી,
છે જોર ભારી, મગર મૂફલસી."
બૂલાવી કસરીવજ, કહ્યું એકદમ:,
"અએ ભાઇ સાંભલ, ના કર વિલંમ.
જા જઇ નરમાસથી વાત કર,
સૂખુન કહી મિઠા, દીલ મહાત કર.
તૂંદીથી ના કરતો હરગેજ વાત,
નરમાસથી એ થશે દીલશાદ.
સમજાવી ફૂસલાવી કેહજે સુખન,
કરતો ના બરપા નવું કંઇ વઘન.
કરતો ના કંઇબી તૂંદી કે તાંન,
નાહક થશે જીવને નુકસાંન.
ખૂશામત એની અગર જઇ કરે,
તો બેશક તું દીલ એનું હરે.
લડવાથી રેહજે હંમેશ દુર,
એ બળમા છે જબરો, કળમા છે પુર."

**કસરીવજે બરજોર પાસ જઇ વાત કરવી.**

હૂકમ શેહનશાહનો લીધો સૂણી,
નિકલ્યો કસરીવજ મફ્રર ગણી.
ડરતો તે દીલમા, 'ને કરતો ગમાન,
રખે જાય ઇજ્જત, રખે જાય જાંન.
ધીરે 'ને ધીમે ગયો તેની પાસ,
તપેલો, દીઠો આતશ-મિજાસ.
બોલ્યો તે નરમાસે, ખોલી જબાંન:
"અએ બહાદુર, બલવંત, સુરા જવાંન.
બની શું હકીકત, કહે હાલ તું,
થયો કેમ ગુસ્સે, બની લાલ તું.
તું વનગર, કે દનગર કે કમતર નથી,
છે અકલમે આલા, મચ્છંદર નથી.
તૂં ઔલાદે અવલ, દિસે છે પૂરો,
તૂં સુરવીરપણુમા દિસે છે સૂરો.
નથી ચાહતું કોઇ તુંજસે કરવા લડઇ,
નથી કોઇ ચાહતું કરવા ભૂંડઇ.
છે શાહ હમારો અફ્રાસીઆબ,
મશહુર તાબ જેનો, મિસલ આફતાબ.
નબીરો તે છે શાહ ફરીદુનનો,
છે બુનિયાદે બુલંદ, પસંગ બુનનો.

૧ મોઢું.

છે રાસ્તીનો સાહેબ, એ અરમાન છે,
પરસ્તાર તારો, તે પરવાંન છે.
તે સુલ્તાંને સરવર, તુરાંન જમીન,
જમાનાનો વીરો, છે બેગુઝીન.
ભલાઇનો ભંડાર છે બેનમુન,
વખાણું જબાંથી શું તેના ગુણ.
ભરી દીલ અંદર છે એ આરજી,
કરે આવી તું તેની સંગ ગુફતગુ.
હું ચાહુ છું આવે તું મારી સાથ,
મેલવે તું શાહ સંગ આવીને હાથ."

**કસરીવેજના મધુર અને વિવેકી સખુનો સાંભલી, બરજોરનું અફ્રાસીઆબ પાસે જવું.**

સુણી આએ મિઠા, મધુરમૂખ સૂખન,
પડયું લોભમા તેનુ નિરદોશ મન.
ઉઠાવી કુહાડી ગરદન ઉપર,
ગયો ચાલતો તે વિના કાંઇ ડર.
ન બોલતો, કે પુછતો, સૂખન કે સવાલ,
અજબ હાંમ તેની, અજબ રૂપ લાલ.
ન ખંજર, ન બખ્તર, ન તલવાર તન,
કિધુ જઇ શાહ પાસ તેણે નમન.
અદબથી નમીને ચુમી જમીન,
સિફત ગાઇ તેની બની કમતરીન.
ખશી થાઇ બોલ્યો તે શેહરિયાર:
"જવાંમર્દ બાહધર, ભલે તું પધાર.
તૂને જોઇ બેહદ ખૂશી છે મને,
લે તારી બેઠક મહારી કને.
કહે નામવર તારૂ શું નામ છે,
કહાં તારૂ વનમા કહે ઠાંમ છે.
કહે તારી ઔલાદ, શું જાત છે,
પેદર કોણ તારો વિખીયાત છે.
અગર રંગશાહી હોય જો પસંન,
વસી મારી દરબારે કર તું ચમન."

**બરજોરે અફ્રાસીઆબને નમન કરી અદબથી જવાબ દીધો.**

[ બરજોર પોતાનો હેવાલ કહે છે. ]

"રહો ખુશ દાયમ, ઓ શેહરિઆર,
થજો તારા દુશમન કુલ ખારજાર.
સણ હાલ મારો આ આલીવિકાર,
નથી મે દિઠા મુજ પેદર દિદાર.
કહું શું તૂને સુણુ જરા કાંમથી,
છું બેખબર હું પેદર નામથી.
વસુ માત સંગ આ બિયાબાંનમા,
પડયો છું પેદર વન આ જહાનમા.
મમાવો માહારો સીરૂઇ નામ છે,
બુઝાર્ગી સબબ તે નાકામ છે.
સાંભલ હકિકત જનમની તમાંમ,
નથી જાણતો હું પેદરનુ નામ.
મગર મારી માદર અશો નેકબાદ,
કહે છે મુજના જનમની વાત
મુકી મારી માદર ઘરે એકલી,
મમાવો શિકારે ગયો નિકલી.
હતી માત મારી ઘરે નિરધાર,
નહી કોઇ સાથી સિવા કેરદેગાર.
સમો એક રોજ એવો બરપા થયો,
સવાર એક લડાયક ત્યાંથી ગયો.
ઉભી તે હતી ત્યાં ઝરૂખા ઉપર,
પડી તેની અચણુચ તે પર નજર.
જોતાંજ બોલ્યો, તે નામી સવાર:
'અએ બાંનુ, થયો છુ તરસે બેજાર.
અગર આબ થોડું મલે ઠંડગાર,
થશે તારો આભાર મૂજપર અપાર.'
તૂરત જાંમ ઠંડા ભરી નીરથી,
કિધી લાવી હાજર, પિધું ધીરથી.
બાદઅ કિધી તેણે તે પર નજર,
થયું તેનુ જખમી લડાયક જીગર.
નજર ફેંકી નાજો અદાથી ભરી,
નિરખતી સુંદર જોતી ખડી.

**બરજોરૂ અફ્રાસીઆબની દરબારમાં.**

ખુશી થઇ બોલ્યો શાહ શેહરિયાર:
"જવાંમર્દ બહાદર, ભલે તું પધાર.
તૂને જોઇ બેહદ ખૂશી છે મને,
લે તારી બેઠક મ્હારી કને.
કહે નામવર તારૂં શું નામ છે,
કહાં તારૂં વનમાં કહે ઠામ છે."

(જુવો પાનું ૮.)

સૂરવીર છતે દીલ ઘાયેલ થયો,
સૂરત જોઇ તેની આયેલ[1] થયો.
ન હઠયો તે પાછલ, ન આગલ કદમ,
અગન લાગી દીલમા, મહોબત જખમ.
નેજારા તુરમંદના જોઇને,
જીગર થાયું જખમી, અકલ ખોઇને.
મગર તે મોહબત પરસપર હતી,
મલી ગઇ બંને જીગરની ગતી.
ઉભી સર નમાવી અતી લાજતી,
પતી સમ તે સુરપતી પૂંજતી.
મલી તે વચંન 'ને કરારો કરી,
ગયો હિયાંથી ભેટી, ન ફરયો ફરી.
દૂરીથી તેનું જીગર ચાક છે,
ફ્લ તેને મનથી ખલક-ખાક છે.
ન જોયો, જણાયો, ફરી આજ તક,
જાુદઇમા ઝુડાપો, નથી ધ્યાંન ધક.
પેદર છે તે મહારો ખરો નરપતી,
એ સરજત અજબ મુજ સર ઘુંમતી.
હું બંદો છું તારો, બરજોર નામ,
કરૂં ખેતીનુ આએ વન માંહે કાંમ."

**અફ્રાસીઆબે બરજોરને મનાવી લેવા માટે કરેલું વિવેચન.**

સૂણી હાલે બરજોર થયો ખુશહાલ,
ખૂશીથી થયા શાહના ગાલ લાલ.
હસી બોલિયો મુખ મલકાવીને,
મનાવી લિધો ખુબ સમજાવીને.
કહ્યું કે: "સાંભલ, ઓ પેહલવાંન,
જમાનો થયો છે, તૂં પર કુરબાંન.
કરશ હું જરો-માલ તું પર નિસાર,
બનાઉ તૂંને હું જગત આશકાર.
શાહીને લાયક તૂં છે નામદાર,
કરૂં તુંને મારો હું યારગાર[2].
અગર મુજસે જો કરે તું વફઇ,
તુંને બક્ષી બેટી, કરૂં હું જમઇ.
બને હફ્તકેશ્વર તહારી ગૂલાંમ,
મૂકી દે ખેડુતનું આએ કાંમ.
કહ્યું માની મારૂં કરે મારૂં કાંમ,
બની જાય હાકમ જેહાંનો તમાંમ."

**અફ્રાસીઆબ પોતાનો જવાંનોમાં કેવો હતો, તેનું તેણે બરજોર આગલ બયાંન કીધું.**

"અગર મુજ સંગ રેહ યકીન તું ધરી,
કરે ફુલ ચીનપર તું અફસરી.
બને કુલ કેશ્વર[3] તારી ગૂલાંમ,
આલમમે રોશન થશે તારૂં નામ.
તજી દે હવે તારી બુરજીગરી[4],
નસિબ તારૂં ચમકે મિસલ મૂશ્તરી[5].
જવાંની મહારી બની બેકદર,
બૂઢાપો ચહડીયો હવે મારે સર.
મગર મારૂં સાંભલ ઓ મર્દે-જવાં,
હતો જ્યારે નહાંનો હું તારી સમાં.
તન-બળ હતું એવું સરવોપરી,
ડરતી'તી મુજથી કુલ કેશ્વરી.
પૂકારે ધુંજતાં ધરતી જીગર,
ફાટીને મરતાં શેરો-બબર.
દરિઆની માહી 'ને વનચર તમામ,
નિકલતાં ન બાહેર છોડી મૂકાંમ.
ખૂંખાર દેવો, પલીદો 'ને પીલ,
સૂણી મૂજ પૂકારે થતાં બુઝદીલ.[6]
હરીફ મારો બનતો અગર અલબરૂઝ[7],
ગુરઝ મારો કરતો તેને નસુસ.
જરબ એકમા તે થતો મોમ[8] સમ,
જતો તેનો રૂંદઇ જીગર માહે દમ.
નરે-શેર લડવાની ધરતા ન હાંમ,
ફક્ત તેનું થાતું બખ્તર તમામ.
સૂફેદ કેસ સરપર પીરી સબબ,
ઘટે બળ-કળ તો નથી કંઇ અજબ.

૧ આશક થયો યાને મોહી પડયો. ૨ મદદગાર-દોસ્ત. ૩ દુનિયા. ૪ ખેતીનું કામ. ૫ બ્રહસ્પતીનો સીતારો. ૬ નામર્દ હિમ્મતકારા. ૭ અલબરૂઝ પાહાડ જેવા મસ્ત હરીફ માટે આ ઇસારો અફ્રાસીઆબ કરે છે. ૮ મીન જેવો નરમ.

નથી જોર કે જેમ આજું રહ્યું,
જવાંની'ની સાથે હતું તે ગયું.
હવે એક ખાએશ દીલમે રહી,
પડે પાર જો તું સમજે સહી.
બુઢાપાએ કીધો મને નાતવાંન,
મગર તું છે ખીલતો બહારે-જવાંન[1].
હતો જ્યારે મારો જવાંની બહાર,
ધ્રુજતા'તા મૂજથી પિલંગો'ને પહાડ.
મેં જંગે હજારો કિધાં છે દફ્ન,
હજારોના બખ્તર કિધાં છે કફ્ન.
હવે છાંઇ પીરીની તનપર ઘટા,
જવાંની 'ને જોબંન, ન રેહતાં સદા.
ઉમેદ છે હવે એક દીલમે ભરી,
પડે પાર તું જો કરે રેહબરી.
છે ઇરાંનમા એક એવો દલીર,
કિધી જેર ખલકત બનાવી અસીર[2].
શૂં જંગલ 'ને વેરાંન, દરિઆ પહાડ,
શૂં દેવો પલીદો 'ને ખંજર ગુઝાર.
સુરવીર પેહલવાં, હજારો જના,
પૂકારે તેના થયા છે ફ્ના.
ડરે શેર તેનો સુણીને પિલંગ,
નહીં તાબ નાઇલ કરે તેસે જંગ[3].
છે જોરે પુરો તે સુરવીર શખસ,
છે ઘોડો તેનો નામે રખશ.
અજબ તે રખશની ચુંગાલ છે,
શેરો 'ને સિંહનો તે કાળ છે.
નથી જીયાદ[4] તુંથી તે ઉંચાઇમાં,
નથી જીયાદ તુંથી તે ચપલાઇમાં.
મને એવું બેશક યકીન છે ખરે,
જંગમે તે તારે હાથે મરે.
છે મારૂં લશ્કર, 'ને કુલ ખલક,
ખજોરના[5] મુલકથી મહાચીન તલક.
ગણાશે તું તેનો શાહ તાજવર,
એ કોલ મારો તૂં લે બેખતર[6].
તૂને આપી શાહી, શાહ હું કરૂં,
મકસદે-મુરાદ દીલમેં ભરૂં.
ગવાહ છે મહારા સિતારા 'ને મહા,
વચનથી ફરૂં તો બનુ હું ફ્ના."

**બરજોરે રૂસ્તમની તારીફ પાદશાહ અફરાસીઆબને મોહોડેથી સાંભલી, તેનો જવાબ દીધો.**

સૂણી શાહી મૂખથી એવા સૂખન,
ખૂશીથી ફુલી થયો તે મગન.
વચનને 'ને કસમના સુણી કરાર,
ખિલી ખૂશ થયો જેમ ફસલે-બહાર.
અદબથી બરજોરે કીધો સવાલ:
"કહે કોણ છે નર તે નેકફાલ?
મને કેહ તેનું શું નાંમ છે,
કહાં છે વતન 'ને કહાં ઠાંમ છે?
ભલે હોય ઇરાંનનો સરપતી,
ભલે હોય પિલતન, ભલે નરપતી.
ભલે હોય ઇરાંનનો તે દલીર,
ભલે હોય ખલકત કીધી અસીર.
ભલે હોય કિધા દેવોને ખારઝાર,
ભલે હોય કીધા પલીદોને ઠાર.
ભલે સુરવીરો, પેહલવાં ઘણા,
પૂકારે થયા હોય, તેના ફ્ના.
મગર આએ બંદો નથી તેથી કમ,
કરૂં જેર જકડી, ગુજારી સિતમ.
અગર તેસે લડતાં નાઇલ ડરે,
મગર મારી આગળ પાણી ભરે.

૧ જવાંનીની બહારમાં ખીલતો. ૨ તાબેદાર. ૩ નાઇલ નદીના પાણીનો જોશમંદ ધસારો, રૂસ્તમ આગલ બેતાબ થઇ પડે છે, એ માટે એ ઇશારો છે. ૪ વધારે બેહતર. ૫ બજોરનો મુલક ગીલાંન તરફના દરીઆ કિનારા ('કાસ્પીનીઅંન' સમુદ્ર) આગલ આવેલો છે. ૬ વગર શકે,

ગજુબ જો રખસની ચુંગાલ છે,
હું સમજું છું તેને કંગાલ છે.
અગર મુજથી તે નથી જો જીયાદ,
તો મૂજ પાસ તેની શું છે બિસાદ.
અગર શેર–સિંહનો તે કાળ છે,
તૂં જોકે કરૂં તેનો શું હાલ છે.
જાવે તારૂં લશ્કર, જાવે કુલ ખલક,
સિહા તેની કિરતી કરૂં મુતલક.
કહે શું હવે તારૂં ફરમાંન છે,
ઉઠાવું હું સરપર એ અરમાંન છે."

* * *

### પાદશાહ અફ્રાસીઆબે બરજોરને રૂસ્તમની ઓલખ આપી.

તૂરત બોલિયો શેહનશાહે તૂરાંન:
"સાંભલ તે નર છે જમાને જમાન.
આલમમે તે આજ છે આશ્કાર,
ઇરાંનનો કાબેલ છે પેશ્કાર.
જમીન 'ને જમાનો તેથી ડરે,
કરે કાંમ જે કોઇબી નહી કરે.
અજબ કાંમ તેના, અજબ શાંન છે,
એવો તે રૂસ્તમ પેહલવાંન છે.
તે ઔલાદે સામો-નરીમાંન છે,
પિસર જાલેજરનો દીલજાંન છે.
છે સિસ્તાંન્ તેનુ વતન દિલપસંન,
વસી ત્યાં ગૂજારે ખૂશી માહે દન."

* * *

"સૂણી હાલે રૂસ્તમ કર તું વિચાર,
પડી બહાર જંગનો કર તૂં પૂકાર.
સિવા તું નથી કોઇ બિજો નામવર,
કરે રૂસ્તમને જીરોજબર.
લશ્કર છે લાખોનુ લે તું ગણી,
મદદગાર તારા ઉભા છે બની.
હજારો હથિયાર તૈયાર છે,
કેહ તું હવે શાંની દરકાર છે."

### બરજોરે અફ્રાસીઆબની હકીકત રૂસ્તમના બાબમાં સાંભલી, તેને જવાબ દીધો.

અફ્રાસીઆબના દુઃખની આવી કીસમની ફરીયાદ સાંભલી, બરજોરે પોતાના દીલમાં વિચાર કરી જવાબ દીધો કે, "અએ ચીન અને મહાચીન સર જમીનના પાદશાહ, ઇરાંન સામે લડાઈનો પુકાર ઉઠાવવા અને લડાઈ જાહેર કરવાના કાંમ માટે તું એટલી બધી ઉતાવલ ના કર. રૂસ્તમ જેવા એક સવારને માટે, તું અને તારૂં આખું તુરાંન, એટલા બધા દુઃખી થઇ લાઇલાજ બની તબાહ થઇ રેહા છો, તો તું અને તારી બુલંદ શાહી, તેમજ તું અને તારા તમામ નામીચા પેહલવાંનો, અને તારાં તમામ લશ્કરનો દોર અને દમામ, બીલકુલ બીસાદ વીનાનો હોવો જોઇએ."

"અએ શાહ આ તારી રંજીદગી,
અને તારી ફરિઆદ, આઝુર્દગી.[1]
અગર હોય ફક્ત એક રૂસ્તમ થકી,
તો છે એવી શાહી નીકમ[2] નક્કી.
અગર રૂસ્તમે તું છે લાઇલાજ,
તો લાએક નથી તુંને આ શાહી તાજ.
મગર સાંભલી લે મહારા કલાંમ,
તૂને ખુશ કરવા કરશ તારૂં કાંમ.
કસમ છે મને પાક યઝદાંનના,
કસમ છે બૂલંદ આએ આસ્માંનના.
કસમ છે મને ધરતિ 'ને આબના,
કસમ છે રોશન આફતાબના.
મને માહ ફરવરદીનના કસમ,
કસંમ છે મને મારી રોશન ચશમ.
મને છે મિનોઇ 'ને મહાના કસમ,
ધરૂં આએ સર મારૂં તુજને કદમ.
કરશ તું થકી મુજ કંમરબંધ તંગ,
ઉઠાવશ રૂસ્તમ સામે હું જંગ.
ગુજારી ઇરાંન ઉપર જફાહ,
કરશ શાહ કએખુશરૂને તબાહ."

૧. દલગીરી ૨. નકાંમી

**અફ્રાસીઆબે બરજોરનો એકરાર સાંભલી તેને વધાવી લીધો.**

ખૂશી થાયો સુણીને અફ્રાસીઆબ,
રહ્યો ખુબ ખીલી મિસલે ગૂલાબ.
તૂરત તેણે કીધો એવો હુકમ,
કહ્યું કે: "હાજર કરો એકદમ.
સોનાના સિક્કાની ઠેલી ભરો,
હાર એક અનમુલ હાજર કરો.
તૂરત હિયાં લાવો ઝરીન તખ્ત ત્રણ,
જડેલાં રૂમી રેશમીપર રતન,
પરીચેહર સુંદર ચીનઇ, તાર્તરી,
બસો લાવી હાજર કરો સુંદરી.
ઇફાઝત મે હાજર રહી હરઘડી.
બનાવે ચમનને બિહસ્તેબરી.[1]
બેમુલ ગલીચા, 'ને ઘોડાઓ સંગ,
જીનો, રિકાબો, લગામો, ખડંગ.
બખ્તરો-સમશીર, નેજા, કમંદ,
તીરો તબર 'ને ગુરજ મન પસંદ.
એ સઘલું લાવીને હાજર કરો,
હૂકમ મારો એકદમ સરપર ધરો."

* * *

જબાંથી હુકમ એ નિકલતાંને વાર,
ખઝાંચીએ હાજર કિધો સંણગાર.
કિધી શાહ અફ્રાસિઆબે નજર,
જોઇને થયો ખુશ તે નામેવર.
કહ્યું: "સુણ બરજોર બૂલંદ બખ્તવર,
આ નજરાંનુ છે તું થકી નામેવર.
કરીને મંજૂર થા મેહરબાંન,
હમ ગોરપંદોનો થા સારવાંન."[2]

* * *

ફરેલો નસીબાનો જોઇને રંગ,
દિલાવર બરજો થયો દીલ દંગ.
સિફત ગાઇ શાહની, બોલી જબાંન:
"ખૂદા લાવે બર તુંજ દીલ અરમાંન."
કહી એમ કિધો યાદ યઝદાંન પાક,
જમીન પર પડીને ચૂમી તેણે ખાક.

**બરજોરને રૂસ્તમ સાથે લડવા જવા માટે તેની માતા શીરૂદએ મના કરી શીખામણ દીધી, અને બરજોર પોતાની માતાની શીખામણ નહિ માની રૂસ્તમ સાથ લડવા ગયો.**

અફરાસીઆબ તરફથી મલેલું અનમાલ નજરાંનુ, અને તમામ અસબાબ માન સાથે મંજુર કરી, બરજોર તે સઘલું પોતાની માદર પાસે લેઈ ગયો. એવું કિમતી નજરાંનુ જોઈ, બરજોર લોભાઇ ગયા, અને અફરાસીઆબની તારીફ ઉપર તારીફ કરી બરજોર પોતાની માદરને કેહવા લાગ્યા :-

"સાંભલ ઓ માદરેમન પાકઝાદ,
ખૂદા બર લાવે તહારી મૂરાદ.
આ નજરાંનુ બેમુલ છે બેહિસાબ,
એ બક્ષેસનો ખાવિંદ છે અફ્રાસિઆબ.
કિધી છે મુજ સાથ તેણે સરત,
કે જઇ મારે રૂસ્તમસે લડવી લડત.
લિધા છે શાહ રૂ-બ-રૂ મે કસમ,
કરૂં જઇ રૂસ્તમનું સર કલમ.
હવે દે રજા તો હું જંગે ચહડું,
લડી રૂસ્તમને કતલ હું કરૂં.
સર તેનુ તનથી હું જીુદું કરી,
ખલકની પલકમા કરૂં સરવરી."

* * *

**બરજોરનો માદરે રૂસ્તમ સામે લડવા માટે નહી જવા સારૂં બરજોરને સમજાવવું.**

એ સમજીને ધ્રુજી રડી સુંદરી,
આખોથી આંજુની નિકલી ઝરી.
કુટી સર 'ને છાતી, ભરી સર ખાક,
કિધાં ફાડી તનપર વસ્તરને ચાક.

૧ અવ્વલ દરજ્જાનું બેહસ્ત. ૨ ભરવાડ.

ભરી હાય બોલી, રડતાં કલામ:
"અએ જાનેમન તૂં કરે શું એ કામ.
કદી કામ કોઇથી થયું એ નથી,
ફરી કેમ ગઇ તુંજ મનની ગતી.
આ જર જોઇ કાં તું મરે જાનથી,
ભમી કેમ ગયો તું શયતાનથી.
આ કંચન, 'ને કપડાં, ઘોડા, રિકાબ,
કરે કાં લોભઇ, જીવને ખરાબ.
આ બખ્તર 'ને સમશીર, નેજા, કમંદ,
જોઇને તૂં છલકાઇ ના થા મગંન.
આ તીરો-તબરમા છપી હાંન છે,
હિસે તૂંજ કજાનો એ સામાંન છે.
ફરેબે ભરેલો છે અફરાસીઆબ,
રખે એ કરે તારી જીંદગી ખરાબ.
કંઇએક પેહરના મૂવા છે પિસર,
ગયા જાનથી છે સુરવીર નર.
તારાજ કંઇએક કિધાં છે મૂલક,
રડી હાય મારે છે એને ખલક.
જરા દીલે બરજોર કર તૂં વિચાર,
કરે કાં જવાંનીં તહારી ખૂવાર.
લડી ચાહે કરવા તું રૂસ્તમ ખરાબ,
મગર આ ખલકનો તે છે આફતાબ.
રંગ તેનો રોશન છે આફતાબથી,
ખલક છે ભસંમ રૂસ્તમ તાબથી.
કંઇએક દેવો, પલીદ, જાદુગર,
કિધા છે રૂસ્તમે જીરોજબર.
દરિઆની માહીં, મગર 'ને બબર,
પૂકારે ધુંજી મરે સર-બ-સર.
સૂખુન સુણ મારા પિસર દિલજાંન,
પડયા છે તૂરાંની ઘણા પેહલવાંન.
કાંમુસ જંગી, 'ને ખાકાંને ચીન,
હોમાન 'ને બારમાં દલીરો નગીન.
ચંગેસ, શંગલ, દલીર ફરતુસ,
બેઠા છે સહું ખોઇને હોશ-હુશ.[1]
જબે જેણે કીધો સોહરાબ શીર,
એવો છે રૂસ્તમ વિકરાલ વીર.
ગયો દેવ અકવાંન જીવથી મરી,
મૂવો છે સૂફેદ દેવબી તરફડી.
જોઇ તાબ રૂસ્તમ ડરે અલબરૂઝ,
થઇ છે ફરામોશ, જગત ખોઇ હુશ.
એ રૂસ્તમથી દિકરા તું અંજાંણ છે,
જગતમાં અજીત એ પેહલવાંન છે.
તું સિંહ સાથ લડવા ખાએશ કરે,
જરા મોતથીબી નહી તું ડરે.
અજબ છે ચહડી ઘેન દેમાગમાં,
તું ચાહે છે જોવા મને ખાકમાં.
દીલબંદ મારા કર તું વિચાર,
કરે કાં પિસર તારી જીંદગી ખૂવાર.
એ શાહ છે જમાનાનો કાલો કહર,
જવાંનીને ના તારી બરબાદ કર.
ફરેબને ફિતુરનો એ ભંડાર છે,
બુરઇ 'ને બૂરાનો એ સરદાર છે.
ઓ જીગરના જીગરબંદ, આંખોના નુર,
કરે કાં તું માદર શિરૂઇ રંજુર."

**બરજોરે પોતાની માએને જવાબ દીધો.**

આ સઘલા કાકલુદી ભરેલા સખુનો, અને રૂસ્તમની દીલાવરીનું બયાંન પોતાની માદર શીરૂઈને મોહોડેથી સાંભલી, બરજોરના દીલપર તેની સેહજબી અસર થઈ નહી, અને પોતાની જવાંનીના જોરપર મુસ્તાક બની, તેણે તેણીને જવાબ દીધો :—

"અએ મારી માદર, કાં તું ડરે,
મને રોકી ઘરમાં તું શું કરે!
કજા માનવીની એક રોજ છે,
લડી જંગે મરવું મને મોજ છે.
અગર મોત મારૂં હશે જો નસીબ,
બચાવી શકે કોઇબી ના તબીબ.
અજલનો ફરેસ્તો ઘુમે જ્યારે સર,
બચે નહી રૂસ્તમ જેવોબી નર.
નસીબમાં લખ્યું હશે તે થશે,
ગયું તે ગયું, જે રહ્યું તે જશે."

૧ અકલ અને હોશ.

## બરજોરનું પોતાની માદરને તરછોડી અફરાસીઆબ પાસે જવું.

રૂસ્તમ પેહલવાંન સાથ લડવું એવો બરજોરે નક્કી ઠરાવ કીધેલો હોવાથી, તેની માદરની કોઈબી દલીલે કે શીખામણે બરજોરનો વીચાર ફેરવ્યો નહી. શીરૂઈની મીનતબારીની કાંઈબી દરકાર બરજોરે કીધી નહી, અને તે નમન કરી બોલ્યો:-

"છે તારી વાતો માદર મધુર,
મગર છે નિરમુલ મારી હજુર.
મને એમ કહી રંજીદા કાં કરે,
તું સમજે રખે તારો બેટો મરે.
રસમ ગોરદેશની ફરે નહી કદી,
અગર ગુજરે કંઇ લાખો સદી.
લખેલું કરમમા હશે જો ગઝંદ,
ફરે નહી હરગેજ કરો પુરફંદ.
એક દીન છે ખુશબખ્તી નસીબ,
એક દીન છે મોત મસ્તી નસીબ.
ડરે જેથી દેવો, દરૂજો 'ને શેર,
કરે ખાક એક દીન કજાનો કહેર."
ઘણુંબી રડી માત બહું કરગરી,
મગર તેની હરગેજ ન પરવા કરી.
મૂકી માત રડતી ગયો નિકલી,
રહ્યું દીલ શીરૂઇનું જલબલી.

* * *

ઉભો જઇ બરજોર શાહની હજુર,
નમનથી નમીને અદબથી પુર.
"અએ શાહે આલમ, બુલંદ ચકતેદાર,
સદા તખ્ત તારૂં રહો બરકરાર.
હું આવ્યો છું એકદમ જંગે જવા,
છે લાજમ હૂકમ તુંને કરવો રવા.
લડી જંગ કરવા હું કુરબાંન છું,
મગર જંગ હુન્નરથી હું અંજાંણુ છું.
લડાયક પેહલવાંન, પીલતન સવાર,
નરે શેર બહાદુર અતી આશકાર.
બૂલાવી સહુને કર તું હૂકમ,
શિખવે લડઇના હુંન્નર 'ને ઇલમ.
સમશીર, ખંજર, તીર 'ને કમાંન,
ગુરઝ, બરછી, ભાલા, પેકાંન.
તે સાથ શીખવે કુસ્તી હુંન્નર,
પટકું હું રૂસ્તમને પકડી કંમર.
સજી ઢાલ, બખ્તર તનપર તમાંમ,
કરૂં જગથી નાબુદ રૂસ્તમ નાંમ.
જંગના વિવેકો અને રીતભાત,
કેહ કે શિખવે વિના છુટછાટ.
પડું જંગે બાહેર, શીખી સહું,
હું રેડું કુલ દુશ્મનોના લહુ."

## પાદશાહ અફરાસીઆબે બરજોરને લડાઇના હુંન્નરો શીખવવા પોતાના પેહલવાંનોને બોલાવી ફરમાવવું.

આવી રીતે બરજોરને લડાઇ કરવા માટે તૈયાર બનેલો જોઇ, પાદશાહ અફરાસીઆબે, ખુશી થઈ પોતાના વજીર પીરાંનને ફરમાવ્યું કે:-

"અએ પીર[1] પીરાંન ઓ નામેવર,
સૂણી લે ફરમાંન તું બુબતર.
જણાવી દે પહેલવાંનોને આ ઘડી,
કરે આવીને આ જગે ચાવરી.
બહાદુર કુલબાદ, હોમાન વીર,
દમુર 'ને કસરીવજ, ગૂરૂઇ દલીર.
વલી બારમાંને[2] લખી તું જણાવ,
વિના ઢીલ કરવે, હિયાં જલ્દ આવ.
મને આવીને સહું મલે દીલજાંન,
બનાવે બરજોરને પેહલવાંન.
લડાઇની સઘલી શિખવે કળા,
મિટે મુજ સરની સઘલી બલા.

૧ બુઝરોગ. ૨ પેહલવાંન બારમાન.

ફરી ખેંચુ છું એક લશ્કર જબર,
લડવાને ખાતર કસું છું કંમર.
કરીશું મેહેરની શરૂઆતમા,
જશને ફરીદુન[1] પુર ઠાટમા.
બાહદૂર ઉઠાવી લડઇનો પૂકાર,
જગાડીશું જંગ એક અતી ખુનખાર.
મગર તે હિંગાંમની પેશતર,
બનાવો બરજોરને પુર-હુંન્નર."

પોતાના પાદશાહના હુકમને માન આપી, વજીર પીરાંને સઘલા નામીચા પેહલવાંનોને વિગતવાર પેગાંમો લખી જણાવ્યાથી તેઓ સઘલા પુર ઝડપથી શંગાંનની સરહદ ઉપર આવેલાં મયદાંનમાં ભેગા મલ્યા, અને શાહી ફરમાન મુજબ, બરજોરને સઘલા જુદા જુદા પેહલવાંનો-એ, મેહેરંગાંનના જશનનો દિવસ આવી પુગે, તે આગમચ લડાઈના સઘલા હુંન્નરો શીખવવા માટે રાત અને દિવસ ચાલુ શીક્ષણ આપવા માંડ્યું.

એક માસના અરસામાં પેહલવાંન બરજોરે, લડાઈના સઘલા હુંન્નરો શીખી લેવામાં કાંઈ-બી કચાસ રાખી નહી. લડાઈના મયદાંનમાં, ગુરજ, સમશીર, અને નેજા તથા ખંજર તેમજ તીર-કમાન વીગેરેનો કેવી રીતે, અને કેવે વખતે ઉપયોગ કરવો તે સઘલું તેણે શીખી લીધું. તે ઉપરાંત કુસ્તીના તમામ દાવપેચ કેવી રીતે અમલમાં મુકવા, તથા લડાઈના મયદાંનમાં પેહલ-વાંનગીરીના સઘલા વીવેક અને કાનુનો શીખી લેઈ, તે એવો તો કાબેલ લડવઇઓ બની ગયો, કે તેને લડાયક હુંન્નરની કેળવણી આપનારા પેહલવાંનો પણ તેની બરોબરી કરી શક્યા નહી.

એવી રીતે લડાયક હુંન્નરોમાં દરેક રીતે તૈયાર બન્યા પછી, બરજોરે આવાં મહીનાની શરૂઆતમાં, એક બામદાદને સમે પાદશાહ અફ્રાસીઆબ આગલ જઇ અદબથી પોતાની જબાંન ખોલી :

## બરજોરે તુરાંની પેહલવાંનોની મારફતે લડાયક હુન્નર હાંસલ કીધા પછી, પોતાની હુંન્નરમંદી અફ્રાસીઆબ આગલ રજુ કરવાની તેણે ખાહેશ જાહેર કીધી.

"જમીન 'ને જમાનાના શાહ શેહરિયાર,
સદા રેહજો તું તખ્તપર બરકરાર.
બનાવ એક મેહફીલ તું મનમાંન,
ત્યાં લે મહારી તું ઇમ્તેહાંન.[2]
હવે મારો હુંન્નર સહુને બતાવ,
નરે શેર સુરવીરોને તું બુલાવ.
મને એક તું આપ કિયાંની કમાંન,
વલી એક ગુરજ 'ને સમશીર મિયાંન.
વલી એક નેજો 'ને લાંબી કમંદ,
તીરો તબર રુજને મન પસંદ.
ખંજર, કટારી ખુબ આબદાર,
કંમરપર બાંધું બની એસ્તવાર.
એક મુજ લાએક ઘોડો અપાવ,
બાહદૂર જંગનો હુંન્નર અજમાવ."
* * *

સૂણી વાત બરજોરની શેહરિયાર,
ખિલી ખુશ થાયો મિસ્લે બહાર.
તૂરત તેણે કીધો પૂકારી હુકમ,
હર્થીઆરો હાજર કરો એકદમ.
ખજાંચીએ હાજર કિધાં હથિયાર,
તીરો તબર સમશીર આબદાર.
ભાલા 'ને ખંજર, કિયાંની કમાન,
બખ્તર, કટારી, ગુરજ મહાંન.
વળી ઢાલ રૂમી, 'ને લાંબી કમંદ,
થયા ખુશ જોઇ પેહલવાંન ચૂનંદ.
વળી એક ઘોડો, દીલખુશ અપાર,
કદમા કદાવર, મીસલે પહાડ.
કિધો લાવી હાજર દરબારમાં,
ખિલેલો હતો જે પુર બહારમાં.

૧ મેહરંગાંનના જશનને પાદશાહ ફરીદુનના જશનને નામે પણ ઓલખાવવામાં આવે છે, કેમકે ફરીદુને ઝોહાકને કેદ કરી, એ જશન પેહલવેહલું મેહર માસમા ઉજવી, પોતે ઇરાંનના તખ્ત ઉપર બેઠો હતો. ૨ પરીક્ષા.

જોઇને બરજોરે કુમલાવ્યું મુખ,
થયો દીલે દલગીર, ધરી મન દુ:ખ.
કહ્યું શેહનશાહને: "અએ શેહરિયાર,
મને છે નકાંમા આ હથિયાર.
મને લાગે નબલાં, આ તીર, કમાંન,
તૂટી થાય ટુકડા કરૂં ખેંચતાંણ.
આ તલવાર 'ને ખંજર છે ધારદાર,
બચ્ચાંને લાયક છે એનો ભાર.
આ ગુરજ લેઇને હું શું કરૂં,
ડરે નહી બાલક, તો હું શું કરૂં.
અએ શાહ સાંભલ કહું ખાંમને,
સિવે સોય, કેમ વાઘના ચાંમને.[1]
તે સાહેબે કીધો મને જોરદાર,
આ હથિયાર મુજ મન છે ફુલ ભાર.
મને આપ હથિયાર ભારી જબર,
લડું સાથ રૂસ્તમ બાંધી કંમર."

## અફ્રાસીઆબે બરજોરને માટે ખાસ ભારી હથીઆરો મંગાવી આપ્યાં.

જ્યારે હથીઆરના બાબમાં આવી ફરીઆદ સાંભલી, ત્યારે અફ્રાસીઆબે હોમાનને ફરમાવ્યું, કે બરજોર જેવાં હથીઆરો માગે, તેવાં હથીઆરો તેને લાવી આપવાં.

તૂરત બોલિયો શાહ અફ્રાસીઆબ:
"સૂણી લેઓ બરજોરને તમ સિતાબ.
સૂણી લેઓ શું એનુ અરમાંન છે,
એ દોસ્ત મારો દિલજાંન છે.
જે જે એ માંગે તે હાજર કરો,
મુરાદથી મન એનુ ભરો."
ઉઠી ઝટ પીરાંને કીધો હૂકમ:
"તૂરત લાવો ભારી હથીયારો તમ.
આ હથીયાર બરજોને લાયક નથી,
એ હલકાં છે એને મનથી અતી."
કિધાં લાવી હાજર નવાં હથીયાર,
નેજા 'ને બરછી, અતી નોકદાર.
ગુરજ એક ભારી પોલાદનો,
ઘડેલો ગોધા તના ઘાટનો.
વજનમા હતો ચાર સો એક મન,
પડયો તે બરજોરને મનપસંન.
સૂંનાનો હાથો જડેલો હતો,
જવાહીરોથી તે મઢેલો હતો.
નવી એક તલવાર, તીર 'ને તબર,
કિધા લાવી હાજર ત્યાં જુદતર.
જોઇ સહું બરજોર થયો શાદમાંન,
ઉઠાવી તપાસી, કિધી ઇમ્તેહાંન.
લિધું પેહડી બરજોરે બખ્તર બદન,
સજી શસ્ત્ર અંગે, બાંધે કમંદ.
બાદઝ નમીને બોલી જબાંન:
"અરજ મારી સાંભલ શાહે જહાંન.
હવે કર અએ શાહ એવો હૂકમ,
નરે શેર તારા ભરે હિયાં કદમ.
પેહલવાંન તારા દસ નામેવર,
અજમાવે આવી મારો હુંન્નર.
પડી મયેદાંને ધરી દીલ ઉલટ,
લડે મારી સાથે કુશ્તી લડત.
અજમાવે મારા બદનનુ બળ,
દેખાડું મારા હૂંનર 'ને કળ
દેખાડું આલમને મારો હૂંનર,
ભલે જીંદગી થાય જીરોજબર."

## બરજોરના હાથ ઉપર અફ્રાસીઆબના પેહલવાંનોએ ખાધેલી હાર.

સૂણી શાહે બરજોરના એ સુખંન,
કિધી તેણે બરજોર-અકલ પસંન.
કિધી તેણે પેહલવાંનો ઉપર નજર,
હતા જે એકએકથી બહેતર.
હતા જે જે બળમા સરવોપરી,
તૂરત બોલિયો તે નજર ત્યાં કરી.
પેહલવાંન શિદેહ અને કુલબાદ,
કરાખાંન ચીની બરો ઉસતાદ.

૧ ચાંમડું.

**બરજોર અને કરાખાંન વચ્ચે કુસ્તી.**

કરી જોર ભારી, કળ બીલિશાર,
કિધો અંતે બરજોરે મારી પુકાર.
ઉઠાવી કરાખાંન, મારી ઝટક.
પડ્યો તે ઝમીન પર ખાઇ પટક.

(જુઓ પાનું ૧૭.)

હોમાન જંગી બડો પીલતન,
પુરો હુંન્નરમાં અતી પુર-ફન.
કહ્યું કે : "સૂણો તમ ગરદનફરાજ,
પડો તમ મયદાંને કુશ્તીને કાજ.
મળી તમ પડો ઝટ મયદાંનમાં,
દેખાડો હુંન્નરને ચોગાંનમાં.
જબર જંગ બરજોર સાથે કરી,
સાબેત કરો કોણ છે સરવરી.
સફલ જંગ બરજો અગર આ કરે,
તો બેશક તમારો એ અફસર ઠરે.

* * *

સૂખન આ સુણી નિકલીયા બહાર,
સુરવીર દસ દસ તૂરકી સવાર.
ધરી ભારી ગુરઝ ગરદન ઉપર,
તીરો-તબર 'ને સમશીર કંમર.

મયદાંને દોડી મિસલ આબે-નીલ,
ઉભા સફ સમારી, પીલતન પીલ.
જોઇ હાલ બરજોરે મારી પૂકાર,
લિધું પેહડી બખ્તર, બની જોશદાર.
કોલાહ રૂમી ધરી સર ઉપર,
રહ્યું લાજી લશ્કર જોઇ કરરોફર.[1]
કંમરબંધ બાંધી કરી ખુબ તંગ,
ચહડયો રખસ પર મારી છલંગ.
અજબ થાઇ મેહફીલ મયેદાંનમા,
ઉભો સામે જઇ તે એક આંનમા.[2]
જોઇ એવી ધાંધલ એ મરતાંનની,
હીરતો તે તોખમ નરીમાંનની.
જોઇ તેની સજધજ રૂબાબદાર,
કેહતા કે જીવતો છે સાંમેસવાર.

## બરજોરની મરદાંનગી જોવા માટે અફ્રાસીઆબનું પોતાની દરબાર સાથે મયદાંનમાં જવું.

નિકલ્યો મયદાંને શાહ શેહરિયાર,
બની સંગ દરબાર ઘોડે સવાર.
અમીરો 'ને ઉમરાવ પુર તાબમાં,
ઉભા જંગ જોવા રૂબાબમાં.
નજર કીધી શાહે સંગ્રંમમાં,
દિઠો તેણે બરજોર ધુમધાંમમાં.
વિજ સમ તેની જોઇ ઝડફ,
આફ્રીનના બોલતો તે હરફ.
હતો એખલો તે નામી દલીર,
હતા તેની સાંમે દસ દસ વીર.
મળી દસ જંગી ઉભા હમસંગ,
પડયો બાહર બરજોર મિસલે પિલંગ.
કરી તંગ કમરબંધ મારી પૂકાર,
નિકલ્યો તે કુશ્તી કરવા બહાર.
કરાખાંનને જઇ કીધો સવાલ:
"ઉતર ઝટ જંગે કરવા નિકાલ.
લડું તુંસે કુશ્તી એ અરમાંન છે,
કરૂં જેર પળમા એ ગુમાંન છે.

અગર ચાંનનો તું પેહલવાંન છે,
મૂજ મન જનાનાનું ઇનસાંન છે."

* * *

સુણી હિનપરતીભરેલા કલાંમ,
કરાખાંને છોડી રખસની લગામ.
રખસપરથી ઉતરી કંમર કસી,
ગયો સાંમે બરજોરનો તે ધસી.
થયું જંગ જારી બરજોર સંગ,
પડયા બંને વલગી મારી છલંગ.
જકડીને એકએક પકડે ધરી,
હટે નહીં પાછલ કે આગલ જરી.
કંમરબંધ પકડી ખુબ તાંનથી,
ધૂજી રેહી ધરતી તુફાંનથી.
કરી જોર ભારી કળ બીશિયાર,
કિધો અંતે બરજોરે મારી પૂકાર.
હટાવી કરાખાંન મારી ઝટક,
પડયો તે જમીનપર ખાઇ પટક.

* * *

૧ દમામ. ૨ એક પળમાં.

આદજ ગુરજ લિધો તેણે હાથ,
ઘુમાવી પચદા કિધો ગભરાટ.
શિદેહ 'ને કુલબાદ નામી સવાર,
ગૂરજથી ડરીને થયા બેકરાર.
નહી તાબ સુર વીરોમાં કંઇ રહી,
વિખરાઇ નાહઠા અંહિ 'ને તંહી.
લઇ હાથ નેજો તે લડતો રહ્યો,
દસે-દસ જનને તે હરતો[1] રહ્યો.
લડીને હફાવી કિધાં દીલતંગ,
થયા દસ વીરો ઉમેદ ભંગ.
લડી ખુબ કળથી ગરદનફરાજ,
લિધી દસ જનોની બરજોરે લાજ.

જોઇ હાલે-જંગ બોલિયો શેહરિયાર :
"આફરીન! આફરીન હજારો હજાર!"

અફરાસીઆબના પેહલવાંનો બરજોરના હાથ ઉપર હાર ખાઈ,
અફરાસીઆબ પાસ તેને ખબર આપવા ગયા.

થયો જ્યારે બરજોર ફીરોઝગર,[2]
ખૂશી શાહ થયો 'ને ખૂશી લશ્કર.
જોઇ બરજોરની લડાયક કળા,
સમજી ગયા સહું છે કોઇ બલા.
"હરીફ એનો હરગેજ નહી ફાવશે,
દૂશ્મન ઉપર એ સિતમ લાવશે."
ગયો વીર હોમાન થઇ ખારજાર,
જઇ શાહ પાસે કિધો એકરાર.
ચશમ બે શરમથી આંસુ ભરી,
નમીને બોલ્યો તે કરગરી :
"કસમ છે મને પાક પરવરદેગાર,
કસમપર કરૂં જંગનો એકરાર.
સરાહગાત હું નહી હરગેજ કરૂં,
કહું હાલ સઘલો જે બન્યું ખરૂં
અગર બોલું જો હું જુઠું જરી,
જબાં કાપી લેજે તું તે ઘડી.
ગુન્હાગાર તારો ન હરગેજ બનું,
શાહ 'ને ખૂદા બસ એકજ ગણું.
અએ શાહ આલમગીર નામવર,
રહેમવંત તુંજપર રહો હેરફગર.
હકિકત ખરી કહું આલમપનાહ,
કસંમ છે મને પાક ખુરશીદો-માહ.[3]
મે દીઠો કે જોયો નથી એવો નર,
નહી હોય એ સમ રૂઠેલો બબર.
અજબ જોર એનું, અજબ છે બદન,
દિસે છે મને તુખમે-અહેરેમન.
કિધાં છે મે રૂસ્તમ સાથે લડઇ,
મગર આ નર છે તેથી સવઇ.
નથી એવો 'કાંમુસ' કે ખાકાંન વીર,
નથી તુસ, ગસ્તહમ, ઇરાંની દલીર.
હજી તો શરૂઆતની છે પેહેલ,
ગણે શેરનાં જંગ મિસલ એક ખેલ.
હમો જોકે લડીયા ધરી દીલ કહેર,
થયો નહી હરગેજ હમોથી એ જેર.
મળી સંગ હમોએ કિધું જોર જંગ,
મગર એ સમજતો હતો રાગ રંગ.
ઉઠાવી પલકમાં કરાખાંનને,
પટકિયો જમીનપર પેહલવાંનને.
નહી તાબ ગુરજની કોઇ કરે,
જરબ એકમાં કાંઇએકો મરે.
દલીર એવો દીઠો નથી પેહલવાંન,
જૂકારે લરજી રહે આસમાંન.
લડી હમ જીવથી થયા બહુ નિરાસ,
ખબર એ સૂણાવું તૂને શાહ ખાસ."

અફરાસીઆબ બરજોરની બાહોશી સાંભલી ખુશી થયો, અને તેના
માનમાં ખાનાની મીજલસ ભરી, લડાઇનો પુકાર ઉઠાવ્યો.

સૂણી આ ખબર ખુશ હોમાનથી,
ખૂશી થઇ ગયો તે દિલોજાંનથી.
હુકમ શેહરિયારે કિધો એકદમ :
"હવે દુર દીલથી કરો રંજો-ગમ."

૧ જીતી ગયો. ૨ ફતેહમંદ. ૩ સૂરજ અને ચાંદ.

અફરાસીઆબે ભરેલી ખુશાલીની મજલીસ.

[illegible]

હુકમ કીધા ખાંચુના ખુદરો બિછાવ:
"કરો આમ હાજર અમીર, ઉમરાવ.
તુરત શાહે મિજલસ ખુશીની ભરી,
શરાબોના શીશા રખા ત્યાં ફરી."

(જુવો પાનું ૧૯.)

હુકમ કીધો ખાંનાનો સૂફ્રો બિછાવ :
" કહો થાય હાજર અમીર, ઉંમરાવ."
તૂરત શાહે મિજલસ ખૂશીની ભરી,
શરાબોના શીસા રહ્યા ત્યાં ફરી.
બૂલાવી લશ્કર સલાર સંગ,
કહ્યું કે મચાવો સહું રાગરંગ.
ગવૈયાઓ ગાજી રહ્યા નાજથી,
મચાવી દિધી ધુમ ખુબ સાજથી.[1]
હુરી[2] સમ નારો ગાઇ રહી,
ખૂશી હર જન દીલ છાંઇ રહી.
હવે શાહ બોલ્યો બાગેબૂલંદ:
"સૂણો સહું સાલાર 'ને અંનજુમન.
હવે વખ્ત જંગનો થયો છે નકી,
ન રાખો હવે દીલ ઢીલની વકી.
કિધું છે લશ્કર જમા જોરવર,
કરી જંગ લહુથી કરો હાથ તર.
ધરી હાંમ લડવા પડો તમ બહાર.
કિનાનો ઉઠાવો એકદમ પૂકાર.
લડો તમ તૂરાંની બહાધર જવાંન,
ચલાવો લહુની નદી એકસાંન.
નર્સીબો હવે જાગીયો છે ફરી,
રખે બેસતા તમ ધીરને ધરી.
ઉઠો કુલ તૂરાંનીઓ જંગી દલેર,
લડો દુશ્મન સંગ ધરી દીલ કહેર.
બની તમ સંગ દીલ, લડો જો લડત,
કરો કુલ ઇરાંન પામાલ ઝટ.
અગર જો લડો નહી બેદિલ બની,
ઇરાંનીઓ લેશે તમને હણી.[3]
બની સંગ સંપે બનો હમજોર,
મળી સહું ટાળો રૂસ્તમ દોર.
વતનનો જીગરમાં કરો કંઇ ખિયાલ,
કરો મારી રૂસ્તમ એકદમ નિકાલ.
ઉભો છે બરજોર અફસર બની,
થયો આજથી એ તમારો ધણી.
નરે શેર એ સમ જગમાં નથી,
ન થાશે બિજો કોઇ બરજો વતી."

**અફ્રાસીઆબને તેના લશ્કરે જવાબ દીધો, અને બરજોરે પોતાની તરફથી લડાઇ જાહેર કરવા જણાવી.**

અદબથી લશ્કરે કીધી સલાંમ,
નમીને કહ્યું : " અએ શાહ નેકનામ.
તપો રાજ તારૂં સદા જહાંનમાં,
રવાંન્ તારૂં રેહજો આસાંનમાં.
લડી જંગ કરવા કસી છે કંમર,
હમો કરશું ઇરાંન જીરેજબર.
કરીશું સમશીરે દુશ્મન બતંગ,
કરીશું કલમ સર લઇને ખડંગ.[4]
કરી દુશ્મનના જીગર ચાકચાક,
ઇરાંન અંદર લગાડીશું આગ.
ફોડીશું દરએક દુશ્મન ચશમ,
મારીને મરશું વિના કાંઇ ગમ."
* * *
સૂણી લશ્કરીઓનો હાજર જવાબ,
દિલાવર બરજોર બોલ્યો સિતાબ :
"અએ મહાચીન ચીનના તૂરકી શાહ,
ખૂદા તારો હરદમ થજો દાદખાહ.
કરૂં ખાક ઇરાંન હું આગથી,
ડરૂં નહી શેરો, બબર, વાઘથી.
લડી રૂસ્તમ સંગ કરૂં સર કલમ,[5]
છોડું ન હરગેજ, લેઉં છું કસંમ.
લડી કએખૂશરૂ, કરૂં બહુ હલાક,
જીગર ચીરી રૂસ્તમ કરૂં ચાકચાક.
ન રાખું હું ઇરાંને ફલ, ફુલ, પાત,
કરૂં ખાક આગે મૂલક બરબાદ.
કતલ જઇ કરૂં ગેવ પેહલવાંનને,
ન છોડું ફરાંબૂર્ઝ મસ્તાંનને.
નરે શેર વીરો, પીરો[6] દલેર,
તજી મહેર–માયા, ધરો દીલ કહેર.

૧ ગાયનના વાજીંત્રો, ૨ પરીઓના જેવી ખુબસુરત. ૩ જીતી લેવું. ૪ ખંજર. ૫ કાપી નાખવું. ૬ બુઝરોગ.

જાવો હાલ જંગનો કંગાલ છે,
નસીબની હવે કંઇ ફરી ચાલ છે.
ઉઠો જંગી જોહલ, ધરી દીલ ઉમંગ,
જરૂર તમ જોશો નવો કાંઇ રંગ.
ભરો તમ તુરાંની જીગર હાંમથી,
થશે મુખ હસ્તાં નવાં કાંમથી.
હુકમ કર હવે શાહ પડતાં સહવાર,
કરે કુચ કુલ તારા ઘોડે સવાર."

**અફરાસીઆબ બરજોરનાં લડવા બાદ તલબગારી જોઇ ખુશી થયો, અને કિમતી ભેટોની તેને નવાજેશ કીધી.**

સુણી શાહ ખુશી થાયો દરબારમાં,
હુકમ કીધો તેણે પળવારમાં:
"અરે ઓ ખઝાંચી,[1] સાંભલ સૂખન,
થયો છું જીગરથી ખુશી આજ દન.
મેં જોઇ છે બરજોરની લડવા ઉલટ,
અદા ફર્જ મારી કરૂં હું તુરત.
જેવર 'ને જરની ભરી લાવ હાલ,
કરૂં આજ બરજોરને હું નિહાલ.
કાંનોના લુલક, સોનેરી તાજ,
સજાવી કરૂં એને હું સર્ફરાજ.
તુરનાં[2] ગળાંનો અનમોલ[3] હાર,
લાવીને બરજોર પર કર નિસાર.
સજું તાજ સોનેરી સરપર ધરી,
થશે એથી તુરાંનની બહેતરી.
એ સઘલું તું હમણા 'ને હમણાજ લાવ,
હુકમ મારો એકદમ જઇને બજાવ.
જીગરમાં છે એના જબરદસ્ત હાંમ,
કરશે એ નાબુદ રૂસ્તમ નાંમ."

* * *

હુકમ પર અંમલ થયો તતકાળ,
ખઝાંચીએ હાજર કિધો સહુ માલ.
કહ્યું શાહે: "બરજોર બખ્તે બુલંદ,
આ ગંજ લઇ લે આ ગંન્ચેદહન.[4]
આ જર, જેવર, દોલત તમામ,
કરૂં છું હું અર્પણ તુંને નેકનામ.
ખઝાંનો એ સઘલા લઇ તું સિધાર,
એ ગંજનો હવે છે તું હકદાર."

**અફરાસીઆબે બક્ષેલા હદીઆ લઇને બરજોરનું તેની માદર શીરૂઇ આગલ જવું.**

ઉઠાવી તે હદીઆ ધરી સર ઉપર,
ગુલામો ગયા લઇ બરજોર ઘર.
ધરી ગંજ શીરૂઇ કદમ રૂ-બ-રૂ,
જણાવી બરજોરે કુલ ગુફતુગુ:
કહ્યું: "આએ છે ગંજ ઇનામનું.
અનમોલ એ છે તુંને કામનું.
એ ગંજે દોલત છે બેહિસાબ,
છે બક્ષસનો ખાવિંદ અફરાસિઆબ.
મને આપી શાહી દરજ્જો 'ને માન,
મને આપી સત્તા કિધો સુલતાંન.
બઝમમે ચલાવી દૌરે શરાબ,
રહી ચમકી મહેફીલ મિસલ આફતાબ.
લિધાં 'ને પિધાં જામ છલ છલ ભરી,
કિધી શેહરાયારે અતી દિલબરી.
હવે મુજ નસીબની ફરી ચાલ છે,
ટળી મારી કુલ્લે જંજાલ છે.
હવે ખેતી શું કાંમ વનમાં કરૂં,
ચહડી જંગે દુશ્મન સાથે લડું.
કરૂં જેર ઇરાંન જંગે ચહડી,
ખુદા મારી કરશે હવે રેહબરી.
કંમર તંગ કરીને પડું હું બહાર,
હજારો છે મુજ સંગ ચીની સવાર.
લાખોનું લશ્કર મુજ સાથ છે,
અજલ રૂસ્તમની મુજ હાથ છે.
કરૂં હું અગર જો ઇરાંન હાથ,
બેશક હું આપું જગતને રેહાત."

૧ પાદશાહના ખજાનાનો રાખનાર. ૨ પાદશાહ ફરીદુનના દીકરા તુરનો ગળાંમા પેહડવાનો હાર. ૩ ઘણોજ કિમતી. ૪ ગુલાબના ફુલ જેવાં મોહડાંને।.

## બરજોરની માદર શીરૂઇએ બરજોરને લડાઇ ઉપર જતો અટકાવવા માહેતમ કરવી, અને બરજોરનું તેણીને તરછોડી તુરાંની લશકરને જઇ મલવું.

એવો એમુઝ શાહી હદીઆ આવેલો જોઇ, બરજોરની માદર પોતાની આંખોમાં આંસુ લાવી રડવા લાગી, અને તેના ગુલાબી ગાલો ઉપર મોતીનાં દાણા જેવાં મોહટાં આંસુની ધાર વેહતી થઈ. ડચકાં ખાતા અને દબાઈ જતા અવાજે શીરૂઈ બોલી :-

રડી બોલી શીરૂઇ માદર સૂખન :
"અરે આ સિતમ શું ચર્ખે-કહન."
ભરી હાય રડવા પડી જાર-જાર :
"કરે કાં બરજો મને ખારજાર.
અરે એ ખૂદા કાં સિતમ તું કરે,
જીગર મારૂં સુણી ખબર આ ડરે.
ચર્ખે સિતમગરની આ ધાડ છે,
ખૂદાવંદ મુજપર છપા માર છે."
જોઇ ગંજે શાહી કુટિયું કપાલ :
"ખૂદાવંદ કર મેહર થઇ તું દયાલ."
બોલી પિસરના ધરી હાથને :
"ઓ બરજોર સાંભલ જરા વાતને.
ઓ જાંન મારા, ઓ લખ્તે-જીગર,
કિધો અંતે આ તેં સિતમ મુજપર.
આ જર-જેવર, આ તખ્ત-તાજ,
આ કાંનોના હલકા, સોનેરી સાજ.
આ તલવાર, ગુરજ, તીર 'ને તબર,
બનશે એ આખર તહારી કબર.
તુંથી એ મુજપર બલાગત થઇ,
એ સૌ તુંજ કજાની કિમત થઇ.
જરા માન મારૂં જંગી જવાંન,
દિલાવર મહારા સપૂત પેહલવાંન.
રૂસ્તમસે લડવા કરે તું વિચાર,
મગર ખ્યાલ દીલથી તૂં એ નિવાર.
દેવો, દરૂજો, પિલંગો 'ને શેર,
થયા છે રૂસ્તમથી સહુ જેર.
એ ગરજે તો તુટી પડે આભ છે,
ગજબ કેહર એનો ગીદાબ[1] છે.
કજાના ભરમની નથી કંઇ ખબર,
સિવા દાદગાર નહિ જાણે બસર.[2]
ન કાંનો સૂણે કે ન આંખો જૂવે,
કજા બાદ આખર સહુ કોઇ રૂવે.
મૂકી તું સિધારે ઓ મારાં જીગર,
બુજી નહીં તૂંએ માતની કંઇ કદર."
જૂદઇના જખમથી લાગી અગન,
અગનથી જલતું રહ્યું તેનું તન.
ન સુતી જરાબી, રડી રાત રહી,
ખિલી અંતે આખર પરભાત થઇ.

* * *

થયો જ્યારે જાહેર રૂડો આફતાબ,
દુખથી દુખી તે બની બેહિસાબ.
સજી સાજ લશકર પડીયું બહાર,
પયેદલ સિપાહો કંઇએક હજાર.
ધરી રક્ષ ઉપર લગામો 'ને જીન,
ચહડી સહુ બેઠા સિપાહ નામચીન.
કદમ રાખી સાબુત રીકાબમાં,
બેઠા સવારો રૂબાબમાં.
નિકલ્યા બુંગલ, સરનઇ અવાજ,
ઉઠયો જાગી બરજોર ગર્દનફરાજ.
મલ્યો માતને તે લગાડી ગળે :
"મને તું જવા દે હવે આ પળે.
ચહડું જંગ ઉપર ધરી દીલ ઉમંગ,
કરૂં જેર જગનો ઇરાંની પિલંગ.[3]
બતંગ હું કરૂં દીલ ધરી મસ્તીને,
કરૂં જગથી નાબુદ ઇરાંન હસ્તીને.

૧ આફત. ૨ માનસબત ૩ 'જગનો ઇરાંની પીલંગ.' રૂસ્તમ માટે બરજોર આ ઈશારો કરે છે.

ખૂશી થા એ માદર, મીસલે બહાર,
થશે તારો બરજોર જગ આશ્કાર."
તૂરત પેહરી પોશાક થાયો સવાર,
વિજલીને વેગે પડીયો બહાર.
દિધી તેણે સોંપી રખસને લગાંમ,
પવન વેગ દોડયો, વિના કાંઇ ખાંમ.
દિઠું તેણે લશકર તૈયાર તમામ,
દિઠા ત્યાં દલીરો કુલ પુર દમામ.

તૂરત રક્ષ પરથી ઉતરી સિતાબ,
ગયો જ્યાં હતો શાહ અફ્રાસિઆબ.
નમી ખુબ અદાથી ચુમી જમીન,
બજાવી બરજોરે ફર્ઝે-અઇન.
નમનથી નમી બોલિયો તે કલાંમ:
"અએ શાહ કાયમ રેહો તારૂં નામ.
બાદીમ તહારો છું હું બંદેગાંન,
ઉઠાવું હું સરપર સૂખન બેગૂમાન.

**અફ્રાસીઆબે બરજોરને એક મોટાં લશ્કરનો સરદાર બનાવી શીખામણના સુખન કહી, ઇરાન ઉપર ચહડાઇ કરવા મોકલ્યું.**

જોઇ એવો સુર-વીર પાહાડી સવાર,
થયો શાહ ખૂશીથી અતી બરકરાર.
ઉલટમંદ થઇને કીધો પુકાર:
"મળો જંગી એકદમ હિંયાં દસ હજાર.
નવો લાવો ઝુંડો તૂરત ગૂર્ગસાર[1],
બક્ષુ તે લશકરને મયદાંન દવાર.
ખડા રેહો જંગી સહુ આ તરફ,
રહો ખુબ સાબુત, સમારીને સફ.
મળો હિંયાં લશકર તૂરત દસ હજાર,
વળી સાથ પયેદલ ઘોડેસવાર.
નામી 'ને કાંમી, કળમાં ચતર,
ફતેહ જંગ કરવા લડે બેખતર."

* * *

જમા થાયું લશકર સૂણી શેહરિયાર,
ઉભા સફ સમારી દસ દસ હજાર.
નામી 'ને હાંમી, મળી એકસંગ,
બજાવી દિધો ત્યાં અજબ એક રંગ.
ધજા લાવી હાજર કિધી ગૂર્ગસાર,
ઉડી રહી હવામે મિસલે બહાર.
ઉભું કુલ લશકર, સમારીને સફ,
તપાસી જોઇ લિધું ચોતરફ.
પૂકારી બોલ્યો શાહ નામદાર:
"જૂવો તમ સવારો, સૂણો દસ હજાર.
સૂણી લેઓ કહું તે સહું લશકરી,
હવે કરશે બરજોર તમ અફસરી.
ધજા એની છે આજથી ગૂર્ગસાર,
રહો જંગે કાયમ લયલો-નેહાર[2].
ફત્તેહમંદ બનો તમ આફાકમાં[3],
કરો જેર દુશમન પડે ખાકમાં.
આ બરજોર હવે તમ સરદાર છે,
જમાનાનો પેહલવાંન બળદાર છે."
નમી સહું સિપાહોએ કીધી સલાંમ,
મૂકરર અફસર થયો નેકનાંમ.
બોલ્યો દવા દેઇ અફ્રાસિઆબ:
"રહો જંગે કાયમ તહારી રિકાબ.
શિખામણ મારી કરે જો અમલ,
તો મૂશ્કીલ થશે તારી બેશક હલ.[4]
ધરી ધ્યાંન સાંભલ બરજો સૂખંન,
દુર કર દેમાગે હોય જે ઘમંદ.
રેહજે તૂં હરદમ હશેલે સદા,
ફરજ કરજે લશકર તરફની અદા.
આ પયેદલ લશકર પર કર નજર,
તું અફસર છે એનો એ દાનેશવર.
થયો છે સિપાહોનો સાલાર તું,
છે તુરાંનનો બેશક આધાર તું.
શબે-ખુંન સદા છે અનેક જાતના,
રખે રેહતો ગાફેલ તું રાતના.
પીઇતો ના હરગેજ જીયાદા શરાબ,
થશે કાંમ તારૂં ખાનાખરાબ.

૧ વરની આકૃતીનો. ૨ રાત-દહાડો. ૩ દુનિયામાં. ૪ આસાંન.

શાહ કએખુશરૂ રૂસ્તમને પોતાની દરબારમાં લાવે છે.

ખુશી થઇ ગયા શાહ કએખુશરૂ,
લઈ સાથ દરબાર ગયો રૂ-બ-રૂ.

(જુઓ પાનું ૨૫.)

કદમ ભરજે આગલ જમીન જોઇને,
ના લડતો કદીબી અકલ ખોઇને.
રહો તારો કાયમ રૂબાબો-દમામ,
ખૂદા પાર પાડે ધારેલું કાંમ.
હુશીઆર રહેજે તું દીન-રાત,
હરદમ રેહજે હોમાંન સાથ.
બારમાંન રહેશે સદા તારી સંગ,
તે જાણે છે ઇરાંનના રંગ ઢંગ.
બિજું જે કહું તે ધરી રાખ ધ્યાન,
લશ્કર તહારૂં જે હોય ચોકીઆંન.
કહાડજે સદા તેને પેહલું બહાર,
કદીબી ના ભુલતો તું એ જીનહાર.
નિગેહબાંન તારો થજો કેરદેગાર,
ફતેહ થાજો તારી સદા યાદગાર,
હું ચીન અને મહાચીનની લશ્કર સંગ,
મળશ આવી તુંને કરશ કાંઇ રંગ.
મળી બેહુ જગાડીશું ખૂંખાર જંગ,
લડી રૂસ્તમને કરશું બેતંગ.
કરશું ફેસાદોથી પુર આમદાદ,
અધુરી ન રેહશે સિહા કોઇ રાત.

## બરજોરનું ઇરાંન તરફ લશ્કર લેઇ જવું, અને પાદશાહ કએખુશરૂને તેની ખબર પડવી.

શીખના સખુનો લીધા સુણી,
બરજોરે નસિહત દીલમાં ચૂની.
કિનાને દીલ માહે લીધો ભરી,
રહ્યો નાહ પળ ભર ધીરને ધરી.
સજી શસ્ત્ર અંગે તજી માતને,
તજી રાહત આરાંમની વાતને.
તજી દઇ વતનને નિકલ્યો બહાર,
લઇ સાથ લશ્કર, પયેદલ, સવાર.
કિધી કુચ બરજોરે ઇરાન તરફ,
ચાલ્યો મિસલ આબે નીલની ઝડફ.
બુંગલ, પડઘમ, સરનઇ અવાજ,
ધુંજીને નહાસે સૂણી વન-રાજ[1].
મંજલ 'ને મંજલ કરતો સફર,
જરાબી ન કરતો પાછલ નજર.
મલતાં જે રાહમે ગામો ધરખમ,
લુટી 'ને બાલી તે કરતો ભસમ.

* * *

હવે વાત સાંભલ નવી દીલ જાંન,
કહે છે 'રોશન,'[2] નવું દાસતાંન.
ગઇ વાત ઉડતી એ ઇરાંનમાં,
પડી કુલ રઇયત પરેશાંનમાં.
મળી એવી કએખૂશરૂને ખબર,
ધસ્યું એક આવે છે લશ્કર જબર.
તે આવે છે લશ્કર અતી છુપ છાપ,
દિસે છે બુરો અફરાસીઆબ.
જબરદસ્ત દીસેછે જંગી સવાર,
લડાયક સઘલા બડા ઓસ્તવાર.
એ લશ્કરનો કોઇ એક સરદાર છે,
જમાનો તેનો પરસ્તાર છે.
અજબ ચાલ તેની, અજબ છે રૂબાબ,
અજબ તેના હથીઆર,અજબ અસબાબ.
કદ છે કદાવર, સીનો ફરાક,
પીલ સમ ગરદન, રોશન દેમાગ.
ધરી છે વરૂની ધજા હાથમાં,
લશ્કર ખુનખાર છે સાથમાં.
ગજબ 'ને સિતમથી ભરી છે ચશમ,
કિધાં તેણે મુલ્કો બાળી ભસમ.
કરે છે તે બરબાદ આબાદ કુલ,
ભરે છે ચમન મન હરણ માહે ધુલ.
અગરચે ઢૂંડો કુલ ઇરાંન જમીન,
મળે એક એવો નહી નામચીન.

---

૧ સીંહ. ૨ પ૦ ન૦ પટેલે ધારણ કરેલો તખલ્લુસ.

## પાદશાહ કએખુશરૂએ આ ખબર મલતાંજ રૂસ્તમ ઉપર પએગાંમ રવાના કરવો.

સૂણી શાહ કએખુશરૂ આ ખબર,
દલગીર બની બહુ થયો બેસબર.
બોલ્યો તે સરદારોને જોઇને:
"એ આવ્યો છે તૂરકી અકલ ખોઇને.
ન જંપીને રેહતો જરાબી કઝાબ,[1]
બૂરાંમા બૂરો છે અફરાસિઆબ.
હવે જંગ જાગી રેહશે ફરી,
નથી રેહતો પળભર જરા એ ઠરી.
તૂફાંની, તૂરંગી, એ બદગોહર,
હયા કંઇ નથી તુને એ ફાંસીગર.
જરાબી બૂરાઇથી ડરતો નથી,
અજલની ફિકરબી કરતો નથી.
કરી તું રહ્યો છે જગતપર જુલમ,
ખૂદાને ખબર કયારે થાશે ખતમ.
મને એક દાંનેશની યાદ છે,
જગમાં મશહુર તેની આ વાત છે.
'કજા કોઇની જ્યારે આવી બને,
જઇ રેહ ઉભો મોતની સાંમને.
શરૂઆત જંગની એ હરદમ કરે,
હમુને ફરજીઆત લડવું પડે.
દલીરો સૂણો મારા સમશીરગર,
સજો તમ બદનપર બખ્તર, તબર."
બૂલાવી મુનશી દાંનેશવર,
લખાવટ કરાવી રૂસ્તમ ઉપર:
"અવલ જુબાંપર ધરી રબ નાંમ,
બાદઝ લખું રૂસ્તમને કલાંમ.
હજારો દુવા સંગ હજારો સલાંમ,
કરજે તું મંજુર એ નેકનાંમ.
બુલંદ બખ્ત ઇરાંનના પેહલવાંન,
સદા રહો ખૂશીમાં તારૂં રવાંન.
ખૂશદીલ રેહજે તું આફાકમાં,[2]
પડો તુંજ દુશ્મન સદા ખાકમાં.
લખું શું હકીકત એ નેકનાંમ,
હમુને પડયું ફરી તારૂં કાંમ.
ફરી વખ્ત આવી ઉભો છે બૂરો,
નિકલિયો છે જંગે નવો કોઇ સૂરો.
ખબર એ મળી છે દીદબાંનથી,[3]
આવે છે લશ્કર શંગાંનથી.[4]
સંગમાં છે લશ્કર પીલ સમ અતી.
કરે છે વીજ-વેગ[5] કુચની ગતી.
હજારોનું લશ્કર ઘોડેસવાર,
વળી સાથ પયેદલ છે બીશિયાર.
સહું પર નવો કોઇ સરદાર છે,
'જમાનો તેનો પરસ્તાર છે.
જરાબી ધરાતો કે ઠરતો ન ઠંમ,
ગાંમોને બાળી કિધાંછે ભસમ.
લખું શું હકીકત એ નામવર,
જીગર મારૂ ખસ્તા છે બેસબર.
હકિકત લખી છે સહું મુખ્તેસર,
તૂં કર આવી દુશ્મન જીરોજબર.
તૂં સિંહ સમ દિલાવર તેહમતન છે,
તૂં આલમનો હીરો 'ને જીવન છે.
આ પયગાંમ વાંચી ના કરતો વિલંમ,
નિકલજે તું જાબુલથી એકદમ.
સબબ મામલો છે બારીક અતી,
બચાવી લે ઇરાંન, એ નરપતી."

* * *

પવન વેગ પયગાંમ કાસદ લઇ,
પૂગાડયો રૂસ્તમને ત્યાં જઇ.
પયગાંમ વાંચી તે દુખી થયો,
મગર તેનો ઇલાજ ના કંઇ રહ્યો.

---

૧ જુઠો-લબાડ. ૨ દુનિયામાં. [3] દુશ્મનોની હીલચાલ તપાસવા અને તેઓને લગતી ખબર આપવા માટે રોકેલાં માનસો, યાને દીદગાહના માનસો. ૪ શંગાંન જે ગાંમમાં બરજોર બુરજીગરી કરતો, તથા વસ્તો હતો. ૫ વીજલીની ઝડપ.

હૂકમ કીધો જાબુલી લશ્કર કિયાંન,
કરે કુચ એકદમ મૂલ્કે ઇરાંન.
જમા થાયું લશ્કર કદમ દર કદમ,
જમીન જઇ લરજી કરે ગમ અલમ.
હવા થાઇ અબનુસ, સિહા ઘનઘોર,
પૂગ્યો આસમાં તક લશ્કરનો શોર.
ધરી હાથ ગુરઝ પડીયો બહાર,
નિકલિયો મયેદાંને સાંમેસવાર.
પૂગ્યું જ્યારે લશ્કર ઇરાંન દવાર,
ઉઠાંયા ખૂશીના ઘર ઘર પૂકાર.
ખૂશી થઇ ગયો શાહ કએખુશરૂ,
લઇ સાથ દરબાર ગયો રૂ-બ-રૂ.
વધાવી લિધો વીર રૂસ્તમને,
ધરી હાથમાં હાથ ઉભો સાંમને.
જમા જોઇ લશ્કર મયદાંનમે,
થયો શાહ તાજૂબ જોઇ કાંમને.
બાદઝ મચી ધુંમ જંગની તમામ,
કિધો લશ્કરે ખુશરૂને સલાંમ.

* * *

સિહા રાત કાળી થઇ ગઇ દફ્ન,
નિકલિયો ખૂરશેદ ફાડી કફ્ન.
ખલકની ખલાએક રોશન કરી,
પ્રભાતે પડી બુમ, ઉઠો લશ્કરી.
મનુશાંન,[1] મેહેબુ,[2] શીદુસ દલીર,
હજારો બીજા વિકરાળ વીર.
ઉઠી સહું સિપાહોએ કંમર કસી,
નિકલ્યા કુચ પર જવા સહું હસી.
કિધો લાવી હાજર શાહી પીલંગ,[3]
અજબ દોર તેનો, અજાએબ રંગ.
થયો શાહ ખુશરૂ તે પર સવાર,
નિકલ્યો જંગે જવા તે બહાર.
ઉમેદવાર લશ્કર ઉભું તમામ,
પેહલવાંન શિદુશ, તુસ 'ને રેહાંમ.
ગેવ સંગ ગોદરેજ પીર નામદાર,
નિકલિયા સુરવીર નર ત્રણ હજાર.
વીરતન ફરીબુર્ઝ, જંગી જવાંન,
હરોલે ઉભો લઇ ધ્વજા ગાવેયાંન.
થયો આવી હાજર સાંમેસવાર,
હતા જાબુલી વીર વીસ વીસ હજાર.

* * *

કિધો શાહે તુસને બૂલાવી હુકમ:
"પ્રભાતે કરો કુચ વિના કંઇ વિલંમ.
કિનાને ગજબથી કસીને કંમર,
લડો તુરકી સાથે બની નિરડર.
કિનાની સમશીર ખેંચી બહાર,
કલમ સર કરો દુશ્મનના હજાર."

* * *

નમીને તુસે દીધો જવાબ:
"અએ શાહ રહો તારો કાયમ રૂઆબ.
હુકમ તુંજ બજાવશ દીલોજાંનથી,
કરશ તુરકી નાબુદ મયેદાંનથી.
ફતેહમંદ થશે તું ઓ પીરોઝગર,
નિરભય બની તું હવે એશ કર."

જ્યારે પાદશાહ કએખુશરૂએ પેહલવાંન તુસને મોહડેથી એવી દીલાવરી ભરેલા સધીઆરાના સખુનો સાંભલ્યા, ત્યારે તે ઘણોજ ખુશી થઇ ગયો, અને ખુશીની મીજલસ ભરી, તે રાત ખાન-પાન અને ગાન-તાનમાં ગુજારી જીવને તે ખુશ કરવા લાગ્યો.

## લડાઇ કીધી તુસ અને ફરીબુર્ઝે બરજોર સાથે, અને પકડાઇ જવું તે બંને પેહલવાંનોનું બરજોરના હાથ ઉપર.

ગૂજારી રજની[4] દિલખૂશ બની,
સિકલ રાતની બામદાદે હણી.
તલુ થાયો ખૂરશેદ કૂલ જહાંનપર,
ઉઠી કૂલ લશ્કરે બાંધી કંમર.

૧ એ પારસનો હાકમ હતો, અને તે કએખુશરૂની તરફથી તુરાનીઓ સાંમે લડવા પોતાના લશ્કર સાથ આવ્યો હતો. ૨ મેહેબુ, રૂસ્તમના જાબુલી લશ્કરમા સહુ થી ઉંચામાં ઉંચો, અજાએબ જેવી લંબાઇનો પેહલવાંન હતો, જે મેહેબુ લાંબટાંગને નામે ઓલખાતો હતો. ૩ બાદશાહી હાથી. ૪ રાત.

થયા સહું આતુર, બની ધાંમધુંમ,
ચહડી હર સિપાહને લડવાની ઝુંમ.
નગારાંના ડંકા, બુંગલ સાજ,
નિકલિયા ત્રાસા, પડઘંમ અવાજ.
હવા ઘમઘમી રહી, લશ્કર પૂકાર,
હિયાંથી 'ને ત્યાંથી અવાજો હજાર.
મળી તુસ ફરીબૂર્ઝ[1] આલીવિકાર,
થયા સાથ લશ્કર ઘોડે સવાર.
કિધી કુચ ધરી રાહ મૂલ્કે તૂરાંન,
પૂગ્યા સહું સરહદ, કરતા તૂફાંન.
પડયાં સાંમસાંમે બે ફરસંગ[2] પર,
જોઇ દુર બોલ્યો તુસ નામેવર:
"સાંભલ ફરીબૂર્ઝ બહાધર જવાંન,
પડયું છે સાંમે લશ્કર તૂરાંન.
હું જઇ આવું લશ્કરની ગણુતી કરી,
તૂં રહે આ જગે, હું આવું ફરી.
ફરી જોઉ તરતીબ[3] લશ્કરની,
કરૂં કાંઇ તરકીબ મ્હસરની.[4]
ભમી છાંવણીની તરફ ચારોપાસ,
તપાસીને જોઉ દુશમન રીયાઝ.[5]
સૂજે જેથી આપણુને કંઇબી ઇલાજ,
કરવો શી રીતે દુશમન પરાજ.
ન છોડતો તું સમશીર કે બખ્તર બદન,
કહ્યું માંન મારૂં, તું રાખીને મન."

* * *

સૂખન સાંભલીને ફરીબુર્ઝ વીર,
ગુસ્સાથી બોલ્યો બનીને અધીર:
"ના એ તો બનશે ન હરગેજ વાત,
જઇશું બંને મળી સંગ સાથ.
જવા ચાહે તું મોતના મુખમાં,
વિના તું રહું હિયાં નહિ સુખમાં.
અગર જો બને ત્યાં તૂને કાંઇ ઘાત,
મદદ હું કરૂં તારી હોઉં જો સાથ.
અગર તું જશે, નહિ માની સખુન,
લશ્કરને નુકસાંન કરશે જખુન.
પડેલું હજારોનું લશ્કર છે,
કહાં તારો સાથી રેહબર છે?
કરી શું શકે એખલો રાતના,
મને ખ્યાલ આવે અનેક જાતના.
કહાં જાણી જોઇ તું જાય છે,
કાં મોતને મુખ તું ધાય[6] છે.
હજી તો થશે જંગ પડતાં સહવાર,
કરે કાંમ શું તું બની પેશકાર.[7]
અગર ગશ્ત[8] ફરતાં જો પકડઇ જશે,
તો શાહ રૂ-બ-રૂ શું મારૂં થશે.
અગર આવી કોઇ જો કરે એ ખબર,
'કે તુસની મચદાંને થઇ છે કબર.'
સૂણી મોતની એ ખબર ગમગીન,
થશે દુખી પ્યારી માદર-જમીન."

* * *

ફરીબુર્ઝના આએ સુણી સૂખન,
પડી વાત તુસને તેની પસંદ.
કહ્યું એમ: "અગર જો તું રંજુર છે,
મને તારો વીચાર મંજુર છે.
શબ-ગશ્ત જો કે અનમુલ છે,
મગર તે કરવી હવે ભુલ છે.
અધુરી થોડી હજી રાત છે,
સિતારાની ચમક રળીયાત છે.
મગર કર લશ્કરને તું હૂકમ,
કરે છાવણી આ જગે એકદમ.
શબે-ખુનની[9] કંઇ મને છે ફિકર,
કરો એથી લશ્કરને એકદમ ખબર."
ખબર એ સૂણી કુલ લશ્કર તમાંમ,
તૂરત ઠોકી તંબુ કીધાં મકાંમ.

* * *

થઇ રાત પુરી, ગયો અંધકાર,
પડી પોહર પડતાં ઝલકતી સહવાર.

---

૧ પાદશાહ કયેકાઉસનો દીકરો. ૨ એક ફરસંગનો તફાવત સુમારે ૧૮૦૦ ફીટ થવા જાયે છે. ૩ ગોઠવણુ. ૪ નાસ્કારક મોત. ૫ ભરમ. ૬ દોડી જાય છે. ૭ સરદાર. ૮ ગશ્ત=રાતની વખતે માસબો જોવા ફરવું. ૯ શબે-ખુન=રાતના લશ્કર ઉપર તુટી પડી કતલ ચલાવવી.

ઉભાં બંને લશ્કર કંમર કસી,
બની એકએકના ઉભા વેરસી.
તરસિયા લહુના ઉભા બની,
બદનમાં અગન-વેર ભડકી ઘણી.
તલપી રહ્યા કુલ તૂરકી તમામ,
લડીને કરે ખાક દુશ્મન દમામ.
જોઇ ધુમ ધાંધલ મયેદાંનમાં,
હસી ઉભો બરજોર રૂખસાંનમાં.[1]
જોઇ જંગ મયદાંનૂની ધરફડી,
સમજતો તે મેહપીલે-બારાદરી.[2]
મજેહ સાથ કરતો મયદાંને રંગ,
જોઇ તેની હિંમત થતા સહુ ડંગ.
લડવા કે મરવાનો કરતો ન ગમ,
ખૂશી થઇ ભરતો હરએક દમ.
હતો જંગી હોમાનબી સંગમાં,
સજેલાં શસ્ત્રો હતાં અંગમાં.
હતો બારમાં(ન)[3] બી હથીયારબંદ,
ફરેબમાં પુરો અતી પુરફંદ.

* * *

થયું જંગ બરપા, પડતાં સહવાર,
લડે બહાદુરો પાડી જંગે પૂકાર.
જમીન થાઇ આજેજ બની ગંમભરી,
કાંપી રહી જોઇ લહુની ઝરી.
લોઠોના પાહડો, દિસે ઠાર ઠાર,
જખમીઓ મારે, પડીયા બરાડ.
જોઇ હાલ આસમાંનબી ઠર ઠરે,
સિતારાઓબી કમકમીને ડરે.
થયા જંગે આજેજ ઇરાંની તમામ,
કતલ જોઇ કાતીલ દિધી ખોઇ હાંમ.
ફરીબૂર્ઝ કીધી દુરથી નજર,
દિઠા નાહસ્તા પેહલવાંનો જબર.

દિઠો તૂરકી હોમાંન કરતો કતલ,
કરતો હજારોની પયેદા અજલ.
ગીરદથી હવા થઇ મિસલ આબનુસ,[4]
થયો દીલથી દલગીર જોઇને તુસ.

* * *

કતલ જોઇ જંગની થયો તે ઉદાસ,
તજી તુસે ફત્તેહની બિલકુલ આસ.
કહ્યું તુસે સાંભલ, જોઇ આ વધન:
"મરે છે મયેદાંને નર વીર ચૂનંદ.
સુર વીર નરોની થઇ છે કજા,
નથી દીસતી ગાવેયાંની[5] ધજા.
હવે છે રવા હિયાં મરવું લડી,
ન જીવી શકીશું હવે હિંયા ઠરી.
હવે આ ફરીબૂર્ઝ સાંભલ સુખન,
મારી 'ને મરવું કરિયે પસંન.
બૂરો વખ્ત મારો, ઘૂમે મુજ સર,
ભમે છે કજા આવી મારી ઉપર.
શિકસ્ત કેમ થઇ આ ખૂદાને ખબર,
થયું કેમ લશ્કર જીરોજબર.
દિસે બખ્ત મારૂ હવે સખ્ત છે,
નજર સામે ઉભી કિયામત છે.
ચહડી સર ઉપર છે શરમિંદગી,
નકામી મને છે હવે જીંદગી.
મળી સંગ વીરો 'ને પીર પેહલવાંન,
સૂણી આપણી હારનું આ બયાંન.
હંસી કરશે દરબારમે મશ્કરી,
એ નામોસી છે મોત કરતાં બડી.
હવે હારી જીવવું છે નારવા,
વતનમે થશે આપણી રૂસવા.
કજા જંગે હોશે અગર જો નસીબ,
ન અટકાવી શકશે કોઇબી તબીબ.

૧ ગાલોમાં. ૨ હવા ખાવાનો મેહલ. ૩ અફરાસીઆબની દરબારમાં બારમાંન નામના બે પેહલવાંનો હોવા જોઇએ. કેમકે પેહલો બારમાંન, અફરાસીઆબ ઈરાંન ઉપર જ્યારે પેહલ્લી લડાઈ લેઇ ગયો હતો, તે વખતે 'કારન' નામના ઇરાની પેહલવાંનના હાથ ઉપર માર્યો ગયો હતો. આ બારમાન કદાચ પેહલ્લા બારમાનના વંશનો હોવો જોઇએ. ૪ અબનુસના લાકડાં જેવા કાલા રંગ જેવી. ૫ પાદશાહ ફરીદુનના અમલમાં કાવે નામના લુહારે બરપા કીધેલી ધજા, જે પાછલથી ઇરાંની ઝુંડા તરીકે જણાઇ હતી, અને જે ધજા સેવટે સાસાંની વંશના છેલ્લા પાદશાહ યઝદગરદે આરબો સાથની નીહાવંદની લડાઇમાં ગુમાવી દીધી હતી.

જગાડું જંગ જઇ ખારજોરસે,
કરી તંગ લહું તે સરજોરસે.
લડી કરજે હોમાંનને તું કતલ,
ખૂદા તારી મુશ્કીલ કરશે ફ્ઝલ.
ફતેહ જો કરે જંગને તું તમાંમ,
તો ખુશરોને કેહજે મહારી સલાંમ.
અગર હાથ ખરજોરને હું મરૂં,
ખયાં કરજે શાહ પાસ જંગનું ખરૂં.
નસીબે કિધી નહી કંઇ યાવરી,
ચલન આસ્માં'ની ખૂરી થઇ પડી.
કેહજે મુવો છું વતન'ને થકી,
અદા ફર્ઝ કીધી, દેઇ જીંદગી.
કેહજે તું રેહજો ખૂશીમે સદા,
થતો ના તૂં ગમગીન બારે ખુદા.
ખૂદા ખુશ રાખે તહારૂં રવાંન,
સદા તારો રેહજો ખૂદા પાસબાંન.
ધરી તુંજ ફરમાનને સર ઉપર,
ગયા'તા હમો લઇ લશ્કર જબર.
લડયા હમ જંગે લઇને કસમ,
કે કરવી નહી દુશમંનપર રહમ.
નથી કંઇ કસુર લડવામે કરી,
મગર મારી સરજત રૂઠી હમભરી.
ગવાહ છે મહારો પરવરદેગાર,
કિધો દેશ ખાતર જીવ મેં નેસાર.
જગાડી છે મયદાંને કિયામત હમે,
લડી હમ મૂવા છેઇએ આફતમે.
મિનોઇમે મળશું હવે તે જહાંન,
ખૂદા ખુશ રાખે તહારૂં રવાંન.
એ રીતે કેહજે તું મારા કલાંમ,
હવે છે તૂંને મારી આખર સલાંમ."

* * *

## ફરીબુર્ઝે ઇરાંની લશ્કર ઉપર તુટી પડી કતલ ચલાવવી.

સૂણી તુસના આ સૂખન 'ને કરાર,
ફરીબુર્ઝ એકદમ પડીયો બહાર.
તૂરત હાથ અંદર સમશીર ધરી,
જરાબી નહિ ઠીર રહ્યો તે ઠરી.
કહ્યો તેને એકજ એવો સૂખન:
"ખૂદા દુર કરે તુંજ રંજો-મહન."
કહી એમ ઘોડાને સોંપી લગાંમ,
ધસી તે ગયો એકદમ સંગરામ.
ચલાવી કતલ તેણે હિંમત ધરી,
ન બિલ્કુલ ગયો મોતથી તે ડરી.
સિંહ પેરે છુટો તે વિકરાળ વીર,
કતલ તેણે કીધા હજારો દલીર.
ઢડોના ઢગલા, પગોના પહાડ,
જખમીઓ મારે જબરી બરાડ.
નજર તેની હોમાંન ઉપર પડી,
ધસી તે ગયો, ના કરી ગણતરી.
ધરી જોમ તન મન મારી છલંગ,
સિંહ સમ પૂકારી કિધું તંગ જંગ.
પડયો બાઝી એકદમ હોમાંનને,
પકડીને ખેંચ્યું ગીરેબાંનને.
ગજબ એ અજબ એમ કહાંથી થયો,
એ કેમ આવી અધવચ જંગે ગયો.
લડે બેહુ જંગી, કરી તાંન તોડ,
ગયું ધડકી લશ્કર, થયો ખુબ શોર.
ધુળનું ધુળાડું, હવા અંધકાર,
દિસે નહી ઉપર કે નીચે લગાર.
જોઇ એ ધુળાડું કાળું ભંમર,
ગયો દોડી ખરજોર તૂરત જુદતર.[1]
દિઠા બે ઇરાંની જંગી સવાર,
હતા તુસ ફરીબૂર્ઝ તે નામદાર.
જોઇ જંગ જબરૂં, કલવલ તિખલ,
પૂકારી ખરજોરે કીધી ખલલ:
"અરે આ જંગે શું ગલબાંન છે,
એ કોણ જવાંનો બે મસ્તાંન છે.
અગર કરશો જીયાદા તમો કંઇ જીકર,
કરશ આએ મયદાંન બેહુની કબર."

* * *

૧ એકદમ.

ગઝરી ભરેલા સૂણી આ કલાંમ,
તુસ 'ને ફરીબુર્ઝે ફેરવી લગાંમ.
તૂરત બોલિયો તુસ મારી પૂકાર,
જમીન તેથી ધડકી, થઇ બેકરાર.
ધરી હાથ ગુરજ કિધી ધુંમધામ,
થયું કુલ મયદાંન ચુપ સુમસામ.
ફરીબૂર્ઝ ઉભા લઇને કમંદ,
મળે તક કરે તે બરઝોર બંદ.
જોઇ ખેલ બરઝોર પડીયો હસી,
ગયો બંને વચ્ચે એકદમ ધસી.

ઉભા બંને વચ્ચે વિના કંઇ તિખલ,
બંનેની બે હાથે પકડી બગલ.
બગલમાંથી પકડી કરી એક જોર,
ઉઠાવી લિધા બેહુને ફીલફોર.[1]
ઉઠાવી લિધા બેહુ જાણે પતંગ,
ગયો લેઇ બંને મિસલે પિલંગ.
કમંદથી બાંધી બંનેને સાથ,
મજબુત જકડી લીધા પાંઉ-હાથ.
કરી કયેદ બંને નામી સવાર,
હોમાંનને આપી દિધો અખ્તીયાર.

**કએખુશરૂએ રૂસ્તમને બરઝોર સાથે લડવા મોકલવો, અને તેણે તુસ અને ફરીબુર્ઝને બંધીખાંનામાંથી છુટા કરવા.**

કરી કેદ ઇરાંની બે નામવર,
પડયો બાહેર પાછો ફરી બૂરજીગર.
પૂકારી પૂકાર એક મીસલે બબર,
પડયો જઇ ઇરાંની લશ્કર ઉપર.
તૂરત કાહડી તલવારને મ્યાંનથી,
ચલાવી કતલ ખુબ રમખાંનથી.
ન જુવે તે આગલ કે પાછલ જરી,
જમીન તેણે મુરદાંથી નાખી ભરી.
હતો દીન ગજબ 'ને સિતમનો અપાર,
કતલ થઇ ગયા કંઇ ઇરાંની હજાર.

* * *

પડી જ્યારે કએખુશરૂને ખબર,
થયા બે પેહલવાંન જીરેજબર.
દુખી બહુ થયો તે સૂણી વાતને,
રખે દુખ દિએ તે શેહજાદને.
તુસ જેવો જંગી ગરદનફરાજ,
પલકમાં પડયો કેમ થઇ લાઇલાજ.
આજેજ ફરીબુર્ઝબી થઇ ગયો,
નહિં તેનો કંઇ આસરોબી રહ્યો.
અજબ જોરે-બરઝોર, અજબ અંગ-બળ,
કીધા હજારો ઇરાંની કતલ.
દિસે એ નવો કોઇ પેહલવાંન છે,
બડો કોઇ બુનિયાદે મસ્તાંન છે.

કહ્યું રૂસ્તમને બે પેહલવાંન:
"સિતમ આએ સરપર પડયો છે મેંહાંન.
ફરીબુર્ઝ અને તુસ પડયા કેદ છે,
મને તેનું દુખ 'ને અતી ખેદ છે.
છે લાજમ તુંને જલ્દ લઇ લે લગાંમ,
નહિં તો થશે તારૂં મૂશ્કીલ કાંમ.
અગર જો હવે ઢીલ એક પળ થશે,
તુસ 'ને ફરીબુર્ઝ કતલ થઇ જશે."

* * *

કહ્યું રૂસ્તમે બહુ બની બેકરાર:
"ખૂદા પાડશે કાંમ મૂશ્કીલ પાર.
મગર કોણ છે એવો તૂરકી સવાર,
નવો કીધો ફિતનાનો બરપા બહાર.
શું હોમાંને કીધા છે આ બે શિકાર,
કે પકડાઇ ગયા બે કિયાંની સવાર."

* * *

નમી બોલિયો એક લશ્કર સવાર:
"જેહાંદાર રૂસ્તમ રહો બરકરાર.
હમો પાસ હોમાંન શું છે બિસાદ,
કરે એવો બરપા કાતીલ ફિસાદ.
મગર એ નવો કોઇ પેહલવાંન છે,
મજાહ તેને મનથી મયેદાંન છે.

૧ તેજ વખતે.

કહાવર કહ 'ને બલંદ છે બદન,
પૂકારે બુંજી રહે છે ગગન,
નજર જ્યાં કરે ત્યાં સહુ ખાક છે.
સળગાવી મયદાંનમાં આગ છે.
છે આંખોમે તેની કિનાની અગન,
છે હાથોમે તેના જીવન-મરણ.
દિઠા છે ઘણા મેં નામી સવાર,
મગર એવો દીઠો નથી કોઇ વાર.
સિફત શું તેની કરે આ જબાંન,
નથી તેની સમ કોઇ બિજો પેહલવાંન.
અજબ જોર તેનું, તે ફાવી ગયો,
જીનપરથી બેહુને ઉઠાવી ગયો."

* * *

"એ છે જંગી જાતે એવો સવાર,
કંપે અવાજે ધરતી 'ને પહાડ.
સિકલ તેની સુંદર દીલચસ્પ છે,
જીવતો તે ગોયા કેરશસ્પ છે.
બદન બળ, કળ-વળ અજબ બેગૂમાંન,
નરો જાણે બીજો રૂસ્તમ જવાંન.
ચશમ છે ચળકતી ગજબથી ભરી,
ગયા કંઇ હજારો ઇરાંની મરી.
મેં જંગે દીઠા છે ઘણાએક વીર.
મગર એવો દીઠો નથી શેરગીર.'
કરૂં શું જબાંથી સિફત નામેવર,
નિકલ્યો મયદાંને બાંધી કંમર.
ઉભા જંગે આવી તે આસાંનથી,
પકડીયા બે વીર અતી માંનથી.
બગલમાંથી પકડી ઉંચકી અધ્ધર,
ગયો તે ઉઠાવી બીલકુલ નિડર."

* * *

બયાં સુણી રૂસ્તમ થાયો અજબ :
"નવો આ તૂરાંને કિધો છે ગજબ.
કિધી તેણે ગસ્તહમ ઉપર નજર,
હામી થાઇને બોલિયો નામેવર:
"મને છે નક્કી એવી ખબર,
નથી એવો તુરાંને વીર જોરવર.
ચીન અને મહાચીનમાંબી નથી,
એ નર જેવો બીજો કોઇ નરપતી.
હવે બાંધ ગસ્તમ જલદી કંમર,
તુસને બચાવા મયદાંને પડ.
એ ભાઇ તારો જીવજાંન છે,
થશે જો વિલંબ તો નૂકસાંન છે.
કમ અકલ બહેરો છે અફ્રાસિઆબ,
ભરી છે બુરઇ 'ને બદી બેહિસાબ.
ડરૂં છું દીલમાં હરએક પળ,
રખે તે કરે બેહુ જનને કતલ.
બની મસ્ત જો એવી કિયામત કરે,
તો મૂજપર બૂરી બહુ આફત પડે.
સમબ છે ફરીબુર્ઝ કાઉસ પિસર,
તે દિલબંદ છે મુજ નુરે-નજર.
શું જીવતો રેહ રૂસ્તમ ઇરાંનમાં,
પડે શાહજાદા જીંનદાંનમાં.
શું જીવતો જગતમાં નથી રૂસ્તમ,
કરે મુજ 'નુરે-નજર' સર કલમ.
બૂરી એથી કોઇબી બેઅઝલત નથી,
બેશક બૂરી એથી કિયામત નથી.
છે લાજમ જવું રાત અંધારમાં,
ધરી દીલ કીનો પલકારમાં.
નિકલ સાથ મારી બની હમસંગ,[3]
કિના 'ને કપટથી ભરી દીલ અંગ.
ન કર ઢીલ હવે તું થઇ જા સવાર,
જવું છે તુરાંની લશ્કર હવાર.

* * *

**રૂસ્તમ અને ઘસ્તમનું તુરાંની લશ્કરમાં રાતને સમે છુપછાપ જવું, અને તુસ તથા ફરીબુર્ઝને ત્યાંથી છોડવી લાવવું.**

સજી શસ્ત્ર અંગે બાંધી કંમર,
કૂદી બેઠો ઘસ્તમ ઘોડા ઉપર.
ઝૂંડો 'ને લશ્કર દઇ ભાઇને,[4]
નિકલ્યો રૂસ્તમ કોપાઇને.[5]

૧ જીવતા વાઘોને પકડનાર. ૨ ફરીબુર્ઝ ઇરાંનનાં પાદશાહ કએકાઉસનો દીકરો થતો હતો. ૩ સાથી બનવું. ૪ જવારેહ રૂસ્તમના ભાઇને. ૫ ગુસ્સે થઇને.

હતી રાત કાળી સિહા રંગની,
ધરી હાંમ યુક્તી કિધી ખંગની.[1]
લિધી રાહ છૂપછાપ વેરાંનની,
પૂગ્યા છાંવણી પાસ દરબાંનની.
હતો વખ્ત બારીક મધરાતનો,
હતો રંગ ચોમેર કાળાતનો.[2]
નિંન્દમાં હતું કુલ લશ્કર તમાંમ,
નહિ જાગતું ત્યાં હતું કોઇ ઠાંમ.
સમો તે હતો બહુ ચુપચાપનો,
હતો સહાસબી બહુ છુપછાપનો.
સિપાહો સૂતા હતા ઠાકથી,
પડેલા પુર નિંન્દ સુભાગથી.
પડી શોધમાં બહુ રખડતા હતા,
અજીજો કહાં બે સબડતા હતા.
પડી તે સમે દૂર બેહુની નજર,
મેહેફીલ ભરેલા તંબુ ઉપર.
હતી રોશની ત્યાં ભભુકથી ભરી,
જોતાંજ મેહેફીલ માલમ પડી.
દિઠો તખ્ત પર બેઠેલા પાદશાહ,
પેહલવાં, સવારો, અમીરો, સિપાહ.
મેહફિલ બડી ખુશ મંદર હતી,
પમરતી ખુશબુ અંદર હતી.
રંગ-રાગ સાથે વજંતર હતાં,
રાંમીશગરો પાયે ઘૂંઘર હતાં.
હતો શાહ ખૂશીમાં અફ્રાસિઆબ,
ફરતો'તો મેહફીલે દોરે શરાબ.
હતી તે મેહફીલ મયદાંનમાં,
ભરી'તી બરજોરના માનમાં.
બેઠેલો બરજોર હતો પુર રૂબાબ,
દિપતો હતો ત્યાં મિસલ આફતાબ.
એક હાથ બરજોર પીરાંન હતા,
બિજી ગમ શિદેહ, હોમાંન હતા.
દિઠા તુસ-ફ્રીબુઝ બેહુ કમનસીબ,
હતો તેમનો ત્યાં ના કોઇ હબીબ.[3]

ઉભો રૂસ્તમ ખેલ જોઇ રહ્યો,
જોઇ તે બરજોર મોહી રહ્યો.
તપાસી તેને રહ્યા ધ્યાંનથી,
જોતો ઉભો ખૂબ તે માનથી.
જોઇ તેની ઢબ છબ, જોઇને સાજ,
જોઇ તેનો સીનો, સૂણી અવાજ.
જોઇ તેની પેશાંન, જોઇ તેનો દમ,
બોલ્યો એ નહિ હોય તૂરકી તોખમ.
વમાસણ કરી બોલિયો મનમાં:
"નથી દિઠો એવો કોઇ રણમાં.
ન દીસ્તો તૂરાંની એ બૂનિયાદનો,
ન તૂખ્મે દિસે કોઇ બદઝાદનો."
કરતો વમાસણ હતો બેહિસાબ,
બોલ્યો પૂકારીને અફ્રાસિયાબ.
ગૂસ્સાથી એકદમ બની વીકરાલ,
તપી જઇ બોલ્યો થઇ લાલ લાલ:
"અએ બદફેલ, દરગોર, ઇરાંની મલુન,
ગયા કહા તમારાં લડાયક ઝનૂંન.
હવે આવી છે તમ અજલની ઘડી,
કજાનુ કરજ દેઓ જલ્દી ભરી.
થયા જેમ શ્યાવક્ષ,[4] નોદર[5] કતલ,
તમારીબી આવીછે તેવી અજલ.
કપાવીં ગરદન કરૂં સર કલમ,
મિટે દુખ મારાં, ટળે મારો ગમ.
હજી તો થોડી રહી રાત છે,
કજા સંગ સહવારે મૂલાકાત છે."

* * *

સૂણીને રૂસ્તમ થયો દીલ મલુલ,[4]
થયો ઝર્દ મોસાલે સંબુલ ગુલ.
થઇ મન ઉદાસી, દીલ માહે ખેદ,
થયો રંજીદા બહુ બની નાઉમેદ.
મગર હાંમ દીલમાં એકદમ ધરી,
કિધી તેણે જીવપર જોરાવરી.

૧ વેર લેવાની. ૨ રાતની સિહાઇનો. ૩ દોસ્ત. ૪ પાદશાહ કાઉસનો દીકરો શ્યાવક્ષ, જે પાછલથી અફ્રાસીઆબની દીકરી ફીરંગીઝ સાથ પરણ્યો હતો, અને અફ્રાસીયાબને હાથે તે કતલ થયો હતો. ૫ પાદશાહ મીનોચેહરનો દીકરો નૌદર જે પોતાના બાપ પછી ઇરાંનની ગાદી ઉપર આવ્યો હતો, અને પાછલથી અફ્રાસીયાબના હાથ ઉપર તે કતલ થયો હતો. ૪ દુઃખી.

પલકમાં અજબ સુઝ તેને પડી,
નજર સામે તદબીર આવી ખડી.
ધીમેથી રૂસ્તમ પડી કાંન પર,
કહ્યું એમ : "ઘસ્તમ તું ધ્યાંન ધર.
પકડ હોશ સાંભલ આ મર્દે-જવાં,
ખુદા થાશે રેહબર અને પાસબાં.
તૂરત ખેંચ તલવારને મ્યાનથી,
કતલ કરજે તૂરકીઓને જાંનથી.
કિનો 'ને કપટ મન માહે ધરી,
રખે જાતો દીલમાં દયાથી ટરી.
ચહડી જોશ પર કર મેહફીલ તંગ,
કતલ કરજે હરએક તૂરકી પિલંગ.
હવે ખેંચ સમશીર ધરી હાંમને,
સદા રેહજે મારી પીઠ સાંમને."

* * *

પડેલું લશકર હતું રણમાં,
કજાની ખબર ના હતી મનમાં.
કોઇ તો ખૂશીમાં હતા પુર મગન,
કોઇ તો પીઇને કરતા ચમન.
કોઇ તો હસી બોલતા'તા સૂખન,
કોઇ તો ખૂદાનું કરતા મનન.
કોઇ તો અદા ફર્ઝ કરતા હતા,
કોઇ તો લડવાથી ડરતા હતા.
કોઇએ શસ્ત્ર સજેલાં હતાં,
કોઇ તો ઠાકી પડેલા હતા.
કોઇ તો લડીને થતા ખૂશ ખૂશ,
કોઇ તો લટી કરતા ઘુસ-ઘુસ.
જોઇ હાલ બોલ્યો રૂસ્તમ વીર:
"સાંભલ ઘસ્તમ રોશન-ઝમીર.
સફા કર લશ્કર ચલાવી કતલ,
છે લાજમ ખોવી નહી એક પળ.
પૂઠે રેહજે મારી બની હુશિયાર,
રખે રેહતો ગાફીલ, થઇ જા બિદાર."

* * *

જબાંપર ધરી નામ યઝદાંનનું,
શરૂ કાંમ કીધું રમખાંનનું.
હતા ચોકબાંના પાહરા ઉપર,
અદા ફર્જ કરતા હતા બેકસર.
ફરતા હતા ગશ્ત અંધારમાં,
તંબુની બાહેર વિસ્તારમાં.
અચબુચ તે પર તુટી પડી,
કિધાં મુખ મુગાં હાથે ધરી.
કરી ચોકિબાંનોના સર કલમ,
ધસી તે ગયા તંબુની બેહુ ગમ.
ઉખેડી તંબુની ખુંટી તમામ,
દોરીઓ કાપી વિના કાંઇ ખામ.
પડયો જઇ તંબુ મોસલે છતર,
વરસી રહી આફત મેહફીલ પર.
દિપતો'તો મેહફીલે સુંદર રૂબાબ,
ફરતો'તો મેહફીલે દૌરે-શરાબ.
ચમકતી ખુશાલી મિસલ માહેતાબ,
થયું તે ખુશાલીનું ખાનુંખરાબ.
સિહા થઇ સુફેદી, બલાનો કેહેર,
ગયા સહું ગુંગલઇ બનીને જેર.
પડયો તુટી તંબુ દરબાર પર,
અંધારી છાંઇ ગુલઝાર પર.
પલકમાં ઝલક થઇ સિહા અંધકાર,
થયા આ બનાવે સહું બેકરાર.

* * *

જોઇ એવી હાલત દરબારની,
રચી એક તદબીર શુભ કારની.
છુરી કાહડી કાતીલ કંમરથી બહાર,
કિધું રૂસ્તમે કાંમ જગ આશકાર.
હતા તુસ-ફરીબુર્ઝ ત્યાં જે જગો,
ચિરી નાખી તંબુ, કીધો વગો.
વગો કીધો મોહટો બકારૂં કરી,
કિધી ધીલ નહી ત્યાં બાજી ઘડી.
તૂરત બહાર કાહડી બેહું પેહલવાંન,
હતા બંધ તંગ તન મીસલ બંદીવાન.

* * *

કહ્યું એમ ઘસ્તમને રૂસ્તમે:
"ઉઠાવી તુસને લે આ સમે.

છે બંધ બહુ તંગ તનનાં ઉપર,
એ દુખો ખમે છે દર્સીને કંમર.
ઉઠાવી ફરીબુર્ઝ હું લાઉં છું,
હવે જલ્દ કર તું, હું આઉં છું."
હતી રાત અબનુસ સમ બહારમાં,
ઉઠાવી ગયા બેહુ અંધારમાં.
ઉઠાવી નાખી ઘોડા ઉપર,
નહસાડી ગયા બે સુરવીર નર.
ડપટાવી ઘોડા વીજ વેગ સમ,
ગયા કએખુશરોની દરબાર ગમ.
ધરી હાંમ દીલમે કિધું કાંમને,
'રોશન' બનાવી દિધું નાંમને.

## વજીર પીરાંને અફ્રાસીઆબને ઇરાંની કેદીઓના છૂટકારા વીશે ખબર આપવી.

પછી જ્યારે રૂડી રૂપેરી સહવાર,
પ્રકાશી રહ્યા ખુબ ખુરશેદ બહાર.
નિકલિયા કરનાય, ભુંગલ અવાજ,
ચહડયા જોમ ઉપર ગરદનફરાજ.
લશકરબી ઉઠયું સજી સાજને,
કરે આજ ફતેહ નવાં કાજને.
ઉઠયો શાહ જાગી અફ્રાસીઆબ,
દેમાગે હતો અર્ગવાંની શરાબ.
થઇ ચાલુ ચકચાર ગઇ રાતની,
ખબર પુગી પીરાંનને વાતની.
કરે વાત લશકર હર ઠાર-ઠાર,
બનાં સહું તાજુબ કરે તકરાર.
સૂણી હાલ પીરાંન, લઇ એ ખબર,
ઉઠી દોડીયો તે દરબાર પર.
તૂરત જઇ ઉભો શાહની હુજુર,
હતી નિન્દ જેની આંખોમે પુર.
નમનથી નમીને ઉભો રૂ-બ-રૂ,
હકિકત જાહેર કિધી મુ-બ-મુ.
કિધી ખુબ ગમ ખાઇને ગૂફતગુ:
"મેં દાંમે ઘુસ્યું હતું કોઇ વરૂ.
દુખી થઇ બોલ્યો: "ઓ નામેવર,
ગયા નાહસી રાતે બે ઇરાંની નર.
ગજબ તેણે કીધો અજબ જાતનો,
લિધો લાભ તેણે સિહા રાતનો.
અજબ તેણે કીધી જાદુગરી,
નજર કોઇનીબી ના કંઇ પડી.
તંબુનાં ખુંટીને કાપી રસી,
ન પરવા કિધી જાંનનીબી કસી.
ચીરીને તંબુ, ફાડી જરદાર,
ખેંચીને કાહડયા કેદીઓ બહાર.
હતા બે ઇરાંની જે બંદમાં,
ઉઠાવી ગયા બેહુ આનંદમાં.
કિધા બંદ કાપી ખુલ્લા તમામ,
નાખીને ઘોડે, પકડી લગાંમ.
લઇને તે મુજીઓ થાયા પસાર,
અજબ હાંમ કીધી, અજબ કીધું કાર.
શરમિંદગી છાંઇ દરબાર પર,
લિયાનત પડો એ જફાકાર પર.
એ અશરત હકુમત ગૂમાઇ ગઇ,
કિરત તૂરકીઓની લૂટાઇ ગઇ."

## અફ્રાસીઆબનું આ ખબર સાંભલી ગુસ્સે થવું.

સૂણી આ ખબર શાહ અફ્રાસીઆબ,
કીનાથી ચકચુર થયો બેહિસાબ.
થયો શાહ ગુસ્સે, બની લાલ રંગ,
જોઇ કુલ દરબાર થઇ ગઇ દંગ:
"એ બે કેદી હતા નામેવર,
ઔલાદે આલા હતા તાજવર.
બેહતર થતે જો કરતે કતલ,
તો પડતે ન મુજપર આવો વમલ.
ચલન તારી કેવી ઓ ચરખે કહન,
ખૂશાલી મહારી કિધી તેં દફન.
રેહઅન, ગૂમાંની, ઓ નાબકાર,
મધરાતે કીધું હિચકારૂં કાર.

સબર મારી લુટી, લુટી આરાંમ,
થજો તારૂં દૂનિયાથી નાબુદ નામ."
કહ્યું જોઇ મુખ શાહે બરજોરનું:
"એ કાંમ છે કોઇ સરજોરનું.
ગયા બે પલીદો છૂટી હાથથી,
બનાવ આએ બન્યો છે કમજાતથી.
એ કાંમ રૂસ્તમ સિવા નહી કરે,
એ છે એવો મુજી ન જમથી ડરે."
* * *

## બરજોરે અફ્રાસીઆબને જવાબ દીધો.

નમી એમ બરજોરે દીધો જવાબ:
"અએ શાહ દુર કર ગમ તું સિતાબ.
રેહો તખ્ત કાયમ ઓ નામેવર,
સાંભલ કહું તે સૂખન ધ્યાંન ધર.
ભલે છોડવી એ ગયો બંદીવાંન,
ન છોડું હું હરગેજ એ પેહલવાંન.
લૂટારો એ જબરો ઘુસી પર[1] મકાંન,
લુટી લઇ ગયો બે પલીદ બંદીવાંન.
હું પકડીને બાંધશ એ ચોરને,
ભૂલાવશ એ જાબુલીની ખોડને.
સૂણી દીલ મારૂં થયું દર્દમંદ,
ફતુરી બેસી ગયો ફરફંદ.
મગર મોતથી એ રેહ્યા બેખબર,
કે લુટ્યું છે એને બરજોનું ઘર.
ચશમ-ચોર પુરો, બડો પેચદાર,[2]
તોડીને તખ્ત, કિધું આએ કાર.
સિહા રાતે કીધું બુઝદીલ[3] કાંમ,
છોડું ન હરગેજ એ બદલગાંમ.
કર ના હવે શાહ ફરિયાદ તું,
છોડી દે નીરાસીની વાત તું.
અરજ એ કરૂં સૂણ ઓ નામેવર,
જવા દે જંગે, કસું હું કંમર.
કરૂં જંગ આજે જબરૂં જબુન,
બનાવું ધરતી દરિઆ-એ-ખુન.[4]
લડું જઇ જંગે રૂસ્તમ મહાંન,
ભલે હોય બળમા બડો બળવાંન.
પકડી હું એને બાંધી બે હાથ,
ઘસડી હું લાવું ખ્વારીની સાથ.
પટકું જમીન પર તું સાંમને.
પછી જોઇ લેજે મુજ કાંમને."
* * *
તરત બોલિયો એમ અફ્રાસિઆબ:
"વગાડો ડંકો કિનાના સિતાબ.
હુકમ જલ્દ લશકરને જઇ કરો,
સફને સમારી જંગે ચહડો.
કરો જેર દુશ્મન, ન દીલથી ડરો,
લડો જંગે બહાદુર, મારો મરો."
* * *
ઉભાં બંને લશકર મયદાંનમાં,
મચી ધુંમ ભારી બિયાબાંનમાં.
ધરી જોમ જોધ્ધા નિકલિયા બહાર,
કંઇએક પયેદલ 'ને ઘોડે સવાર.
કંઇએક જવાંનો, કંઇએક પીર,
કંઇએક આલા, કંઇએક વીર.
કંઇએક બહાદર, કંઇ બુઝદીલ,
કંઇએક પીલતંન, મિસલ આબે-નિલ.
કંઇએક રણધીર, કંઇ ગમદીલ,[5]
કંઇએક આકીલ, કંઇ રહમદીલ.[6]
ઉભા સફ સમારી ધરીને ઉમંગ,
તલપી રહ્યા સહું લેવાને બંગ.[7]
બુમ 'ને બૂમાટા હરહર ઠાંમ,
ધૂળનાં ધૂંમાડા હરહર ધાંમ.
ખટખટ 'ને કટકટ ના કંઇ સૂમાર,
લડવા 'ને મરવાની સહુંને ખુંમાર.
શેહરોના શેહરો 'ને ગાંમોના ગાંમ,
આવી ઉભા સહું લડવાને કાંમ.

૧ પાક્કાં મકાંન. ૨ કળાબાજ. ૩ હીચકારૂં. ૪ લોહીનો દરીઓ. ૫ લડવા માટે ગમગીન. ૬ દયાલુ દીલના ૭ વેર

## રૂસ્તમ અને બરજોરની કુસ્તી.

પડયા બેહુ બાહેર ધરી હાંમને,
કિધું ચાલુ કુસ્તીતણા કાંમને.
કુદી બંધબંધ મારી બેહુએ છલંગ,
ધરી હાથે ગરદન મિલાવે પિલંગ.

(જુવો પાનું ૩૭.)

બરછી 'ને ભાલા, સમશીર સંગ,
બખ્તર 'ને ખંજર, કંમરબંધ તંગ.
સજી સહુ શસ્ત્રો કરવા લડઇ,
ઉભા સાંમ સાંમે જીવથી ધરઇ.

* * *

કિધો શાહ કએખુશરૂએ હૂકમ,
ધરે બાહર ઇરાંની લશ્કર કદમ.
સૂણી કુલ ઇરાંની પડીયા બહાર,
નિકલ્યું લશ્કર બની ઓસ્તવાર.
લડાએક શસ્ત્રો સજી અંગ પર,
ચહડયા કુલ સુરવીર અર્તા રંગ પર.
નેજા 'ને સમશીર, ગૂરઝ ભારદાર,
લઇને નિકલ્યા જંગી સવાર.
બરછી 'ને ભાલા, તીર 'ને તબર,
કમંદોને બાંધી લિધી પીઠ પર.
કોલાહ 'ને બખ્તર તન પર ધરી,
જમીન રહી લરજી, ધ્રૂંજી ઠરઠરી.
હવા થાઇ કાળી, ગગન અંધકાર,
અજલ રહી તલપી બની બેકરાર.
ખલકમાં થયો શોર ભારી અજબ,
થયાં ધુળ ધૂળાડાં સૂરજબી ગરબ.
જોઇ જંગ મયદાંન, જોઇ ધાંમધુમ,
પડયો બહાર રૂસ્તમ મિસલ કુલજુમ.[1]
હરોલે નિકલ્યો તુસ બેખતર,
વચોવચ ખુશરૂ ઉભો નામેવર.
ગેવ સંગ ગોદરેજ રોશનઝમીર,
ઉભા બાપ બેટા ધરી સમશીર.
ફરીબુર્ઝ, ગુરગીન અને સાવરાંન,
ઉભા ડાબી પાંખે, લઇ તીર કમાંન.
ઇરાંનીઓની જોઇ હીલચાલ,
ધરી હોશ તૂરકીઓએ તતકાળ.
ધરી જોમ દીલમાં, ઉલટ ધરી,
મળી સંગ સાલાર રચાવટ કરી.
રહ્યો ડાબી બાજુએ હોમાંન વીર,
ઉભો જમણી બાજુ પીરાંન પીર.
હરોલે બરઝોર ઉભો પીલતન,
ચગોર તેનાં ચશ્મો, વિજ સમ ચલન.
ગયો તે પવન વેગ શેહરિઆર પાસ,
કિધો તેને જાહેર દીલનો રિયાઝ:[2]
"અએ શાહે તુરાંન, ઓ બખ્તવર,
પડું આજ જંગે કસી હું કંમર.
કરૂં મુજ હમનબર્દ જઇને બતંગ,
લડી તેની ઉમેદ કરૂં કુલ ભંગ.
અગર ચાહે તેવો હશે રૂસ્તમ,
કરૂં સર મુજ હાથ તેનું કલમ.
હું જાઉં છું મયેદાંને જંગને થકી,
હું રાખું છું દીલમાં એકજ વકી.
લડી જેર રૂસ્તમ જઇને કરૂં,
મારૂં હું એને, યા હું મરૂં.
છે જાલ જાબુલીનો એ પિસર,
જગતમાં જેનો નથી હમસર.[3]
મગર એનો આજે કરૂં હું નિકાલ,
મુજ પાસ એની શું છે મજાલ.
અગર જો હશે એ બડો બખ્તવર,
ન છૂટશે જીવતો એ બદગોહર.
મગર મરત મારી ચુંગાલ છે,
બચી જાય આજે એ મહાલ[4] છે.
પ્રપંચી બૂરો જાબુલી ચોર છે,
મચાવી જગતમે રહ્યો શોર છે.
પનાહ આપું જગને, કરી હું કતલ,
તૂટે દોર એનો, જુલમ 'ને અમલ.
કબ્જા પર એની રહે શેહરીઆર,[5]
કરે કુલ માહેતમ સામેસવાર."[6]

* * *

ખૂશી થઇ બોલ્યો શાહ શેહરિઆર:
"થજો તારો રેહબર પરવરદેગાર.
ન કર વીર રૂસ્તમનો તું વિચાર,
ઉમેદ તુંજ દીલની ખૂદા પાડે પાર.

૧ રાતા સમુદ્રના જેવો જોશબંદ. ૨ દીલનો ભરમ. ૩ હરીફ. ૪ મુશ્કીલ છે. ૫ પાદશાહ કએખુશરૂ માટે આ ઇશારો છે. ૬ સામે સવારના કુટુંબ માટે આ ઇશારો બરઝોર કરે છે.

કહું છું તે પર જરા ધ્યાંન ધર,
અમલ કરજે મારા સૂખનની ઉપર.
કદમ ભરજે આગલ, કરી ખૂબ વિચાર,
ભરે જો કદમ, તો ન હટવું લગાર.

કદમ ધરી આગલ ડરવું નહી,
અગર ડર લાગે તો ભરવું નહી.
રજા છે માહરી તૂને નામેવર,
ફતેહ જંગ કરીને પાછો તૂં ફર."

### બરજોરે મયેદાંનમાં જઇ રૂસ્તમને લડવા માટે બોલાવી, તેને તાનાજાની ભરેલા સખુનો કેહ્યા.

નમીને શાહથી લિધી રૂખસત,
ધરી જોમ તન મન જબરી ઉલટ.
બની ખુબ વિક્રાળ ગુમાંનમાં,
પડયો બહાર બરજોર મયેદાંનમાં.
પૂકારી મયેદાંને પાડી બરાડ:
"હું નામે છૂ બરજોર નામી સવાર.
સૂણો એ ઇરાંની, પારો જવાં,
સૂણો એ સુરવીર અને પેહલવાં.
જનમ્યો છું જગમાં નવો પેહલવાંન,
હું આવ્યો છું લડવા બની મસતાંન.
નથી ચાહતો લડવા બિજા કોઇ સાથ,
હું આવ્યો છું રૂસ્તમસે ભિડવાને બાથ.
જ્યાં હોય રૂસ્તમ, કહો તેને જઇ,
આવે તે લડવા, મયેદાને આંહિં.

જ્યાં હોય રૂસ્તમ, કરો જઇ ખબર,
કરૂં આએ મયેદાંન તેની કબર.
જ્યાં હોય રૂસ્તમ, કહો જઇ સૂખન,
હું આવ્યો છું લેઇ તેનું જંગે કફન.
કહો કાંહ ગયો તે પિસર જાલનો,
લૂટી માલ મારો ગયો કાલનો.
ઘૂસી ઘર મહારે મધરાતના,
ગયો ચોરી મીલકત કાળાટમાં.[1]
લૂટારો ગયો માલ મારો લઇ,
હું આયો છું લડવા તે સંગ અહીં.
નથી ચાહતો કરવા કોઇસે હું જંગ,
હું આવ્યો છું કરવા રૂસ્તમ બતંગ.
અગર છે રૂસ્તમ જેહાં પેહલવાંન,
છૂપઇ કાં રહ્યો તે જનાના સમાન."

### રૂસ્તમનું જંગના મયેદાંનમાં બરજોર સાંમે લડવા જવું.

બંને બાજુના લશ્કરની રૂબરૂ, એક નવો પેહલવાંન—બરજોર—લડાઈના મેદાંનમાં ઘોડે સવાર બની, ઈરાંની લશ્કરની સાંમે જઈ, જેહાં પેહલવાંન રૂસ્તમને માટે એવી રીતના તાના જાનીના સખુનો બુલંદ અવાજે પોકારી, અને મોહડે ભાવે તેવા બોલો રૂસ્તમને માટે બોલી, લડાઈનાં મયદાંનમાં તેને પોતાના હમનબરદ તરીકે બોલાવવા લાગ્યો.

પોતાના નામીચા સપેહસાલાર જેહાં પેહલવાંન રૂસ્તમને માટે એવી રીતનાં બદ-સખુનો એક નહી જણાયલા નવા પેહલવાંનને મોહડેથી સાંભળી ઈરાંની લશ્કરનું લોહી ગુસ્સાથી ઉકળી આવ્યું, પણ જેહાં પેહલવાંન રૂસ્તમે પોતાના પેહલવાંનોને નરમાસથી સમજાવી તેમના ગુસ્સા ઠંડા પાડયા, અને પોતે તુરતજ શસ્ત્રો સજી, પાદશાહ કએખુશરોની રજા લેઈ જંગના મયેદાંનમાં, પોતાના હરીફ બરજોર સામે લડવા મયદાંને પડયો.

રખસપર ધરી જીન થાયો સવાર,
સજી શસ્ત્ર પડીયો, રૂસ્તમ બહાર,
ગયો વીજ વેગે મયેદાંનમાં,
કસી જોયો બરજોરને આંનમાં.[2]

રખસને એકદમ કીધો ચલાક,
ઉડારી રહ્યો પાંઉથી ખાક-ખાક.
કુદી રક્ષ મયદાંન ખાકે ભરે,
બરજોને રૂસ્તમ નજર નહિ પડે.

૧ અંધારી રાતના કાળાશમાં તુસ અને ફરીબુર્જને રૂસ્તમ છોડવી લેઈ ગયો, તે માટે એ ઇશારો છે.
૨ પળ વારમાં.

ઉડી ખાક ચોગમ મયેદાંનમાં,
ઉભો દુર બરજોર ચોગાંનમાં.
હસી એમ બરજોરે કીધો પૂકાર :
"શું તારો લડવાનો છે આ સકાર?
ઉડારી રહ્યો ખાક તું અંગ પર,
તૂં ચહડયો છે જંગે આ રંગ પર.
તજી બંગ[1]-ઢંગ 'ને પકડ હથિયાર,
જોઉં તારા હુંન્નરનો હું ચિતાર."
સૂણી લેઇ બરજોરના આ કલાંમ,
રૂસ્તમે ખેંચી રખસની લગાંમ.
રખસ રૂસ્તમનો ઉભો એકદમ,
ધૂળાડું ધીમે ધિમે થાયું કમ.
પૂકારી બોલ્યો જહાં પેહલવાંન :
"ઉભો કેમ જઇ દુર બહાધર જવાંન.
ધુળાડું ધુળનું જોઇ તું ડરે,
તો રૂસ્તમની સામે તૂં શું લડે.
હવે થા તું હૂશિયાર મયેદાંનમાં,
સમજ ના તૂં છે કોઇ દાલાંનમાં.[2]
પૂકારી તું રૂસ્તમ, રૂસ્તમ રહ્યો,
કજાથી શું તું ધરાઇ ગયો.
અગર મોતમાં તું સમજે મજા,
ચખાડું તૂંને મોતની હું સજા.
તૂંજ સમ રિજાલા ઘણા થઇ ગયા,
આ પરદે-જમીં પર કહાં તે રહ્યા.
નથી હું લૂટારો, કે રેહઝન નથી,
જરે-માલનો હું ગરજમંદ નથી.
અજીજો એ મુજ જીવ જાંન છે,
લટી લાવવામાં મને માન છે.
હતી તારી મેહફીલ પુર હોશમાં,
લટઇ કેમ ગઇ તે ખાંમોશમાં.
કપાલે તૂંને જબરૂં લાગુ કલંક,
રહ્યા છે બદરંગ ડંખી ભૂજંગ.[3]
અજીજોંને ખાતર ધરી હાંમને,
નજર સાંમે કીધું મે એ કાંમને.
હવે હિયાં આયો તું લડવા લડઇ,
મગર તું જીવથી ગયો છે ધરઇ."

*   *   *

કહી એમ રૂસ્તમ ચહડી જોશમાં,
ધરી હાથ નેજો પુર રોશમાં.[4]
કિધું જંગ જારી નેજો ધરી,
દેખાડી હુંન્નરપર સર્વોપરી.
લડે બેહું જંગી ચહડી રંગપર,
કરે બેહું જખમો હરીફ અંગપર.
વળી જઇ વાંકા નેજા થયા,
ચહડી કોઇ જનને ના દીલ દયા.
બદનપર બખ્તર વિંધાઇ ગયાં,
જખમમાંથી રૂધીર વેહતાં થયાં.
બદન થાયું જખમી, જીગરમાં જલન,
મગર કોઇ જનબી થયું ના શરણ.
લડત એવી નેજાની બિકટ હતી,
નહી કોઇનીબી થઇ દુરગતી.
ફેંકીને નેજા મયેદાંનમાં,
ઉભા દુર બંને ગુમાંનમાં.
ગયા બંને થાકી થઇ લાઇલાજ,
મગર કોઇનોબી તુટો ન માજ.[5]

*   *   *

ગઇ જ્યારે ઉતરી તનની ખૂમાર,
પડયા બેહું લડવા ફરી બીજ વાર.
નવી કીધી ચાલુ ફરીથી લડાઇ,
ગૂરજથી કીધી એકએક ઘર ચઢાઇ.
નેજાને છોડી, ગુરજ ધરી,
ઘુંમાવી હવામે ફૂટે હરઘડી.
તપાવી ફૂટે જેમ લોખંડ લુહાર,
ફૂટે એકબિજાને બની ખુંનખાર.
નહી આસ કોઇની ગૂરજથી ફલી,
મૂકી બાજુ ગુરજ રહ્યા ખલબલી.
ચહડી ઝાંજ ભારી, ઝનુંન વેરનું,
ઘસ્યું જેંમ જબરૂં હવે કહેરનું.
થાકી પરેશાં થયા બેહુ જન,
બાદઅઝ કિધી બીજી બાજી પસંન.
પડયા બેહુ બાહેર ધરી હાંમને,
કિધું ચાલુ કુશ્તી તના કાંમને.
નિંકલ્યો મયેદાંને રૂસ્તમ વીર,
ઉભો જઇ સાંમે બરજો દલીર.

૧ ઢોંગ કરવાની યુકતી. ૨ મેહલનાં દીવાનખાંનામાં. ૩ ઝેરી સાંપ. ૪ ગુસ્સામાં. ૫ ગુસ્સો-મિજાજ.

કુદી બેશબંધ મારી બેહુએ છલંગ,
ધરી હાથે ગરદન મિસલે પિલંગ.
મરડી, મરોડી કંમરબંધ ધરી,
જકડીને પકડી કંમર દમ ભરી.
ખેંચી કરે બેહુ જંગી પૂકાર,
કરે કંઇ નવી કળ, હર પળ અપાર.
કંમરબંધ તુટા બની છીન-ભીન,
મગર બખ્ત કોઇના બનિયા ન હીન.
પડી બંને છૂટા, ઉભા જઇ દુર,
ચહડી થાક ભારી, બદન મુખ ધુર.
ફરી મારી બરજોરે જબરી તડાપ,
ગરદન પર મારી રૂસ્તમને ઠાપ.
ધરી ટાંગ બરજોરે રૂસ્તમની,
દાબાને ખેંચી ગરમ બહું બની.
બની મસ્ત જોરે મીસલે મતંગ,[1]
કિધો ટાંગ ખેંચી રૂસ્તમ બતંગ.
ઉઠાવી જમીન પરથી રૂસ્તમ કદમ,
ચાહ્યું કે પટકે બની બેરહમ.
જોઇ આ ચલાકી, જોઇ આવી કળ,
છતે બળ રૂસ્તમ થયો નિશફળ.
મગર હાલ સમજી રૂસ્તમ ગયો,
બોલ્યો: "ખૂદાવંદ જૂલમ આ થયો.
કિધું બખ્ત રૂસ્તમનું તેં સિહા,
થયો કેમ મુજપર નાહક કફા.
પરેશાંન હાલત, જીગર ચાક છે,
કિરત રૂસ્તમની હવે ખાક છે.
ખતા બક્ષ અગરચે થયો હોય ગૂનાહ,
મને બક્ષ ચગ્દાં, તહારી પનાહ."
કિધી એમ લડતાં લડત બંદગી,
થઇ તેની નાબુદ રંનજીદગી.
ધરી હાંમ તેણે, કિધો એક શોર,
સૂણતાંજ ઝબકી ગયો બરજોર.
ઝબકીને છોડી દિધો રૂસ્તમ,
છૂટી થાયો છૂટો, ખૂદાની રહમ.

પૂકારીને રૂસ્તમ કહે આ સમે:
"અએ તૂરકી હવે કેહ તૂને શું ગમે?
મે જોઇ લિધો તારો કૂશ્તી કસબ,[2]
અજબ પેચ તારો, ઓ બેઅદબ!
અગર એ રિતે જો કુશ્તી કરે,
તો આલમની તું પર લિયાંનત પડે.
અજબ તારી કૂશ્તી, અજબ છે મજહબ,[3]
અજબ કાયદો[4] છે, અજબ તારી ઢબ.
તૂં કૂશ્તીથી બેશક અંજાણ છે,
એ હુંન્નરનું તુંને કહાં ધ્યાંન છે."

* * *

સૂણી રૂસ્તમના એવા સખૂન,
ચહડયું બરજોરને ભારી ઝનુન.
બોલ્યો રૂસ્તમ તરફ જોઇને:
"તૂં વાતો કરે છે અકલ ખોઇને.
શિખામણની એવી વાતો કરે,
મગર તેમ કરતાં તું નહિ ડરે.
જગતમાં મશાહુર આ વાત છે,
તુંબી ગૂન્હાગાર વિખ્યાત છે.
પિસર સંગ કૂશ્તી તુંએ કરી,
પડયો પટકાઇ જમીનપર લડી.
દગો દેઇ પિસરને છૂટી તું ગયો,
કસબ તારી કૂશ્તી તનો કાંહ રહ્યો.
મજહબ કૂશ્તીનો તું ભૂલીયો પેદર,
દગાથી ચિરીયું પિસરનું જીગર.
કસબ 'ને મજહબની કરે વાત તું,
છૂટે નહિ રૂસ્તમ મૂજ હાથ તું.
ઉભો રહી બકારો કરે દુરમુખ,
મગર તારી અંદર નથી કંઇ સલુક."

* * *

પૂકારી બોલ્યો તે મર્દે-જવાં:
"ઉભો કેમ રહ્યો રૂસ્તમ પેહલવાં.
લડી કુશ્તી શું ધરાઇ ગયો,
કે બાઝુ[5] આવી એમ દૂર ઉભો રહ્યો.

---

૧ હાથી. ૨ કુસ્તીનો હુંન્નર. ૩-૪ કુસ્તી લડવાની રીતભાત. બરજોરે રૂસ્તમનો એક પગ તેની જાંગમાંથી પકડી, પોતાના જોરથી જમીન ઉપરથી ઉંચકી લીધો, અને રૂસ્તમને જંગના મયદાંનમાં એક પગે ઉભું રેહી બરજોર સાથે કેટલોક વખત સુધી હેરાન થઇ કુસ્તી લડવી પડી, તે માટે રૂસ્તમ આ ઇશારા કરે છે. ૫ હાથ ઉઠાવનો.

### સોહરાબના ખુન બાબે રૂસ્તમનો એકરાર.

કતલ કીધો મુજ હાથ પ્યારો પિસર,
મેં લિધું ઇરાંન કાજ તેનું જિગર.
કિધી શાહ કાજે ભંગ મુજ ઉમેદ,
સિયા કીધો મુજ હાથ દિન મુજ સફેદ.

(જુવો પાનું ૩૯.)

અગર તાબ કુશ્તી થકી જો નથી,
તો લડવાની મરજી નથી શું થતી?
લડી જંગ જગમે થયો મશહુર,
થયો કેમ બેતાબ મારી હજુર."

**રૂસ્તમે બરજોરની તાનાજની અને લાનતાંનનો ખુલાસાવાર જવાબ દીધો.**

સૂણી આવી તાનાજાની જબુંન,
ચહડયું રૂસ્તમને જબરૂં ઝનુંન.
બોલ્યો મૂખથી પૂકારો કરી:
"સાંભલ ઓ અહેમક કાંનો ધરી.
અએ જાહેલ બકારો કરી તું રહ્યો,
જનમ તારો જહાંનમ અંદર ગયો.
કરે ખાલી બકબક આ બેલગાંમ,
તૂં જાણે શું મારી દલેરી 'ને હાંમ.
બંધ કર ખૂદા વાસ્તે બદજબાંન,
બકી કેમ રહ્યા છે ગલત લાનતાંન.[1]
'કદી બોલે બુરા ન અસરાફ બોલ,
કદી નહી કમજાત-કરે રાસ્ત તોલ.'[2]
જીતી જેર કિધા મે કંઇક બાદશાહ,
મે આપી છે કંઇએક શાહને પનાહ.
જગમે કિધાં છે જંગ બીશિઆર,
તોડી કિધાં હફતખાંનો ખૂવાર.
કતલ કીધો મુજ હાથ પ્યારો પિસર,
મે ચિર્યું ઇરાંનકાજ તેનું જીગર.
'કિધી શાહ કાજે ભંગ મૂજ ઉમેદ,
સિંહા કીધો મૂજ હાથ દિન મૂજ સૂફેદ.'[2]
તૂં જાણે શું મારા પિસરની વાત,
બની કુલ હકિકત અજબ 'કસમાત.[3]
અએ અહેમક ખબર એવી મુજને હતે,
તો ખુને-પેસર કેમ પેદરથી થતે.
મગર થાઇ ગફલત માદર તની,
ભવિશની ગણુતી ઉલટી ગણી.
લખાવટ ગલત તેહમીનાએ કરી,
જણી એક હતી દુખ્તરે મુશ્તરી.[4]
પેદરથી છૂપાવી પિસરનો[5] જનમ,
સમજીયો નહી કમબખત રૂસ્તમ.

કિધું કાંમ કાળું એ અફરાસીઆબ,
થજો તેનું આલમમેં ખાંનુખરાબ.
જ્યાં તક અમલ જગ કિયાંની હશે,
જ્યાં તક રૂસ્તમ આ ફાંની હશે.
ત્યાં તક છોડું ન તે બદનેઆદ,[6]
જીગરમાં જલે છે સોહરાબ યાદ.
ભમાવી, ભંભેરી ગુલાબને,
રવાના કિધો જંગે સોહરાબને.
કરમ કમબખત આપનું ફુટિયું,
જે ઉલટું તે સુલટું ન હરગેજ થયું.
'કરમના એ બંદા, કરમનાં ગૂલાંમ,
કરે લાખ તદબીર, મગર તે નકાંમ.
કરમ જે કરે તે કોઇ નહિ કરે,
લખેલા કરમના ન લેખો ફરે.'
હકિકત સાંભલ ઓ મરદે-જવાં,
કરે મારો એકરાર, મહારી જબાં.
જવાની જ્યારે હતી ગુલઝાર,
વજન મૂજ બદનનું, હતું બિશીઆર.
આ ધરતી ન ખમતી'તી મારૂં વજન,
દીલ મારૂં તેથી હતું દર્દમંદ.
જમીન ફાટી તડકી જતી બેધડક,
જતું હર કદમ તન મહારૂં ગરક.
દૂવા એ ગુજારી હકને દવાર,
ખૂદાવંદ એ દુખ, હવે મારૂં તાર.
ઇલાહીએ ફરીયાદ ધ્યાંને ધરી,
અરજ મારી મંજુર તેણે કરી.
વજન તન ઘટી મન રાહત મળી,
ખિલી રહી ઉમેદની હર કળી.
મગર જ્યારે સોહરાબે પટકી જમીન,
ચહડી બેઠો છાતી ઉપર નામચીન.

૧ તાના મીના. ૨ જુવો મારૂ સંપુંર્ણુ શાહનામુ, દાસ્તાંને રૂસ્તમ અને અસફનદીઆર.
૩ અકસ્માત ૪ જો પતી સીતારાના જેવી એક ખુબસુરત દીકરી તેહમીનાએ જણી હતી, એવી ખોટી ખબર તેહમીનાએ રૂસ્તમ ઉપર લખેલી હતી, અને તેથી રૂસ્તમ સોહરાબના જનમથી બેખબર રહ્યો હતો, તેને માટે રૂસ્તમ બરજોરને આ ઇશારો કરે છે, ૫ દીકરાનો. ૬ બુરી બુનીઆદનો.

છૂટો હાથથી તેને કેમે કરી,
જરૂર આગલાં બળની બહુ પડી.
દૂવાએ ગુજારી યઝદાંન પાસ,
બક્ષ બળ મારૂં, પુર મારી આસ.
અરજ મારી સાહેબે મંજુર કરી,
બખશ્યું મને બળ તૂરત તે ઘડી.
લડી કુશ્તી સોહરાબ, કિધો તેને તંગ,
કરી જોર ઉઠાવી લિધો અતરંગ.
ઊઠાવી હવામે, ધુંમાવી અધ્ધર,
ખલક રહી જોતી રશ્કે કંમર.
પટકયો જમીનપર દીલબંદ પીસર,
'ને ચીરિયું તે મારાં જીગરનું જીગર.
તે સોહરાબનો હું પેદર રૂસ્તમ,
ભરે મારી આગળ તું શું કદમ."

* * *

સૂણી આ હકિકત વીગતવાર,
થયો દીલથી બરજોર બહું બેકરાર.
ધરી હાથ ગુરજ દીધો જવાબ:
"અએ રૂસ્તમ બંધ કર તારો હિસાબ.
સૂણી હાલ તારો છે દલગીર દીલ,
મગર પડ જંગે કરે કાંય ઢીલ."
કંમરબંધ બાંધી એકદમ સિતાબ,
કિંધી તેણે ઘોડાની સાબુત રિકાબ.

થઇ સ્વાર ઘોડે પકડી લગાંમ,
ધરો ગુર્ઝ ભારી ગયો સંગરાંમ.

* * *

થયું જંગ જારી મયેદાંનમાં,
ઉભાં બંને લશ્કર ખુબ તાંનમાં.
મચી રહી ધુંમધાંમ ધાંધલ ફરી,
હરોલે ઇરાંની ઉભા બખ્તરી.[1]
તૂરાંની પેહલવાંન હોમાંન વીર,
વલી બારમાંબી નિકલ્યો દલીર.
કુલ્બાદ,[2] શિદેહ[3] સમારીને સફ,
નજર ફેંકી જોતા રહ્યા હર તરફ.
ધરી હાથ ગુરજ, બની ખુંનખાર,
પડયો બાહાર બરજોર દીલે ખુમાર.
જોઇ તેને રૂસ્તમ થયો ઓસ્તાર,
આવ્યો મયેદાંને કરતો પૂકાર:
"અએ દિલ-દિવાના તૂરકી જવાંન,
હવે રાખ તારૂં ઠિકાંણે ધિયાંન.
કરૂં હું સિહા રોજ તારો સુફેદ,
કરૂં ખાક તારી રોશન ઉમેદ.
ઓ વેહર્શી[4] અજબ તારી સરજત છે,
આ મયેદાંન હવે તારી કિયામત છે.
ધરી જોશ દિલમાં લડે દમ-બ-દમ,
નથી શું કજાનો તૂને કાંઇ ગમ.

હવે મોતની તુંજ મોસમ થશે,
કજા તારો મયેદાંને જાહેર થશે."

* * *

## બરજોરે રૂસ્તમને નસીબના બાબમાં કેહલા સખુનો.

સૂણી વાત બરજોરે દીધો જવાબ:
"તૂં જાણી શકે કેમ કજાનો હિસાબ.
જનમ 'ને મરણુ છે યઝદાંને હાથ,
તૂં ખાકી શું જાણે મિનોઇની વાત.
કજાને છે આધીન ગદા 'ને ગરીબ,
બચાવી શકે કોઇબી ના તબીબ.
નસીબમાં અગર મારી હોશે કજા,
હરી[5] ના શકે કોઇ કજાની ધજા.

અએ દાનેશ કહું શું નસીબની વાત,
છે કાંહણી નસીબની બડી બદશિફાત.[6]
'નસીબ જો હતું તો હકુમત હતી,
નસીબ જો ફુટું તો મૂસીબત હતી.
નસીબમાં હતું તો ચલાવ્યો હૂકમ,
નસીબ જો ફુટું તો ન ચાલે કદમ.
નસીબમાં હતું તો હતું તખ્ત-તાજ,
નસીબ જો ફુટું તો લૂટઇ જાય લાજ.

---

૧ બખ્તર પેહડી ઉભેલા સરદારો. ૨-૩ તુરાંની પેહલવાનો. ૪ જંગલી યાને ક્રુરની.
૫ જીતી શકવું. મોતને કોઈ જીતી શકયું નથી, તે માટે બરજોર આ ઇશારો કરે છે, ૬ ખરાબ.

નસીબ જો હતું તો બની જગ ગૂલાંમ,
નસીબ જો ફૂટું તો ન કોઇ આવ્યું કાંમ.
નસીબ જો હતું તો હતો માલ ગંજ,
નસીબ જો ફૂટું તો હજારો રંજ.
નસીબ જો હતું તો હતી રેલછેલ,
નસીબ જો ફૂટે તો તૂટે રંગ મેહેલ.
નસીબમાં હોય તો કરૂપી હસે,
નસીબ જો ફૂટે તો રૂપાળી ફસે.
નસીબ જો હતું તો હતી ખુબ મજા,
નસીબમાં હોય તો આવે કજા.
નસીબ લેઇ આવ્યો છું મયેદાંનમાં,
મરૂં યા તો મારૂં ચોગાંનમાં.
નથી બૂજતો મુજ સૂખનની કદર,
કરી લે તું દુનિયાંને છેલ્લી નજર."
ઉઠાવી ઘૂમાવી ગૂરજ્ર જોરમાં,
લડે બેહુ જંગી અતી તોરમાં.

* * *

## બરજોરની સાથે ગુરજ્રનો લડાઇ કરતાં રૂસ્તમનાં ખભાંનું ઉતરી જવું.

બરજોરની સાથે ચાલી રહેલાં ગુરજ્રના જંગની લટત જોઈ, બંને બાજુના લશ્કરની હોશ ફરાંમોશ થઈ જવા લાગી. દીલાવર બરજોર પોતાના ભારી ગુરજ્ર વડે જેહાં પેહલવાંન રૂસ્તમના બદન ઉપર વેર અને ઝનુનથી ભરેલા જરબ ઉપર જરબ ખુબ જોરથી મારવા લાગ્યો. તમામ લશ્કર જેહાં પેહલવાંન રૂસ્તમ તરફ બારીક નજરે જોતું રહ્યું. ગુરજ્રની ચાલુ લટાઈથી દીલાવર બરજોર હવે થાકી જવા લાગ્યો, પણ એ લડાઈનું કાંઈબી સેવટ તેને જણાયું નહી. બીજા હાથ ઉપર પેહલવાંન રૂસ્તમ બરજોરના ભારી ગુરજ્રના જરબોથી આજેજ થવા લાગ્યો, અને કોઈબી રીતે બરજોર ઉપર તે ગાલેબ આવી શકયો.

મામલો જ્યારે એવી રીતે જંગના મયેદાંનમાં ચાલી રહેલો હતો, ત્યારે દીલાવર બરજોરે કંટાલી જંગનું સેવટનું પરીણામ લાવવાની નેમથી, યઝદાંનનું નામ પોતાની જબાંન ઉપર લઈ, એક ઉંડો દમ ભરી, પોતાના સઘલાં જોરને એકઠું કરી, રૂસ્તમના ખભાં ઉપર એવો તો જોરથી પોતાના ગુરજ્રનો એક જરબ મારયો, અને તે જરબ લાગનાને વાર જેહાં પેહલવાંન રૂસ્તમની આંખે એવાં તો અંધારાં આવી ગયાં, કે તે પોતાના ઘોડા ઉપર પેચ ખાવા લાગ્યો, મગર પોતાની હોશને કાએમ રાખી જીન ઉપર તે બેસી રહ્યો. બરજોરના ગુરજ્રનો જરબ લાગતાંજ રૂસ્તમના ખભાંમાથી તેનો હાથ ઉતરી ગયેલો તેને તુરતજ માલમ પડયો. મગર પોતાની શાબેતાની ચપલાઈ અને ચાલાકીનો તેણે તુરતજ ઉપયોગ કીધો. પોતાની સઘલી હિંમત અને જોરને ભેગાં કરી, પોતાના ખભાંમા થતાં દુખ અને કલતરના દરદને તે દીલાવર પેહલવાંન ખમવા લાગ્યો. એવી રીતે પોતાની નાતવાંની અને દુખની ખબર તેણે પોતાના હમબરદ બરજોરને સેહજબી જાણવા દીધી નહી. રૂસ્તમના જોખમાઈ ગયેલાં ખભાંની ખબરથી બરજોર બેખબર રહી ગયો, અને તેની તેવી બેખબરીનો લાભ લઈ, રૂસ્તમે બરજોરને હસી કાહડી તેની ગુરજ્રબાજીને ફુલના તુરાની રમત સાથે સરખાવવા લાગ્યો, અને અંતે સમી સાંજના વખતનું બાહાનુ કાહડી, આવતી કાલ ઉપર જંગને તહકુબ રખાવવાની મતલબથી તે બોલ્યો :—

જોઇ જંગે ગૂરજ્ર–અતી બેહૂસુલ,[1]
થયો દીલથી બરજો અતી દીલ મલુલ.[2]
રહ્યું જંગ ચાલી, જબરૂં અજબ,
થયા ચાલુ ભારી ગૂરજ્રના જરબ.
ફૂટે જેમ લુહાર લોખંડ લાલ,
ફૂટે એકેક પર વિના કંઇ ખિયાલ.
લડીને મિસલ શેર કરતા પૂકાર,
મગર કોઇબી નહિં થયું ખારજાર.
કરે જોરથી બહુ જરબ રૂસ્તમ,
મગર નહી બરજોર દબતો કદમ.
તપી લાલ બરજોરે ખોઇ મિજાજ,
દિધી ખોઇ ધીરજ, ધરી દીલ ઝાંજ.

૧ ફાએદા વગરનું. ૨ દુખી.

કપટ, વેર અને છલ ધરી રોશમા,
થયો તે તઇયાર ખુબ જોશમા.
જબાંપર લિધું નામ યઝદાં ધરી,
એકદમ તૂરત દમ ઉંડો ભરી.
જરબ એક જબરો કીધો ખાંધપર,
તૂરત તેની થઇ રૂસ્તમપર અસર!
જરબ થાયો જબરો, અસર થઇ ખરી,
ખભું રૂસ્તમનું ગયું ઉતરી!
અરે એ જમાનાના તેહમતન વીર!
અરેરે ઇરાંનના રોશન દલીર!
અરેરે એ ઇરાંનના પેહલવાંન!
અરે સલતનતના એ પાસબાંન!
જરબ થાયો જાલમ, કિરત ધુલધાંન,
દરદ થાયું અંગે, બદન નાતવાંન.
ન હિલવી હિલાવી શકે હાથને,
ના રોકી શકે તે ગભરાટને.
સમજીયો દીલમા જહાં પેહલવાંન,
થયું બખ્ત બરગીશ્તા બેગૂમાંન.
બૂરી થઇ હાલત, બૂરા ફાલથી,[1]
બૂરો હાલ થાયો, બૂરા કાળથી.
દરદ તન બદનમે, જોખમાયો હાથ,
લડી નહિ શકયો તે બરજોર સાથ.
કીધી એક તરકીબ અજબ રૂસ્તમે,
હસી બોલિયો તે તૂરત તે સમે:
"શાબાસ! મરહબ્બા! તારી લડત!
કરી તું રહ્યો ગુલદસ્તે[2] રમત.
શાબાસ! મરહબ્બા! નવા પેહલવાંન!
ગુરઝબાજીનું છે તૂંને કંઇ ધિયાંન?
નિકલિયો ગૂરઝ તું ધરી જંગમા,
કરે ગેંડબાજી[3] પડી રંગમા.
ચહડી બેઠો ઘોડે, બની નામચીન,
મગર જૂર્બ મારે મિસલ નાજનીન.
બદન તારૂ પાહડી બળદાર છે,
મગર કેમ ગૂરઝ તારો ફુલ ભાર છે?
અરેરે ઓ બરજોર, એ શું વાત છે,
એ ગૂરઝ છે તહારો કે ફુલગાંઠ છે."

"અએ નામી 'ને હાંમી નવા પેહલવાંન,
હિયે કુલ તુરાંન નમી તુંને માન.
ખડો હાંમમાં તું હિસે નામેવર,
જોતાં ઉભાં છે તૂને લશ્કર.
જંગ જોઇ તારૂં કરે આફરીન,
સિવા તું બીજો નથી નામચીન.
હવે મારૂં સાંભલ પેહલવાંન મસ્ત,
થયો છે હવે જો ખુરશેદ અસ્ત.
લડી નહી શકાશે અંધારમાં,
થશે લાભ નહિ કંઇ એ કારમાં.
વલી તુંબી થાયો હશે બેકરાર,
લડીશું કાલે, હવે તું સિધાર.
અગર કાલે આવે તૂં મયેદાંનમાં,
કરી કેદ લઇ જાઉં જીંનદાંનમાં."

* * *

કિધી રૂસ્તમે એ બહાંને ખલલ,
ન બરજોની ચાલી જરાબી અકલ.
સમજયો જરાબી ન બરજોર મસ્ત,
કે જોખમાયો જંગે છે રૂસ્તમ દસ્ત.
સમો તે મકર ચરતનો હતો,
વખત બહુ કટોકટ વિપતનો હતો.
હસી બોલિયો તે નવો પેહલવાંન:
"ભલે ફેર પાછો તહારે મકાંન.
નસીબ જેનું કાલે બેટાલું હશે,
મૂખ તેનું હસ્તું કાળું થશે.
બેશક હું આવશ પડતાં સહવાર,
શરૂ કરશું લડવા તનો રૂઝગાર."
થયો તેટલાં વખ્ત નિમા શાંમનો,
રહ્યો નહી વખત કાંઇ સંગરાંમનો.
કહ્યું રૂસ્તમે: "લે હવે તું રજા,
જોઇશું કાલે છે કોની કજા."
કહી રૂસ્તમે એમ ફેરવી લગાંમ,
ગયો ત્યાંથી નિકલી લશ્કર મૂકાંમ.

* * *

૧ નસીબથી. ૨ ફુલનો તુરો. ૩ દડી દાવ.

થઇ જંગથી ફારેગ બરજો દલીર,
ગયો શાહ પાસે બની બહુ અધીર.
જોઇ શાહે કીધો તૂરત સવાલ:
"કહે ઓ દિલાવર મને તારો હાલ.
બયાં જંગના રંગનું તું જણાવ,
હકીકત મને તું તહારી સૂણાવ."

* * *

નમી એમ બરજોરે દીધો જવાબ:
"રહો તારો કાયમ અએ શાહ તાબ.
કરૂં શું હકીકતે-રૂસ્તમ બયાં,
હરીફ તેનો કોઇબી નથી આ જહાં.
કહું શું તૂંને હાલ ઓ નામેવર,
જબાંથી થતી નહિ રૂસ્તમ જીકર.
લડયો હું લડાઇ ખુબ ખંગથી,
કિધું જંગ ભારી અનેક રંગથી.
ઢૂંડો તમ ઉત્તરથી દખણ ગમ,
ને પુર્વથી પછમ કદમ-હર-કદમ.
મગર છે સાબુત મને એ યકીન,
નથી બીજો રૂસ્તમ પરદે-જમીન.
લડયો હું કુસ્તીની ભારી લડત,
મગર તેને મનથી લાગી રમત.
ઘણીબી પટકવા તદબીર કરી,
મગર તે છટકી જતો હર ઘડી.
હું કંટાલી થાકી ગયો થાકથી,
પડયા બેહુ છૂટા એતેફાકથી.
બાદઅ ગુરઝથી કીધી લડઇ,
મગર તેનીબી ના અસર કાંઇ થઇ.
ગુરઝના જરબથી જમીન ગાભરી,
મગર મન રૂસ્તમ ફૂલની ઝરી.[1]
લડીશું ફરી કાલ પડતાં સહવાર,
છૂટે ના કદી મુજ હાથે જીનહાર.
પકડીને બાંધી, કરી બંદીવાન,
હાજર કરશ રૂસ્તમ પેહલવાંન."

* * *

### રૂસ્તમને તેના ભાઇ જવારેહે જંગની હકીકત પુછવી.

પુગ્યો જ્યારે રૂસ્તમ લશકર મિયાંન,
જવારેહે[2] જઇને દિધું તેને માન.
મગર દીઠો ચેહરો બિલ્કુલ ઝર્દ,
હતું તેને કાતીલ ખભાં માહે દર્દ.
દરદમંદ દીલે કીધો સવાલ:
"અએ ભાઇ મારા, શું છે જવાલ.
દિસે તારી ચિન્તાભરી છે ચશંમ,
દરદમંદ ચેહરો 'ને દીલ માહે ગમ.
મને કેહ તારા દીલનો ભરમ,
પડયો શું જંગે તું પર સિતમ.
મને કેહ તારો શું હાલ છે,
સિતારાની કેવી કહે ચાલ છે.
ખરૂં કેહ ભાઇ ખુદાના કસંમ,
મને તારી તબિયત લાગે નરંમ.

* * *

જ્યારે જેહાં પેહલવાંન રૂસ્તમે પોતાના ભાઈ જવારેહને મોહડેથી અવી દીલસોજીના કલામો સાંભલ્યા, ત્યારે તેણે રંજીદા દીલે, તેની આગલ બરજોરના જંગમાં પોતાની ઉપર વિટેલાં વિટંબનાનો હેવાલ દુઃખી દીલે જણાવ્યો.

### રૂસ્તમે બરજોરના જંગનું બયાંન કરવું.

"હવે ભાઇ સાંભલ બૂરી છે ખબર,
જમાનાએ બુજી ન મારી કદર.
બિરાદરેમંન શું કહું મારી વાત,
નથી આજ મુજને જરાબી રહાત.
ઠેકાંણું નથી મુજ દેમાગનુ,
બયાં શું કરૂં તે નાપાકનુ.[3]
થયું બખ્ત મારૂં બૂરૂં આજ દંન,
પડયો આજ મયેદાંને મૂજપર મહન.[4]

૧ ફુલની ઝરી=ફુલનો વરસાદ. ૨ રૂસ્તમનો ભાઈ. ૩ બરજોરને માટે રૂસ્તમ એ ઇશારો કરે છે.
૪ મહન યાને જુલમ.

હતી મુજ મનમાં એવી ઉમેદ,
પકડી કરૂં હું બરજોર કએદ.
મગર આસ મારી થઇ ધુલધાંન,
કરૂં શું મૂસિબત બિરાદર બયાંન.
પહાડ સમ થઇને ઘોડે સવાર,
ધરી હાથ નેજો બની ખુનખાર.
નિકલ્યો બરજોર કરતો પૂકાર,
લડયો પેચથી તે બની ઓસ્તવાર.
જરાબી ન ઝૂંકયો કે હટિયો જરી,
મને તેથી મૂશ્કીલ જબરી પડી.
હુંન્નરમે છે આલા, બૂલંદ બખ્તવર,
મને તે દિસે છે કોઇ અફસુંગર.[1]
કિધું જંગ કુસ્તીનું મયેદાંનમાં,
અજબ જોર દીઠું એ મસ્તાંનમાં.
ન હટિયો કદમભર, અજબ તાબછે,
નરો જોરમાં જાણે સોહરાબછે.
મૂકી કુશ્તી પડતી, ગુરજ ધરી,
પડયા બંને મયેદાંન લડવા ફરી.
લડે જંગી જબરો, ન મરવા ડરે,
મને મારવાને થકી તે મરે.

કિધું જંગ જબરૂ ગૂરજથી જણુંન,
તે ચાહતો'તો કરવા મેહારૂંજ ખુંન.
લિધા જર્બ ઝીલી ધરી ખુબ ધીર,
મગર અંતે થાયો ગાલેબ વીર.
બિરાદર જવારેહ કહું શું હું વાત,
મને આસ્માને દિધો નહીં હાથ.
ગુરજ જંગ મુજ મન કિયામત હતી,
સિતારાની થઇ ગઇ ઉલટી ગતી.
કરી એક આખર જબરો પૂકાર,
ધરી હાથ બરજો ગૂરજ ભારદાર.
જરબ કીધો મુજપર ગુરજને ધરી,
ગયું તે જરબથી ખભું ઉતરી.
દરદ તન બદનમાં, જીવ બેકરાર,
સમજ થાઇ સૂહની, ચશમ અંધકાર.
થયા બંધ કાંનો, સમજ નહિ પડે,
મને લાગું બરજોર રૂસ્તમ હરે.[2]
મગર હોશ રાખી દીલમે ધરી,
સમજ્યો હું મારી, હાલત ખરી.
નથી હાથ હિલવી શકાતો જરી,
ખભાં માંહે કલતર છે દુઃખભરી."

## રૂસ્તમે ઇરાંન માટે ખુદા પાસ અરજ ગુજારી.

દૂખી થાઇ રૂસ્તમ બની બેકરાર,
કરે યાદ હર પળ પરવરદેગાર:
"ખલકના ઓ ખાવિંદ, ઓ દાદગર,
આ બંન્દા ઉપર કર મેહરની નજર.
થયો છું આ દુઃખથી હું લાઇલાજ,
ઇલાહી હવે રાખ તું મારી લાજ.
જરા સુણ મારી અરજના કલાંમ,
ઝૂકાવે સર તારો બંન્દો ગુલાંમ.
નથી કોઇ મદદગાર, ઓ દસ્તગીર,
પડયો છે જફામે બંન્દો હકીર.
ખૂદા યા ખૂદાવંદ, યઝદાંન પાક,
રખે કરતો ઇરાંનને તું હલાક.

કરૂં તુંને સાહેબ અરજ કરગરી,
કર રૂસ્તમની હવે રેહેબરી.
ગુજારી મેં જીંદગી જંગો કરી,
લડયો દેશ ખાતર છું હર ઘડી.
મગર દુઃખ અચબુચ થયું છે નસીબ,
નથી કોઇ મટાડે એવો તબીબ.
પનાહ તારી સાહેબ, ઓ દાદગર,
હવે બુજ ઇરાંનીઓની કદર.
પડયું છે તનાહ મારૂં લશ્કર તમામ,
કરી શું શકે રૂસ્તમ વન કાંમ.
જબરદસ્ત દુશ્મંન સર પર ખડો,
બેશક ઇરાંનીનો થાશે મરો.

બચાવી લે ઇરાંનને કેરદેગાર,
કરે કોણ મદદ હિયાં, નથી યાંરગાર.[3]

* * *

1 જાદુગર. 2 હરે=જીતી જાય. 3 મદદગાર.

જ્યારે જેહાં પેહલવાંન રૂસ્તમે પોતાની હાલત એટલી બધી ખરાબ થાયલી જોઇ, અને આવતી કાલના જંગમાં બરજોર સાંમે લડવા તે જઈ શકનાર નથી એવું તેને નક્કી લાગ્યું, ત્યારે લાચારીથી પોતાના ભાઇ જવારેહને પોતાની પાસે બોલાવી, તનાહીમા પોતાના દીલનો ભરમ તે તેને જણાવવા લાગ્યો.

## રૂસ્તમે પોતાના ભાઇ જવારેહને પોતાની ઇચ્છા તનાહીમાં જણાવી.

દ:ખી દીલે રૂસ્તમ હવે બોલિયો,
ભરમ ભેદ જવારેહ કને ખોલિયો:
"હવે ભાઇ સાંભલ, કહું જે સૂખન,
ખમાતી ખમાંની નથી આ દુખન.
હૂં થોભી ન શકતો, હવે આ જગે,
મને જાવું છે બસ મહારે વગે.
કર જલ્દ એકદમ તું વેતરણ,
હૂં જાઉ છું છ્પછાપ સિસ્તાંન્ વતન.
કર પાલખી એક તઇયાર ઝટ,
કરૂં હું સફર આજ રાતે તૂરત.
પડે વાતની નહી કોઇને ખબર,
હરગેજ ન જાણે લશ્કર ભિત્તર.
કોઇ અફસર કે નરવર જાણે નહી,
ખબર પુગે દુશ્મન મકાંને નહીં.
અગર પડશે બરજોરને એ ખબર,
તો કરશે એ ઇરાંન જીરેજબર.
પહાડ સમ ઘોડા ઉપર થઇ સવાર,
મને કુટી ગુરઝે કિધો ખારઝાર.
ધરી ધુંન ગૂમાંની લડે નીડર,[1]
લહુનો તરસિયો થયો બેસબર.
બડો બેશહુર[2] એ મૂસ્તાક છે,
એ સમજે છે કુલ્લે ખલક ખાક છે.
કૂટી મારી ગરદન ગૂરઝથી ઘણી,
ગઇ હોશ મારી ગાફેલ બની.
ખભું એ જરબથી ગયું ઉતરી,
ન હિલવી હિલાવી હું શકતો જરી.
મેં જોયા છે સુરવીર ઘણા નામેવર,
મગર એ હરીફ છે બડો જોરવર.
નથી એની સમ કોઇ ઇરાંનમાં,
લડે જઇ એ સાથ મયેદાંનમાં.
અએ ભાઇ તજવીજ હવે જલ્દ કર,
જવું છે મને માતર્નો[3] પેશતર.[4]"

* * *

છપી વાત છાંની જરા ના રહી,
હવા લઇ ઉડી વાત લશ્કર મહી.
ઘણીબી છ્પાવી ગુપત વાતને,
મગર નહી પડવા દિધી માતને.
ખબર કેમ ફેલઇ ખૂદાને ખબર,
સૂણી વાત લશ્કર થયું બેસબર.
પડયા સહુ સાલાર[5] ગભરાટમાં,
પડયું કુલ લશ્કર કકલાટમાં.
"થશે કેમ હવે જંગ રૂસ્તમ વગર,
થશે આએ મયેદાંન સહુની કબર."

* * *

બની બહુ શકમંદ, જમા સહૂં થયા,
મળી સાથ રૂસ્તમ પાસે ગયા.
હકીકત જાંણી થઇ લાઇલાજ,
દ્ખી સહુ થયા, જોઇ ગર્દનફરાજ.
પૂગી શાહ કએખુશરૂને ખબર,
થયો રંજીદા બહુ તે નામેવર.
ગઇ કુલ દરબાર ગાફેલ બની,
ફિકર બહુ પડી કાલના જંગની.
થશે પાયમાલી હવે બેહિસાબ,
થશે રૂસ્તમ વન ખાંનુખરાબ.
ગયો નામવર શાહ કએખુશરૂ,
ઉભો જઇ રૂસ્તમની રૂ-બ-રૂ.

---

૧ ડર કે બિહીક વગર. ૨ બેશરમ. ૩ સહવારનું પોહર. ૪ આગમચ. ૫ સરદારો.

દૂખી બહુ થયો જોઇને શેહરિઆર,
હવે કેમ થશે હાય પરવરદેગાર!

* * *

અદબથી નમી બોલિયો રૂસ્તમ:
"અએ શાહ બેશક છે વખ્તે કમ.[1]
સૂણો નામદારો, સૂણો પેહલવાંન,
હું જાઉં છું એકદમ વતન સિસતાંન.
નથી મારી હાલત એવી રહી,
કરૂં જંગ બરજોરસે હું જઇ.
તૂટી મારો એકદમ ગયો હાથ છે,
મગર એ તમો પર જુલમાત છે.
દબી છેઉં જોઇ સહુને તબાહ,
ખેદા બક્ષે તમને ગેબી પનાહ.
અએ શાહ બૂરી છે એ જીંદગી,
જીવું છું મગર એ બળી જીંદગી.
ગજબનાક ગમનો નથી ગમ મને,
મગર છું લાચાર કહું શું તને.
ગયો બાંધમાથી તૂટી હાથ છે,
એ ચર્ખે-કહનની નવી વાત છે.
મને ફક્ત ફીકર એકજ રહી,
હવે કાલ પડતાં, થશે શું અહિં.
નથી કોઇ એવો ઇરાંની દલેર,
લડી સંગ બરજો કરે તેને જેર."

* * *

વિચારો 'ને અંદેશ કીધા હજાર,
મગર મન ચિન્તા વધી ગઇ અપાર.
દરદ દુ:ખ તનમે, ના કંઇ રહાત,
ફિકર ભારી કરતાં પડી અરધી રાત.

## ફરાંમર્ઝનું લડાઇના મેદાંનમાં અચબુચ આવી પુગવું, અને બરજોર સાથે ફરાંમર્ઝનું લડવું, તથા બરજોરનું ફરાંમર્ઝના હાથ ઉપર કએદ પકડાવું.

વિતી રાત અરધી, અરધી રહી,
નિરાસી રૂસ્તમ શકે ના સહી.
એક તો દરદ-દુ:ખ હતું હાથમાં,
બિજું દુ:ખ દુશ્મંન ખિયાલાતમા.
ત્રિજુ દુ:ખ મનમે નિરાસી હતી,
ગળે તેને મનથી ફાંસી હતી.
મૂકરર કિધું મન સફરની ઉપર,
જવા સીસ્તાંને થયો તતપર.
કિધો તેણે અફસોસ, આંખો ભરી,
બોલ્યો: "મૂસીબત મૂજપર પડી.
હવે છે તમુને મહારી સલાંમ,
ખૂદા પાર પાડે તમારૂં કાંમ.
તજી જાવું તમને મને ના ગમે,
મગર માફ કરજો, દલેરો તમે.
રહી રાત અરધી કાળાતમાં,
રખે રોકતા તમ મને વાટમાં.[2]
જે બન્યું તે કીધું તમારે થકી,
મને નહી હરગેજ હતી એ વકી.
ભરેલું છે અરમાંન આ દીલમાં,
મગર જાંન મારો છે મૂશ્કીલમાં."

* * *

સિપાહો દીલથી દુ:ખી બહુ થયા,
વજીરો, અમીરોબી ખાંમોશ રહ્યા.
દૂ:ખી બહુ થયો શાહ કએખુશરૂ,
ન રોકી કે ટોકી કરે જુસ્તજુ.
સફરની ચાલી રહી ધાંમધુમ,
પડી એટલાંમા અચબુચ બુમ.
ખબર આવી જાસુસે એવી કરી:
તલાયાઓ[3] ઉપર નજર છે પડી.
"દિઠા દુરથી છે અંધારમાં,
પૂગી હિયાં જશે તે પળવારમાં."

* * *

કહ્યું ખુશરૂએ: "અએ બખ્તવર,
જરા થા ધીરો, જરા ધીર ધર.
સૂણી લે ભલી કે બૂરી છે ખબર,
પછી કર તહારી ભલે તું સફર."

* * *

૧ ખરાબ વખત આવ્યો છે. ૨ રસ્તામાં. ૩ ખબર લાવનારા.

સફરમાં નવી ઢીલ કંઇ કંઇ થઇ,
હવે રૂસ્તમ તે શકે ના સહી.
મગર સુણી કએખુશરૂનો સૂખન,
તલાયાને મલવું કીધું પસન.
એકાએક સવાર એક આવ્યો ધસી,
નમી રૂસ્તમને ખબર કહી હસી.
ખૂશી થઇ હકીકત કીધી બયાંન :
"સદા રાખે યઝદાં તૂંને શાદમાંન.
લાવ્યો છૂં દિદગાહ તરફથી ખબર,
ફરાંમર્ઝ હિંયાં આવે છે નામેવર.
સંગમાં છે લશ્કર અતી બીશિયાર,
પયેદલ, બહાધર ઘોડે સવાર.
કરે કુચ વીજ-વેગ વેરાંન-વન,
હસી 'ને ખૂશીમાં છે સહુ જન.
મબાદા તે આવે પ્રાત સકાળ,[1]
મબાદા તે પુગે હમણાંજ હાલ."

* * *

## ફરાંમર્ઝનું પોતાના લશ્કર સાથ જેહાં પેહલવાંન રૂસ્તમને જંગના મયેદાંનમાં આવી મળવું.

આ ખુશ ખબર તલાયાને મોહડેથી સાંભલી જહાં પેહલવાંન રૂસ્તમ ઘણોજ ખુશી થઈ ગયો, અને તેનો શીકરમંદ ચેહરો ગુલાબના ફુલ માફક ખીલી નિકલ્યો. એ ખુશ ખબર બોલ બોલતાંમાં તમામ ઈરાંની લશ્કરમાં રાતો રાત ફેલાઈ ગઈ, અને આખું લશ્કર એ ખબર સાંભલી ખુશીમાં આવી ગયું. પાદશાહ કએખુશરૂ પણ ઘણોજ ખુશ થઈ ગયા, અને જેહાં પેહલવાંન રૂસ્તમનો ઝર્દ ચેહરો ખુશીથી ખીલી નિકલેલો જોઈ, સહુ કોઇ તેને મુબારકબાદી આપવા લાગ્યા. આ વધામણી સાંભલી, તે ખુશ ખબર લાવનાર શખ્સને જેહાં પેહલવાંન રૂસ્તમે પોતાની પાસે બોલાવી, જરો-માલથી નવાજવાનું ફરમાન પોતાના ભાઈ જવારેહને જાહેર કીધું:-

ખુશી થઇ બોલ્યો જહાં-પેહલવાંન:
"મૂબારક તહારાં કદમ ગશ્તીબાંન.[2]
તું લાવ્યો છે બેશક અતી ખૂશ ખબર,
કિધું દીલ મહારૂં તૂંએ ખુશતર.
હતા હમ હિંયાં સહુ ખસ્તા જીગર,
ચમકતો નસીબનો હિસે અખ્તર.[3]
મૂબારક ફરાંમર્ઝનું કાંમ છે,
મશહુર જગમાં એ પિસર નામ છે."
બાદઅ જવારેહને જોઇ કહ્યું :
"હવે ભાઇ સઘલું સારૂં થયું.
ખબર છે બેશક વધાઇભરી,
નવાજો એ નરને તૂરત આ ઘડી.
જર અને જેવરથી એને ભરો,
સજાવી સંગાર એને કરો."

* * *

ખબર આ સૂણી ખૂશ થયો રૂસ્તમ,
દફા દુર દીલથી થયો તેનો ગમ.
ખૂશી ફુલ થયા પેહલવાંનો દલીર,
મળવા ફરાંમર્ઝ બનિયા અધીર.
રજનીનો કાલાત કમતી થયો,
સિતારો નસિબનો ચમકી રહ્યો.
ફરાંમર્ઝ આવી પૂગ્યો નામવર,
હસ્તાં થયાં સહુ ખસ્તા જીગર.
લશ્કરબી ભારી હતું સંગમાં,
ચહડેલું સૂરપર હતું રંગમા.
ફરાંમર્ઝે છોડી લગાંમો-રિકાબ,
ઉતરિયો ઘોડા ઉપરથી સિતાબ.
ગયો ચાલતો તે પેદરની હજુર,
ઉભો સર ઝૂંકાવી અદબથી પુર.
પેદરના હાથો લિધા બે ધરી,
આંખોમે દાબ્યા ચુંબન કરી.
લગાડી છાતી પેદર રૂસ્તમ,
પડી પાંઉ બોસા લિધા દમ-બ-દમ.

૧ સહવારના પોહરમાં. ૨ ચોકીબાન. ૩ સિતારો.

લગાડી ગળે ખુબ આગોશમાં,[1]
દિઠો ઝર્દ ચેહરો અફસોસમાં.
વહાં રાત અંતે કાલી ગઇ,
ખલક પર ઝલક ખુર[2] ચાલી રહી.
નૂરમંદ નુરી પડી આમદાદ,
થયા ફુલ ઇરાંની હસી દીલશાદ.
ફરાંમર્ઝ ઉઠી સજી સાજને,
ધરી દીલ માહે પેદર દાજને.
નમનથી પુછી પેદરને ખબર:
"કહે હાલ રણનો પેદર નામેવર.
બયાં કર જંગનો શું હાલ છે,
સિતારાની કેવી કહે ચાલ છે."

### જેહાં પેહલવાંન રૂસ્તમે પોતાના જંગની હકીકતથી ફરાંમર્ઝને વાકેફ કરવો, અને બરજોર સાથ લડવા તેને ફરમાવવું.

મળી રૂસ્તમે એમ કહ્યું વહાલથી:
"દુખી છું સિતારા તની ચાલથી.
ગઝબ છે, સિતમ છે, અલમ છે, મહન,
કહું હાલ શું હું પિસર દીલબંદ.
પિસર તું સાંભલ ધરીને ધિયાંન,
કરૂં હું જંગનુ બીકટ છે બયાંન.
આ જંગે નવો એક પેહલવાંન છે,
બળમા બડો કોઇ શયતાંન છે.
દલેર 'ને દિલાવર અજબ તોર છે,
નામે એ પેહલવાંન બરજોર છે.
અકલમા 'ને કળમા પૂરો પીર છે,
મે દીઠો નથી એવો રણધીર છે.
અજબ તેની સજ ધજ, રૂખશાંન છે,
અજબ તેને ચેહરે નુરાંન છે.
બૂલંદ તેનો બાંધો, બૂલંદ બખ્ત છે,
બૂલંદ તેની બાજી, અજબ મસ્ત છે.
નથી તેની સમ કોઇ બિજો પેહલવાંન,
લડે જઇ જંગે, કરે બંદીવાંન.
પિસર શું કહું વાત જંગની તને,
થયું જંગ એ સાથ કાલે મને.
કિધું જંગ કાલે ગૂરઝ સાથનું,
થયું ભારી નૂકસાંન્ મને હાથનું.
લડવા હું તે સાથ ડરતો નથી,
મગર કાંમ મુજ હાથ કરતો નથી.
ગૂરઝના જરબથી થયો બેકરાર,
ખભું મારૂં બિલ્કુલ નથી ઓસ્તવાર.
પિસર તું હવે બાંધ તારી કંમર,
ધરી છે તૂં પર કુલ ઇરાંને નજર.
કસીને કંમર જા મયેદાંનમાં,
ફતેહ જંગ કરી આવ ઇરાંનમાં.

### ફરાંમર્ઝે પોતાના બાપ જેહાં પેહલવાંન રૂસ્તમને જવાબ દેવો.

જ્યારે દીલાવર ફરાંમર્ઝે પોતાના બાપ રૂસ્તમને મોહડેથી બરજોરની સિફત, તેમજ તેના જંગની તારીફની તમામ હકિકત સાંભલી. ત્યારે તે પોતાના દીલમાં પોતાનો ગુસ્સો સમાવી શકયો નહી. બરજોરના ભારી ગુરઝથી પોતાના બાપના હાથને જે નુકસાંન થયું હતું, તે બીના જાણી ફરાંમર્ઝ તુરતજ પોતાના બાપની હિકમત સમજી ગયો, અને પોતે રૂસ્તમનો વેશ ધારણ કરી, બરજોર સાંમે લડવા જવા માટે તઈયારી કરવા લાગ્યો. રૂસ્તમના કહ્યા પ્રમાણે ફરાંમર્ઝે તેજ વખતે તેનું બબરેબયાંન બખ્તર પોતાના બદન ઉપર પેહરી, તેના તમામ હથિયારો સજી લેઈ. પીઠ ઉપર રૂસ્તમની કમંદ, તીર અને તબર બાંધી લેઈ, માથાં ઉપર તેની કોલાહ પેહરી લીધી, અને પોતાના બાપ રૂસ્તમનો માનીતો ગાવેયાંની ગુરઝ હાથમાં ધરી, બરજોરની સાંમે લડવા માટે તે મયદાંનમાં જવા તઈયાર થયો.

હકિકત સૂણી બાપને મુખથી,
ફરાંમર્ઝ દલગીર થયો દુ:ખથી.
દુ:ખથી થતો જોઇ તેને હલાક,
જલીને થાયું, જીગર તેનું ખાક.

૧ બગલમા. ૨ ખુર આને ખુરશેદ.

ધિરજ આપી તેને કહ્યું બાપને:
"હવે બાપ દુર કર સંતાપને.
ન કર બાપ બરજોરનો તૂં વિચાર,
જવશ આજ બેશક જંગને હવાર.
લડી સંગ બરજોર મયદાંનમાં,
કરશ નામ રોશન આ જહાંનમાં.
ન હરગેજ઼ છોડું એ હરગોરને,
જકડીને લાવશ એ સરજોરને.
ભલે હોય જૂં જરમંદ, ભલે હોય વીર,
મગર હું કરશ આજ એને અસીર.
ભલે એ ધૂંજાવે ધરતી-પતાલ,
મગર એનો બેશક કરશ તંગ હાલ.
ન કર બાપ મારી જરાબી ફિકર,
જરા જંગ જો મારૂં એ નામેવર.
રમાડી હૂં બરજોર રણમે લડું,
બાદઅ જકડીને ગરદન ધરૂં.
ગૂજારૂં ગજબની નવી બામદાદ,
પકડી હૂં આપું મૂબારકબાદ.
લિધો છે મૂજ હાથ મરવા જનમ,
ગૂજારૂ હૂં એ પર, જ઼ૂલ્મો સિતમ.
ગયો છે એ ફાવી, લડી તારી સાથ,
મગર આજ એનો ઘડું હૂં ઘાટ.
જગાડું જંગે, જબરી લડઇ,
લડી આજ તોડું, તુરકી બડઇ.
સિતારો એનો હશે મૂશ્તરી,
મગર જાય જંગથી, ન જીવતો ફરી.
રજા આપ હવે બાપ એ રૂસ્તમ,
લડીને કરૂં જંગ આજે ખતમ.
સમજ તારો તંબુ છે દારૂલ-અમાન,[1]
ખૂદા શાદ રાખે તહારૂં રવાંન."

## જેહાં પેહલવાંન રૂસ્તમે ફરાંમર્ઝને હિંમતના સખુનો કેહ્યા.

રૂસ્તમે જ્યારે ફરાંમર્ઝને આવી રીતે ઉશ્કેરાયલો જોયો, ત્યારે તેણે પોતાના આ માનીતા દીકરાને બરજોરના જંગમાં જવા આગમચ કેટલીક શીખામણના સખુનો કહી, બરજોરના જંગથી અને તેના જોર અને ગુરઝથી ખબરદાર રેહવા માટે તેણે પોતાના અનુભવની વાત કહી સંભલાવી. ફરાંમર્ઝ તે સઘળું ધ્યાંનથી સાંભલી, બરજોરની સાથે લડવા માટે મયેદાંનમાં જવાની તઇયારી કરવા લાગ્યો. રૂસ્તમ આ ખુંનખાર જંગનું કેવું પરીણાંમ આવે છે, તે જોવા મયેદાંનમાં પોતાના જાબુલી લશ્કરની હારોલે ઉભો રહી, આ જંગને દુરથી જોતો રેહ્યો.

સૂણી લઇ રૂસ્તમ, પિસરના સૂખન,
હસી બોલિયો મલકાવી વદન:
"ખૂશી છું પિસર જોઇ તૂંજ હાંમને,
ફતેહ કરશે બેશક તુ કાંમને.
વિના નર હિંમત કરે કોઇ નહી,
વિના નર હિંમત લડે કોઇ નહી.
જગે છે કીમત હિંમત તની,
એ કિંમત નથી કોઇ શકતુ ગણી.
હિંમતની આલમ પરસ્તાર છે,
કજા પર હિંમત બલહાર છે.
મરણ-મોતથી નર ડરતો નથી,
અજલ જોઇ પાછો ફરતો નથી.
ધરી હાંમ-હિંમત, અગર તુ લડે,
તો બેશક બરજોરને તું હરે.
ભલે જંગે લડવા, હવે તૂં પધાર,
તૂંને પાર પાડે પરવરદેગાર.
ધરી હાંમ જંગે, જા તુ હસી,
ફતેહ કર બેટા, કંમર તુ કસી.
ન ડરતો તૂં હરગેજ઼ લડવા થકી,
જતો ના ફતેહથી હરગેજ઼ છકી.
જરા સાંભલી લે, ઓ લખ્તે-જીગર,
ગૂરઝથી કરે જંગ એ બાજીગર.
છે બૂરજીગર[2] એ બડો નાતરસ,
ગૂરઝ પર છે એનો કાબુ સરસ.

---

૧ સલામતી ભરેલું ઘર. ૨ મોહડું.

ભરી છે ભારી ગુરઝમાં કજા,
ગુરઝમાંજ એની ઉડે છે ધજા.
કરે છે જરબ પર જરબ સર-બ-સર,
બને છે ગાફેલ સુરવીર નર.
અગર જંગે ગુરઝ કરે તારી સાથ,
સંભાલી ભિડજે તું એસે બાથ.
ધરી હોશ સાંભલ સૂખન જાનેમન,
સજી લે શસ્ત્રો પિસર દીલબંન.
સૂખન સાંભલી લે, મનમે ધરી,
મતલબ મહારી શું છે ખરી.
નથી શકતો હું જઇ જંગે લડી,
આ હાથ હિલવી ન શકતો જરી.
બદન પર તું પેહડ બબરેબયાંન,
દિસે જેથી તું રૂસ્તમ પેહલવાંન.
કંમરબંધ મારો, અને તલવાર,
દિસે જેથી છે તું સામેસવાર.
વલી બાંધ બાંધે મહારી કમંદ,
દિસે જેથી છે તું ખરો તેહમતંન.
રખસ લઇ મહારો થા તું સવાર,
દિસે જેથી રૂસ્તમ તું નામદાર.
આ કોલાહબી મારી પેહરી લે સર,
દિસે જેથી તું રૂસ્તમ નામેવર.
હવે જલ્દ મયેદાંને જંગી સિધાર,
નિગેહબાંન તારો પરવરદેગાર."

## રૂસ્તમના વેશમાં ફરાંમર્ઝનું બરજોર સામે લડવા જવું.

જ્યારે દીલાવર ફરાંમર્ઝે પોતાના બાપને મોહડેથી, તેના હથીયારો અને બખ્તર બબરે-બયાંન, તથા કોલાહ વીગેરે પેહરી, જંગના મયેદાંનમાં તેનાજ રક્ષ ઉપર સવાર થઈ બરજોર સાંમે લડવા જવાને સાંભલ્યું, ત્યારે તે તાબેદાર દીકરાએ, પોતાના બાપના ફરમાંનને માન આપી, તેના તમામ હથીયારો પોતાના શરીર ઉપર સજ્યાં, અને બરજોર સાંમે લડવા માટે, પોતાના બાપના નામીચા ઘોડા ઉપર રીકાબ અને જીન તંગ કરી તે ચહડી બેઠો.

બદન પર શસ્ત્રો[1] સજ્યાં બાપના,
પ્રતાપ એ હતા બાપ સંતાપના.
રખસ પર બેસી નિકલ્યો બહાર,
જૂવે સહું આવ્યો સામેસવાર!
સમજ્યા સહું રૂસ્તમ પેહલવાંન,
ખૂશી થઇ પૂકારે લશકર ઇરાંન!
જોઇ કુલ લશકર થાયું અજબ,
દેખાડેછ રૂસ્તમ નવો શું ગજબ.
ધરી ધુંઇ ધંનની જંગી જવાંન,
નિકલ્યો લડવા બની મસ્તાંન.
જોઇ તન ઉપર બબરેબયાંન,
સમજ્યા સહું રૂસ્તમ પેહલવાંન!
જોઇ તેની કોલાહ[2], તીર 'ને તબર,
સમજ્યા સહું રૂસ્તમ નામેવર!
જોઇ બાંધ ઉપર ભારી કમંદ,
સમજ્યા સહું રૂસ્તમ તેહમતન!
ધરી જોમ નિકલિયા તૂરાંનિબાંન,
પૂકારે ધુંજી રહ્યું આસમાંન.
તૂરાંની લશકર ધરી જોમ દીલ,
પડયું મયદાંને મિસલ આબે-નીલ.

ઇરાંનીઓ ઉભા સમારીને સફ,
નિંગાહ રાખી ફરતી ચારો તરફ.

## બરજોરનું વેશધારી રૂસ્તમ સામે જંગના મેદાંનમાં લડવા નિકલવું.

બની સહું એકદીલ ધરીને ઉમંગ,
પડયા બહાર કરવા તૂરાંની બતંગ.
સિપાહો 'ને અફસર, નામી સવાર,
રચાવટ લશકર કરે નેમદાર.
શસ્ત્રોના ચંમકાર, પયેદલ પૂકાર,
અસ્પોના[3] ખંખાર, ભંગલ બરાડ.
ગરજીને ગાજ્યું વેરાંન-વન,
જોઇ શાહ ખુશરૂ થયો ખૂરસંદ.[4]

૧ હથિયારો. ૨ રૂસ્તમની કોલાહ જે તેને માથે પેહડવાની ટોપી જેવું માથાનું એક ખાસ ઢાંકણ હતું, અને જેની ઉપરથી તે રૂસ્તમ તરીકે તુરત ઓલખાઇ આવતો હતો. ૩ ઘોડાઓ. ૪ સંતોશ પામ્યો યાને રાજી થયો.

નગારાંનો ડંકો થયો રંણકાર,
સૂણી તે નિકલ્યો બરજોર બહાર.
* * *
પૂકારીને મારી બરજોરે બુમ,
હવા હોશ ઇરાંનીઓની થાઇ ગુમ.
થઇ સ્વાર ઘોડે મયેદાંનમાં,
ડપટાવ્યો ઘોડો ઝોલાંનમા.
બાહઝ કિધો તેણે જબરો પૂકાર:
"કહાં છે ઇરાંનીઓનો નામદાર?
અરે ઓ ઇરાંની પેહલવાંન વીર,
ગયો કહાં તમારો બ્હાધર દલીર.
કહાં છે ઇરાંની બહાધર પિલંગ,[1]
લડો કાલ રોજે ગયો મારી સંગ.
કહાં છે ગયો કહાં સામેસવાર,
નથી નિન્દમાંથી થયો શું બિદાર.
કહો જઇ નિકલે મયેદાંનમાં,
ચખાડું મજાહ આજ એક આંનમાં."

## ફરાંમર્ઝે બરજોરના હમનબદ તરીકે ઇરાંની પેહલવાંન ગુરગીનને તેની સાંમે મોકલવો.

જ્યારે દીલાવર બરજોરને જંગના મયેદાંનમાં એવી રીતે બુમ પાડી સરકસી કરતો ફરાંમર્ઝે પોતાના લશ્કરમાંથી સાંભલ્યો, ત્યારે તેણે તેની હીલચાલ તપાસવાની મતલબથી તુરતજ પેહલવાંન ગુરગીનને કહ્યું, કે:

"અએ ગુરગીન, સાંભલ મારો હૂકંમ,
આ બરજોર સાંમે ભર તું કદમ.
જઇ તેની સાંમે કર તું લડઇ,
ગયો છે છકી છાલકો ડુંગરઇ.
જબાંથી બકારો કરી લવ લવે,
નિકલ ઝટ મયેદાંને જા તું હવે.
કરૂં જોઇ દુરથી હૂં તેની તપાસ,
મળે કળ-બળનો મને કંઇ ભાસ."
* * *
સૂણી બોલિયો મનમાં ગુરગીન:
"બેશક થયું બખ્ત છે મુજ હીન."
નમીને ગુરગીને બોલી જબાંન:
"સાંભલ ફરાંમર્ઝ ઓ પેહલવાંન.
બરજોની કરવા થકી ઇમ્તેહાંન,[2]
મૂકે સિંહ સાંમે તું હલવાંન!
સમજ ના બરજોને સાદો સિપાહ,
જમાનાનો એ છે નવો અઝદાહ.
એ ઝેર કાતિલ, મૂશ્કીલ સફા,
થયા એ ઝેરથી હજારો દફા.
થશે મારી રૂસવઇ, મયદાંને જંગ,
હૂં તો છું હલવાંન, છે એ પિલંગ!
મગર તૂંજ હુકમનો પરસ્તાર છું,
હૂં જાઉં છું જંગે, લાચાર છું.
મને જોતો રહેજે, તું ધ્યાનથી,
બચાવી તૂં લેજે નૂકસાંનથી.
સદા રેહજે આતુર ગુરગીન થકી,
હું રાખશ હર પળ મદદની વકી."
* * *

### ગુરગીન અને બરજોર વચે જંગ.

કહી એમ ગયો તે મયેદાનમાં,
હતો જીવ તેનો નહી જાંનમાં.
જઇ સાંમે બરજોર, બોલ્યો કલાંમ:
"અએ દાનેશ, દિલાવર, નર નેકનાંમ.
આ ધાંધલ 'ને ધરપચ 'ને આ પૂકાર,
કરી કાં રહ્યા છે ઓ નામદાર.
તપી કાં થયો છે એમ વિકરાલ,
કરી કાં રહ્યા તારી આંખોને લાલ."
* * *
બરજોરે ફેરવી પોતાની ચશમ,
નિરખીને જોયું ગુરગીન ગમ.
જોઇને બરજોરે કીધો પૂકાર:
"અએ હેમક દિસે છે તું કોઇ ગમાર.
તૂં આવ્યો છે લડવા કે મરવા થકી,
કહી દે તૂં વિચાર તારો નકી.

૧ સિંહ. ૨ પરીક્ષા યાને તપાસ.

હિયાં તારૂં મયદાંને શું કાંમ છે,
મને કેહ તહારૂં શું નામ છે."

* * *

મનમાંહે ગુરગીન ધ્રુંજતો અપાર,
જોતો તે હરદમ પાછલ બેચાર.[1]
લડવા તે બરજો'સે ડરતો હતો,
કદમ એક આગલ ન ધરતો હતો.
મગર અંતે મનમાં ધરી હાંમને,
કિધું તેને જાહેર ખુદ નામને:
"સાંભલ બરજોર, ઓ નેકબ્રાદ,
હૂં નામે છું ગુરગીન, પેદર મીલ્લાદ."

* * *

પૂકારીને બરજોરે દીધો જવાબ:
"અએ હેમક ગુરગીન ખાનેખરાંબ.
અએ ગુરગીન! કમીન ઓ કમતરીન!
શું ઇરાંનનો પેહલવાંન તું પુરચીન!
શું આવ્યો તું લડવા મયેદાંનમાં,
કજા તારી જોઇ લે આ ચોગાંનમાં.
અજલ તારી છે આ ગુરઝમે ભરી,
એકજ જરબમાં કરૂં આખરી."
કહી એમ ગુરઝ હાથ અંદર ધરી,
ઘૂંમાવી હવામે રહ્યા તે ફરી.
જોઇ હાલ ગુરગીન રહ્યા ઠરઠરી,
મગર તે શકતો નહી કંઇ કરી.
ન ભરતો તે આગલ કે પાછલ કદમ,
હર પળ રૂંધાતો જીગરમાહે દમ.
મગર હાંમ ભીડી, કહાડી કમાંન,
ચહડાવી તીર 'ને ટાંકી નિશાન.
છુટી તીર એકદમ થાયો પસાર,
જોઇ હાલ બરજોર હસ્યો અપાર.
હવામાં જતો જોઇ તે તીરને,
ચહડયો રોશ ભારી તે વીરને.
કહ્યું એમ બરજોરે: "ઓ નાસબ્રા,
ચખાડું તુંને હું કજાની મજા."

* * *

જોઇ જંગે બરજોરનો કારોબાર,
કિધો યાદ ગુરગીને પરવરદેગાર!
હેબતીને ગુરગીને ફેરવી લગાંમ,
ડપટાવી ઘોડાને રણસંગરાંમ.
ઘુમ્યો તે મયદાંને વરતૂલમાં,[2]
પડે નેમ બરજોરની ભુલમાં.
જોઇ હાલ દુરથી કએખુશરૂ,
કહ્યું એમ ફરાંમર્ઝને રૂ-બ-રૂ:
"ફરાંમર્ઝ સાંભલ, ત્યાં કર નજર?
દિસે હાલ ગુરગીન અતી બદતર.
નજર તુ કરી કેમ જોતો નથી,
થઇ છે બૂરી ગુરગીનની ગતી.
લડી તે રહ્યા છે ધાંધલ કરી,
રખે જાય જંગે ગુરગીન મરી.
પૂગી દોડ એકદમ મયેદાંનમા,
રોકી લે બરજોર ચોગાંનમા."

* * *

## ફરાંમર્ઝનું જંગના મયેદાંનમાં દોડી પુગવું, અને બરજોરને રોકી ગુરગીનને બચાવી લેવો.

(ફરાંમર્ઝ અને બરજોરનું જંગ.)

સૂણી શાહ કએખુશરૂનો હુકમ,
ફરાંમર્ઝ દોડયો તુરત એકદમ.
ઉભો જઇ બરજોરની સાંમને,
નિરખતો રહ્યો ખુશઅંદાંમને.[3]
ફરાંમર્ઝે ધીરેથી બોલી જબાંન:
"જરા કર ખાંમોશ, ઓ પેહલવાંન.
જવા દે તું એને, થવા દે તૂં દુર,
હું આવ્યો છું લડવા તહારી હજુર.
નથી તારે લાયક એ જંગી સવાર,
લડ તારી સાથે ધરી હથિયાર."

* * *

૧ લાચાર. ૨ ગોલ ચકરડાંમાં. ૩ ખુબસુરત ચેહરાને.

## બરજોરે ફરાંમરોજને સવાલ કીધો.

સૂણી આ ફરાંમર્ઝની વાતને,
બરજોરે રોકી લિધો હાથને.
કહ્યું એમ ફરાંમર્ઝે ગુરગીનને:
"હવે જા હિંયાંથી ખુશરૂ કને."
બચાવી ગુરગીન, રવાના કરી,
ફરાંમર્ઝ જંગે રહ્યા ના ઠરી.
ધરી જોમ તન મન, ભરી એક દમ,
તપાને ફરાંમર્ઝ થાયો ગરમ.
રખસને ઝુલાવી હરેક તોરથી,
બતાવી તલાવટ[1] પુર દોરથી.
જોઇ તેને આલમ હયરત રહી,
કદમ હર કદમમાં કંઇ 'ને કંઇ.
જોઇ ખેલ બરજોર મયેદાંનમાં,
ઉભો ઠંમ થઇ તે પશેમાનમાં.
રખસ પર જોઇ તેની સાબુત રિકાબ,
જોઇ તેની ગરદન, ગૂરઝ 'ને રૂબાબ.
સજાવત, નઝાકત, હસીનો હબાબ,
થયો જોઇ બરપા ગમ બેહિસાબ.
નિરખીને ટિકતો જોઇ રહ્યો,
ધસક, ધાસતી, હોશ ખોઇ રહ્યો.
રગોમાં લહુ ઠંમ થયું એકદમ,
જીગરમાં બરપા રંજો-અલમ.
તજી દઇ ગૂમાંની 'ને જાહેલિયત,
તજી દઇ હિકારત, ધરી નરમિયત.
પૂછયું એમ બરજોરે નરમાસથી:
"જંગી તું આવ્યો છે શું આસથી?
સમજ્યો હું દિલમાં એવુંજ કંઇ,
આજે તૂં લડવા આવશેજ નહી.
ગયો કાલ રોજે કરી તું લડઇ,
સમજ્યો હું જંગે, ગયો તૂં ધરઇ.
તૂં આવ્યો છે લડવા, સિંહ સાથ આજ,
નથી કાંઇ તુંને બિજું કાંમકાજ."

* * *

## ફરાંમર્ઝે બરજોરને જવાબ દેવો.

સૂણી કાંનોથી જે વખાણો હતી,
ફરાંમર્ઝે દીઠો તે નરપતી.
સિકલ તે ફરાંમર્ઝ સાંમે ખડી,
નિરખતો રહ્યા તે નજરને કરી.
તપાસી રહ્યા તે નકસો-નિગાર:
'સુભાંન તારી કુદરત પરવરદેગાર!
અજબ કદ-કામદ, કદાવર બદન,
અજબ શાંન, સોકત, ગૂન્યેદહન.
અજબ એની ગરદન, સીનો ફરાક,
હશે કોણ જનનો રોશન ચેરાગ!'
હસીને ફરાંમર્ઝે દીધો જવાબ:
"અએ જંગી તું સાંભલ મારો હિસાબ.
મને કાંમ જગમા બિજું છે હરામ,
ખાવું 'ને પીવું, કરવું આરાંમ.
જગતમા પડયાં છે, કાંમો ઘણા,
મને ત્રણ સીવા સઘલાં મના.
મગર કાંમ છે એક ચોઠું ખરૂં,
વતન, દેશ ખાતર લડીને મરૂં.
જગતમા મને કાંમ બસ ચાર છે,
એ મુજ હીસાબનો સાર છે.
સિવા એ બિજું કાંમ કરવું નથી,
કઝાથી મને કાંઇ ડરવું નથી.
કઝા આવે તો તે કદિ ના મૂકે,
વસે મ્હેલ ઝુપડે, કદિ ના ચૂકે.
જમીન કે પતાલે તૂં વાસો કરે,
અગર જઇ દરીઆ ભિત્તર તૂં પડે.
અગર જઇ ગગનમા છપાઇ ઠરે,
તોબી એક રોજ કઝાથી મરે.
કરી જંગ કાલે, ફરિયો જ્યાર,
ભરી એક મેહફિલ દિલખુશ ત્યાર.
હતા સહું અફસર 'ને સાલાર જંગ,
હતો શાહ કએખુશરૂ હમસંગ.

---

૧ ઘોડાની ઉપર સવારી કરનારે પોતાનો કાબુ ઘોડા ઉપર કેવો મજબુત છે, તે દેખાડવાની હિકમત.

હતો ખુબ રાતે દોરે—શરાબ,
રંગ રાગ ચાલી રહ્યા બેહિસાબ.
વહી રાત કાળી, ખબર નહિ પડી,
પડયો ખુશ ખાબે, જરા ઠાર ઠરી.
પડેલો હજી તક હતો ખાબમા,
ચડડયો જયારે ખુરશેદ પુર તાબમા.
જાગ્યો હું તેવોજ થાયો સવાર,
આવ્યો હું તું સાંમે એ નામદાર."

**બરજોરને ફરાંમરોજ બારે શક પડવો.**

હસીરના સખુંનોની સુંદર લડી,
સૂણી થાયો બરજોર, ખુશી તે ઘડી.
મગર એકદમ તે થયો શકમંદ,
પડી વાત તેની નહીં મનપસંદ.
સમજ નહિ પડી કોણ છે એ સવાર,
ગઇ કાલવાલો ન દિસ્તો લગાર.
કિધું જંગ મુંજ સંગ માસલે પોલંગ,
નથી તે આ છે દિગર[1] કોઇ નિશંક.[2]
નજાકત સંગ જોઇ રૂખશાંનને,
પડયો શક બરજોર પેહલવાંનને.
શકમા પડી તેણે કીધો વિચાર,
ગઇ કાલવાલો નથી એ સવાર.
કહ્યું એમ બરજોરે: "ઓ નેકસાત,[3]
કસમ પર કહું છું તૂંને એક વાત.
મને છે કસમ મારી સમશીરના,
મને છે કસમ મુજ તબર તીરના.
કહું છું લઇ પાક યઝદાં કસમ,
નથી તારો ગઇ કાલવાલો ઘટમ.[4]
નથી તારી ગઇ કાલ જેવી ચશમ,
નથી તારી ગઇ કાલ જેવી રસમ.
લડયો જેની સાથે ગઇ કાલે હું,
નથી આજ દિસ્તો મને તેવો તું.
મને લાગે છે તુ બિજો છે જવાંન,
નથી કાલવાલો તું પેહલવાંન.
લડી સાથ મારી ગયો કાલ જે,
નહી કેમ આવ્યો હજી આજ તે?
આ ગુરઝ, નેજો, બખ્તર 'ને તીર,
આ ખંજર, કંમરબંધ, 'ને સમશીર.
આ ઘોડો 'ને કોલાહ, 'ને બીજું તમામ,
દિસે કાલવાલું વિના કાંઇ ખાંમ.
મગર કાલવાલો તે તું નથી,
ધ્રુંજાવી જે કાલે ગયો ધરતી.
બેશક દિસે છે તૂં તેની નકલ,
કહે કહાં છુપાઇ ગયો છે અસલ.
નથી કેમ લડવા નિકલ્યો તે આજ,
આ તદબીર કરવી પડી શા કાજ.
રહ્યા કાં લડવાથી તે આજ દુર,
આ તદબિર કરવાની શૂં છે જરૂર".

**ફરાંમર્ઝે પોતે રૂસ્તમ છે એવું મનાવવાની નેમથી બરજોરને જવાબ દીધો:—**

હસીને ફરાંમર્ઝે દીધો જવાબ:
"અએ ગાફેલ જૂવે છે હજી તૂં ખાબ.
અકલ હોશનો તું બનીને ધણી,
કરે એવી ગણુતી, શૂં તૂં ગણી.
તૂં જાણી બૂજી થાય અંજાણ છે,
ખડો તારી સાંમે તે મસ્તાંન છે.
ધ્રુંજાવી મે ધરતી કાલે હતી,
થઇ'તી ફરાંમોશ તારી મતી.[5]
થયું'તુ ગીરદથી ગગન અંધકાર,
દેખાડું આજે નવો કંઇ બહાર.
હતો કાલે જે જન, તેજ આજ છું,
જમાના 'ને જગનો સરતાજ છું.
અજબ છે પિછાની સિકલ તે નહી,
ગુમાવી તૂં બેઠો અકલને અહિં.
કહે શું મુજમાં દિસે ફેરફાર,
સૂખન પર મહારા નથી ઇતબાર?

૧ બીજો કોઈ. ૨ વગર શકે. ૩ નસીબવંત, ભાગ્યવંત. ૪ ચેહરાનો દેખાવ. ૫ અકલ-હોશ.

છું કાલ કરતાં વધુ ઓસ્તવાર,
ચમન તારૂં પળમા કરૂં હું ઉજાર.[1]
નથી કાલ કરતાં કંમ કંઇ કહેર,
નથી કાલ કરતાં વધું કંઇ મહેર.
કરૂં શું વધુ તારી સાથે જીકર,
વધુ કાલ કરતાં છું બેફિકર.
નથી કાલવાલો મહારો ઘટમ,
કહે કેમ પડીયો તૂંને એ વહમ.[2]
લડી તારી સાથે જે કાલે ગયો,
તેજ આજ આવીને ઉભો રહ્યો.

આ ગુરજ, 'ને નેજો, બખ્તર 'ને તીર,
આ ખંજર, કંમરબંધ 'ને સમશીર.
ગઇ કાલવાલાંજ હોય હથિયાર,
તો કહે કેમ બદલાય સામે સવાર.
આ ઘોડો 'ને કોલાહ, 'ને બાજું તમામ,
દિસે કાલવાલું વિના કાંઇ ખાંમ.
મગર કાલવાલો તે હું નથી,
કહે કોણ હું છું બિજો નૃપતી?
અગર કાલવાલાની હું છું નકલ,
કહે કોણ હતો કાલવાલો અસલ?

ધૂંજાવી જે કાલે ગયો ધરતી,
પિછાંની લે તેની કરી દ્રશ્તી."[3]

## અરજોરે ફરાંમર્ઝની વાત માનવાને ના પાડી તેને જવાબ દીધો.

"અસલ વાત છોડી, કરે તું દિગર,[4]
પૂછું તેનો દેતો નહિ કેમ ઉત્તર.
મેં ધારી 'ને તારી જોઇ સિકલ,
મગર કહું બેશક નથી તું અસલ.
કસમ લઇ કહું પાક તે કેરફેગર,
કસમ લઇ કહું મૂજ તીર 'ને તબર.
કસમ લઇ કહું મારી તલવારના,
કસમ લઇ કહું આ ગરઝ ભારના.
કે મારૂં તો સાબુત એ છે યકીન,
નથી કાલવાલો તું નામચીન.
તજી દે ગંમાનીભરેલા કલાંમ,
કહું તે સાભલ ઓ નેકનાંમ.
મને કેહ તારૂં શું નાંમ છે,
વતન કાંહ તારૂં, કિયું ગાંમ છે?
ભલે હોય સરવર કે સરતાજ તું,
થયો છું તૂંજથી નારાજ હું.
અગર હોય તૂંજમાં અદબ કે અદા,
કહે નામ તારૂં તૂં બારેખૂદા.[5]
લડી કાલ મુંજ સંગ રંજુર થયો,
કેમ આજ લડવાથી તે દુર થયો?
અકલમંદ હોઇ કરે એવું કાંમ,
કરે કાં તૂં નાહક અકલ બદનાંમ."

ફરાંમર્ઝ બોલ્યો બોલી જબાંન:
"શું નહિ આપી મેં મારી કાલે પિછાંન?
હૂં રૂસ્તમ જમાનાનો છું પેહેલવાંન,
તૂં છે મારી આગલ બાળક સમાંન.
મે દીઠા છે તૂંજ સમ કંઇએક સવાર,
મેં કીધા છે ફુંક મારીને આરપાર.
પેદર ઝાલ મારો જગ આશકાર,
હૂં પોતે છું ઔલાદે સામેસવાર.
મને જંગ કરવે મલે છે મજાહા,
કરૂં તારો રોશંન દિન હું સિહા.
આ સમશીર મારી જો આબદાર,
કલમ સર કિધાં છે એથી હજાર.
આ નેજો 'ને બરછી, તીર 'ને તબર,
આ ગુરજની ઉપર કર તૂં નજર.
કસમ લઇ કહૂં છું યઝદાંન પાક,
હજારોને એથી કીધા છે ખાક.
હવે કર હકિકત તહારી બયાંન,
શું તારી ઔલાદ, શું ખાનદાંન.
પેદર કોણ તારો શું નાંમ છે,
વતન કહાં તારૂં કહાં ઠાંમ છે?
વસે છે કહાં તું, કહાં છે સદન,[6]
કોણ કરશે તારી કબ્રા પર રૂદન."

૧ ઉજડમાં ઉજડ વેરાંન. ૨ વહમ યાને શક. ૩ દ્રસ્તી=નજર ૪ બીજી વાત કરે.
૫ ખુદાને ખાતર. ૬ ઘર યાને મકાન.

## બરજોરે ફરાંમર્જને રૂસ્તમ સમજી સોહરાબની યાદમાં તાનાજાનીના સખુનો કેહવા.

ગરૂરી ગુમાનીભરેલા સૂખન,
સમજીને બરજો થયો દર્દમંદ.
રડમસ બની બોલિયો તે સિતાબ:
"અરે ઓ દયાહિન, ઓ ખૂની બાપ.
હકિકત સૂણી એવી છે રૂસ્તમી,
વસી મુજ ખુંનમાં,[1] રગ રગ[2] રમી.
અરે ઓ ચશમ-ચોર! ઓ બેકદર,
તેં ચિરીયું તહારા પિસરનું જીગર.
દયા દીલમાં તેં જરા નહી ધરી,
ગયો તે બિચારો તુંજ હાથે મરી.
અરે ઓ વહેશી, કિધું એવું કાંમ,
સિહા તારી કિર્તી થઇ છે તમામ.
ચિરી તે કોમળ કમળનું જીગર,
દયાબ્બી જરા નહિ કિધી બેકદર.
થયો તું ગુન્હાગાર યઝદાંનનો,
ગજબ હોજો તુંજ પર આસ્માંનનો.
એ ખુંનનો કલંક તુંજ સર છે સદા,
ન છૂટશે તું હરગેજ કેહરે ખુદા.
આ ધરતી છે ફરતી, તે આખર થશે,
મગર ખુને-સોહરાબ[3] સાગર થશે.
તરી નહિ શકશો, તે સાગર પાર,
થશે ત્યારે લાચાર રોઝ-શમાર.[4]
તે આવ્યો ઉમેદભર મલવા પેદર,
'ને ચિરીયું પિસરનું પેદરે જીગર.
તું જેવી ગર્દન, તુંજ સમ સવાર,
દગો દઇ કિધો તુંએ ફૂર્સતીમે ઠાર.
ગરૂરી, ગુમાની કીધી મનન,
કિધું તારે હાથે પિસરનું કફન.
જીગર તેનું ચિરી કિધું તુંએ ચાક,
કિધી તેની ઉમેદો તુંએજ ખાક.
પિદર તું સોહરાબનો બદગુમાંન,
કતલ કીધો તુંએ રોશંન રવાંન.
બૂરી નેમ તારી પડી અંતે પાર,
મગર પડશે તું પર ખુદાનો માર.
સાત એક મારી લિધો તુંએ જાંન,
દિલાવર, દાનેશ, પિલતંન જવાંન.
ફરે ગર ધરતી, સિતારા કે માહ,
મળશે ન સોહરાબ જેવો સિપાહ.
મળશે ન સોહરાબ બીજો કદી,
અગર ફરે જીવી તું લાખો સદી.
નબીરો તે બેશક નરીમાંનનો,
સુરો તે પુરો સમંનગાંનનો.
તે ઇરાંનનો હીરો, તે જાબુલનો લાલ,[5]
ચિરી તેનુ જીગર, કિધો તેં નિકાલ.
શું તુને આવી, ના કંઇ કદર,
કે ચિરીયું તેં સોહરાબનુ નાજુક જીગર.
ખતા દરગુજર ગર કરે બંદેગાંન,[6]
મગર નહિ કરે દરગુજર યઝદાંન.

### ફરાંમર્જે બરજોરને જવાબ દીધો.

ફરાંમર્જ બોલ્યો: "અરે બેશહુર,[7]
એ બકવા છે બિલકુલ હિયાં બેજરૂર.
તું મરવાથી મરદાંને આવી ડરે,
બની બેતર્માઝ એવાં બકવા કરે.
હું જ્યારે આવ્યો છું કરવા લડાઇ,
છટકવા કરે તું વાતો પરાઇ.
મગર ના છટકે તૂં મુજ હાથથી,
ભમું નહીં હું હરગેજ તુંજ વાતથી.
આ નેજાથી વીંધી તારી ચશમ,
ગુજારૂં તું પર હજારો સિતમ.
કરૂં તુંજ કફન આ સિહા ખાકમાં,
કરૂં ખાક તુરાંન હું આગમાં.
અગર હોય વનનો વેહશી બબર,
આ ખંજરથી ચીરૂં તહારૂં જીગર.
જનાના મિસાલે બકે લાંનતાંન,
કરે નિચ નિન્દા, બની પેહલવાંન.

૧ લોહીની અંદર. ૨ નસેનસની અંદર. ૩ સોહરાબનું લોહી. ૪ કિયામતને દાહડે.
૫ બેમુલ માણેક. ૬ બંદા. ૭ બેશરમ.

અગર મારિયો મેં મહારો પિસર,
મરે તરફડી કેમ તહારૂં જીગર.
પિસર તે મહારો, જાણુલનો લાલ,
આ આંખોનો તારો, સાહેબ-જમાલ.
અગર મુવો સોહરાબ, રૂસ્તમ હાથ,
તૂંને શું જરૂરત, કરે બડબડાત.
દલેર મારો બેટો, જંગી જવાંન,
મૂવો મારે હાથે, બિલ્કુલ અજાંન.
મગર તું દિસે કોઇ દરગોર છે,
કરે ખોટી નિંન્દા, ચૂગલખોર છે.
અફ્સોસ મને નહિં હતી એ ખબર,
કે હતો મારો દિકરો, પિલંગ, શેર નર.
અફ્સોસ મને નહિં હતી એ ખબર,
કે લડશે તે મુજ સાથ બાંધી કંમર.
મગર ગુલ[1] થયો તે મહારો ચેરાગ,
કહે કેમ જીગરમાં, તૂંને લાગી આગ.
બની તું પેહલવાં ગીબત એમ કરે,
જરાખી કોફે-ખુદા નહિં ડરે.
મજાહ મુજ ગરઝની હવે ચાખ તું,
સમજ એક પળમાં, છે ખાક તું.
કરાવું કજા સંગ તૂંને દિલભરી,
તૂં પામે ન જોવા આ ચર્ખે-બરી."
કહી એમ ધરીને ગુરઝ ગાવેચાંન,
હવામે ઘૂંમાવી રહ્યો પેહલવાંન.
જરબ જેવો પડતો હતો તેને સર,
ધરી ઢાલ કરતો જરબ બીઅસર.
કિનામંદ ફ્રાંમર્ઝે ખોલી બગલ,
જરબ એક જબરો કિધો પુર બળ.
પડયો તે બરજો'ની કોલાહ ઉપર,
થઇ તેની જબરી કાતીલ અસર.
જરબથી મગજ઼ ઘેંન ઘૂંમરી ચહડી,
તબાહ થઇ હાલત જંગે પડી.
સિહા કૂલ દૂનિયા, સિહા આસમાંન,
સિહા કુલ લશ્કર, સિહા મયદાંન.
સિહાઇ નજર તેને ચોગમ પડી,
કજાની કરવા પડયો ગંણુતરી.
હતી તે ખૂવારીભરેલી ઘડી,
મગર તે જરબથી ગયો નહિં મરી.
હતું તે જરબમાં કજાનું વતન,
મગર બખ્ત બરજોર હતું બહુ બૂલંદ.
થયો જ્યારે બરજોર પુર હોશમંદ,
કિનાર્થી તપી તે થયો જોશબંદ.
તૂરત હાંમ તેણે દિલમાં ધરી,
બેસી રહ્યો જીન પર તે ઠરી.
લિધો હાથ ગુરઝ બની બહુ ગરંમ,
રિકાબે ધરી ખુબ સાબુત કદંમ.
ઉઠી રક્ષ ઉપર ઉભો ટટાર,
ઉઠાવી ગુરઝ હાથમાં ભારદાર.
ઘૂંમાવી હવામે, ગુરઝને ધરી,
ફ્રાંમર્ઝ ઉપર નેમ તેણે કરી.
સમો શુભ હતો, પણ હતું ભાગ અભાગ,
જમીનમાં હતી એક ઉંડી સૂરાખ.
બગલ ખોલી બરજોરે કીધો જરબ,
નસીબે દીધો દગો બહુ અજબ.
સૂરાખી જમીન બહૂ હતી ત્યાં નરમ,
પડયાં તે જગા પર રખસનાં કદમ.
હતાં બંને જનના પહાડી બદન,
જમીનથી ખમાયું નહિં તે વજન.
ગયો રક્ષ અરધો જમીનમાહે ગર્ક,
આ આફત દેખાડી અજબ તૂંએ ચર્ખ.
રખસના વજનથી ફ્સકી જમીન,
ગયા પાંઉ ઘુસી, થયું બખ્ત હીન.
કંમર થઇ ઘોડાની અચબૂચ ઉંચી,
દબઇ ગઇ ગરદન, નીચે ઝુંકી.
ખોઇ હોશ બરજોરે ઘભરાઇને,
તૂટી ગઇ રીકાબ, વળ ખાઇને.
ઉડી તે ગયો જીન પરથી અધ્ધર,
થયું શું એકાએક પડી ના ખબર.
પડયો જીન પરથી તે ઉથલાઇને,
પડી થાયો બેભાંન ગશ[2] ખાઇને.
હાય! હાય! જમીન, એ ખાનાખરાબ!
દગો દેઇ દલીરને, દીધો અજાબ!

૧ બુજાઇ ગયો. ૨ બેહોશ થઇ ગયો.

સૂરાબી જમીન! તૂં એ નાબકાર!
કિધો તૂંએ બરજોરને ખ્વારજાર!
ફરાંમર્ઝે એકદમ બોલી કમંદ,
કિધો કએદ બરજોર જકડીને બંધ.
ગલાં માહે દીધો ફાંસો ચપટ,
જકડીને બાંધી બાજુ તૂરત.
જકડી જકડબંધ, કિધો બંદીવાંન,
ઘસડતો ગયો લઇ લશ્કર મિયાંન.

**અફ્રાસીઆબે બરજોરને પકડાયેલો જોઇ, ઇરાંનીઓ ઉપર હુમલો કરવા પોતાના લશ્કરને હુકમ દીધો.**

જોઇ એવો બરજોનો બરગશ્તે હાલ,
થયો શાહે તુરાન ગુસ્સાથી લાલ.
પૂકારી લશ્કરને કીધો હુકમ:
"મરો યા તો મારો તમો એકદમ.
બચાવી લો બરજોર, યા તમ મરો,
ના હરગેજ દુશ્મનથી તમ ડરો.
તૂરત જઇ તોડો લશ્કર સફ,
ઘેરીને પકડો ચારો તરફ.
ધસો તમ દોડી મિસલ આબે-નીલ,
જરાબી કરો ના હવે કાંઇ ઢીલ.
બરજોને પકડી બાંધીને હાથ,
લઇ જાય દૂશ્મન પોતાની સાથ.
જોતા રહ્યા તમ બની બેજીગર,[1]
જઇને છડાવો બની બેખૂતર.
પડયો કેદ બરજો તમારે થકી,
થશે હાલ બુરા તેના નક્કી.
રખે તે કરે સર તેનું કલમ,
રખે થાય તે પર જાલ્મો-સિતમ.
જઇ જલ્દ મયેદાંને આપો પનાહ,
થશે દૂશમન હાથ નાહક ફનાં.
અગર બુજશો નહિ મહારી કદર,
થશે આએ મયેદાંન સહૂંની કબર.
લડો યા મરો, મારીને લુટનાર,[2]
છડાવી બરજો બનો આશ્કાર.

**અફ્રાસીઆબના હુકમ પ્રમાણે વજીર પીરાંન બાહાર પડયો.**

સૂણી એવો હૂકંમ પીરાંન પીર,
લઇ સાથ ચીનાઇ લશ્કર વીર.
કિધો તેણે લશ્કરને એવો હૂકમ:
"ફરાંમર્ઝ ઘેરી લેવ એકદમ."
કહ્યું હર સાલાર અફસરને,[3]
ધરો હાથ સમશીર, ખંજરને.
ન જોતા કદી તમ પાછું ફરી,
મળે સાંમે જે કોઇ લેજો હરી.
હરએક ટૂકડી દસ-દસ હજાર,
દાયાં[4] 'ને બાયાં[5] કરો બીસમાર.[6]
પકડીને મારો દરગોરને,[7]
છડાયો એકદમ બરજોરને.
કતલ કરજો હરકાઇ સમશીરથી,
ચાહે તો લડજો તમો તીરથી.
તમો છો કાબેલ ખંજરગુઝાર,
છટે એકબી નહિ બખારદાર યાર.
લૂટી જાય દશ્મન નજર સાંમને,
લિયાનત તમારી છે હાંમને.
મરો યા તો મારો બરજો થકી,
નહીં તો કતલ તેને કરશે નક્કી."

* * *

**પીરાંન વજીરે દસ હજાર સીપાહો સાથ મયદાંનમાં જઇ ફરાંમર્ઝને ઘેરી લેવો.**

સજી ઢાલ બખ્તર ધરી તલવાર,
નિકલ્યો પીરાંન મયેદાંન દવાર.
લિધા સાથ સિપાહ, લશ્કર સવાર,
મયેદાંને દોડયો, કરતો પૂકાર.
તૂરત તેને ઘેરી લિધો વાટમાં,
હતો કેદી બરજોરબી હાથમાં.

---

૧ હિચકારા. ૨ બરજોરને લડાઇના મયદાંનમાંથી બાંધી બંધીવાંન કરી લઇ જનાર-ફરાંમર્ઝ-ને માટે અફ્રાસીઆબ પોતાના લશ્કરને હુકમ કરે છે. ૩ સરદારને ૪ ડાબી બાજુ. ૫ જમણી બાજુ. ૬ ફના-પાયમાલ ૭ ફરાંમર્ઝને માટે એ ઇશારો પીરાંન કરે છે.

## તુરાંની લશ્કરની વચમાં ફરાંમર્ઝને ઘેરાઇ ગયેલો જોઇ, પાદશાહ કએખુશરૂએ ઇરાંની લશ્કરને હુકમ કરવો.

બનાવ એક બનિયો અજબ જાતનો,
થયો ભોગ બરજોર અકસમાતનો.
ફરાંમર્ઝે બાંધી જકડી કમંદ,
કરી જેર બરજોર કીધું હરણ.[1]
કરી કએદ દશ્મન ચનંન્દો હણી,
ઘસડી જતો'તો લશ્કર ભણી.
પૂગ્યો આવી પુઠે પીરાંન પીર,[2]
હતું સાથ લશ્કર તેની દલીર.
દિઠો કએદ બરજોરને હાથમાં,
જકડઇ પડેલો હતો વાટમાં.[3]
પડેલો કએદી હતો બંદમાં,
મગર મુખ[4] દીસતું આનંન્દમાં.
ન આફત, મલામત[5] દિસ્તી ચેહેર,
મગર મુખ ઉપર ખુદાની મેહેર.
દાયાં 'ને બાયાં લશ્કર તમામ,
ઘેરી ફરાંમર્ઝે રોકી લગાંમ.
આગળ ને પાછળ ઉભા વાટમાં,
મગર જોઇ ફરાંમર્ઝ ઉભા ઠાટમાં.

* * *

જોઇ હાલ દુરથી કએખુશરૂ,
પૂકારી રહ્યા લશ્કર રૂ બ-રૂ:
"અરે ઓ ઇરાંની લશ્કર તમામ,
જાવો રંગે-મયેદાંન, ઓ નેકનામ.
સૂણો ઓ દિલાવર, સૂણો નેકનાંમ,
તૂરત જાવો મયેદાંન, પકડો લગાંમ.
જાવો ત્યાં ફરાંમર્ઝ ઘેરઇ ગયો,
નથી કોઇ સાથી કે સંગી રહ્યો.
દાયાં 'ને બાયાં છે લશ્કર હજાર,
આગળ 'ને પાછળ, પયેદલ તત્તાર.
લડો તમ સિપાહો, જંગી દલેર,
લડો આ જંગે, ધરી દીલ કહેર.
ફરાંમર્ઝ ઘેરઇ ગયો વાટમાં,
છે સાથ કએદી હવાલાતમાં.
લડો તમ ઇરાંની, શું જોયા કરો,
બચાવો ફરાંમર્ઝ, યા તમ મરો.
કરો સર હરએક તૂરાંની કલમ,
લડો જ્યાં તક છે જીગરમાંહે દમ.
ખેંચીને સમશીર, તીર 'ને કમાંન,
બચાવો ફરાંમર્ઝ રોશન રવાંન.
કિધો કએદ બરજોર બાંધી કમંદ,
ગળાંમાં છે ફાંસો, બાજુઓ બંદ.
મદદ જઇ કરો તમ ઇરાંની દલેર,
રખે લીયે બરજોર, છુટીને વેર.
નહસાડો તુરાંની કરી વુલધાંન,
બચાવો ફરાંમર્ઝ જંગી જવાંન."

### ફરાંમર્ઝની મદદે ઇરાંની લશ્કરનું જવું.

જોઇ એવી જંગની ફરેલી વલાંણુ,
થયા સહુ દુઃખી ઇરાંનીઆંન.
સૂણી શાહ કએખુશરૂના સુખંન,
ગોદરેજ, ગુરગીન, મિસલ પવંન.
મલી સંગ લશ્કર ઇરાંની તમામ,
કસીને કંમર, ધરી દીલ હાંમ.
ફરીબુર્ઝ અને તુસ જોઇ કારોબાર,
નિકલિયા ફરી સહું જંગને દવાર.
મગર સાફ રૂસ્તમે કીધી મના:
"તમો હિયાં રહો, દુશ્મન છે ઘણા.
જવું ત્યાં તમોએ હરગેજ નહી,
તપાસો લશ્કર તમે હિયાં રહો."
બલાવી કહ્યું રૂસ્તમે ભાઇને:[6]
"મદદ કર ફરાંમર્ઝ તું જાઇને.
ફરીબુર્ઝ અને તુસ રેહશે હિયાં,
જરૂરત તહારી, છે બહુ તિયાં.[7]
પડયો મામલો છે બિકટ બહુ થઇ,
આસાંન કર જલદ જંગે જઇ.
ફરાંમર્ઝે બરજોર કિધો કએદ છે,
આ તૂફાંનનો બસ એ ભેદ છે.

---

૧ હરણ–છીનીને લઇ જવું. ૨ અફરાસીઆબનો વઝીર. ૩ વાટમાં–રસ્તામાં ૪ ચેહરો.
૫ દુઃખ. ૬ રૂસ્તમનો ભાઇ જવારેહ. ૭ ત્યાં.

ઘેરી ફરાંમર્ઝ ચોમેરથી,
જબર જંગ કરશે, અતી કેહેરથી.
ફરાંમર્ઝ ઉપર ધસારો કરી,
છૂડાવા ચાહે બારજોર લડી.
અગર કેદી બરજોર પાછો છૂટે,
સમજ કે નસીબો પાછો રૂઠે.
એ છૂટશે તો લડશે જબરો ફરી,
ખરાબી ખવારી થશે આપરી.[1]
નથી કોઇ જંગે ઇરાંની જવાંન,
કરે જોર બરજો લડી અંહીવાંન.
મને કેહ કોણ છે ઇરાંની દલીર,
લડીને કરે જે બરજોર અસીર.
હું જોઇ રહ્યો છું શરમાઇને,
પડયો છું અબળ થઇ, ગમ ખાઇને.
લડી નાહ શકતો હૂં કેમે કરી,
ગયો મામલો છે બિલકુલ ફરી.
તેથીજ કહું છું તું ભાઇને,
તૂરત જા મયેદાંને તું ધાઇને.
દરદ હાથ અંદર દુ:ખદાઇ છે,
છતે રૂસ્તમે આજ રૂસવાઇ છે.
ચૂંટી લે સવારો તું દસ હજાર,
મદદ કર ફરાંમર્ઝ, જઇને ઉગાર.
છૂટે નહીં બરજોર ખુબ ધ્યાંન ધર,
થશે કુલ મુશ્કીલ, ફરી બદતર.
અરે ભાઇ સંભાલી કરજે એ કાંમ,
ફતેહમંદ બની પાછો ફર આ મૂકાંમ."

* * *

### જવારેહનું લશ્કર લેઇ તુરાની લશ્કરથી ઘેરાઇ ગયલા ફરામર્ઝની મદદે જંગના મયેદાંનમાં જવું.

લિધું નામ યઝદાં જબાંપર ધરી,
જવારેહ નિકલ્યો તૂરત તે ઘડી.
લઇ સાથ સીપાહ ઝટ દસ હજાર,
જવારેહ ગયો વીજ સમ નામદાર.
કિધી તેણે દાયાં 'ને બાયાં નજર,
દિઠું ખુબ લશ્કર તૂરાંની જબર.
આગળ 'ને પાછળ સિપાહ સવાર,
ઉભેલા દીઠા બની ખુનખાર.
કરી બંધ ખૂબ તંગ બરજોર તન,
જકડી કમંદે હતી ગરદન.
જકડઇ જમીન પર બરજોર પીલ,[2]
પડેલો હતો તે બનીને ખજીલ.[3]
કમંદ સંગ કેદી ધરી હાથમાં,
લડવા ફરાંમર્ઝ પડયો વાટમાં.
ધરી ધુંન ધુંજી જોઇ ચારેપાસ,
કદમ હર કદમ પર દિઠો તેણે નાશ.
કજા તેની પાછળ, કજા સાંમને,
કજા તેના દાયાં 'ને બાયાં કને.
સમો જોઇ સાંમો તે ડરીયો નહીં,
ડરીને તે પાછળ ફરીયો નહીં.
જોઇ હાલે-મયેદાં, વમાસન કરી:
"ઇલાહી આખર આવી ખરી.
અજલ મારી હોય તો નહિ હું ડરૂં,
મગર કેદી બરજોરનું શું કરૂં?
અગર જાય છુટી એ મયેદાંનમાં,
ફના કરજે પરવર મને આંનમાં.[4]
કે લાજમ 'મરીને જીવવું' સદા,[5]
સિવા જીંદગી એ મને નારવા."
મનન એમ કરીને કિધું એવું કાંમ,
રખસને હવાલે કીધી લગાંમ.
એક હાથ કએદી કમંદ પકડી,
બિજે હાથ ગુરઝ લીધો ધરી.
ઘૂંમાવી હવામે ખુબ જોરથી,
લડતો ફરાંમર્ઝ વિના શોરથી.

* * *

૧ આપણી. ૨ હાથી. ૩ શરમનો મારેલો. ૪ પલવારમાં. ૫ મુવાં બાદ મને સહુ કોઇ યાદ કરે, એવાં કાંમ કરી મરવું લાજમ છે.

## જવારેહનુ ફરાંમર્ઝની મદદે જવું.

જોઇ એવી હાલત, બલાગત જબુન,
રગ રગ ઉકલ્યું જવારેહનું ખૂન.[1]
હિતો મામલો બહુ દારૂણ[2] અતી,
કજા સર ફરાંમર્ઝ ઘુંમતી હતી.
વિચારી લિધું પાવ તેણે પલક,
ન રેહશે કિયાંની કિરત આ ખલક.
ફરાંમર્ઝ ઘેરઇ ગયોછે તમામ,
દિઠું તેણે મુશ્કીલ હવે તેનું કાંમ.
જોઇ એવી હાલત જંગે જયાર,
ગરમ ખુબ કીધું કિનાનું બઝાર.
પૂકારી લશ્કર કીધો હૂકમ:
વિંધો તીરથી દુશ્મન દમ-બ-દમ.
વિણીને મારો હરએક જંન,
કરો આ મયેદાંને સહુને દફન.
અગરજે ફરાંમર્ઝનુ ધ્યાંન છે,
સમજો ચમન 'રૂઝ-મયેદાંન' છે.[3]
લડો તમ જંગે, ધરી હાંમને,
બચાવો ફરાંમર્ઝના કાંમને.
જાવો કેવો જંગી ઘેરઇ ગયો,
હજારોની વચમા લડી છે રહ્યો.
ઇરાંનીઓ તોડો દુશ્મન-સફ,
વિખરી નહસાડો ચારો તરફ.
નહસાડો તૂરાંની સમશીરથી,
મરે નહિ તો મારો તમો તીરથી.
નહસાડો લડી શસ્ત્રની ધાકથી,
કરો પાક દૂનિયા એ નાપાકથી.
વિખેરો લડી ખુબ દુશ્મન દલેર,
થશે સૂર્ખરૂ જેમ ખુરશેદ ચહેર.[4]
આગળ 'ને પાછળ મારી મરો,
રસ્તો ફરાંમર્ઝ માટે કરો.
પડો મારી પુઠે થોડા સવાર,
હૂં જાઉં છૂં હિયાંથી હવે પેલી પાર.
પૂકારો ઇરાંની યઝદાંનું નામ,
કરો તમ નાબુદ દૂશ્મંન તમામ."

જવારેહના એવા હિંમત ભરેલા સખુનો સાંભલી, તેનું તમામ લશ્કર, પોતાના નાંકદાર નેજાઓ સાથે ફરાંમર્ઝને બચાવવા, અને તેની આસપાસ ફરી વલેલાં તુરાંની લશ્કરને વિખેરી નાખવા, તેમની ડાબી અને જમણી પાંખ ઉપર એકદમ ધસી ગયું, અને જોતાં જોતામાં તેમની જોરાવર સફંને વિખેરી નાખવામાં ફતેહમંદ થયું. બીજા હાથ ઉપર જવારેહ પોતાના માનીતા ચુનંન્દા સવારોની સાથે, તુરાંનીઓ ઉપર તુટી પડી, પોતાના ભારી ગુરજે, જે કોઈ સાંમે આવતો, તેને તે સુરવીર પેહલવાંન બેધડક જમીનદોસ્ત કરતો ગયો.

જવારેહની આવી ઝનુની લડાઈથી તુરાંનીઓ હેબતી જઇ મયેદાંનમાં પોતાના જાંન બચાવવા ખાતર નાહસ ભાગમાં પડયા, અને વિખરાઈ જવા લાગ્યા. એવી રીતે ઇરાંનીઓના નેજા, અને ગુરઝથી તુરાંની લશ્કરની મોહટી ખુવારી થઈ, અને દીલાવર ફરાંમર્ઝે પોતાનો રસ્તો ખુલ્લો થાયેલો જોયો જયારે બહાદુર જવારેહે ફરાંમર્ઝને આગલ વધતો દુરથી જોયો, ત્યારે તે પોતાનો ઘોડો વીજલીની ઝડપે દોડાવી ફરાંમર્ઝની આગલ જઈ પુગ્યો, અને તેને કહ્યું.

ડપટાવી ઘોડો જવારેહ ખાસ,
વિજ વેગ પોંહચ્યો ફરાંમર્ઝ પાસ.
તુરત જઇ બોલ્યો: "ઓ જંગી જવાંન,
ખૂદા તુંને રાખે સદા શાદમાંન.
લડી મેં ઘણાકો કિધા ખાક છે,
મદદગાર તારો ખૂદા પાક છે.
સપુરદ મને તારો કએદી કરે,
તો બેશક ખૂદા તારી મૂશ્કીલ હરે.
હું લઇ જાઉં બરજોર સંભાલથી,
થશે મૂકત તું આએ જંજાલથી.
હું લઇ જાઉં કએદી, શાહની હૂઝુર,
તૂં કર કુલ દુશ્મન લડીને દુર.

[1] લોહી. [2] ભયંકાર. [3] જંગમા લડીને મરવાનો દિવસ છે. [4] રોશન ખુરશેદના જેવા ઝળકાટવાલો.

બગલમાથી છોડી મને દે કમંદ,
કરશ કાંમ હું તુંજને મન પસંદ.
હવાલે બરજોર કરશ રૂસ્તમ,
તું કર ના બરજો વિશે કાંઇ ગમ.
વિખેરી મેં તોડી કિધી સાફ સફ,
હવે તારો રસ્તો છે આ તરફ.
મગર જંગ હજી છે અધુરૂં રહ્યું,
સમજ ના એ કાંઇ પુરૂં થયું.
હવાલે મને આએ બરજોર કર,
પછી જઇ હોમાંન સાથે તું લડ.
લડી છોડતો ના હોમાંનને,
જવા ના દેતો તું પોરાંનને.

**ફરાંમર્ઝે બરજોરને ઇરાંની લશ્કરમાં લેઇ જવા જવારેહને સપુરદ કરવો.**

(બરજોર રાહમાં છુટી નહિં જાય તે માટે ફરાંમર્ઝની કાળજી.)

ખુશીથી ફરાંમર્ઝે દીધો જવાબ:
"ભલે તું બરજોર લઇ જા સિતાબ.
છે મૂશ્કીલ મારગ સંગરાંમમાં,
રખે જાય છુટી અંજામમાં.[1]
હજી જંગે ભમતો હોમાંન છે,
વલી તેનો સંગી પોરાંન છે.
સવારો ભમતા અહિં-તહિં હશે,
નજર જો પડી તો પછી શું થશે.
હજી કેહેર જંગનો કહાં કમ છે,
મને આએ બરજોરનો ગમ છે.
લઇ જા ખુશીથી બરજોર સંગ,
મગર એ ખુશીનો રખે થાય ભંગ.
રેહેજે તૂં જોતો કદમ-હર કદમ,
ન ફેરવતો બરજોર પરથી ચશમ.
નજર તારી પલભર રખે ચુકતો,
રખે તું કમંદને ઢિલ્લી મુકતો.
નભરવસ રેહતો રખે તું જરી,
બલાગત બરપા થશે ગમભરી.
મગર એને સંભાલજે જાંનથી,
તપાસી તું લઇ જા મયેદાંનથી.
સપુરદ કરજે તું રૂસ્તમને,
ખુશી થઇ ભુલશે તે ગમને.
કેહજે પાદરને મહારા સુખંન,
કે આપે ન કોઇ એને દુખ કે મહંન.
પૂરે એને કોઇ ખાસ જીંનદાંનમાં,[2]
ઇફાજતથી રાખે પુર માનમાં.
હવે આ કમંદ લે તું હાથમાં,
નિગાહબાંન તારો ખુદા વાટમાં."

* * *

**જવારેહે કએદી બરજોરને લડાઇના મયેદાંનમાંથી પાદશાહ કએખુશરૂ આગલ લઇ જવું.**

જવારેહ સર પર ઉડાવી સુખંન,
ધરી હાથ મજબુત તેણે કમંદ.
બાદઅઝ કિધી તેણે સાબુત રિકાબ,
તપાસી જોયો રણનો હિસાબ.
દિઠું તેણે મયેદાંન ખાલી તમામ,
જુબાં પર ધરી તેણે યઝદાંનુ નામ.
ડપટાવ્યો ઘોડો, મજબુત હાથ,
ઘસડાયો બરજોર ઘોડાની સાથ.
ઢેકા 'ને ઢળીયા રસ્તે હજાર,
અફડાતો ઘસડાઇ બરજો અપાર.
ઘડીમા તે ઉછળીને પડતો હતો,
ઘડીમા પછડાઇ બબડતો હતો.
ઘડીમા ભચડાઇ ફફડતો હતો,
ઘડીમા મરડાઇ તફડતો હતો.
ઘડીમા ખરડાઇ ઝઝરતો હતો,
કાદવ 'ને કિચમા સબરતો હતો.
જખમ તન-બદન પર આલા હતા,
પગો હાથ ઉપર છાલા હતા.
જખમથી બહુ ખૂંન[3] ઝરતું હતું,
અગનથી બદન બહુ બરતું[4] હતું.

---

૧ સેવટે. ૨ બંદીખાનામાં. ૩ લોહી. ૪ બળવું.

હતી તંગ હાલત અતી ખાશિયાર,
નહિં કોઇ તેનો હતો યારગાર.
અફડાતો ઝીકાતો રહતે અપાર,
જખમ બહુ બદન પર થયા ધારદાર.

## બરજોરની કએદી હાલત ઉપર અફ્રાસીઆબનો વિલાપ.

જ્યારે લડાઈના મયદાંનમાં પેહલવાંન બરજોર ફરાંમર્ઝના હાથમાં કએદ થઈ પડ્યો, અને જવારેહે ફરાંમર્ઝની મદદે જઈ તુરાંની લશ્કરને વિખેરી નાખા, ફરાંમર્ઝના હાથમાંથી કએદી બરજોરનો કબજો પોતે લઈ, તે ઈરાંની લશ્કર તરફ બરજોરને ખુવારી ભરી રીતે ઘસડી લેઈ જતો દુરથી અફ્રાસીઆબે પોતાના લશ્કરમાંથી જોયો, ત્યારે તે ઘણોજ નાસીપાસ થઇ બરજોરની હાલત ઉપર અફસોસ કરવા લાગ્યો.

જોઇ હાલે-બરજોર અફ્રાસીઆબ,
દુખી થાયો દીલથી, બહુ બેહસાબ.
જોઇને થયો તે અતી નાસિપાસ,
હતી તેની બરજોર પર જંગ-આસ.
મગર આસ તેની ફના થઇ ગઇ,
પડયો જઇ બરજોર કએદી થઇ.
રડી આંખ બંને આંસુ ભરે:
"હવે તારી જોડી મને કહાં જડે.'
ધરી હાંમ લડયો, જીવપર કરી,
રખે જાય દુશ્મન હાથે મરી.
કિધું જંગ એવું ન કોઇબી કરે,
નરવર ઇરાંનીઓ, તુંજથી ડરે.
બગલમાં ઉઠાવી લિધા પેહલવાંન,[2]
એવો તું મારો જંગી જવાંન.
થયો જેર તુંથી રૂસ્તમ દલીર,
એવો તું મારો વીકરાલ વીર.
નહિ તારી સાંની મલે કોઇ આજ,
એવો તું મારો ગરદનફરાજ.
જમાનાએ બુજી ન તારી કદર,
રખે થાય ઇરાંન, તહારી કબર.

અજબ હોશ તારી, અજબ તારી હાંમ,
અજબ એ બરજોર કિધાં તુંએ કાંમ.
અજબ જોર તારૂં, દિલાવર દલેર,
અજબ મારી દરબારના એ ઝવેર.
રહેતે જો જંગે તું એ નેકફાલ,
તો બેશક રૂસ્તમનો કરતે નિકાલ.
રડયો હાય મારી શાહ સરતાજ,
બન્યો આ બનાવે, તે લાઇલાજ.
મલી આસ તેની ફુલ ખાકમાં,
જલી તન તેનું રહ્યું આગમાં.
રડી આંખ આંસુઓથી ભરી,
કહ્યું એમ પીરાંનને કરગરી:
"અનધારી આફત આવી પડી,
કરી નહી શકતો કંઇ આ ઘડી.
હતી આસ મનમે કંઇકંઇ ભલી,
મગર ગઇ મુરઝઇ, ઉમેદ-કળી.
થઇ આસ નાબુદ, ન હસ્તી રહી,
હવે ફકત બાકી નિસ્તી રહી.
મગર આસ હજીબી છે હાથમાં,
સિતાબીથી પોહચી તું જા વાટમાં."

## અફ્રાસીઆબે બરજોરને જવારેહના હાથમાંથી છોડવવા પીરાંન સાથ લશ્કર મોકલવું.

"કહું વાત પીરાંન સૂણ ધ્યાંનથી,
હવે ખેંચ સમશેર તું મ્યાંનથી.
નવી આ બલાગત છે સર ઉપર,
બચાવી લે ઝટ જઇ રશ્કેકમર.
કજા આવી બરજોરને સર ચહડી,
એ ગમ કેમ સહું હું હવે દમ ભરી.
સિતાબીથી જઇ પુગ લશ્કર સાથ,
છોડવી લે બરજોર, ભીડીને બાથ."

---

૧ અફ્રાસીઆબ બરજોર માટે આ વિલાપ કરે છે. ૨ તુંસ અને ફરીબુર્ઝને બરજોરે બગલમાંથી પકડી કએદ કીધા હતા, તે માટે એ ઇશારો છે.

### પીરાંન વજીરનુ બરજોરને છોડવવા મયેદાંને જવું.

કહ્યું એમ પીરાંને શાહને નમી:
"ખૂદા દુર કરે તારી રંજો-ગમી.
હૂં લઇ જાઉં મૂજ સાથ નામી સવાર,
ઘેરીને રોકું તે નાબકાર.
હૂં રોકી રહામે ના દેઉં જવા,
ગૂજારૂં જૂલ્મો-સિતમ હું નવા.
છિનવી લઉં બરજોર, કાપી કમંદ,
કરૂં કાપી ખૂલ્લા બદન તન બંધ.
નમી તારો બંદો રજા ચાહે છે,
મને તે ખૂદાવંદની સહાય છે."

* * *

ધરી સુર પીરાંન પડીયો બહાર,
લિધું સંગ લશ્કર ઘોડે સવાર.
તૂરત પુઠ પકડી જીગર જાંનથી,
નિકલ્યા સહું કોઇ ખુબ ધ્યાંનથી.
લિધા સાથ નેજા, તીર 'ને કમાંન,
બની સહું તૂફાંની, થયા મસ્તાંન.
જઇને ઘેરી જવારેહની રાહ,
ઉભા સાંમે રોકી, તૂરકી સિપાહ.
ચહડાવી નયેનો, મગજે ખૂમાર,
પિરાંને કહાડયો ગુરઝ બહાર.
લશ્કરે લીધી તીર 'ને કમાંન,
ઉભા સાંમે ટાંકી પીરો-જવાંન.

### જવારેહનું લડાઇના મયેદાંનમાં ઘેરાઇ જવું.

( કિરતીને ખાતર જવારેહનો ગમ. )

જમાનાની ગીરદેશ, અજબ રંગદાર,
કરે છે હરચંદ નવરંગ બહાર.
અજબ છે કરમ, 'ને કરમનો ભરમ,
રહે ગુમ હરદમ, ભવિશ બેરહમ.
જવારેહ લઇ સાથ બરજોર સંગ,
જતો'તો નિરભય બની ગુલરંગ.
ઉમેદ તેણે કંઇ કંઇ દીલમાં ધરી,
મગર તે પલમાં ખોટી પડી.
એકાએક જોઇ ધાડ દૂશ્મન તની,
ગભરાઇ ગાફેલ ગયો તે બની.
'અગર કેદી બરજોર છિનવી જશે,
તો મારી કિરતી તનું શું થશે.
શરમથી નિચું સર, પડશે જમીન,
બેજાલત એ ખમશે કેમ કમતરીન.
એ જીવનથી બેહતર મરવું થશે,
એ દરદે-નામોશ સબરવું થશે.'
જોઇ લઇ ગરદીશનો આ ભરમ,
રડીયો જવારેહ, કુટી કરમ.

'નથી કાંઇ ઇલાજ, કે કંઇ દવા,
ખૂદા આ સિતમ મુજપર નારવા.
અજબ કમનસીબીનો આ રંગ છે,
બેઆંના પવનથી થયો ભંગ છે.
તનાંહ છૂં પડેલો, હિયાં લાજવાબ,
થશે આ જગે, મારી મિટ્ટી ખરાબ.
મરૂં તો મૂબારક મને છે મરણ,
મગર છોડું બરજોર, મને નાપસંદ.'
જોઇ હાલ રણનો, જોઇ દૂશ્મંન,
જવારેહે જોઇ નસીબની ચલન.
નજર સામે દૂનિયા થઇ અંધકાર,
અજલને દીઠી કરતી પૂકાર.
બોલ્યો તે મનમાં ગમ ખાઇને:
"રખે જાયે કિરતી ખતમ થાઇને.
હવે મોત મારૂં નક્કી થશે,
મને મારી બરજોરને લઇ જશે.
ખૂદાવંદ હવે છે બહેતર મરન,
કર આએ મયેદાંન મારૂં કફન.
કજાનો જો કે મને ડર નથી,
મગર નામોશી બહુ બૂરી છે અતી."

## ફરાંમર્ઝ અને હોમાંનનું જંગ. ઇરાંનીઓ અને તુરાંનીઓ વચે નવી લડાઇ.

જ્યારે એક હાથ ઉપર ફરાંમર્ઝના હાથમાંથી દીલાવર બરજોરને જવારેહ ઈરાંની લશ્કર તરફ લઈ જતો હતો, અને રાહના દરમ્યાંનમાં પીરાંનના લશ્કરે આવી તેને ઘેરી લીધો, ત્યારે બીજા હાથ ઉપર દીલાવર ફરાંમર્ઝ પોતાના બંદીવાન બરજોરને પોતાના નામવર કાકા જવારેહને સ્વાધીન કરી, તુરાંની લશ્કરને જંગના મયેદાંનમાંથી નહસાડી નાબુદ કરવાના કાંમમાં રોકાવા લાગ્યો. પણ તેવામાં તુરાંની પેહલવાંન-હોમાંન, પોતાના લશ્કર સાથ અચબુચ દોડી આવી ફરાંમર્ઝની સાંમે જાહેર થયો, અને કીનાના બઝારને એકદમ ગરમ કરી, ફરાંમર્ઝને ચારોગમથી ઘેરી લેઈ, તેની ઉપર તે હુમલો કરવા લાગ્યો.

બિજા હાથ ઉપર જંગને હવાર,
હતો છલ-કપટનો નવો છલકાર.
લઇ સાથ લશ્કર તૂરકી મહાંન,
હોમાંન દોડયો વિજલી સમાંન.
ઘેરી ફરાંમર્ઝ મયેદાંનમા,
ઉભો ખુશ થાતો અરમાંનમા.
આગળ 'ને પાછળ લશ્કર તૂરાંન,
લાગ્યો તે કરવા બહુ બદજૂબાંન.
ન છટકી શકે, નહિ નહાસે જરી,
ફરાંમર્ઝ જોઇ રહ્યો ઠરઠરી.
જોઇ ખુદ સરજત, થયો દીલશિકન:[1]
"ખૂદા શું થવશ, આ જગે હૂં દફન.
અએ ગરદીશ,સિતમગર ચર્ખે-બલંન્દ,[2]
મને મોત ખાતર શૂં કીધો પસંદ.
રહ્યો આ જગે શું હૂં મરવા થકી,
ફના આ જગે મુજ થશે જીંદગી."
જોઇ આ હાલત થયો દર્દનાક :
"બેશક થવશ આ જગે હૂં હલાક.
ઘૂમે છે સરપર સરજત ઘટા,
બચાવી મને લે બારે-ખૂદા."
પૂકારી બોલ્યો: "અરે બદશિફાત,
શું આ તારી લડવાની છે રીતભાત.
લઇને નિકલ્યો તું લશ્કર સિપાહ,
મને ઘેરી રોકી લિધી મારી રાહ.
તૂં આવ્યો હિયાં લશ્કર લઇને હજાર,
હું એખલો છૂં, હિયાં નિરધાર.
શૂં એકેક ઇરાંનીને, તૂરકી હજાર,
હરી જાય જંગે, બની ખુનખાર.
લડવાની તુંજમા અગર હાંમ છે,
આ લશ્કરનું મયેદાંને શું કાંમ છે.
અગર તૂંને લડવુંજ છે મુજ સાથ,
તો આવી જા લઇ તારો ગુરજ હાથ.
અગર હાથ સમશીર જો હું ધરૂં,
તો સર તારૂં પલમા કલમ હું કરૂં.
નહિ એક સિપાહ તારો જીવતો ફરે,
લડી તરફડી લહુ અંદર મરે."

### હોમાંને ફરાંમર્ઝને જવાબ દીધો:

"અએ બહાદર ફરાંમર્ઝ, ઓ નેકનાંમ,
બની આવરો કાં બને બેલગાંમ.
તપે કાં તપીને, ના થા ગરમ,
થશે એક દમમાં, હવે તું નરમ.
સૂણી થા હૂશીઆર, ઓ સુરવીર.
હું નામે છૂં હોમાંન, તૂરકી દલીર.
થશે જંગ કેવું, હવે જો જરી,
કજા તારી કરશે, હવે રેહેબરી.
કરી જેર બરજોર, કિધો બંદીવાંન,
મગર છુટશે તે પલક દરમિયાંન.
અધીરો પડે કાં, જરા ધીર ધર,
ખબર શું તને છે, ઓ બેખબર.
તૂં બરજોને પકડી છકી જાય છે,
હવે જો મયેદાંને શું થાય છે.
કરી કએદ બરજો, ન કીધો વિચાર,
ગરમ તુંએ કીધું, કિનાનું બજાર.

૧ દીલને બેબતાવે એવું. ૨ ચર્ખે-બુલંદ.

હિસે છે તું જીવથી, ગયો છે ધરઇ,
કુજ્જ સાથ તારી, થશે આશનઇ.
મલી છે હમણાજ, તાજી ખબર,
કે ખાવરથી આવે છે લશ્કર જબર.
નવું છે લશ્કર, તમામ એક લાખ,
કરીશું મલી સંગ, ઇરાંન ખાક.
લડીશું હમો સહું, જીગર-જાંનથી,
છોડવીશું બરજોર, જીન્દાંનથી.
અએ ગાફેલ સાંભલ, કહું ઇન્તેખાબ,
નિકલ્યો છે મયેદાંને અફ્રાસીઆબ.
ગયો છે તે લડવા, જવારેહ સાથ,
હૂં ઘેરી ઉભો છું, હિયાં તારી વાટ."
* * *

નવી આ આફ્ત ભરેલી ખબર,
ફરાંમર્ઝ સૂણી થયો બેસબર.
ફિકર તેને દિલમાહે એવી પડી,
જવારેહ રખે જાય જંગે મરી.
થશે જંગ બેશક, બરપા ફેસાદ,
થશે ધુલ મહારી બાદ-એ-મૂરાદ.
રખે થાય બરજોરનો છુટકાર,
રખે જાય છિનવી, બૂરા બટમાર.[1]
ફરાંમર્ઝ સૂણી ફાલ ખાઇ ગયો,
ધુંજી ધાસ્તીથી ડઘાઇ ગયો.
રખે થાય જંગે, જવારેહ બતંગ,
રખે છુટી નહાસે, બરજો પિલંગ.

એક હાથ ઉપર જવારેહને બંદીવાંન બરજોર સાથ તુરાંની લશ્કરે ઘેરી લીધેલો જ્યારે ઈરાંની લશ્કરે દુરથી જોયો, અને તેજ રીતે બીજા હાથ ઉપર, દીલાવર ફરાંમર્ઝને તુરાંની પેહલવાંન હોમાંને પોતાના લશ્કર સાથ તેની આસપાસ ફરી વલી, તેને આગલ કે પાછલ હટવાની રાહ-બંધ કરી લીધેલી દુરથી જ્યારે પાદશાહ કએખુશરૂએ જોઇ, ત્યારે તે પોતાના દીલમાં ઘણોજ ઉદાસ બની ચિન્તાતુર થઈ ગયો. તુરતજ તેણે ફાનાના જોશમાં આવી નગારાંનો ડંકો વગાડવાનો હુકમ કીધો, અને પોતાના બે નામીચા પેહલવાંનોના બચાવમાં બહાર પડવા માટે પોતાના લશ્કરને તાકીદનો હુકમ કીધો, અને પોતે પોતાના શાહી હાથી ઉપર સવાર થઈ, લડાઈના મયેદાંનમાં હરોલે જવાની તે તઈયારી કરવા લાગ્યો.

પાદશાહ કએખુશરોને એવી રીતે હરોલે જવા માટે તઈયારી કરવાની તજવીજ કરતો તેના લશ્કરે જોયો, ત્યારે ઈરાંની લશ્કર પણ ઝનુંની બની દીલાવર ફરાંમર્ઝ અને પેહલવાંન જવારેહને બચાવવાની નેમથી, એકદમ મયેદાંને ધસી બાહાર પડયું, અને એ રીતે બંને બાજુના લશ્કરો વચ્ચે એક જબરૂં જંગ મયેદાંનમાં બરપા થયું.

## ઇરાંનીઓ અને તુરાંનીઓ વચે જાગેલું મોહટું જંગ.

કુંમર તંગ કરીને પડીયા બહાર,
ઇરાંની તૂરાંની લશ્કર સવાર.
ધરી દીલ માહે ઉલટ 'ને ઉમંગ,
સજ્યો તન ઉપર અસ્બાબે-જંગ.[2]
કરનાયા, ભુંગલ, સરનઇ અવાજ,
સૂણી લશ્કરોએ ધરી દીલ ઓંજ.
કિધી કુચ રણમે સાલાર[3] સંગ,
નસીબો દેખાડે નવો કાંઇ રંગ.
કસી તંગ કુંમર, ધરી હાંમને,
જુબાં પર ખૂદાના લિધું નાંમને.

બચાવા બહાદર બે નરપતી,
ઉઠાવી માથે ધરતી હતી.
* * *
થયું જંગ જારી, જાલંમ જબુંન,
કપટ 'ને કિનાનું ધરી દીલ ઝનુંન.
સિપાહ સંગ લશ્કર 'ને ઘોડેસવાર,
પડયા સહું મયેદાંન થઇ ખૂનખાર.
ધરતીબી ધુંજી આજેજ બની,
જમીન ખાક લહુથી બની રંગની.
લોઠોના પહાડો 'ને જખમી બરાડ,
સૂણી ધરતીનાબી જીગર બેકરાર.

૧ બટમાર યાને લુટારા. ૨ અસબાબે જંગ યાને લડાઇના હથિયારો. ૩ સાલાર યાને સરદારો.

ગગનપર ઘટા છાંઇ કાલાશની,
ખૂશી થાઇ ખાએશ ખંન્નાસની.[1]
ફરાંમર્ઝ જોઇ ફરાંમોશ થયો,
ઉડી હાંમ બેફાંમ થાઇ ગયો.

* * *

કતલ ચાલી કાતીલ, અતી ખીર્શાચાર,
લડે બેહુ લશ્કર, દિમાગે બૂખાર.
મળી બંને લશ્કર, એકએક સંગ,
લડી એક બિજાને કરતા બતંગ.
મચી મયેદાંને જંગી લડઇ,
સવારો ગયા કંઇ હજારો કપઇ.
દિસે હર જગા પર ગએબી કેહેર,
લોહોના ઢગલા, લહુની નહેર.
ધજે કંપી ધરતી, વિલાપે ગગન,
હતો તે ગોયા, કયાંમતનો દન.
જોઇ હાલ દુરથી બેજન દલીર,
રૂપવંત, બળવંત ખરો બેનજીર.

* * *

જોઇ તે દલીરે આવો અલમ,
રગ રગ થયું લહુ તેનું ગરમ.
પૂકારી પિલંગ સમ, મારી બરાડ,
ધરી હાથ ગુરઝ પડીયો બહાર.
બોલ્યો: "સૂણો સહું ગોદરેજીઆંન :[2]
"પડો મારી પાછલ સહું પેહલવાંન.
લગાડો દુશ્મન કપાલે કલંક,
મરે તક મીટે નહિ તેનો રંગ.
લડી સહું ગારત[3] તૂરાંની કરો,
જરાબી મરવા થકી ના ડરો."

* * *

નિકલ્યા મયેદાંને નામી સવાર,
ધરી હાથ નેજા, ગૂરઝ ભારદાર.
પડી બાહેર બેજન સાબુત રિકાબ,
મગર તેણે દીઠો અફ્રાસીઆબ.
પૂકારી બોલ્યો જોતાંજ જવાંન:
"અએ શાહે તુરાંન; ઓ બદગૂમાંન.
આ હુમલાથી શું તું મગરૂર છે,
હેમાકત જગે[4] તારી મશહુર છે.[5]
નથી તુંજમાં કંઇ અકલની હવા,
તૂં લાવે છે લડવા હરીફો નવા.
તૂં ચાહે છે ઉંચકી જવા બંદીવાંન,
મગર તોડું તારા મનનું ગૂમાંન.
તૂં સમજે છે એમાં શું મરદાંનગી,
ચખાડું તૂંને હું પરેશાંનગી."

## બેજને અફ્રાસીઆબ સાંમે લડાઇ માટે પુકાર ઉઠાવ્યો.

"અફસોસ, ગઝબ છે તારી ચલન,
પડો કેહર તુંજ પર ચર્ખે-કહન.
જરા કર નજર જો મયેદાંનમાં,
કતલ થઇ ગયા કોણ ચોગાંનમાં.
કંઇએક માતા નપુતી[6] થઇ,
સપુતો તેમના ગયા છે વહી.
કંઇ એક જંગે મુવા છે પેદર,
રડે બાળ-બેટા, તૂંને નહિં કદર.
કંઇ એક બેહનો, રડે ભાઇ વન,
કહે કોને દીધાં તેમને કફન.
રડે કંઇક મોહરદાર મારી પૂકાર,
મુવા દીલજાંની ખસમ દીલદાર.
એ સહું કજીયાનું તું મુળ છે,
મગર તારે મોહોડે સદા ધુલ છે.
આ જંગે જે જે થયાં છે મરણ,
થશે તુંબી એક દન મરણને શરણ.

* * *

## જવારેહે અને બેજનનો જંગના મયેદાંનમાં મીલાપ થવો.

બહાદુર બેજન, ગોદરેજીઆની પેહલવાંનો અને લશ્કર સાથ જંગના મયેદાંનમાં પોતાનો ઘોડો ડપટાવી અફ્રાસીઆબની રૂબરૂ જઈ, તેને આવી રીતના સખુનો બુલંદ અવાજે સંભલાવી રેહ્યો હતો, તેવામાં તેના બુલંદ અવાજનો પુકાર મયેદાંનમાં જવારેહના.

૧ ખંન્નાસની યાને શયતાંનની. ૨ ગોદરેજના સઘલા દીકરાઓ અને તેના લશ્કરને બેજને કહ્યું. ૩ ગારત યાને ફના. ૪ જગે યાને જગતમાં. ૫ મશહુર યાને જાણીતી છે. ૬ નપુતી યાને દીકરા વગરની

કાંન ઉપર જઇ પુગ્યો. બેજનનો અવાજ જવારેહે તુરતજ પીછાન્યો, અને પોતાની આસપાસ નજર કરતાં, તેની નજર બેજન ઉપર પડી. આવી કટોકટ વખતે, બેજનની ઉપર જવારેહની નજર પડતાંજ, તે ઘણોજ ખુશી થવા લાગ્યો, અને પોતાની નિરાધાર હાલતમાં જ્યારે તેણે જોયું, કે બેજન તેની મદદે ગોદરેજઆંની લશ્કર અને પેહલવાંનો લેઈ મયેદાંનમાં આવી પુગ્યો છે, ત્યારે જવારેહે તેને બુલંદ અવાજે પુકાર કરી પોતાની તરફ બોલાવ્યો.

## જવારેહે બેજનને જોઇ કહ્યું.

પડી જેવી બેજન ઉપર નજર,
જવારેહનું ખુશીથી ખિલ્યું જીગર.
કહ્યું તેને જોતાંજ ખુશી થઇ:
"ઓ જંગી તું બરવખ્ત આવ્યો અહીં.
જરા લે તું સંભાલીને આ કમંદ,
પડયો છે બંધાઇ બરજો શરન.
બની છે જંગની જગા ભારી તંગ,
નવો શું દેખાડે છે આસ્માંન રંગ.
ટલે મારે સરથી એ જોખમ અગર,
દેખાડું દૂશ્મનને સમશીર હુંન્નર.
ઘટા આ અબરની[1] સિહા હું કરૂં,
મરૂં યા તો મારૂં, ન જીવતો ફરૂં.
અગર લેઇ બરજો હવાલાતમાં,
લઇ જાય દરબારે તું રહાતમાં.
તો પકડી હું જંગે અફ્રાસીઆબ,
સજાએ પૂગાડું તે વેહશી કઝાબ.[2]
ફના નામ નીશાંન એનું કરૂં,
નસલ એની નાબુદ કરૂં, યા મરૂં.
પકડ જલ્દ જંગી કમંદ હાંમથી,
કર કાંમ આસાંન પુર ફાંમથી."

* * *

ધરી હાંમ બેજને પકડી કમંદ,
હતા જેથી બાંધેલા બરજોર બંદ.
વિટાલી કમંદને ખૂબ દંડ પર,
બાદઝ જોતો ઉભો લશ્કર.
કમંદને કરી કબ્જ ખુબ જોરથી,
જોતો ઉભો મામલો તોરથી.
ધરી વિરલો જેમ, ચોગમ ફરે,
ઉભો જોતો બેજન, શું શું કરે.
ન જોતો તે આગળ કે પાછળ જરી,
ચહડે જેમ અનુંન પર ભૂજંગ ધુંધરી.[3]
ગુરઝનો સપાટો જ્યાંબી ફરે,
અચુક તે તૂરત તરફડીને મરે.
ધરી બાદ-એ-તુંદ[4] તૂરાંની પિલંગ,
કિધું ખ્વાર લશ્કર શાહી બતંગ.
પડી બુમ રણમે, દિસે નાશ નાશ,
દિવાનો જવારેહ ઘુંમે ચારો પાસ.
છૂટીને જવારેહ ધસ્યો સિંહ સમ,
ધરી હાથ ગુરઝ ઘૂમે ચારોગમ.
અહિંથી દોડી, તહિં જઇ પડે,
તહિંથી આવી, અહિંબી લડે.
ન મુકે જે મલતું કોઇ વાટમાં,
વળી વેર જાતું વસુલાતમાં.
ધરી વેર કીનો 'ને દીલમાં અનુંન,
જવારેહ રૂઠિયો મીસલ બાદ-એ-તુંદ.
નહિ કોઇમાં રહી તાબો-તવાં,
નહાઠા તૂરાંનીઓ મિસલે હવા.

## જવારેહ અને અફ્રાસીઆબ વચે જંગ-પેહલવાંન બરજોરને બધીવાન તરીકે ઇરાંની લશ્કરમાં બેજને લઇ જવું.

હવે છોડી ગુરઝ સમશીર ધરી,
જોઇ ગયા સહું દીલથી ડરી.
નજર દુર પડીઓ અફ્રાસીઆબ,
ચહડી ગ્રાંજ તનમાં, અનુંન બેહિસાબ.

૧ આસ્માનની. ૨ કઝાબ યાને જુઠો-લબ્બાડ. ૩ ભૂજંગ ધંધરી યાને ધુંધરીયા સાંપના જેવો અનુંની. ૪ બાદ-એ-તુંદ યાને તૂરાંની પવનના સપાટા મીસાલ.

ઉપટાવી ઘોડો, ગયો તે ધસી,
ન પરવા કિધી, જાંનની કંઇ કસી.
મલ્યા વાટમાં જે કતલ થઇ ગયા,
જરાબી ન કીધી, કોઇ પર દયા.
સફા રાહ મૂશ્કીલ, કિધી એકદમ,
પૂરી કીધી મંઝીલ, અંતે ખતમ.
ઉભો જઇ સાંમે, તે વિકરાલ વીર,
બની જંગની તે ઘડી યાદગીર.
સપુરદ ઘોડાને કીધી લગાંમ,
જમાનામે કીધું આશ્કાર કાંમ.
ઉઠી જીન પરથી થાયો ટટાર,
પૂકાર એક કીધો, મારી બરાડ.
બની લાલ આંખો, કિનાથી ભરી,
જોઇ હાંમ દિલથી, ગયા સહું ડરી.
તપાસી હિસાબ જીન 'ને રિકાબ,
ગયો બેધડક પાસ અફ્રાસીઆબ.
ગાજી ગરજીયો, તે બલવંત નર,
કંમરબંધ પકડીયો, જબર જીદતર.
ભરી દમ ઉંડો, કોશેશ કરી,
ઉઠાવે જીન પરથી અધ્ધર ધરી.
કસદ ખુબ કીધો ઉંચકવા થકી,
મગર રેહ્યો જીન પર, સાબુત ટકી.
જવારેહ તનુ જોઇ ઝેરી ઝનુંન,
ઉકલિયું 'ફ્રાસીઆબ'[1] જીગરમાહે ખુન.
ચિલ્લો કિનાનો ચહડાવી ભવે,
બની બેઅદબ વાત અતી લવલવે.
કરી જોર જબરૂં, મિસલ એક પીલ,
કંમરબંધ પકડી વિના કાંઇ ઢીલ.
ખેંચીને ઘસડે, એક એક તરફ,
લડે બંને વિરલા, ન બોલે હરફ.
થયું કોઇનુંબી નસીબ નહિ સિહા,
બેમાંથી ના એક થયો રૂસવા.
ફરી બે હાથે કંમરબંધ ધરી,
જહેમત ઉઠાવી રહ્યા જબરી.

કરીબ કીસમત થઇ જતું'તું બૂલંદ,
મગર થાયો બરપા ખિઆંનો પવંન.
નમુદ[2] એક અચબુચ થાયો સવાર,
સિંહ સમ સુરો, પૂરો તાજદાર.
હતું નામ શિદેહ[3] જગત આશકાર,
હતો તે પ્યારો પિસર શેહરિયાર.
પિસર અનજુમનનો તે પ્યારો હતો,
દરબારે સહું મન ન્યારો હતો.
પેદરનો હતો તે નુરે-ચશમ,
સિકલમાં સૂંદર, દિપે માહ[4]-સમ.
બલમાં તે બલવંત સુરો હતો,
તૂખમે ફરીદુન પુરો હતો.
ઉઠાવી ગુરઝ તે ધસ્યો એકદંમ,
ચાહ્યું કરે દમ જવારેહ ખતંમ.
મગર એક અચબુચ બનિયો બનાવ,
પશેમાનીમાં તે થયો ગરકાવ.
કૂદી તેનો ઘોડો ઉભો થયો,
નહી કાબુમાં તે જરાબી રહ્યો.
ચપક દઇ ચમકિયો, ન આપી મચક,
ધપક દઇ ડપકિયો, 'ને ખાધી પટક.
પડયો જીનપરથી, શિદેહ ખાકમાં,
મલી ધુલ કીરતી, તૂરત આંખમા.
પડયો જેવો જંગી પટકઇ જમીન,
થયું બખ્ત તેનુ, બરગશ્ત હીન.
થયું શું એકાએક, સમજ નહી પડી,
પડયો ખાકમા કોઇ બુરી ઘડી.
પડેલો હતો તે જમીન ખાક પર,
થયાં ધુલે વસ્તર, બદન, બાલ તર.
હજી તો ઉઠી તે થતો' તો સવાર,
ચમકિયો ઘોડો મારી પૂકાર.
તૂરત મારી ઘોડાએ ઉછલીને લાત,
જોખમાઇ ગરદન, તૂટો એક હાથ.
પડયો ઝટ પટકઇ, જમીન લાઇલાજ,
સિતારાની સરજત, અજબ જાલસાજ.[5]

૧ 'ફ્રાસીઆબ યાને અફ્રાસીઆબ. કવેતના કાએદા પ્રમાણે ખટકાને અટકાવવા માટે 'અ' પડતો નાખવો પડયો છે. ૨ જાહેર થયો. ૩ અફ્રાસિઆબનો દીકરો શીદેહ. ૪ માહ સમ યાને ચાંદના જેવો ૫ મક્કર ભરેલી.

અકસમાત જોઇ આ શહેજાદને,[1]
થયું શું પૂછે સહું સમશાદ.[2]
મૂકી સહું રણને દોડયા સવાર,
જોવા અકસમાત આ ચાદગાર.
ધરી તક તૂરત હાથ બેજન દલીર,
ઘસડી ગયો લઇ બરજોર વીર.

## બેજનનુ લડાઇના મયેદાંનમાથી બરજોરને લઇ નિકલી જવું.

હતી તે બેશક ગજબની ઘડી,
મગર તુરકીઓથી ગયો નહિ ડરી.
કિધો તેજ ઘોડો, છોડી લગાંમ,
ગયો રક્ષ સમજી, કિધું ખુદ કાંમ.[3]
પવન વેગ દોડયો., મિસલ વીજ સમ,
પૂગ્યો જઇ ઇરાંની લશકર ગમ.
ખૂશી થઇ બેજને છોડી લગાંમ,
ગયો લઇ બરજો'ને રૂસ્તમ મૂકાંમ.
જમીન પર પટકિયો તે જાલમને,
હવાલે કિધો કેદી રૂસ્તમને.
બાંધેલો બંદે જકડબંધ હતો,
ઘાયલ જખમથી ફિકરમંદ હતો.
બદન પર જખમ બહુ આલા હતા,
કંઇ કંઇ ઠેકાંણે છાલા હતા.
જખમથી વહેતું લહુ બેશિયાર,
મગર દુઃખ સેહતો ખૂશીથી અપાર.
પડેલો બરજોર જોઇ રૂસતંમ,
નિરખીને જોયો ટાંકી ચશંમ.
જોઇ કએદ બરજોરને તેહમતન,
ખૂશીથી ખીલી રહ્યું તેનુ મન.
બાદઅ બેજનને પુછી ખબર:
"કહાં છે ફરાંમર્ઝ લખ્તેજીગર.[4]
જવારેહ હજી કેમ ફરિયો નથી,
રખે, બંનેની હોય બની દુરગતી.
રખે ભાઇ મારો આ જંગે મરે,
રખે મારો બેટો ન જીવતો ફરે.
થશે મારો રોશંન દિવસ અંધકાર,
જગત થાશે મુજ મન, દોજખ ગાર.
બૂરાંમા બૂરો છે એ અફ્રાસિઆબ,
જવારેહને બેશક કરશે ખરાબ.
જલ્દી તું બેજન ફેરવ લગાંમ,
હકીકત ખરી લાવ જઇ તું તમામ."

* * *

જોઇ એમ રૂસ્તમને દીલફિગાર,
થયો દીલથી બેજન બહુ બેકરાર.
તૂરત તે ગયો થઇ ઘોડેસવાર,
બની બહુ રહ્યો રૂસ્તમ ઇન્તેજાર.
પુગ્યો જયારે બેજન મયેદાંનમા,
દિઠો જવારેહને[5] ખુબ તાંનમા.
કંમરમાથી પકડી શાહે તૂરાંન,
કરતો હતો જોરથી ખેંચ તાંન.
કંમરમાંથી પકડી શેહરીચારને,
રહ્યો'તો ખેંચી તે મક્કારને.
કંમરબંધ ધરી બેહુ લડતા હતા,
એકએક તરફ બેહુ ઘસડતા હતા.
તે ચાહતો'તો કરવા તેને ખતમ,
મિટે જેથી ઇરાંન પરનો સિતમ.
પૂગ્યો જઇ બેજન મયેદાંનમાં,
જોઇ જવારેહને ગુલતાંનમાં.
પૂકારી બેજને દુરથી કહ્યું:
"અએ બહાદુર, બસ કર, જંગ થઇ રહ્યું.
હવે કર ખાંમોશ જંગને દલીર,
થયો છે આજેજ બરજોર વીર.

૧ શાહજાદાને. ૨ સમશાદ ઇરાંનના બાગમાં થતું એક અતી ખુશબોદાર ફુલ. શાહજાદા શીદેહને માટે એ ઈશારો કીધો છે. ૩ 'ખુદ' કામ યાને બેજનનો ઘોડો એવો સમજદાર હતો, કે તે 'ખુદ' પોતાનું કાંમ શું હતું, તે વગર કેહવે સમજી જઇ લડાઈના મયેદાંનમાંથી, બેજન અને બરજોર બંને જનને ઈરાંની લશ્કરમાં પવન સમાન ઝડપે દોડી સલામત લેઈ ગયો હતો. ૪ દીકરો. ૫ જવારેહ અફ્રાસીઆબ સાથ અતી જીવ પર આવી લડતો હતો, તે માટે એ ઇશારો છે.

હુકમ એમ કરે છે સામે-સવાર,[1]
ખતમ જંગ કરો આ અતી ખુનખાર.
છે દીલે રૂસ્તમ એ આરઝુ,
મળ જઇ સિતાબીથી તું રૂબરૂ.
પડયો કએદ બરજોર રૂસ્તમ હાથ,
નથી તેનો સંગી, નથી કોઇ સાથ.
ગયો લઇ હું ઘસડી, કમંદમાં કસી,
તૂટું જોર બરજોરનું આતશી.
હવે જંગ કરવું મના છે કહ્યું,
જે કરવું હતું તે તો બસ થઇ ગયું."

### બરજોર ઇરાંનીઓના હાથમાં પકડાઇ ગયો છે, એ ખબર સાંભલી અફ્રાસીઆબનું જંગમાંથી હટી જવું.

સૂણી આ બેજન મૂખથી સૂખન,
કે ગયો તેનો બરજોર પ્રીરોઝમંદ.
સૂણી જ્યારે બરજોરની એ ખબર,
કે ગયો હાથ રૂસ્તમ તે નામેવર.
ખબર સાંભલી એ અફ્રાસીઆબ,
દુ:ખી થાઓ દિલેમાં અતી બેહિસાબ.
તજી આસ તેની, થઇ બહુ નિરાસ:
"હવે નાશ વિના નથી કાંઇ આસ.
ઉમેદ મુજ દીલમાં, હજારો હતી,
થશે વન બરજો' બહુ દુરગતી.
થયો નાશ હજારો ઉમેદનો,
નથી પાર હવે મુજના ખેદનો.
લડી જંગ જીયાદા હવે શું કરૂં,
બડો ભાગ્યશાલી છે ખુશરૂ.[2]
ગયો હાથ દુશ્મન મહારો દલીર,
લડે મારૂં લશ્કર વિના કેમ વીર.
હવે જંગ કરવું, મને નારવા,
ભલે હોય દુશમનથી હમ સવા."

* * *

સૂણીને જવારેહ ખૂશી બહુ થયો,
કંમરબંધ છોડી હટી તે ગયો.
કહ્યું મુખ મલકાવી: "ઓ શેહરિયાર,
ફરી મલશું કાલે આ મયેદાંન દવાર.
જોઇશું જમાનો કો'ને હરે,
અગર હું મરૂં, કે તું મરે."

### જવારેહ જંગના મયેદાંનમાંથી પાછો ફરી રૂસ્તમને જઇ મલ્યો.

કહી એમ જવારેહ ગયો નીકલી,
ઊમેદો બન્નેની ના કંઇ ફલી.
મલ્યો જઇ જવારેહ રૂસ્તંમને,
કહ્યું: "ભાઇ દુર કર હવે ગમને.
સદા તારી ઉમેદ થાજો સફલ,
બફઝલે ખૂદા થાજો દુશ્મંન અબલ."
તૂરત રૂસ્તમે એમ કીધો સવાલ:
"કહાં છે ફરાંમર્ઝ પિસર નેકફાલ.
હજી શું કરે છે તે મયેદાંને જંગ,
નથી થાયો હોમાંન હજી શૂં બતંગ."

* * *

### ફરાંમર્ઝની શોધમાં રૂસ્તમની ખાએશ પ્રમાણે જવારેહનું જંગના મયેદાંનમાં જવું.

ફરાંમર્ઝ ખાતર રૂસ્તમ નિરાસ,
બની બહુ થાયો આતુર ઉદાસ.
દિકું દીલ દેમાગ ચિંન્તાથી તર,
જવારેહ જવાને થયો તતપર.

૧ સામે-સવાર, એ રૂસ્તમની ઓલખ આપનારૂં નામ હતું. રૂસ્તમની તમામ ઓલાદ 'સામે સવારની તોખમ' ને નામે ઓલખાતી હતી, અને રૂસ્તમ પોતે 'સામે-સવાર' ને નામે ઓલખાતો હતો.
૨ કએખુશરૂ પાદશાહ.

તૂરત થાયો ઘોડા ઉપર તે સવાર,
નિકલ્યો ફરાંમર્ઝ થકી ઇન્તેજાર.
ઘણીબી કિધી શોધ, ના કંઇ મલે,
ઘણી કિધી અટકલ, ના કંઇ કલે:
"ગયો કહાં દિસે નહિં, થયું શું હશે,
આ વેરાંન વનમાં કહાં જઇ વસે."
હતો શોધતો તે વેરાંનમાં,
દિઠો દુર લડતો, અતી તાંનમાં.
ધરી ધુંન લડતો, વિના કંઇ ખિયાલ,
કરતો લડી તૂરકીઓનો નિકાલ.
વરસતો દિઠો ત્યાં કજાનો કહેર,
જરાબી ન કરતો. કોઇ પર મહેર.
હતું તેનું બેશક બૂલંદ ચકબાલ,
હતી ખુબ રોશંન, સિતારાની ચાલ.
જવારેહે જોઇ, ફેરવી લગાંમ,
અજબ થાયો જોઇ, ફરાંમર્ઝ કાંમ.
જગે જગ મુરદાં, દિઠાં ઠાર ઠાર,
જોઇને કંપી, થયો બેકરાર.
અહિં સર,[1] તહિં સર,[2] દિસે હર જગે,
અહિં હાથ, તહિં પગ, દિસે વગવગે.
પડી ત્યાં ફરાંમર્ઝ ઉપર નજર,
નહીં કોઇ સાથી, ન સંગી નફર.
જવારેહને જોઇ થયો દિલશાદ,
તૂરત જંગનો બંધ કીધો ફિસાદ.
કહ્યું એમ ફરાંમર્ઝે હોમાંનને:
"હવે કહું સાંભલ ફરમાંનને.
અગર કાલ આવે તૂં મયદાંનમાં,
ન જીવતો રહે તૂં આ જહાનમાં."
કહી એમ જવારેહ, લઇ સંગમાં,
હસી ખુબ ચાલ્યો ખુબ રંગમાં.

* * *

વમાસન અંદર હતો તેહમતન,
મલ્યા ખુશ ખબરના તેને સગન.
ફરાંમર્ઝ આવી ઉભો નેકનાંમ,
કિધું તેણે પાંકયું સરંજામ કાંમ.
ખૂશી થાયો તેહમતંન જોઇ પિસર,
લગાડી ગલે ચુમીયાં રૂખ[3]-સર.[4]
ચુમીયા બે હાથો, ચુમિયું કપાલ,
થયા સૂર્ખ ગાલો, મિસલ રંગ લાલ.
કરે કાંમ એવાં નહિં કોઇ જન,
સિવા તૂજ્મે આલા, પિસર તેહમતંન:
"રૂડા, રસીલા, પિસર નેકફાલ,
કિધો આજ તુંએ દુશ્મંન નિકાલ.
પિસર વીર મારો, ખરો દાદખાહ,
કરે કાંમ એવાં 'બચ્ચ-એ-અઝદાહ.'
એ કાંમ એવાં કોઇ નહિં કરે,
ધરે હાંમ જે કોઇ, બેશક મરે.
સૂણી તુંજ દલેરી, હું તાજૂબ નથી,
કરે નહિં જો તૂં, તો ખુબ નથી.
તૂં ઓલાદે-આલા, તુખમ સાંમનો,
બેશક તૂં છે ખુબ જગત કાંમનો."

## ફરાંમર્ઝે રૂસ્તમને જવાબ દીધો.

હસીને ફરાંમર્ઝે દીધો જવાબ:
"રહો તારો કાયમ, હસીનો-રૂબાબ.
તૂંથી છે ઇરાંન, અને અંનજુમંન,
તૂંથી સલતનત 'ને શાહી ચમંન.
જમાનો ના રેહતો તહારા વગર,
જમીન તારી રેહેજો, નફર સર-બ-સર.
તૂંથી છે જમીન, 'ને જમાનો અહિં,
તૂંથી શાહ ખુશરૂની શાહી ગણઇ.
હું કરતે જરૂર કએદ હોમાંન આજ,
મગર તે નિકલિયો બડો બખ્તબાજ.
બોલ્યો તે ફન્હી બહુ કરગરી,
હવે તો સમીસાંજની થઇ ઘડી.
મે છોડી દિધો તે બૂરો બદગૂમાંન,
મગર પકડી કાલે કરશ ધુલધાંન.
ના કર ફિકર એ પેદર જાનેમંન,
મે પકડીને બરજોર કીધો શરન."

૧-૨ ફરાંમર્ઝને હાથે લડાઇમાં મારયાં ગયલાં માનસોના માથાં. ૩ રૂખ યાને ગાલો. ૪ સર યાને માથું-કપાલ.

## પાદશાહ કએખુશરૂએ રૂસ્તમને હુકમ કીધો.

આવી રીતની જંગને લગતી વાતચીત ફરાંમર્ઝ પોતાના બાપ રૂસ્તમ સાથ કરતો હતો, અને બીજા પેહલવાંનો અને સાલારો તે સાંભલતા હતા, તેવામાં ગેવનો બેટો દીલાવર બેજન જેહાં પેહલવાંન રૂસ્તમ આગલ આવી નમન કરી કેહવા લાગ્યો:

“ઓ જંગી તેહમતંન, અજીજ મેહરબાંન,
અગર હોય હુકંમ તો ખોલું જબાંન.
મને કીધો ખુશરૂએ એવો હુકંમ,
મલે આવી એકદમ મને રૂસ્તંમ.
વલી સાથ ફરાંમર્ઝ બહાદુર નર,
હૂં ચાહુ છું જોવા નજરો નજર.
વલી સાથ બરજોર લઇ તું સિધાર,
હું ચાહું છું જોવા તેના દિદાર.
હું જોઇને જાણું એ છે કોણ વીર,
કિધો છે ફરાંમર્ઝે જેને અસીર.
હૂં ચાહું છૂં જોવા બરજો' ખસુસ,
કિધા કએદ જેણે ફરીબુર્ઝ-તુસ.
હૂં ચાહું છૂં જોવા એ બદજાદને,
દિધું જેણે દૂખ, રૂસ્તંમ હાથને.
હૂં ચાહું છૂં જોવા એ બદલગાંમ,
કિધું જેણે ઇરાંની લશકર તમામ.”

## રૂસ્તમે ફરાંમર્ઝને હુકંમ કીધો.

સૂણી બોલિયો રૂસ્તંમ તેહમતંન:
“સાંભલ ફરાંમર્ઝ પિસર દીલબંદ.
લાવ્યો છે બેજન શાહી હૂકંમ,
જવું તું એ દરબારમે એકદમ.
વલી સાથ લઇ જા તું બરજોરને,
તે ચાહે છે જોવા એ સરજોરને.
ફરી તંગ બંધ કર, તપાસી તમામ,
રખે જાય નાહસી, એ બદલગાંમ.
કમંદમાહે જકડી, પકડજે ધરી,
રખે જાય છટકી નજર જો ફરી.”

## ફરાંમર્ઝે કએખુશરૂની દરબારમાં બરજોરને લઈ જઇ હાજર કરવું.

પોતાના માનવંત પેદર રૂસ્તમનું ફરમાંન સાંભલતાંજ, ફરાંમર્ઝ પાદશાહ કએખુશરૂની દરબારમાં દીલાવર બરજોરને કમંદથી મજબુત જકડી, પોતાની સાથે લેઈ ગયો. દરબારમાં હાજર થતાંજ ફરાંમર્ઝે નમીને જમીનને બોસો લીધા બાદ, તેણે દીલાવર બરજોરને તેની બંદીવાંન હાલતમાં હાજર કીધો, અને તેની સાથ થાયેલાં જંગની તમામ હકિકત કએખુશરૂને તે સમજાવવા લાગ્યો.

પિદરના હુકંમનો કિધો સત્કાર,[1]
જવાને ફરાંમર્ઝ થયો તઇયાર.
કમંદને મજબૂત ધરી હાથમાં,
લિધો તેણે બરજોરને સાથમાં.
કરી તંગ બહુ બંધ, જકડી જબુંન,
નિકલ્યો લઇને બરજો મલુંન.
પૂગ્યો જઇ દરબારે-કએખુશરૂ,
હતો સાથ બરજોરબી રૂ-બ-રૂ.
નમીને ફરાંમર્ઝે ચુમી જમીંન,
બાદઅઝ દુવા દઇ પહડયો આફરીંન.
ચલાવી સિફતથી ભરેલી જબાંન,
રજુ કીધું જંગનું રસીલું બયાંન.
દરબારે બરજો'ને હાજર કરી,
હકિકત જંગની જણાવી ખરી.
લડયો કેમ બરજો' ધરી હાંમને,
લડયો કેમ ગુરઝ લઇ સાંમને.

૧ માન આપ્યું.

લડયો કેમ સમશીર જંગે ધરી,
લડયો કેમ ધૂંનને મગઝમાં ભરી.
રસકસ ભરેલું રસીલું બયાંન,
કરીને કહ્યું, કેમ કીધો અંદીવાંન.
બાદઅ આફ્રત વર્ણન કરી,
જણાવી જવારેહ તની ચાવરી.
કહિ એમ હકિકત રકંમબંધ રકંમ,
કિધું જંગે-બરજોર અંતે ખતંમ.

### બરજોરના જંગનું બયાંન સાંભલી પાદશાહ કએખુશરૂએ પોતાની ખુશાલી જાહેર કરવી.

ફસાહત, લતાફત ભરેલું બયાંન,
ખૂશી થાયો ખુશરૂ સુણી જબાંન.
બાદઅ નજર કીધી બરજોર ઉપર,
ખૂશી થાયો જોઇ એક રશ્કે-કમર.
તપાસી રહ્યો તેનો દંમર-દમામ,
કદાવર કદ 'ને મૂખ લાલાફાંમ.
હસી કએખુશરૂએ કીધો સવાલ:
"અએ રંજીદા-દીલ, અએ તંગ-હાલ.
હૂં બોલું તે સાંભલ, સંભાલી ધ્યાંન,
કહે તું તાહરૂં નામો-નિશાંન.
કહે તારી ઔલાદ, અસલ 'ને નસલ,
પડયો કાં જંગે વિના કંઇ અકલ.
મને કેહ ખરૂં તારૂં શું નાંમ છે,
મને કેહ ખરૂં તારૂં શું કાંમ છે.
મને કેહ ખરી તારી તોખ્મ નિશાંન,
વતનદાર કહાંનો, કર તું બયાંન.
ના શરમા કે ડર ના જરા મૂતલક,
થશે આ જગે તારો ઇન્સાફ હક."

### પેહલવાંન બરજોરે પાદશાહ કએખુશરૂને પોતાની હકિકત જણાવવી.

ઝૂંકી સર નમાવી, ચુમી જમીન,
બજાવી બરજોરે ફર્ઝે અઇન.
જબાં ખોલી બોલ્યો તે પેહલવાંન:
"સાંભલ અએ શાહ, કહું દાસ્તાંન.
ઇરાંન સર જમીનના ઓ શેહરીયાર,
સિવા રાસ્ત હું ના કરૂં ગુફતાર.
વતન મારૂં પહાડોના છે શંનમાં,[1]
ઘર મારૂં છે ગાંમ શંગાંનમાં.
વતનદાર હું છું શંગાંન ગાંમ,
પહાડોનું બાઝાર છે તે મૂકાંમ.
નદીને કિનારે છે મુજ મકાંન,
વસું માત સાથે મલી દિલજાંન.
નહિં કોઇ રેહેબર, ના કોઇ પિછાંન,
નહિ કોઇ મારો શાહ-સૂલતાંન.
હું કરતો'તો ત્યાં ગુરજીગર રૂઝગાર,
થયું ત્યાંથી એક રોજ, લશ્કર પસાર.
હતું તે લશ્કર અતી પુર દમામ,
ઉભો હું જોતો'તો લશ્કર કાંમ.
તે લશ્કરનો સાહેબ અફરાસીઆબ,
મને જોઇ થાયો ખૂશી બેહિસાબ.
બૂલાવી મને જોઇ મુજ હાંમને,
પસંદ તેણે કીધું મુજ કાંમને.
મને માલો-દોલત ઇનાયત કરી,
શિખવ્યો હુંન્નર ઇલમ લશ્કરી.
શિખાડી જંગના હુંન્નર-ઇલમ,
લડીને કરૂં સર દુશ્મંન કલમ.
શિખવ્યું બળ-કળ, કીધો દલીર,
મગર મારી ફુટી હતી તકદીર.
મને આપી દોલત અને ગંજ માલ,
નવાજી નવાજેશ કીધો નિહાલ.
મને આપી શસ્ત્રો અને હથિયાર,
કહ્યું કે લડવા નિકલ તું બહાર.

૧ પાહડી જંગલમાં.

ઉઠાવ્યો કિનાનો જંગી પૂકાર,
રવાના કીધો જંગને દવાર.
બનાવી લશ્કરનો અફસર[૧] મને,
મને ચાહી મોહોબતથી આલા ગણે.
પડયો બહાર લડવા હું એ થકી,
નફામા મલી આ પરેશાંનગી.
લડયો હું શેહરીઆર ફરમાંનથી,
કિધું જંગ ભારી મે ઇમાંનથી.
અગર મારો ઘોડો લપસતે નહી,
કદીબી હું એમ ફસતે નહી.
ખરી જે હકિકત હતી તે કહી,
મૂસીબત કએદે ઘણી મે સહી.
બદન તન જખમી, અગન બહુ બલે,
એ દુ:ખ દરદથી, લહુ ખલખલે.
લડી જંગે કીધી, ફરજ મે અદા,
નથી કાંઇ કીધી તહારી ખતા.
સિતારાની મારા હશે એ ચલન,
થયો એક બિગાના મરદને શરન.[૨]
ખતાવાર હોઉ તો ગૂન્હાગાર છું,
સજાને હું તારી સજાવાર છું."

### બરજોરને માટે જેહાં પેહલવાંન રૂસ્તમે પાદશાહ કએખુશરૂને અરજ કીધી.

સૂણી વાત બરજોરની ખુબતર,
કિધી રૂસ્તમે ખુશરૂપર નજર.
નમી ખાક ચુમી, કીધી સલાંમ:
"અએ શાહ સૂણ મુજના બે કલાંમ.
રેહો રાજ અંમર, તપો કયાંનિઆંન,
રેહો શાહ તારૂં નસીબ બલવાંન.
સદા તખ્ત તારૂં રેહો બરકાર,
સર મારૂં, તન મારૂં, તૂં પર નિસાર.
અરજ હું ગૂજારૂં અગર હોય રજા,
આ બરજોરને માફ કર તું સજા.
ન સુલી, ન ફાંસી, ન સર કર કલમ,
કંઇબી સજા ના કરતો હુકમ.
હવાલે મને કર તૂં એ બંદીવાંન,
હું સંભાલી રાખશ એ બદગૂમાંન.
એરકમે[૩] મારૂં જીંન્દાંન છે,
દરોગા, સિપાઇ 'ને દરબાંન છે.
છે જીન્દાંને-રૂસ્તમ એવું બૂલંદ,
ગૂન્હાગારોનું છે દારૂણ[૪] વતન.
હું સંભાલી રાખશ ત્યાં શેહરીઆર,
કર મુજ સૂખનપર તું ઇતબાર.
હું રાખશ લઇ જઇ સિસ્તાંનમાં,
સદા ત્યાં એ રેહેશે પરેશાંનમાં.
હું શિખવશ ત્યાં એને કંઇ રૂઝગાર,
હું રાખશ રોકી સદા હરબાર.
રવાના કરશ ત્યાંથી હિન્દુસ્થાંન,
જીતી દીલ સાથે, જીતશ એનું માંન.
થશે ત્યારે તહારોજ પેહલવાંન એ,
લડી કરશે દુરાંન વેરાંન એ."

* * *

કહ્યું શાહે રૂસ્તમને: "ઓ નામદાર,
લે તું સ્વાધીન એ પાહડી સવાર.
એ જીંન્દાને-રૂસ્તમ રેહેશે સદા,
વસી ત્યાં કરશે, ફરજને અદા.
મને છે યકીન તુંજ કબૂલાતમાં,
લઇ જા તૂં બરજોર હવાલાતમાં."

### પાદશાહ કએખુશરૂએ બંદીવાંન બરજોરને માફી બક્ષની, અને 'એરક' શેહરમાં જીન્દાંને રૂસ્તમમાં બરજોરને છુપા છુપ લેઇ જવું.

જેહાં પેહલવાંન રૂસ્તમને મોહડેથી એવી ભલાંમણના ભરૂસેદાર સખુનો સાંભલતાંજ પાદશાહ કએખુશરૂએ બરજોરને માફી બક્ષી, અને જીનદાંને-રૂસ્તમમાં બરજોરને લેઈ જઇ, ત્યાં તેને કએદ કરવાની રૂસ્તમને રજા આપી, બરજોરને તેને સ્વાધીન કીધો.

૧ અફસર યાને સરદાર. ૨ બરજોર હજી પોતાના દરીફ ફરાંમર્ઝનું ખરૂં નામ જાણતો નથી, કે તે કોણનો બંદીવાંન થઇ પડયો છે. ૩ રૂસ્તમના વતન સીસ્તાંનમાં આવેલું એક શહેર. જ્યાં રૂસ્તમે પોતાનું બંદીખાનું રાજદ્રોહી ગુનાહગારોને રાખવા ખાસ બંધાવ્યું હતું. ૪ દારૂણ યાને ભયંકર,

આ શાહી ફરમાનની રૂએ રૂસ્તમે તેજ રાતે બરજોરને છુપા છુપ લશ્કરી પોહરા હેઠલ ફરાંમર્ઝની સાથે એરક તરફ રવાના કીધો.

રૂસ્તમે બરજોર ઉપર દેખરેખ રાખવા માટે ફરાંમર્ઝને લશ્કર લઈ તેની સાથે જવા ફરમાવ્યું, અને એવો હુકમ કીધો, કે "એરાક તરફ બરજોરને લેઇ જઈ "જીનદાંને-રૂસ્તમ" માં કએદ કરજે. એના પગોમાં ભારી લોખંડની બેડીઓ નખાવી, લુહાર પાસે જમીનમાં મજબુત મોટા ખીલા ઠોકાવી દેજે, કે એ નહાસી જવા પામે નહી. સંભાલીને તું તારી દેખરેખ હેઠલ, આજે રાતનાજ છુપ છાપ એને લેઈને નીકલી જજે."

કિધો ખુશરૂએ એવો હૂકંમ,
હવાલે બરજો કરો રૂસ્તંમ.
કહ્યું રૂસ્તમે એમ ફરાંમર્ઝને:
"પિસર ભૂલતો ના તું ફર્ઝને.
સિહા રાત કાળીએ કરજે સફર,
લઇ લેજે સાથે તું લશ્કર જબર.
જકડીને બરજોર કરજે તૂં બંધ,
કરે નાહસવાનો નહિં કાંઇ ફંન્દ.
સંગમાં લે જાબુલી લશ્કર હજાર,
હટે નહિ આગલ કે પાછલ લગાર.
જીંન્દાને-રૂસ્તમ જઇ કેદ કર,
જંજીર ભારીથી એને જકડ.
સંભાલી કરજે સંધુ એ કાંમ,
રહેજે તૂં દુશ્મંનથી હૂશીયાર તમામ."

* * *

લઇ કએદી બરજોર હવાલાતમાં,
સફર કીધી ચાલુ મધરાતમાં.
કિધી કુચ ગૂપચૂપ, છૂપછાપમાં,
પડેલા સહુ કોઇ હતા ખાબમાં.
લિધી રાહ એકદમ સીસ્તાંનની,
પડી નહિં ખબર આએ ધુલધાંનની.

## બરજોરના કએદ પડવાની ખબર તેની માદર શીરૂદને પડવી.

પેલી તરફ અફરાસીઆબનું લશ્કર જંગના મયદાંનમાંથી ખુવારીભરી શીકસ્ત મેલવી આડે અવલે રસ્તે નાહસવા લાગ્યું. તેઓ જે રસ્તેથી આવ્યા હતા, તેજ રસ્તે તેઓએ પાછું જવા માંડયું, અને તેમ કરતાં તેઓ બરજોરના વતન શંગાંનવાલા રસ્તા ઉપરથી પસાર થતા હતા. આ રસ્તાને જોતાંજ અફરાસીઆબને બરજોરની યાદ હૈડે ચહડી આવી, અને પોતાના તમામ લશ્કરને ત્યાંજ પડાવ નાખવાનો તેણે હુકમ કીધો.

નસીબાએ આપી પનાહ કંઇ નહી,
ખૂવારી તૂરાંનીઓની બહુ થઇ.
દલેર જયારે બરજો, પકડઇ ગયો,
બૂરો હાલ તુરાંનીઓનો થયો.
તજી જંગ મયદાંન છોડીને હાંમ,
ગયું નાહસી લશ્કર તૂરાંની તમાંમ.
દુ:ખી બહુ થાયો અફ્રાસીઆબ,
ખેજાલતનો ના રહ્યો કંઇ હિસાબ.
લઇ સાથ લશ્કર અને પેહલવાંન,
નિકલ્યો જવાને મુલકે તૂરાંન.
રાહમે હિતું તેણે શંગાંન ગાંમ,
હતું જયાં દિલાવર બરજો મૂકાંમ.
જોતાંજ દીલથી થયો ગંમખાર,
કરી યાદ બરજોર, રડયો જાર જાર.

## બરજોરની યાદ હૈડે ચહડયાથી અફ્રાસીઆબે તેને માટે વિલાપ કરવો.

રડીયો પૂકારી તે આલમગીર:
"હાય ઓ બરજોર, પીલતન વીર.
અફસોસ તારી જવાંની ઉપર,
બૂજી નહી જમાનાએ તારી કદર.

અફસોસ એ તુરાંનના શેરગીર,[1]
છૂપાયો અબરમા[2] કહાં જઇ દલીર.
મે બાંધીતી તુંજપર ઉમેદો હજાર,
મલી ધુલમાં તે બની ખારજાર."

ધરી ગમ દમમા કીધો ઠરાવ,
હુકમ કીધો લશકર નાખે પડાવ.

## બરજોરની માતાએ અફરાસીઆબ પાસ બરજોર માટે વિલાપ કરી ખુલાસો માંગવો.

વહી રાત કાલી, પડી બામદાદ,
મલી સંગ બેઠા હતા નામૂરાદ.
રહ્યા'તા કરી યાદ બરજોરને,
એકાએક સાંભલિયો શોરને.
હતો તે રૂદન માહેતમનો પૂકાર,
સૂણી કુલ લશકર થયું દીલફિગાર.[3]
કિધી સહુંએ ચોગમ ફેરવી નજર,
દિઠી આવતી નાર એક બેખતર.
ઉભી સાંમે આવી જ્યારે હસીન,[4]
હતી તેની જોડી ન રૂએ-જમીન[5]
હતી તેની ચશમો આંસુથી તર,
ઉભી કરતી માહેતંમ, કુટીને સર.
ઘડીમાં તે કુટી છાતી, કપાલ,
ઘડીમાં તે પિખતી ઝૂલ્ફાં 'ને બાલ.
ગીરેબાંન પકડી, કરતી તે ચાક,
બાલોમે ભરતી સિહારંગ ખાક.
સૂણી દીલ શાહનુ થયું ઠંડગાર,
બોલી : "જુલમ છે, સિતમ છે હજાર.
એ આલમના હીરા, એ ફરઝંદ વીર,
મૂકી કહાં ગયો માત, દિલબંદ દલીર.
તુંજ વન પિસર મારી જીંદગી બલી,
લૂટાઇ ગઇ મુજ ચમંનની કલી.
એ બલવંત, બહાદુર, દીકરાં જવાંન,
તૂને કહાં શોધુ, એ રોશંન રવાંન.
હવે કહાં મલશે, એ દીકરા દલીર,
એ જમાનાના હીરા! એ માહેમૂનીર.[6]
કહે તું કહાં છે, હું આવી મલું,
જૂદાઇમા દીકરા, તહારી જલું.

કફ્ફંન વન દીકરા, દફ્ફંન તું થયો,
મને મુકી દુ:ખમાં, મિનોઇ ગયો."

## બરજોરની માતાએ અફરાસીઆબને બરજોરના બાબમાં સવાલ કરવો.

"એ માલીકે મહાચીન; એ શેહરિયાર,
કિધી મારી જીંદગી તૂંએ ખારજાર.
કહે કહાં મહારો જીગરબંદ ગયો,
તૂં લઇ ગયો સાથે, કહાં તે રહ્યો.
સરવ સમ સિધ્ધો, પિસર દીલજાંન,
આ આંખોનો તારો, ચંદર નિશાંન.
કિધું તેનું શું તેં, થયો શું હાલ,
મૂવો છે કે જીવતો, તે જુલજલાલ.[7]
સરવ સમ સિધ્ધો, મહારો પિસર,
કહે છે કહાં મૂજ સરનુ છતર.
કહે છે કહાં મારો દિલબંદ ચેરાગ,
લગાડી તૂંએ મૂજ તન માહે આગ.

ચમન થાયું મારૂં સિહા અંધકાર,
લૂટાઇ ગયો મારો 'રોશન' કરાર."

## અફરાસીઆબે બરજોરની માતાને જવાબ દીધો.

સૂણી હા-વ-જારી 'ને આવું રૂદંન,
જીગર થાયું જખમી, અગન શાહને મંન
થઇ ચાલું આંખોથી આંસુની ધાર,
બોલ્યો : "એ બાંનું, ના બન બેકરાર.

૧ શેરગીર યાને વાઘોને પકડનાર. ૨ વાદલમા. ૩ દીલ જખમી થયું. ૪ ખુબસુરત.
૫ તમામ આલમમા. ૬ માહતાબ જેવા ચેહરાનો. ૭ કિર્તીવંત.

કહું છું તે સાંભલ, ધરી લઇ ધીર,
નથી મુવો જંગે, બરજોર દલીર.
નથી થાયો જખમાં, કે ઘાયેલ જરી,
મગર સાંભલી લે, વિગત કહું ખરી.
લડયો જઇ બરજોર રૂસ્તંમ સાથ,
ભિડી બાથ ભારી, લડયો હાથો હાથ.
જવાંન એવો બહાધર જનમ્યો નથી,
કિધો જેર રૂસ્તંમ જંગે અતી.
મગર બખ્તે યારી ન દીધી જરી,
ગઇ બાજી બરજોરની બિગડી.
જીવતો છે બેશક, તે રોશંન રવાંન,
મગર તે લડતાં થયો બંદીવાંન."

**બરજોરની માતા કએખુશરૂની દરબારમાં.**

સૂણી આ હકિકત શાહથી ખરી,
તૂરત ત્યાંથી દોડી ન ઉભી જરી.
જમા કીધું જેવર, હતું તેની પાસ,
પસંદ નંગ કરીને લિધાં ખુબ ખાસ.
લઇ સાથ સંગમાં નિકલી બહાર,
સફર કીધી ઇરાંનની અખ્તાયાર.
કિધી તેણે ઇરાંન જઇને તપાસ,
મગર કંઇ મલી નહીં ખબર તેને ખાસ.
ભરી આંખો નીરથી પુત પ્યારમાં,
એક રોજ ગઇ શાહી દરબારમાં.
મલી ત્યાંથી કાંઇબી નિશાણી નહી,
સૂણી કાંઇબી પુત કહાંણી નહી.
ધડકતી છાતી, ધરી દીલ ગમ,
રડી રેહતી નિસદીન, છૂપાવી ભરમ.
હતી એ વમાસણમાં એટલાં,
પૂકારો પડયા કાંન પર તેટલાં.
પડયા કાંન પર સુંદરને સૂખન:
"રખસ જલ્દી લાવો જઇ તેહમતન."

**બરજોરની માતાને બરજોર વીશે ખબર મલવી.**

તૂરત પાહાડ સમ એક નિકલ્યો સવાર,
રૂબાબે આલા રોશંન દિદાર.
સરવ સમ ઉંચો, કદાવર બૂલંદ,
આગળ 'ને પાછળ પયેહલ ચૂનંન્દ.
ચમકતો ચેહરો, મિસલ આફતાબ,
હતી રક્ષ તન પર, સાબુત રિકાબ.
બૂલંદ તેનો બાંધો, બાજુ બે મસ્ત,
મગર તે દિસ્તો હતો એક દસ્ત.
સબબ ઝોલી અંદર, હતો એક હાથ,
તોબી તે દિસ્તો પુર દમદમાત.
* * *
જોઇ તેની દબ છબ, જોઇ તેની ચાલ,
અજબ થાઇ સુંદરે કીધો સવાલ:
"અરે ભાઇ, એ કોણ છે નામદાર?
સરવ સમ સિધ્ધો, રોશંન દિદાર.
કદમાં કદાવર, મગર એક દસ્ત,
લડી કોણ સાથે પાંમ્યો શિકસ્ત."
* * *

**બરજોરની માતાને રૂસ્તમને ઓલખાવવો.**

તૂરત એમ સૂંદરને દીધો જવાબ:
"એ તો છે ઇરાંનનો આફતાબ.
દિસે છે તું કોઇ પરદેશી નાર,
એ શખ્સ છે રૂસ્તમ નામદાર.
નથી હાર ખાધી, ન ખાધી શિકસ્ત,
મગર જંગે લચકઇ ગયો એનો દસ્ત."
* * *
સૂણી આ નવઇના નવા વર્તમાન,
અધીરી બની સુંદરની જબાંન.
"અએ ભાઇ હકીકત જરા કેહ ખરી,
કિધી કોણ પેહલવાંને એ બહાધરી.
તૂટો તેથી રૂસ્તમનો હાથ છે,
મૂજ મન નવાઇની એ વાત છે.
હતો કોણ નર, તે એવો દલીર,
કિધો એ રીતે જેણે રૂસ્તમ અસીર."
* * *
તૂરત દીધો સુંદરને એવો જવાબ:
"હતો જંગી બરજોર ખાનાખરાબ.

ગૂરઝ મારી ભારી કીધી લડાઇ,
ગઇ તેની મચદાંને ગરદન દબાઇ.
જરબથી લચકઇ, ખાંદ એકદમ,
થયો હાથ રૂસ્તમ, બિલ્કુલ નિકમ.
લડી જંગે બિલ્કુલ ન શકતો જરી,
ગૂરઝ હાથમાં નહિ શકતો ધરી.
ન હિલવી હિલાવી શકતો તે હાથ,
લડી તે શકતો નથી કોઇ સાથ.
અકારૂં પડયું છે મયેદાને જંગ,
જરાબી તે ચાહતો નથી કાંઇ રંગ."

* * *

ફરી સુંદરે એક અરજ એમ કરી:
"ખૂદા તારી હરદમ કરો રહેબરી.
મગર કેહ હવે, એ કહાં જાયે છે,
પૂઠે એની પલટન કહાં ધાયે છે.
કિધો ખુશરૂએ નવો શું હૂકમ,
હવે શું સિસ્તાં જશે રૂસ્તમ."

* * *

## બરજોરને એરકના બંદીખાંનામાં કએદ કરવાની ખબર તેની માતાને મલવી.

જવાબ એમ મલિયો તૂરત તે ઘડી:
"બને કાં એ બાંનુ તું બાવરી.
થયું જંગ જ્યારે અંતે ખતમ,
શાહ સાથ આવ્યો હિયાં રૂસ્તમ.
હવે હિયાંથી સિસ્તાંન રૂસ્તમ જશે,
દિલાવર બેજન સાથી થશે.
ફરાંમર્ઝે બરજો કિધો બંદીવાંન,
લઇને ગયો તે તૂરત સિસ્તાંન.
કિધો કએદ બરજોર જીન્દાંનમાં,
હવે આસ તેની છે યઝદાંનમાં."

* * *

## બરજોરને કએદમાંથી છોડવવાની મતલબે તેની માતા શીરૂઇનું સીસ્તાંન તરફ નિકલી જવું.

જ્યારે દીલાવર બરજોરને એરક શેહરના બંદીખાંનામાં કએદ કીધો છે, એવી ખબર જ્યારે શીરૂઈને મલી, ત્યારે તેણીનું જીગર ગમ અને દુખથી ચીરઈ જવા લાગ્યું. તે દુખભરી હાય મારી, એક ઉંડો દમ ભરી રડતી આંખે પોતાના મનમાં બોલી:—

"ઇલાહી આ મુજપર સિતંમ છે જૂલંમ,
થયો કાં તું એમ મુજપર બેરહમ.
પડયો કએદ મારો પિલતંન પિસર,
જમાનાએ બુજી ન તેની કદર.
પડયો કએદમાં પુત, કેમ હું કરૂં,
નથી કાંઇ ઇલાજ, કહાં જઇ મરૂં.
છૂટે કએદમાંથી એ કેમ કરી,
રખે જાય જીન્દાંનમાં એ મરી.
વમલમાં પડયો મારો ખિલતો ગુલાબ,
કરૂં કેમ જીગરબંદ સાથે મિલાપ.
ખૂદાવંદે આલમ, થા મેહેરબાંન,
મને આપ બરજોરની તું નિશાંન.
રડું નિસ-દિન હું, બની બાવરી,
વિના પુત પ્યારા, રડું તરફડી.
સપુતનું થયું શું, પડે કેમ ખબર,
થયો ગુમ કહાં તું, એ લખ્તેજીગર.
સપુત મુજ પ્યારા, દિલાવર દલેર,
પડયો કેમ ખૂદાનો તું પર કહેર.
લડાવી લાડો લાખો હજાર,
તૂંને કીધો મોટો, કરી ખુબ પ્યાર.
અફસોસ ન માન્યું તૂંએ મારૂં કહેણુ,
અફસોસ ન સાંભલ્યાં મુજ વેણ.[1]
વિના તું હું દિકરા, પડી ખાકમાં,
હવે કુલ દૂનિયા જલો આગમાં."

૧ સખુનો.

રડી રહી દુખથી તે હોશરૂ,
કરમઇ ગયું તેનું ગુલ મૂખડું.
ફરી ઘર તરફ બહુ કરતી વિચાર,
નહી ચેન દીલમાં, નહી કંઇ કરાર.
રહી રાત રડતી કમલ નીર ભરી,
અંતે કંઇ યાદ દીલમે પડી.
ઉઠી એકદમ તે, ધરી દીલ તરંગ,
લિધો વેશ સફરનો, તૂરત પેહડી અંગ.

કિધો તેને અસબાબ સફરનો તમામ,
નિકલી જવા તે સિસ્તાંન ગાંમ.

## બરજોરની માતાનું સિસ્તાંન જઇ પુગવું.

કંઈ કંઈ જેહમતો, અને સફરની જંજાલો વેઠી, અંતે રૂસ્તમ પેહલવાંનના વતન સીસ્તાંનમાં, બરજોરની માદર શીરૂઇ જઈ પુગી. સીસ્તાંનમાં તેણીની જાણ–પીછાંનવાલું કોઈ રેહતું કે વસ્તું નહી હતું, એટલે શીરૂઈએ સીસ્તાંનમાં જઇ પુગતાંજ, પુછપરછ કરી, વેપારીઓના બજાર તરફ તેણીએ ચાલુ મુક્યું. પોતાનો ચેહરો ઢાંકવા, તેણીએ એક ચાદર પોતાના શરીર ઉપર ઓઢી લીધી, અને બજારના ચોક ઉપર જઇ, પોતાના વસ્વાટ માટે એક મકાંન ભાડે લેઇ, ત્યાં પોતે મકાંન કરી પડી.

શીરૂઈએ ભાડે રાખેલું એ મકાંન એક મોહટા જાહેર રસ્તા ઉપર આવેલું હતું, અને તે રસ્તા ઉપર મોહટા જાણીતા જહવેરીઓની દુકાંનો હારબંધ લાગેલી હતી. આ દુકાંનોમાં એક ઘણીજ ભપકાભરેલી દમામદાર દુકાંન, બેહરાંમ નામના એક આબરૂદાર, અને વગ વસીલાવાલા જહવેરીની હતી. બેહરાંમ એક માલેતુજાર અને મોહટા દરજ્જાવાલો જહવેરી હોવાથી, તેનો વગ-વસીલો જેહાં પેહલવાંન રૂસ્તમ સુધી ચાલતો હતો, એવી ખબર શીરૂઈને ખબર કાહડતાં મલી હતી.

બેહરાંમ જહવેરીની એવી હકીકત જ્યારે બરજોરના માદર શીરૂઇએ જાણી, ત્યારે શીરૂઇએ પોતાની મતલબ પાર પાડવાની નેમથી, તેણીએ કાંઇક નવી તદબીર રચી. પોતાની પાસના કેટલાંક જવાહીરો, અને કિમતી હીરા અને લાલ લેઈ, શીરૂઈ બેહરાંમની પાસે તેની દુકાંનમાં એક રોજ જઇને તેને અરજ કરવા લાગી:—

## શીરૂઇએ સીસ્તાંનના જાણીતા ઝવેરી બેહરાંમને પોતાના ઝવેરાત વેચવા માટે અરજ કરવી.

"રેહો તું સલાંમત ભલા નેક મર્દ,
સદા રેહજે, આબાદ, દાયમ[1] બેદર્દ.[2]
ખૂશી છું જોઇ તુંજ દીદારને,
ખૂદા કરે ભરપુર રૂજગારને.
જરા કર નજર અએ આલીવિકાર,
તપાસી કહે આ નંગ આબદાર.
બેશક બેમુલ એ નંગ છે,
કેટલાંક કમયાબ,[3] અજબ રંગ છે.
આ હીરો છે બેશક નાયાબ[4] નંગ,
અજબ આબ[5] એનું, અજબ અંગ રંગ.
આ લાલે-બદખ્શાં, રંગ આબદાર,
અજબ તેજ ચમકે, લયેલો–નહાર.[6]
આ મોતન માલા, દિલખુશ બહાર,
જરા કર નજર તું, ઓ આલીવિકાર.
કંમરબંધ આ જો, અનમોલ અતી,
જડીત જડાવત, ઝલક દીપતી.
આ હારો 'ને માળા, બહુ મનપસંદ,
આ છલ્લા[7] છે કિમતી, દિસે દિલહરણ.
આ સરપેચ મોહન, 'ને હલકા[8] હજાર,
સજે સાજ સુંદર, કોઇ શેહરીઆર.

૧ કાયમ. ૨ દુખ દરદ વગરની દેહનો. ૩ જવલેજ મલે એવાં. ૪ જવલે મલે તેવો.
૫ તેજ યાને ચલકાટ. ૬ રાત–દીવસ. ૭ વીટીઓ. ૮ કાંનોમાં પેહડવાના કિમતી દાગીના.

બિજાં છે કંઇ એક નંગ બીશિયાર,
પડેલાં મકાંને મહારે અપાર.
જરા લેઇ તકલીફ, કર તું તપાસ,
મને વેચવાની જરૂરત છે ખાસ.
ગરજ છે મને એ તના દાંમની,
એ નંગની ઝલક છે, વિના ખાંમની.
અગર કોઇ મલે નહી ખરીદ કરનાર,
ખરીદી કરી તું કર રૂઝગાર."

## બેહરાંમ ઝવેરીએ શીરૂઇનુ ઝવેરાત તપાસી જવાબ દીધો.

થયો ખુશ બેહરાંમ, જોઇ નંગ રંગ,
ઝલક જોઇ નંગની, થયો દીલ દંગ.
અજબ થઇ બેહરાંમે કીધો સવાલ,
કહે અએ બાંનુ, એ કો'નો છે માલ?"

## શીરૂઇએ ઝવેરી બેહરાંમને જવાબ દીધો.

દિધો તૂર્ત શીરૂઇએ એમ જવાબ :
"બેશક એ નંગો, છે કમયાબ.
હકિકત સાંભલ, કહું હું તને,
મલ્યાં કેવી રીતે, એ નંગો મને.
મતા મુજ ખાવિંદની એ હતી,
મગર આજ થઇ મારી બુરી ગતી.
સાંભલ વધુ કહું એ ગમગોસાર,
હું કમનસીબ છું, અતી ખારજાર.
એ છે મુજ ધણીના હીરા 'ને માલ,
મગર મુજ ધણીનો થયો ઇન્તેકાલ.[1]
હતો ખાંનદાંની તે આલીવિકાર,
અચાનક થયો તે કજાનો શિકાર.
તે કરતો'તો વેપાર એ માલનો,
મગર ભોગ થયો બૂરા કાલનો.
ગયો એક રોજે તે કરવા સફર,
જમાનાએ બુજી ન તેની કદર.
પુગ્યો જઇ એક રોજ આમુલ શહેર,
ગૂજરયો તે પર કાતીલ કહેર.
ફરતો હતો ત્યાં પુર લહેરમાં,
ડુબી તે મૂવો ત્યાં નદી નહેરમા.
મૂકી માલો દૌલત તે કાયમ ગયો,
સિતમ ભારી મુજ પર વરસી રહ્યો.
આ હીરા 'ને ગૌહર આપી ગયો,
ઉમેદ મુજ મનની કાપી ગયો.

ગંજ મારે ઘર આજ બિસ્યાર છે,
મગર આએ દૂનિયા જફાકાર છે."

## શીરૂઈની હકીકત સાંભળી ઝવેરી બેહરાંમે તેનો કિમતી માલ વેચી આપવાનું માથે લેવું.

શીરૂઈની જબાંનથી આ તેની કરૂણારસ હકીકત સાંભલી, ઝવેરી બેહરાંમ દલગીર થયો, અને તેણીને જણાવ્યું કે: "અએ કમનસીબ બાંનુ, ખુદા તારી મુશ્કાલો આસાંન કરે. મારે માટે તારા દીલમાં કાંઇબી વેહમ કે વસવસો તુંએ રાખવો નહી."

હકિકત શિરૂઇ તની સાંભલી,
દૂ:ખી થઇ બેહરાંમ રહ્યા કકલી.
બોલ્યો તે કકલી દિલોજાંનથી :
"થશે દુર મૂશ્કીલ આસાંનથી.
દૂ:ખી છું ખરેખર હું તું થકી,
ખરેખર દૂ:ખી તારી છે જીંદગી.
રખે રાખતી મુજપર કંઇ વહમ,[2]
મને ગંજ, દૌલત નથી કાંઇ કમ.
બફઝલે ઇલાહી, સૂણ ગમગુસાર,
મને છે દૌલત, ઇજ્જત અપાર.
અમીરો ઉમરાવ, 'ને માતબર,
છે મૂજ રફીકો, સહું સર-બ-સર.
બન્દો ઝવેરી બેહરાંમ છે,
મને આ જગે માન અકરાંમ છે.
વસીલો[3] મહારો છે શેહેરમા,
પિછાંને મને સહું કૂલ દેહેરમા.[4]"

૧ મરણ થયું. ૨ વેહમ યાને શક. ૩ વસીલો યાને લાગવગ. ૪ દુનિયામાં.

પિછાંને મને રૂસ્તમ નામદાર,
કરૂં છું તે સાથ કંઇ રૂઝગાર.
હિંયાંથી છે નજદીક એરક[1] શેહેર,
આબો–હવાની છે ત્યાં મેહેર.
હવા દિલ પસંદ, 'ને ચમન દીલબહાર,
બા ગો–બ ગી ચા હા રો–ક ટા ર.
ત્યાં મારી મિલકત છે બીશિયાર,
કરૂં રાસ્ત તુંજસે હૂં એ ગૂફ્તાર.
અગર હોય ભરૂસો અને ઇતબાર,
મૂકી જા ઝવેરાત, ઓ નેક નાર.
બિજાં જે નંગો, ગોહર 'ને લાલ,
લઇ આવ જઇને, કરવા નિકાલ.
હમણાજ જઇને, હમણાજ લાવ,
કરશ હું તદબિર કરીને ઉઠાવ.
દેખાડી કરૂં કાંઇ સોદાગરી,
નફો તુંને થાશે, બેશક કરી.

આ ગોહર 'ને હીરા, છે નામચીન,
ખરીદે તવંગર, મને છે યકીન.
બૂજે નહિ તવંગર સિવા કોઇ કદર,
દિસે માલ અનમોલ, મહારી નજર.
નફો તુંને બેશક, થશે બીશિયાર,
જરા ધીર ધર તું, ઓ નામદાર."
* * *
નજરથી જોઇને બેહરાંમ રૂબાબ,
જોઇ તેની સજ–ધજ, જોઇને તાબ.
શીરૂઇએ જેવર સ્વાધીન કરી,
કહ્યું : "ભાઇ કર મારી તું રેહબરી.
આ લાલો 'ને હીરાનો કરજે નિકાલ,
બેશક છે અનમોલ[2] એ મારો માલ.
જફા 'ને વિપતમા ગીરફતાર છું,
મુલક છે પરાયો, નિરાધારછું.
નહિ જાંણુ, પીછાંન, હું શું કરૂં,
અગર થાય સોદો, વતન ગમ ફરૂં.
* * *

શીરૂઈએ ઝવેરી બેહરાંમની સજધજ અને રૂબાબ જોઈ, પોતાનું સઘળું ઝવેરાત બેહરાંમને સ્વાધીન કીધું, અને પોતે રોજ સહવાર પડતાં બેહરાંમની પેહડી ઉપર જઈ, આખો દિવસ ત્યાંજ ગુજારવા લાગી. એવી રીતે, શીરૂઈએ લગભગ બે મહીના બેહરાંમની પેહડી ઉપર બેસીને કાહડયા. રોજ રાત પડતાં તે પોતાને મકાંને જતી, અને સહવારે પડતાં તે બેહરાંમની પેહડી ઉપર જઈ, આખો દિવસ ત્યાં ગુજારતી હોવાથી, અંતે શેહરમાં વાતી અફવા ફેલાઈ, કે તે સોદાગરી કરનાર કોઈ ઈરાંની બાંનુ છે. ગમ અને દુખથી, તેમજ પોતાના ફરજંદની જુદાઈમાં લાગેલા ઝુડાપાને લીધે, શીરૂઈ ધીમે ધીમે શરીરમાં તવાતી જવા લાગી. પોતાના વાહલા ફરજંદના છુટકારાના બાબમાં હજી સુધી શીરૂઈ કાંઈબી હીલ.જ કે યુકતી કરી શકી નહી. અને રાતે કે દિવસે તે પોતાના જીગરમાંથી ઠંડી હાય મારી, બરજોર માટે વિલાપ કરતી હતી.

પિસરની જૂદાઇની જબરી અગન,
જલાવી નિસદિન રહી તેનુ તન.
ન સુઝી હજી એકબી તદબીર,
પિસરને છોડવવા બની તે અધીર.
ન દિવસે જરાબી દીલને કરાર,
નહિ નિંન્દ રાતે આવે લગાર.
પિસરની ફિકરમાં બની બાવરી,
ભરી હાય ઠંડી રડે સાંવરી.

ઘરથી નિકલતી સિહા રાતમા,
ભટકતી જીન્હાં તરફ વાટમા.
જતી તે રખડતી જીંન્હાંન પાસ,
જોઇ તે રડતી બની બહુ નિરાસ.
ચહાતી તે કરવા તદબીર હુન્નર,
મગર સુઝતી તે નહિ હોસભાર.
નજર કરતી હરદમ, જીંન્હાંન બાર,
બૂલંદી જોઇ રડે જાર–જાર.

---

૧ સીસ્તાંનમા આવેલું એક શેહેર, જ્યાં રૂસ્તમે રાજદ્રોહી ગુંનહગારો માટે એક ખાસ બંદીખાંનુ બાંધેલું હતું. ૨ ઘણોજ કિમતી.

ભૂલંદી દિવાલોની જોઇને મસ્ત,
થતી તેની આસાઓ બિલકુલ નસ્ત.
બોલી તે મનમાં મારીને હાય:
"હવે કેમ પિસર તારો છૂટકારો થાય.
છૂટક તારો દિકરા મુશ્કીલ છે,
હવે યાર તારો રબ્બીલ[1] છે."

## બેહરાંમે શીરૂઈની તબિયતના સુધારા માટે એરકમાં પોતાને ઘર રેહવાની તેણીને ભલાંમણ કરવી.

લાંબે વખતે ઝવેરી બેહરાંમે બાંનુ શીરૂઈના શરીરમાં થતો ફેરફાર, તેનો લેવાઈ ગયેલો ચેહરો, અને તવાઈ જતું શરીર જોઈ, એક દાહડો બેહરાંમે તેણીને કહ્યું કેઃ—

અએ બાહોશ, દાના, મગર દર્દમંદ,
દિસે તુંજ જીગરમાં રંજો મહંન.
દિસે તારી તબિયત દરદને શરણ,
તવાતું દિસે તારૂં નાજુક બદન.
ખૂદા દુઃખ તારાં દફા એ કરે,
રખે આવી તું પર મુલકમાં મરે.
રહી આ જગે તું ઝુરે એકલી,
અગાડી તબિયત, બની નબલી.
અગર મુજ કુટૂંબમા તું આવી વસે,
દરદ દુઃખ તહારાં નહાસી જશે.
ખુશી થાશે તબિયત, થશે ગમ દફા,
હવા પાણીથી દુઃખ થશે સહુ સફા.
છે મારી બાનુ હસીન, નેકઝાદ,
વસી સંગ તેની થા દીલશાદ.
એરકમાં છે મહારૂં મકાંન,
હવા-પાંણી ત્યાંના મીસલ બુસ્તાંન.
વલી એક છે નાજનિન દિલપઝીર,
સૂરત જેની સૂંદર છે બેનઝીર.
મધુર ખુબ હલકથી કરે એવું ગાંન,
સૂણી થાય બેખુદ હુરો-ગીલમાંન.
રૂઆગાર તેનો છે રામશગરી,[2]
કરે છે તે બરઝોરની નોકરી.
કરે તેને જઇ ખુશ જીન્દાંનમાં,
તે કરશે તૂને ખુશ પલ ભ્યાંનમાં.
બલાવશ તેણીને તારી હજુર,
થશે દીલ તારૂં ખૂશી બાજરૂર.

## શીરૂઇએ બેહરાંમ ઝવેરીની ખાએશથી એરકમાં તેના મકાંન અંદર જઇ વસવાટ કરવો.

એરકમાં ઝવેરી બેહરાંમનું શાહી મકાંન હતું, અને ત્યાં તે મકાંનમાં બેહરાંમ ઝવેરી પોતાના કુટુંબ સાથ વસ્તા હતો. એજ શેહરમાં શીરૂઈને મલેલી ખબર પ્રમાણે, પેહલવાંન બરઝોરનું બંદીખાનું શેહરની બાહાર એકાંત જગ્યામાં આવેલું હતું. એ બંદીખાનું "ઝનદાંને રૂસ્તમ" યાને "રૂસ્તમનું બંદીખાનું" એવે નામે મશહુર હતું. શીરૂઈને જ્યારે ઝવરી બેહરાંમે એરક માહેલાં પોતાના મકાંનમાં, પોતાના કુટુંબ સાથે વસવા માટે ઈજન કીધું, ત્યારે તેના દીલમાં નવી આશા અને ઉમેદોએ ઘર કીધું, અને તે ખુશીથી તે ઝવેરીની માંગણી સ્વીકારી ત્યાં તે જઇ વસી.

ઈતેફાક એરકમાં જીનદાંને-રૂસ્તમ મધે રાખેલા કએદી બરઝોરનું દીલ રીજવવા જે રાંમીશગર તેની આગલ બંદીખાંનામાં જતી હતી, તે રાંમાશગર ઝવેરી બેહરાંમને ત્યાં વસે છે, એવી ખબર જ્યારે શીરૂઈએ સાંભલી, ત્યારે શીરૂઈના જીગરમાં હરખ અને ઉલટ એટલો તો

૧ રબ્બીલ, યાને પરવરદેગાર. ૨ રામશગરી યાને ગાયન ગાવાનો ધંધો કરનાર ઓરત.

ઉતરી નિકલ્યાં, કે હવે તેણીને પોતાના દીલબંદ ફરજંદને કેદખાંનાની જંજાલમાંથી છોડવવાની યુકતીઓ સુજ પડવા લાગી.

બેહરાંમ ઝવેરી, શીરૂઈને માન-મરતબાથી પોતાને મકાંને લેઈ ગયો, અને ત્યાં પોતાની ઓરત સાથે, તથા કુટુંબીઓ સાથે તેની ઓલખ કરાવી, અને તેણીને પોતાની ખાસ મેહમાંન બનાવી, પોતાના મેહલમાં દરેક રીતની સગવડ કરી આપતા, અને તેણીના દરેક ફરમાંન બજાવવા પોતાના દરેક નોકરો અને બાંદીઓને તેણે હુકમ કીધો.

વસી જઇ શીરૂઇ, બેહરાંમ ઘર,
થઇ ખુશ બેહરાંમની દિલબર.
ઇજ્જતથી ચાહીને કરતી જતંન,
ખૂશી સહુ થયાં જોઇ ગુંન્ચેદહન.
મલી તે કુટુંબ સંગ કરે ગુફતગૂ,
હસી વાત કરતી સહુ રૂબરૂ.
લેતાં સહુ ભોજન, બેસીને સાથ,
ગયા કંઇક દિવસો, ગઇ કંઇક રાત.
વલી કરતી રાંમીશગર ખુશ ગાંન,
ખૂશી થાતી શીરૂઇ, સૂણી મનમાંન.
વસી એમ શીરૂઇ એરાકમાં,
રડતી સદા પુત ફેરાકમાં.[1]
મગર કોઇએ જાણ્યો નહીં ભરમ,
સદા કરતી દીલમાં બરજોર ગમ.

## શીરૂઇએ રામીશગરને વીસ્વાસમાં લેવા એક બેમુલ વીટી ભેટ આપવી.

એક રોજ તલાવટ શીરૂઇએ કરી,
બૂલાવી રામીશગર સુંદરી.
વિંટી એક કાહડી તુરત અનમુલ,
કહ્યું એમ: "લે આ, કર તું કબુલ.
તૂંએ મારી ખિદમત કરી છે હજાર,
ઇવજ તેનો આપું તુંને લગાર.
અનુમુલ છે મારી અંગુશતરી,[2]
અજાએબ છે એની કારીગરી.
એ છલ્લાને[3] જોઇ કરજે તું યાદ,
દૂવા છે મહારી રેહજે તું શાદ.
ખૂશી સાથ દાયમ જીવજે સદા,
થતી ના તૂં હરગેજ પઝમૂરદા.
પૂરાંણી બહુ મારી એ ચીજ છે,
મને એ બેશક ઘણી અજીજ છે.
હૂં આપું છું ચાહી તૂંને જાંનથી,
જાલવજે હંમેશ તું ધ્યાંનથી.
સાચવજે રામી તું મારી નિશાંન,
પેહડી તું હરદમ ફરજે હર આંન.[4]"
લિધી ઝટ વીટી 'ને બોલી નમી:
"ખૂદા દુર કરે તુંજ દીલની ગમી.
એ વીટી છે બેશક બેમુલ ઘણી,
સદા રેહશે મુજ હાથ પર રમણી.
એ સંભાલી રાખશ જીવ-જાંનથી,
બજાવશ હું ખિદમત ઇમાંનથી.
ખૂદા દુઃખ તારાં દફા સહુ કરે,
ખૂદા તારી મૂશ્કેલીઓ સહુ હરે.
કનીજ છું તહારી, ઓ ગમગૂસાર,
કદમ પર તહારા, સર મુજ નેસાર."

## રામીશગરને બરજોર તરફથી બુલાવવા માટે હુકમ આવવો.

હતી વાતમા સુંદરી એટલાં,
હૂકમ આવ્યો જીન્દાંનથી તેટલાં:
"કહાં છે રામીશગર? કહાં ગઇ?
બૂલાવે છે બરજોર, છે કહાં રહી."
સૂણી કએદખાંના તરફનો હૂકંમ,
તૂરત દોડી સૂંદરી જવા એકદમ.
ઉભી જઇ બરજોરની તે હજુર,
નમી પુછિયું: "શું પડી છે જરૂર."

૧ ફેરાકમાં યાને જુદાઇમાં ૨ અંગુશ્તરી યાને વીટી. ૩ છલ્લાને યાને વીટીને
૪ દરેક ઘડી.

મને કેહ એ સાહેબ, શું કાંમ છે,
મને તારી ખિદમતમે આરાંમ છે.
મૂકી તુંને હમણા જરા ગઇ બહાર,
પડયો તેટલાં મારે નામે પૂકાર ?"

**બરજોરની નજર રામીશગરે પેહડેલી વીટી ઉપર પડવી.**

ભરી હાય ઠંડી, બોલ્યો જવાંન :
"અરે કાંહ હતી તું, જરા કર બયાંન.
દુખી દીલ મરે મારૂં જીન્દાંનમા,
ખૂશી થઇ ફરે તું ખુબ ધ્યાંનમા.
હું તડપી રહું હિયાં પલ પલ ઘડી,
તૂંને નહીં મારી દયા કંઇ જરી.
પગે મારી જંજીર ભારી અતી,
થઇ મારી બુરી ગઇ છે ગતી.
પડયો છૂં હું હિયાં સિહા ગારમા,
નથી આસ મારી કોઇ યારમા."

* * *

**રામીશગરે બરજોરને જવાબ દીધો.**

નમી હાથ જોડી, બોલી જુબાંન:
"ન બોલું ગલત હું, સુણ પેહલવાંન.
રહે તારૂં રોશન સદા ચકબાલ,
ખૂદા દુર કરે, તુંજ રંજો-મલાલ.
સાંભલ ઓ સાહેબ, ઓ નેકકાર,
હિયાં એક ઝવેરી છે આશકાર.
સાહેબે દૌલત, છે લાલ-ઓ-લાલ,[1]
વગ 'ને વસીલો, પુર જુલજલાલ.[2]
મનનો છે મોટો, દીલે દયાલ,
તર છે ખઝાને, બુલંદ ચકબાલ.
નામે છે બેહરાંમ, બડો બખ્તવર,
ગયો તે બૂલાવી, મને તેને ઘર.
ઘર તેને આવી છે, મેહમાંન એક,
સિકલ તેની સૂંદર, અજાએબ વિવેક.
સરવ સમ સિધ્ધી, મૂખ દીલ હરણ,
અકલમંદ, બાહોશ, ગૂંન્યેદહન.
નયેનો નેઆરા, દીલ ખુશ કરે,
અદા તેની કાતીલ, જીગરને હરે.
સરોહે સુંદર, મિસલ બુલબુલ,
રોશંન પેશાંની, મિસલ લાલ ગુલ.
કલીબંધ દાંતો, મોતન લડી,
મૂખમા લિધી હોય જાણે જડી.
જબાં જાણે મીસરી[3] મધુર મુખ વેણ,[4]
બોલે તે બુલબુલ, મારીને નયેન.
મગર દીલ તેનું પરેશાંન છે,
જીગરમાં જીવ લેણ તુફાંન છે.
નિકલતી આંખોથી આંસુની ધાર,
ઝુલ્ફો પરેશાંન છે દીલ ફિગાર.[5]
મેં ગાઇને ગાયન, સાજી કિંધી,
મેં રિજવી રિજાવી 'ને રાજી કિંધી.
ખુશી થાઇ મુજથી તે માહેજબીન,
મને આપી બક્ષેસ, આ નામચીન."
કહી એમ કહાડી તે અંગુશ્તરી,
તૂરત આપી બરજોરને તેજ ઘડી:
"આ રહી તે બક્ષેસ, ઓ નામેવર,
જરા એની ઉપર, કર તું નજર.
મને પ્યારી છે એ, જીગર જાંનથી,
મને આપી એ છે, અતી માંનથી.
અજબ એનો ચલકાટ, અજબ આબ છે,
બેશક એ હીરો, નાયાબ છે.
હતી તેની ખિદમતમાં હું ખડી,
હૂકંમ તારો મલતાં, હૂં નિકલી પડી."

---

૧ લાલ-ઓ-લાલ યાને ઘણોજ દોલતમંદ. ૨ જુલજલાલ યાને કીરતીવંત. ૩ મીસરી યાને સાકર જેવી મીઠી ૪ વેણ યાને બોલો. ૫ દીલ ફિગાર યાને જખમી દીલ.

## અરજોરે રામીશગરને મલેલી વીટી જોતાં જ તે વીટીને પિછાંની.

લિધી તુર્ત અરજોરે અંગુશ્તરી,
તપાસી રહ્યો તે, નજર ખુબ કરી.
હસીને તપાસી રહ્યો મનમાં,
નિરખી રહ્યા નાર જોબનમાં.
પિછાંની તુરત, હાથમાં તે ધરી,
આંખોમે દાબી, ચૂંબન કરી.
પિછાંની તુરત તેણે અંગુશ્તરી,
કે આવી પુગો માત શીરૂઇ ખરી.
પિછાંની તુરત તેણે અંગુશ્તરી,
વહી તેની આંખોથી આંસુ ઝરી.
રડી બોલિયો હાય દુખની ભરી:
"અરે મૂજ થકી તે બલામે પડી.
જલાવી રહી તંન મુજને થકી,
મગર હિયાં અંતે, તે આવી શકી.
તજી દઇ વતન 'ને તજી ઘર-બાર,
હિયાં આવી સહેતી, દુખો હજાર.
તૂંને કોણે આપી મહારી ખબર,
કે આ કએદખાનું છે મારૂં ઘર.
પડયો મારે સર દુઃખનો અબ્રઅ,
દફા કર દુખો, ઓ ગેતીફરૂઝ."
મગર પુછીયું દાબી દઇ દીલ જોશ:
"અએ નાર દીલસોજ, કહે રાખી હોશ.
કહે કેવી સજ ધજ છે એ નારની,
બયાં કર હાકકત, એ ગમખારની.
શૂ કામ આવી, એ બેહરાંમ ઘર,
રડે શાને કાજે, બની બેસબર."

## રામીશગરે બરજોર આગલ બાંનુ શીરૂઈ વિશે ખુલાસો કરવો.

દુખી જોઇ અરજોર, દુખી થઇ,
ભરી દિલસોજી જીગરમાં રહી.
દુખી જોઇ પેહલવાંનને બેહિસાબ,
તુરત દીધો રામીશગરે એ જવાબ:
"કહું શું હકિકત, તૂને નામેવર,
કરે તારી મુશ્કીલ, દુર દાદગર.
મને વાત બેહરાંમે એવી કહી,
કે વેપાર ખાતર, તે આવી અહીં.
કરે છે જવાહીરનો રૂઝગાર,
છે ગોહર 'ને હીરા, અતી આબદાર.
તૂભ્મે તે આલા નસલની દિસે,
નજરમાંથી એક પલબી ના ખિસે.
સિકલમાં તે દીસે મિસલ મૂશ્તરી,
સોહેલ સિતારા સમ સૂંદરી.
બદનબંધ બાજુ, નજર મનમાંન,
કદમાં કદાવર, તન એકસાંન.
દિસે કુલ બાંનુની સરદાર સમ,
જમાનો જૂવે તો પરસ્તાર સમ.
રૂખસાર બે ગુલલાલા બહાર,
ભવાં બે ન્યારાં, કાતીલ કટાર.
અજબ બાલ ઝુલ્ફો, જોબંન બહાર,
અજબ નાર હિંમત, અજબ કળદાર.
સરોવર જેવું, સિધ્ધું બદન,
કિધું મેં તો જોતાં, અરપણ જીવન.
સિવા એ નથી મુજને કંઇ ખબર,
કે છે કોણ મા-બાપની દુખતર."
કહ્યું કે: "હું દુખિયા છૂં દિલફિગાર,
અલમ 'ને સિતમથી થઇ હું ખુવાર.
મૂલક છે પરાયો, હૂં એકલી,
ઉમેદ મારી આ દેશમાં ધુલ મલી.
અશો મારો ખાવિન્દ, ખરો નામેવર,
પામ્યો તે આ દેશમાહે ગૂજર.
ગયો તે મૂકીને બિહશ્તેબરી,
હૂં નાર તેની મરૂં તરફડી.
નામે તે શીરૂઇ, મગર ગમખાર,
નથી તેનો હિયાં કોઇ સિવા કેરદેગાર."

## બરજોર પોતાની માતાની હકિકત રામીશગરથી સાંભલી, ઘણોજ દુખી થયો.

તે રામીશગરને મોહડેથી આ દુખભરી હકિકત સાંભલી, બરજોર પોતાના દીલમાં તુરત સમજી ગયો, કે તેની માદર શીરૂઈ, તેનીજ શોધમાં એરક શેહરમાં તેની પાછળ આવી લાગી છે. બરજોર પોતાના દીલમાં ઘણોજ મુઝાવા લાગ્યો, અને પોતાની માદરને પોતાને લીધે એટલી બધી વિપતીમાં આવી પડેલી જોઈ, દુખી થાઇને તે રડવા લાગ્યો. બરજોરની આંખોમાંથી નિકલતી આંસુની ધાર જોઈ, તે દીલસોજ રામીશગરે તેને પુછયું:—

દૂખી જોઇ બરજોરને રામીશગર,
દૂખી થઇ રહી તે અતી દિલભર.
જોઇ હાલ એવો બોલી તે નાર:
"કહે ઓ પેહલવાં, કહે નામદાર.
મિસલ ગુલ કેમ તું ગયો કરમઇ,
એકાએક તબિયત એમ કેમ થઇ.
નયનોથી વહે છે નીર નવધાર,
મને ભેદ તારો કર આશકાર.
ભરે કાં તું આંખોને એમ નીરથી,
નારાજ થયો છે, તું તકદીરથી.
આ વીટીથી શું યાદ તુંને પડી,
બની કેમ દલગીર રહ્યા તું રડી.
આ હાલ તારો છે કોણ થકી,
મે રાખી'તી હરગેજ નહિ એ વકી.
મને બોલી કહે તું એ શું છે ભરમ,
રૂઝે તો રૂઝવું હું તારા જખમ."

* * *

## બરજોરે રામીશગરને પોતાનો ભરમ કેહવા આગમચ, ઓરતો ભરમ જાલવી શકતી નથી, એવો ઇશારો કીધો.

### ઓરતજાતને માટે બરજોરે જણાવેલા વીચાર.

સૂણી એમ બરજોરે દીધો જવાબ:
"સાંભલ ઓ દીલસોજ મારો હિસાબ.
મગર છે મને એક એવી ફિકર,
રખે ભેદ ખોલે તૂં રામીશગર.
ગયા છે કહી એમ દાનેશ વાત,
સદા નારીઓથી થઇ છે ઘાત.
સમજ શીખને તું ઓ બન્દેગાંન,
છે ઓરત જગમાં સદા બેઇમાંન.
રખે ભેદ જાણે ઓરતજાત,
રખે કોઇ પડે વાત ઓરતને હાથ.
વચંનની ન સાચી, નારી નકાંમ,
કસંમ જેના રેતી ઉપરના કલાંમ.
સૂખન એક બોલી, કરે બીજૂં કાંમ,
મક્કર ફરેબે ભરેલી તમામ.
લબાંથી સૂખન જો નિકલિયો બાહાર,
થશે બખ્ત મારૂં બૂરૂં નારકાર.
લિધા હોય હોઠોને સીવી મકાંમ,
ઓરત ન રાખી શકતી ભરંમ.
જીવી નહી શકે કોઇ નચિંત નારપર,
કરાંમત એ રબની આ ધર્તી ઉપર.
મગર હું જાણું છું એ જરૂર,
કે નારી છે નિર્બળ, જગે બેકસુર.
અગર હોઠ સીવી કિધા હોય બંધ,
તોબી ને તુટે, રહે નહિ અખંડ.
નથી વાંક નારોનો, ઓ નાજની,
હકના હૂકમથી એવીજ બની.
મગર જો તૂં આપે મુજને વચંન,
ફરે નહિ હરગીજ આપાં સૂખંન.
તો બોલી કહું મુજના ભેદને,
કરશે તૂં નાબુદ મુજ ખેદને."

## શમીશગરે બરજોરનો ભરમ જાલવવા કસમ લીધા.

લબો લાલ ખોલી તે રશ્કે-કમર:
"સાંભલ ઓ બરજોર, નર નામેવર.
આ મશરેક[1] 'ને મગરેબના[2] છે કસંમ,
અગર ભેદ ખોલું, ફૂટે મૂજ કરંમ.
કસંમ છે મને પાક યઝદાંનના,
કસંમ છે મને મુજ ઇમાંનના.
કસંમ છે મને ધરતી 'ને આબના,
કસંમ છે મને મુજ મા-બાપના.
અગર મુજ સરપર જો આસ્માં પડે,
અગર વેહર્તી સંમશીર સરપર ધરે.
તોબી ન ખોલું હૃં તારો ભરંમ,
મદદગાર તારી બનશ હરદંમ."

## બરજોરે પોતાના દીલનો ભેદ રાંમીશગર આગલ જાહેર કીધો.

"ત્યારે તું સાંભલ ઓ નેક નાર,
સૂખંન તુંજ સુણી હૃં પામ્યો કરાર.
ભરૂસો મને છે હવે તારી પર,
ભરંમ ખોલું મારો બની બેફિકર.
મલી છે તૂને જે અગશ્તરી,
પિછાંની મે જોતાં તૂરત તે ઘડી.
તૂને આપી જેણે એ અંગુશ્તરી,
નથી તેનો ખાવિંદ ગયો હિયાં મરી.
નથી આવી કરવા થકી રૂઝગાર,
નથી તે સોદાગર લેસભાર.
નથી તે વતણદાર કોઇ સરજમીન,[3]
મગર છે બેશક ખરી નામચીન.
હવે હિયાંથી એકદમ તું જા સિતાબ,
જઇ તેને કહેજે, તૂં મારો જવાબ.
આવી છે હિયાં કંઇ કરી ગણુતરી,
નથી આવી કરવા સોદાગરી.
વસી હિયાં છે આવી, મૂજ કાજ તે,
નથી માલો જરની મોતાજ તે.
અગરજો છૂટું આએ જીન્દાંનથી,
નવાજું તૂને હું દિલોજાંનથી.
જઇ તેને કરજે ખુશી ગાંનથી,
પછી પુછજે તું અતી માંનથી.
પૂછજે શું તોખ્મ, શું નાંમ છે,
શું તેનું એરકમાં કામ છે.
પૂછજે શું બરજોરની માત છે?
રડે શા કારણુ દિનરાત છે.
અગર તેની માદર તૂં છે સર્ફરાજ,
કરૂં તૂંજ દરદનો સાબુત ઇલાજ."

## બરજોરનો પેગામ લઇ રાંમીશગરનું શીરૂઇ પાસે જવું.

ચતર નાર એકદમ નિકલી બહાર,
પવન વેગ ઉડી ગઇ ગૂલનાર.
જોતાંજ સરોદી[4] ચેહેર ચલકાર,
ખૂશી થાઇ શીરૂઇ મિસલ નવબહાર.
સમજી તે દીલમાં સઘળો ભરંમ,
બોલી મધુર મૂખ અવાજે નરમ:
"સખી તુંને જોઇ ખૂશી હું થઇ,
જરા ગા ગાયન, બેસી અહીં.
તનાહીમાં હું છું હિયાં એખલી,
ભલે તું આવી મને હિયાં મલી."
* * *
સખી બેઠી પાસે, હસી માંનથી,
શરૂ ગાંન કીધું સુર-તાંનથી.
થઇ રાત અરધી જ્યારે પસાર,
કિધો સુંદરીએ ભરમ આશકાર.
કહી વાત બરજોરની કાંનમાં,
કહ્યું જે જે કાંઇ હતું ધ્યાંનમાં.
કહી વાત વીટીની સઘલી ખરી,
કિધો ગમ બરજોરે કેમ દંમ ભરી.
બાદઝ બોલી: "એ શું વાત છે,
કહે શું તું બરજોરની માત છે?"

---

૧ મશરેક યાને પુર્વ. ૨ મગરેબ યાને પશ્ચીમ. ૩ સરજમીન યાને વતન ઇરાંન માટે એ ઇશારો છે. ૪ સરોદી યાને ગાયન ગાનાર રાંમીશગર.

## શીરૂઇએ રાંમીશગરને જવાબ દીધો.

પિસરનો પેગાંમ સુણી લઇ,
કરી ગમ, ભરી હાય મારી રહી.
બાદઅઝ બોલી શીરૂઇ રડી:
"સખી વાત તહારી સઘલી ખરી.
હવે તૂંએ જાણી લિધો છે ભરમ,
હવે હાથ તારે મહારી શરમ.
નથી આએ જગમે હવે મારૂં કાંમ,
સિવા ગમ પિસરનો, સઉ છે હરાંમ.
નિસદિન રડી હું મૂઝાઇ મરૂં,
સમજ કાંઇ પડતી નથી શું કરૂં.
ન દિવસે કે રાતે મને કંઇ કરાર,
રહું મૂજ પિસરને થકી નવધાર.
નથી જાણતી જગ મહારો ભરમ,
બરજોર ખાતર, રંજો અલમ.
બેશક હું બરજોરની માત છું,
મગર થાઇ ગરદેશથી મહાત છું.
દૂખી છું હું ફરઝંન્દની આગથી,
દૂવા ચાહું છું યઝદાં પાકથી.
મને બક્ષે મારો પીલતન પિસર,
ફરૂં લઇને પાછો હું મારે ઘર.
હૂં માનું છું ગેબી મદદ યાર છે,
બનાવી તૂંને મુજ મદદગાર છે.
સખી કેહ બોલી, હકીકત અવલ,
મગર કેહ કેમ છે, મહારો કમળ[1]"

## રાંમીશગરે શીરૂઇને સાંભલી લઇ જવાબ દીધો.

(રાંમીશગરનો પ્રમાણીક અકરાર.)

સૂણી હાલ બોલી ધીમે સુંદરી:
"અએ બાંનુ હવે કર સબર તું જરી.
મે જાણી લિધો છે સઘલો ભરમ,
કરશ તુંજ દુ:ખનો કિસ્સો ખતમ.
સબર સાથ હવે હાંમ તું દીલ ધર,
જાણે ન બેહરાંમ, ખુબ ખ્યાલ કર.
અગર ભેદ જાણે બેહરાંમ કંઇ,
બિગડશે બાજી બેશક અહીં.
એ બાજી છે બેશક છૂરી ધાર પર,
જશે વાત અગર જો એ દરબાર પર.
બૂરી ધાડ પડશે હું ગાનાર પર,
લટકતું થશે મારૂં સર[2] દાર પર.
અફસોસ જોતાંજ અંગૂસ્તરી,
આંખોથી વરસી બારાંન ઝરી,
બાદઅઝ બરજોરે આપ્યા કસંમ,
કહ્યું કે બોલે ન હરગેઝ ભરમ.
કસંમ મે લિધા પાક યઝદાંનના,
કસંમ મે લિધા ઉંચ આસ્માંનના.
કસંમ મે લિધા છે આબો-હવા,
ભરમ જો હૂં બોલું બનુ રૂસવા.
કસંમ મે લિધા છે સિતારા 'ને માહ,
મને છે જેની હરદમ પનાહ.
મે આફતાબ નૂરમંદના લઇ કસમ,
કહ્યું છે છૂપાવશ જીગરથી ભરમ.
હવે ના કર ગમ, કંઇબી જરા,
ના ગભરા જરાબી, ના ઠરઠરા.
હું જાઉં છું જીન્દાંને બરજોર પાસ,
કહું તેને જઇ હું હકિકત ખાસ."

કહિ એમ નિકલી ઘરથી બહાર,
તૂરત દોડી સિધ્ધી જીન્દાંન બાર.

આવા ભરૂસેદાર સખુનો કહી, તે રાંમીશગર શીરૂઈ આગલથી નીકલી, અને સીધ્ધી બરજોરના બંદીખાંના તરફ, આ હકીકતનો હેવાલ બરજોરને જણાવવા દોડી. બરજોરે જેવી તેણીને એટલી જલ્દી પાછી ફરેલી જોઈ, તેવોજ તે દલેર પેહલવાંન તેણીના દીલનો ભરમ સમજી ગયો, અને આશાવંત બની તેણીનો ચેહરો તપાસી રેહ્યો. તે રાંમીશગરે શીરૂઇ સાથની

[1] બરજોરને માટે તેની માદર આ ઇશારો કરી બરજોરને કમળ ફુલ સાથ સરખાવી પુછે છે.
[2] સર દાર પર યાને સર સુલી ઉપર લટકતું થશે.

પોતાની મુલાકાત દરમ્યાંન, તેણીને જે કાંઇ વાતચીત થઇ હતી, તે સઘલી બોલે બોલ તેણીએ બરજોરને જણાવી, અને એ શીરૂઈ કોઇજ નહી, પણ બરજોરની માદર પોતે છે, અને તે પોતાના દીકરાના છુટકારા ખાતર, ઈરાંન સર જમીનથી એરક આવી, વસવાટ કરી પડી છે, એવો તેણીએ જે એકરાર શંમીશગર આગલ કીધો હતો, તે બરજોરને તેણીએ કરી સંભલાવ્યો.

## બરજોરે પોતાના છુટકારા માટે શંમીશગરની મદદ માંગવી.

બરજોરે જ્યારે તે શંમીશગરને મોહડેથી આ ભેદભરેલી વાતો સાંભલી, ત્યારે તેને તે શંમીશગર ઉપર પુરેપુરો વિસ્વાસ બેઠો, અને ખુશીમાં આવી તેણીને તે કેહવા લાગ્યો કે:

આફ્રીન તૂંજ ઉપર છે સદહજાર,
કદીબી ભૂલશ નહી હું તારો પાડ.
અએ બાહોશ, ચંચલ, ચાતુર ચતુર,
આફરીન તૂંજ પર ઓ પુરનુર.
હાંસલ કિધો મારો તેં ઇતબાર,
તૂંએ આજ દીધો મુજને કરાર.
મરૂં છું જૂદઇથી ઝુરી માતની,
તૂં લાવી હકીકત ખરી વાતની.
મને મારી માદરસે મેલવ જરા,
જુદઇના જખમના રૂજવ તું સડા.
હવે મુજ દુઃખનો તું કર ઇલાજ,
સિવા તું નથી, કોઇ બિજો કારસાજ.
જમાનાની ગીરદેશથી ખારજાર,
આ જંજીરે જકડઇ થયો બેકરાર.
નહિ ચેન, નિસદિન, હું-મજબુર છું,
બેજાર જૂલમથી ચકચુર છું.
છતે બળ કળે આજ બળહિન થયો,
જૂલમ જાસ્તીને હું આધીન થયો.
આ જીન્દાંથી બહેતર દારૂલ કરાર,[1]
એ જીન્દાં નથી, પણ દારૂલ બવાર.[2]
હવે કેમ કરૂં ? શૂં કરૂં તદબીર,
નિકલવા જીન્દાંનથી છું અધીર.
આ બંદમાં તું મારી મદદગાર થા,
મને છોડવી જગ આશકાર થા."

## બરજોરને એવી રીતે સંતાપ કરતો જોઇ, શંમીશગરે જવાબ દીધો.

"નરે શેર બરજોર, ઓ જંગી જવાંન,
ના થા અધીરો, ઓ મેહેરબાંન.
ખૂદા ચાહશે થાશે સફલ તારૂં કાંમ,
સમજ આએ બંદી છે તારી ગૂલાંમ.
બજાવશ હું એ કાંમ આસાંનથી,
રચી છે મેં તદબીર ખૂબ ધ્યાંનથી.
પડી છે હવે તો સિહા કાલી રાત,
મલશ હું શીરૂઇને જઇ બામદાદ.
મલી માત શીરૂઇ, ઘડશ ઘાટને,
કરશ જઇ તૈયાર નવા ઠાટને.
મલીને જણાવશ તદબીર તમાંમ,
થશે તારૂં આસાંન મૂશ્કીલ કાંમ.
કર દુર દીલથી હવે એ વિચાર,
જરા દે પડવા, નવી તું સહવાર.
કરશ ત્રણ ઘોડા તૈયાર ચૂનંદ,
વલી ત્રણ બખ્તર 'ને લાંબી કમંદ.
ખંજર 'ને સમશીર, અતી ધારદાર,
લાવશ હું કાંનસ, ખુબ આબદાર.
એ કાંનસથી તોડીને જંજીર તમામ,
કરજે તું જીન્દાંનને છેલ્લી સલાંમ.
કરશ કુલ સફરની સાંમગરી,
પડે કાંમ મુશ્કીલ જો આવી પડી.
કરશ સઘલું એ હું, તું જાણી લે,
મારો ભરૂસો તું માની લે.
હવે દે જવાની મને તું રજા,
ફરજ મારી લાવું જલ્દી બજા."

૧ દારૂલ-કરાર યાને કબર. ૨ દારૂલ બવાર યાને દોજખ.

## જીંન્દાંને-રૂસ્તમ નામના બંદીખાંનામાંથી બરજોરને છોડવવાની હિકમત વિશે.

જીંન્દાંને-રૂસ્તમમાં દીલાવર બરજોરને રાત દીવસ સખત લોખંડની સાંકલોથી બાંધી તેને જકડી લેવામાં આવેલો હતો. તેની દીલાવરી અને તેના જોરની વિગતોથી ઈરાંનનો પેહલવાંન રૂસ્તમ, તેમજ ફરાંમર્ઝ સારી રીતે જાણીતા હોવાના સબબે, બરજોરનું બદન ભારી સાંકલોથી જકડી લેઈ, તેના હાથ અને પગોમાં મજબુત લોખંડની જંજીરો નાખી, તે જંજીરોને લુહારો પાસથી, મજબુત ખીલાઓ વડે જમીનમાં ગડાવવામાં આવી હતી. એવી પોતાની હાલત છતાં, બરજોર પોતાની ઉપર પડતાં દુઃખથી સેહજબી નીરાસ કે નાસિપાસ થયો નહી હતો, પણ પોતાના પેદા કરનાર હક્તાલાની આગલ પોતાના છુટકારાને માટે હંમેશાં તે દુવા ગુજારી, સંતોશી દીલે તે કેદખાંનાનાં દુઃખો સેહતો હતો.

એવી પોતાની દુઃખી હાલતમાં, જ્યારે બરજોરે, પોતાની માતા શીરૂઇ, તેની પાછલ એરક શેહરમાં આવી પુગી છે, એવી ખબર જ્યારે ખુબસુરત રાંમીશગરે તેને જણાવી, અને તેણીને બક્ષેસ તરીકે મલેલી વીંટી, તેણીએ જ્યારે બરજોરને દેખાડી, ત્યારે બરજોર પોતાના પેદા કરનાર હકતાલાની ગેબી મદદ માટે હજારો શુકર અદા કરવા લાગ્યો, અને તે કિમતી વીટીને શીરૂઈની વીટી તરીકે પીછાંની, રાંમીશગરના સુખન ઉપર ઈતબાર લાવી, તેનો ઉપકાર માનવા લાગ્યો.

એક ભલી અને દીલસોજ રાંમીશગરને, પોતાના છુટકારા માટે જ્યારે દીલાવર બરજોરે એટલી બધી આતુર અને ઇંન્તેજાર બનેલી જોઈ, ત્યારે તેણીની સાથે જીંન્દાંને-રૂસ્તમમાંથી નાહસવાની તરકીબ કરવા માટે ગોઠવણ કરી, તે નક્કી સેવટ ઉપર આવ્યો, અને તે બાહદુર જીગરની રાંમીશગરની ચલવલ ઉપર સંપુર્ણ વીસ્વાસ રાખી, તે ઉમેદ સાથ પોતાના છુટકારા માટે તલપી રેહયો હતો.

તૂરત ગઇ કનીજ઼ બહાર જીંન્દાંનથી,
વહી રાત ગઇ સારી આસાંનથી.
પડી રૂડી જ્યારે બડી બામદાદ,
બની જહાંન રોશંન મૂબારકબાદ.
ઉઠી ઝટ શીરૂઇ પડતાં સહવાર,
બની તે કનીજ઼ને થકી ઇંન્તેજાર.
પૂગી આવી તેટલાં રાંમીશગર,
ખૂશીથી ખિલ્યું તેનું જીગર.
ખૂશી થાઇ કીધા શુકર યજદાંન:
"ઓ માલીક મહારા, જમીનો-જમાંન.
પિસરને તૂં મારા આજાદ[1] કર,
બચાવી તેને દિલશાદ કર."

* * *

તૂરત ભેટી શીરૂઇ, કનીજ઼ને મલી,
ખિલી તેની ઉમેદની હર કલી.
લગાડી ગલે તેણીને પ્રીતથી,
પિસરની પૂછી વાત પછી ચીતથી.
કનીજ઼ે જણાવી હકિકત ખરી:
"હમણાંજ જીંન્દાંનથી હું ફરી.
સૂતો તે પલભર નથી રાતના,
વિચારો સુઝતા અનેક જાતના.
હવે અએ બાંનુ, તું ધીર ધર,
છે બરજોર છૂટવા થકી તતપર.
રચી છે બાજી હમોએ મલી,
ફલશે ઉમેદો તહારી ભલી.
બની એક બાહોશ બાઝરગાંન,[2]
નિકલ ઝટ હવે તું, શેહેર દરમિયાંન.
બની સૌદાગર, નિકલ તું બહાર,
ખરીદી કર તું જઇને બજાર.

---

૧ આજાદ યાને છુટકારો. ૨ બાઝરગાંન યાને વેપારી, સોદાગર.

ખરીદ ત્રણ ઘોડા બઝારે જઇ,
પવન વેગ ચાલે, હવામાં રહી.
ચલનમાં ચંચલ, ઉંમર ચાર સાલ,
હોય જાણે રૂસ્તમ, રખસની મિસાલ.
જીન સાથ રિકાબ, 'ને મજબુત લગામ,
લેજે તપાસી ન હોય કાંઇ ખામ.
લેજે તું બાદબ, બખ્તર ત્રણ,
તપાસીને કરજે ત્રણે પસંન.
તલવાર 'ને કોલાહ, 'ને લાંબી કમંદ,
તીર 'ને તબર સાથ ખંજરબી ત્રણ.
ભૂલતી ના થોડીક કાંનસ જરૂર,
ખરીદી તું લેજે, ના ભુલતી ચતુર.
એ કાંનસ લેજે ઘણી આબદાર,
પડે જેથી બરજોરનું કાંમ પાર.
ખરીદી કરી લે સઘલું તું આજ,
સિવા એ નથી કાંઇ બીજો ઇલાજ.

કાંનસ કમંદનું મને કાંમ છે,
એ બે ચીજથી શુભ અંજાંમ છે.
એ બે ચીજ જોકે છે નાંમની,
મગર છે બરજોને બહુ કાંમની.
ઘસી કાંનસે તોડી જંજીરને,
છોડવશે કાંનસ એ બલવીરને.
એ આપશ હું બરજોને જીન્દાંનમાં,
થશે કાંમ એથી આસાંનમાં.
છૂટી કેદથી એ નિકલશે બહાર,
જઇશું અરકની આરપાર.
બખ્તર 'ને ઘોડા, અને હથિયાર,
લઇને જઇશું, શેહરની બહાર.
રાખીશું તઇયાર બરજોર કાજ,
કરશે સવારી, તે ગર્દનફરાજ.
મલી સાથ છોડીશું એરાકને,
મલી ચાક કરશું જમીન ખાકને."

* * *

બરજોરની માદર શીરૂઈ, પોતાના બલવીર બેટાના છુટકારા માટે રચેલી આ મહાન બાજીની હકીકત સાંભલી, ઘણીજ ખુશી થઈ ગઈ, અને રાંમીરાગરની હિંમત અને અકલ ઉપર હજારો આફરીન કરી, તે તેણીને હેત ભર્યાં વાહલથી, ગલે લગાડી ભેટી પડી. રાંમીરાગરની આ હકીકત સાંભલી, શીરૂઈ તેણીના રૂખસાર અને કપાલ ઉપર હેત અને પ્રીતથી બોસા લેવા લાગી, અને પોતાના તમામ દુઃખોને ભુલી જઈ, આ નવી હીકમતથી ઉપજેલી નવી આશાએ, તેણીના જીગરમાં વસ્વાટ કીધો.

રાંમીરાગર સાથ શીરૂઇએ એ નવી હીકમતની બાજીના બાબમાં કેટલીક લંબાણ ગોફતેગો ચલાવી, સેવટે બંને જન એક બીજાને ભેટી છુટાં પડયાં, અને શીરૂઈ થાયેલી ગોઠવણ પ્રમાણે, બજારના ચોકમાં પોતાની સફરની સામગરીની ખરીદી કરવા માટે, સોદાગર બની બજારના ચોકમાં જવા આગમચ, પરવરદેગારની જનાબમાં પોતાનું સર ઝુંકાવી તેની મદદ માગવા લાગી.

## શીરૂઇએ બરજોરના છુટકારાની બાજી પાર પડવાની આશામાં, બરજોર માટે ઘોડા અને હથિયારોની ખરીદી કરવી.

"મિનોઇના માલેક, ઓ પરવરદેગાર,
ગેતીના ખાવિંદ, ફલક રબ્બદાર.
સિદ્હા મારૂં કિસ્મત, કર તું સૂફેદ,
મને બક્ષ મારા દિલની ઉમેદ.
ધરી ખાક પર તુંજ દરગાહે સર,
અરજ એ કરૂં બક્ષ મારો પિસર.

કર મારી તદબીર આબાદ તું,
ફતેહ બક્ષી કરજે દિલશાદ તું."

* * *

બાદબ નિકલી તે ફરવા બઝાર,
ખરીદીને ખાતર પડી તે બહાર.
લિધા ત્રણ ઘોડા, જબરા ચૂનંન્દ,
દોડી શકે જે મીસાલે પવંન.

મલે જેની જોડી બીજી નહી,
સરૂપે સુંદર, દમકી[1] રહી.
બખ્તર, કોલાહ અને તલવાર,
કમંદ 'ને કાંનસ લિધી ધારદાર.
જીન સાથ લીધી મજબુત લગાંમ,
તૂટે નહિ સફરમા, સાબુત ચાંમ.[2]
ભૂલી નહિ લેવા સુંદર રિકાબ,
દિયે જે સફરમા ધરખમ જવાબ.
તિરો-તબર સાથ ખંજર-કટાર,
લિધો એક ગુરજ અતી ભારદાર.
લિધાં કુલ હથિયાર, સંગ્રાંમ સાજ,
ખરીદી કિંધી સહું પિસરને કાજ.
કિધી પુર સિફતથી સૌદાગરી,
પડયો કોઇનેબી શક નહિ જરી.
ખરીદી કરી ગઇ શેહરની બહાર,
ન જાહેર કિધો કોઇનેબી ઇસરાર.[3]
બાદઅ બૂલાવી રામીશગર,
સપુરદ કાંનસ કિધી જીદતર.
વલી આપી મજબુત લાંબી કમંદ,
જોઇને સઘલું થઇ બહુ મગંન.
તૂરત લઇ દોડી તે નાઝનીન,
પલમા પૂગી પેહલવાંને-જમીન.
પડી કએદ કરતો બંદમા વમાસ,
ભરતો નિરાસીના હરએક સાંસ.
જંજીરો ભારી હતી તન ઉપર,
નહીં રાહત તેને હતી પલભર.
પડી રેહતો અંધારમાં બેકરાર,
સહેતો'તો સંકટ, 'ને સિતમ હજાર.
કિધી નહિ જમાનાએ કંઇબી શરમ,
જરાબી ન કીધી, દયા કે રહમ.

* * *

કહ્યું આપી કાંનસ, કમંદ માનથી :
"હવે થા છુટો, આ જીંન્દાંનથી.
હવે તુંજ સુખની પડશે પ્રભાત,
દફા થાશે દુ:ખો, દફા જીવ ઘાત.
સિહા દંન વહીને થાશે સૂફીદ,
ચમકશે નસીબ તુંજ મિસલ ખુરશીદ.
ચલન તુંજ સિતારાની ગઇ છે ફરી,
લેશે તું દુશ્મંન કુલ્લે હરી.
આ કાંનસ લઇ લે, થા હુશિયાર,
એ કાંનસથી તારો થશે છૂટકાર.
બદન પર છે જંજીર બહુ બળદાર,
અજબ છે ખમે તું સહેલથી એ ભાર.
પડી ભારી બેડીછે હાથે પગે,
જખમ કેવા મોટા પડયા જગ-જગે.
હવે એનો ઇલાજ તું જલ્દ કર,
લઇ લે કાંનસ, કમંદ જાૂદતર.
એ કાંનસથી બેડીને જલ્દી તૂં કાપ,
થઇ જાશે છુટો તું આપોઆપ.
પડે રાત જયારે અંધારી ફીલ,
જરાબી ન કરતો નિકલવાની ઢીલ.
રહીશ હું ઉભી મિનારાની પાસ,
નજર મારી રાખીશ, તૂંજ પર ખાસ.
મલીશું આપણ, નજદીક મિનાર,
તૂંને લઇ ત્યાંથી થઇશ હૂં ફરાર.[4]
કરાવશ મીલાપ શીરૂઇ સંગ,
જલે જેનું તૂંજના ફેરાકે[5] અંગ.
ખોટી તે રહેશે, જોતી ત્યાં વાર,
વસ્તીથી દુર જઇ ભાગલ બહાર.
લઇ તેને ત્યાંથી, જશું એકદમ,
વિજ વેગ નિકલી તુરાંન ગમ.
આ જીન્દાંનની જોજે પેહલાં દિવાલ,
તપાસી જોઇ કરજે તૂં ખિયાલ.
એ જીંન્દાંની દિવાલ છે બહુ બૂલંદ,
મે આપી છે તુને મજબુત કમંદ.
ચહડજે તું અવલ દીવાલ ઉપર,
ઉતરજે નીચે કરી ખુબ નજર.
કમંદ છે લાંબી વિના ખાંમની,
ઉતરવા નીચે બહુ કાંમની.

૧ દમકી રહી યાને શોભી રહી. ૨ સાબુત ચાંમ યાને મજબુત ચાંમડાની. ૩ ઇસરાર યાને ભેદ. ૪ ફરાર યાને નાહસી જવું. ૫ ફેરાક યાને જુદાઇ.

સફરનો સામાંન તઇયાર છે,
વલી સાથ જંગનાબી હથિયાર છે.
ઘોડાબી રાખ્યા છે કરવા સફર,
પવન વેગ જઇશું, ના કર ફિકર.
દુર કર બદનથી જંજીર તમામ,
ખૂદા પાર પાડે ધારેલું કાંમ.
હૂં છૂં તારી ખિદમતમાં ત્યાં જરૂર,
જવશ લઇ તૂંને, તારી માદર હજુર.
પડે નહિ કોઇનીબી તુંપર નજર,
થજો તારો રેહબર હવે દાદગર."

બરજોરને તે રાંમીશગરે થોડીક કાંનસોં અને કમંદ જે તે લેઈ આવી હતી, તે તેણીએ બરજોરને આપી, તુરતજ તે પોતાને મકાંને ગઇ, અને બરજોર પોતાના હાથ અને પગોમા ઠોકાયલી ભારી બેડીઓને તે કાંનસો વડે હવે ઘસવામાં મશગુલ થયો, અને અંતે તે દીલાવર પેહલવાંન કાંનસોની મદદથી, પોતાના બદન ઉપરના બંધ, અને પગો માહેલી બેડીને ઘણીક મેહનતે અંતે ઘસી કાહાડી છુટો થયો.

## બરજોરનું બંદીખાંનામાંથી છુટો થઇ બાહર નીકલી પોતાની માદર સાથે, રાંમીશગરને લેઈ નાહસવું.

કનીજના સૂણી આસવંતા વચન,
ખૂશી થાયું બરજોરનું તંન-મંન.
કહી એમ ગઇ ત્યાંથી રામીશગર,
'ને બરજોર લાગી ગયો કાંમપર.
ખૂદાનું જબાંપર ધરી નામને,
દૂવા તેણે દીધી દિલઆરાંમને.
નજર ફેંકી જીન્દાંનની આસપાસ,
નિરાસીને દીલથી કીધી ખલાસ.
ઉલટ 'ને ઉમંગ ખુબ દિલમે ધરી,
ખૂશાલી જીગરમાં રહી ઉભરી.
ધરી હાથ કાંનસ અતી ધારદાર,
ઘસી જોરથી બેડીઓ ભારદાર.
ઘસી ખુબ જંજીર ધરીને ઉલટ,
કિધા તોડી ટુકડા, તેણે તૂરત.
થયો બંદમાંથી છૂટો તમાંમ,
પડયું પાર તેનું મુશ્કીલ કાંમ.
ધરી દીલ આશા અનેક જાતની,
રહ્યો વાટ જોતો, દીલ[1] રાતની.
પડી જ્યારે કાલી સિહા મધરાત,
ખૂશીથી થયું દીલ બરજોર શાદ.
ગગનની ઝલક થાઇ જ્યારે કમી,
ફેલાયો અંધાર ચારો ગમી.
દરોગા[2] 'ને દરબાંન,[3] હતા ખાબમાં,
ચકચુર મદીરા[4] તના આબમાં.
સિપાહો થયલા ફરાંમોશ હતા,
શરાબી બનેલા બેહોશ હતા.
પડેલા અહિં-તહિં દિઠા ચોકીબાંન.
નિશાં પીઇ ચકચૂર ખોઇ મિજાંન.
જોઇ હાલ બરજોરે પકડી ઉલટ,
ઉઠી ગારમાંથી એકદમ ઝટ.
કિધી તેણે જંજીર તનથી અલગ,
ગયો બંદીખાંનાની દિવાલ તક.
ચહડયો તે ત્યાંથી મીનાર ઉપર,
કિધી તેણે ઉપરથી નીચે નજર.
હતું કોઇ હાજર નહિ તે જગે,
એકાંત દીઠું હરએક વગે.
ન સંભલાયો તેને કોઇનો અવાજ,
હતું મધરાતે સમશાંન રાજ.[5]
લટકાવી ફાંસો તદબીરથી,
થયું કાંમ આસાંન તકદીરથી.
કિધી દુર નજર તેણે અંધારમાં,
દિઠું તેણે વેરાંન પુર બહારમાં.
ન માનવ[6] કે દાંનવ[7] દિસ્યું જરી,
હતી શુભ તેને થકી એ ઘડી.

૧ દીલ રાત યાને અંધારી કાલી રાત. ૨ દરોગા (દારોગો) યાને કેદખાંનાનો વડો ઉપરી. ૩ દરબાંન યાને બંદીખાંનાની પાસબાની કરનાર. ૪ મદીરા યાને કેફી શરાબ. ૫ સમશાંન રાજ યાને ચુપકીદીનું રાજ. ૬ માનવ યાને માનસજાત. ૭ દાંનવ યાને રાક્ષસ યા દેવ-દરૂજ.

કમંદ ફેંકી નીચે તદબીર કરી,
ગયો ઉપરથી નિચે ઉતરી.
ઉતરયો તે નીચે જમીનની ઉપર,
ઉતરીને કીધી ચોગમ નજર.
નિરાસિત બનીને થયો ગમગીન,
પડી નહિ નજર પેલી માહેજબીન.[1]
પડયો ખ્યાલમાં તે ખાંમોશ થઇ,
જોતો'તો હરગમ ફરાંમોશ થઇ.
ઉદાસી બની તે થયો ઇન્તેજાર:
"ગઇ કહાં તોડી, કોલો-કરાર?"
પડયો તે અધીરો, ધિરજ ખોઇને,
ખૂશી થાયો અંધારે કોઇ જોઇને.

* * *

## બરજોરને અંધારી રાતે રાંમીશગરનું આવી મલવું, અને પોતાની સાથે શીરૂઇ આગલ તેને એકાંતીમાં લેઈ જવું.

ઉભી આવી સનમુખ રામીશગર,
છૂપાઇ હતી દુર કરતી નજર.
તે ચાતુર ચંચલ શકીલી[2] હતી,
દિઠી દોડતી તે રસીલી હતી.
બદન પર સિહા તેના ચદ્દર હતી,
છૂપાઇ સિહાઇમા સુંદર હતી.
ઉભી આવી હસ્તી, વીજવેગ નાર,
ધરી હાથ બોલી: "ઓ ગમગોસાર.[3]
હવે ચાલ હિંયાંથી; ઉઠાવી કદમ,
અગર ધીલ કરશું, તો ફુટશે ભરમ."
કહી એમ લઇને તૂરત સંગમાં,
મિલાવી દિધો માત સંગ રંગમાં.
મલી માતની ઉર[4] ધડકી રહી,
જૂદઇથી પિડાતી, ફડકી રહી.
જૂદઇના ઝૂડાપે ચશ્મોથી નીર,
રડે માત નવધાર જોઇ પુત વીર.
લગાડી ગલે તે રડી બેસબર:
"આ શું હાલ તારા ઓ મારા પિસર!"
જોઇ માત બરજોર, બોલ્યો હસી:
"ફિકર માત મારી, તું કર ના કસી.
નસીબની કહાંણી, છે બહુ ખરાબ,
ઘડીમા હસાવે, રડાવે સિતાબ.
નહિ જીંદગીભર રહે એકસાંન,
ઘડીમા તરાવે, ડુબાવે જાંણ.
પલકમા ચહડાવે. કિરતી ગગંન,
પલકમાં જીંન્દાંન કરાવે પસંન.
પલકમા દેખાડે અમન 'ને ચમંન,
પલકમા દેખાડે કજાનુ કફન.
પલકમા બક્ષે તખત-તાજને,
પલકમા કરે ખાક તે રાજને.
છે એ નસીબાની એવી ચલંન,
નથી એકસાંન તે રહ્યો કોઇ દંન."

* * *

મલી બંને જન વાત કરતાં હતાં,
નહી ખ્યાલે દુશ્મંન, ડરતાં હતાં.
પિસરનો જોઇ હાલ માદર રડી:
"પિસર તુંજ વન હું બની બાવરી.
નહિં નિંન્દ રાતે, ન દિવસે કરાર,
તપે અંગ અગની, જલે તાર-તાર.
મગર દાદ લીધી યઝદાંને પાક,
મલ્યો મારો મુજને રોશંન-ચેરાગ."
હરખથી માદર ભેટી પડી,
ગલે લાગે બરજોરે આગોશ[5] કરી.
લગાડી ગલે બરજોરે માતને,
જણાવી જંગની કહી વાતને.

* * *

૧ માહેજબીન, પેલી ખુબસુરત રાંમીશગરને માટે એ ઇશારો છે. ૨ શકીલી યાને ખુબસુરત ઓરત. ૩ ગમગોસાર માને ગમખાર દોસ્ત. ૪ ઉર યાને છાતી. ૫ આગોશ યાને બગલગીરી.

## બરજોરે પોતાની માતાને પોતાના જંગની હકીકત કહી સંભલાવી.

બયાં હાલ જંગનું જણાવી કહ્યું:
"સિતમ સાથ સંકટ ઘણું મે સહ્યું.
ગુજારી ઇરાંને મુજપર જફા,
થયો શાહ ખુશરૂ મુજપર કફા.
લડયો સંગરાંમે હું રૂસ્તમ સાથ,
કહું શું માદર તૂંને મારી વાત.
લડી જંગે રૂસ્તમ, કીધો બતંગ,
થયો જેર જાલંમ હારી પીલંગ.
ગુરઝના જરબની અસર થઇ ખરી,
"ખમું રૂસ્તમનું ગયું ઉતરી."
તુસ 'ને ફરીબૂર્ઝ, જંગી જવાંન,
કિધા કએદ પકડી, બેહુ એકસાંન.
મગર રોજ થાયો ખતમ મસ્તીનો,
નમુદ[1] વખ્ત થાયો બરગશ્તીનો.
હતી સંગરાંમે સૂરાખી જમીન,
નસીબ મારૂં બુરૂં બદબખ્ત હીન.
ધુંસી મારો ઘોડો ગયો ગારમાં,
પડયો જીનપરથી હું પલવારમાં.
કમંદમાં જકડી કિધો બંદીવાંન,
મૂસીબત મહારી કરૂં શું બયાંન.
થયો મારો દુશ્મન આ ચર્ખ પીર,
કરી શું શકે બંન્દો, બરજોર વીર."
જોઇ વાત કરતાં માદર-પિસર,
બની બહુ અધીરી રામીશગર.
તુરત દોડી આવી ઊભી સાંમને,
કહ્યું: "શું કરો છો, ધરો કાંમને.
મબાદા પડે દુશ્મંનની નજર,
તો બગડે બનેલું બહુ બદતર."

## શીરૂઇ અને રામીશગરને મરદના વેશ પેહરવા બરજોરે કહ્યું.

બંને માએ-દીકારાંઓનો મીલાપ થવાથી તેઓ બંનેનો હરખ માયો સમાયો જતો નહી હતો. બરજોર પોતાની માતાને પોતાની ઉપર ગુજરેલા હાદેસાની તમામ વીગત, ત્યાંને ત્યાંજ કેહવા અધીરો પડી ગયો, અને શીરૂઈ પોતાના વાહલા બેટાના સંકટોની હકિકત સાંભલવા એટલી તો ઈનતેજાર બની, કે તેઓ રાતની અંધારી, અને બંદીખાનાની દેવાલથી થોડેજ દુર દુશમંનોના નાક આગલજ ઉભાં રેહવામાં સમાયલો સઘલો જોખમ વટીક ભુલી ગયાં. આવો જોખમ ભરેલો મામલો જોઇ, પેલી ભલી રામીશગર તુરતજ તેઓ આગલ દોડી આવી કહેવા લાગી: કે "ખુદાને ખાતર હવે તમારા દુખની વાતો તમે હાલ તુરત પડતી મુકો, આ જગો છોડી જવાની ઉતાવલ કરો, કેમકે જો દુશ્મનની નજર મબાદા આપણી ઉપર પડશે, તો સઘલી મેહનત બરબાદ જશે, અને નવું તુફાંન બરપા થશે.

દીલાવર બરજોર રામીશગરના આ સખુનો સાંભલી હસી પડયો, અને બોલ્યો કે:—

સૂણી વાત બોલ્યો બરજોર હસી:
"હવે શીખ તહારી મુજ દીલ વસી.
જરા વાત સમજો, ધરી દીલ સબર,
પછી ચાલુ આપણ કરીએ સફર.
સફર છે બડી બહુ સંકટ ભરી,
મલે દુશ્મંન તો મુશ્કીલ ખરી.
સજી લો તમો બેહુ મરદાંન વેશ,
છૂપાવો કોલાહર્નાં અંદર કેસ.
છૂપાવો જનાની દબ છબ તમો,
નવો ખેલ શંગાન તક તમ રમો.[2]
છૂપાવો અંગ 'ને છૂપાવો ઘાટ,
છૂપાવી ઝૂલ્ફો, બનો નરજાત.
સજી સાજ થાવો, ઘોડે સવાર.
પવન વેગ ચાલો શંગાંન બાર.[3]

૧ નમુદ થાયો યાને જાહેર થાયો. ૨ શંગાંનમાં તેઓ જઇ પુગે, ત્યાં સુધી મરદાંના વેશમાં બરજોર પોતાની માતા અને રામીશગરને મુસાફરી કરવા સમજાવે છે. ૨ શંગાંન બાર યાને શંગાંન ગામને દરવાજે જઇ પુગ્યે ત્યાં તલક.

### શીરૂઇ અને રામીશગરે મરદાના વેશ બદલી બરજોર સાથ સફર શરૂ કરવી.

સૂણી બાંનુઓ આ નવી તદબીર,
અમલમાં મૂકવા થઇ ગઇ અધીર.
તૂરત લીધો બદલી મરદાંન વેશ,
છૂપાવી સરના કોલાહમે કેસ.
લીધો વેશ તનપર જોઇતો સજી,
ઢબ છબ જનાની સરવે તજી.
તનપર સજાવટ શસ્રો કરી,
બની નાર બંને નરવીર ખરી.
પિઠપર બાંધી તીર 'ને તબર,
કટારી 'ને ખંજર કંમર ઉપર.
દિસે ત્રણ મૂસાફર વેરાંન વંન,
નવા નવજવાંનો હથિયારબંન્ધ.
સૂરત 'ને સીકલ, ખરી દિલહરણ,
નહી નાર નાજુક, મગર પીલતન.
થયાં ત્રણ એકદમ ઘોડે સવાર,
મૂકી પીઠ પાછલ દૂશ્મંન દવાર.
મલી બે બાંનુ, અને એક નર,
બિયાબાંન વનમાં કરતાં સફર.
સફર કીંધી ચાલુ બરજોર સંગ,
ધરી દીલ ઉલટ, હિંમત, ઉમંગ.
દિલે આસ ધારી દિવસ ત્રણ તલક,
અટકિયાં રહામે નહિ એક પલક.
મગર ચોઠે દિવસે પડતાં સવાર,
દિઠું દુર બરજોરે જબરૂં ધૂલાર.[1]

### બરજોરે પોતાની સફર દરમિયાંન, રાહમાં રૂસ્તંમના લશકરની સાંમસાંમે થઇ જવું.

ગીરદથી થાયું સિહા આસમાંન,
સમજ્યો બરજો' કોઇ કારવાંન.[2]
તૂરત તેણે ઘોડાની ખેંચી લગાંમ.
નિરખતો ઉભો, કરી ત્યાં મૂકાંમ.
ધીરેથી ધારી કીંધી નજર,
પડયું તેની નજરે લશકર જબર.
કુચ કરતું લશકર દિઠું બીશિયાર,
દિઠો એક ઝુંન્ડો, અઝદાહ ચિતાર.
હતો સંગમાં રૂસ્તમ નેકનાંમ,
વલી સાથ ગૂરગીન, તૂસ, ગસ્તહાંમ.
ફરિબુર્ઝ, ખરરાદ, નામી સવાર,
વલી સાથ કારન હતો કારઝાર.
હતો સહું સરપર જહાં-પેહલવાંન,
ઝૂકી તેને સઘલા દેતા'તા માંન.
જતા'તા મલી સહું રૂસ્તંમ વતન;[3]
ઇરાદો હતો જઇ કરવું ચમન.

* * *

જોઇ આએ લશકર, જોઇ સવાર,
જોઇ પેલો ઝૂંન્ડો અઝદાહ ચિતાર.
પિછાંની તૂરત રૂસ્તંમની ધજા,
જોઇ દિલથી દલગીર થયો બાબજા.
તૂરત ચેતિયો મનમે હોશરૂ:
"જૂનો વેરી પાછો થયો રૂબરૂ.
લશકર છે સાથે, અને પેહલવાંન,
મને લાગે હિયાં કંઇ થશે રમખાંન.
દિસે છે જંગનો નવો કંઇ બહાર,
મગર સાથ છે બે નિરદોશ નાર.
છૂપાવું કહાં બેહુ જનને જઇ,
નથી રાહ બીજી દિસ્તી કંઇ."
તૂરત કેહી માદર શીરૂઇને ખબર:
"બેશક જમાનો થયો બેકદર.
રખે જાય ફોકટ મેહનત તમાંમ,
રખે જાય બગડી બનાવેલું કાંમ.
દિસે આવતો રૂસ્તંમ પેહલવાંન,
છે સાથ જંગી સવારો મહાંન.
તૂસ અને ગૂરગીન સંગ ગસ્તહંમ,
ફરીબુર્ઝ સાથે બિજા હમદમ.

૧ ધુલાર યાને ધુલનું ધુલાડું. ૨ કારવાંન યાને વેપારીઓની વંજાર. ૩ રૂસ્તમ-વતન યાને સીસતાંન શેહર.

ગેવ સાથ કારન 'ને ગોદરેજીઆંન,
દિસે છે હરોલે લશ્કર મિયાંન.
દિસે છે રૂસ્તંમબી લશ્કર સાથ,
થયો છું બેશક જોઇ નામૂરાદ.
અચાનક મલ્યો વાટમાં એ મલુંન,[1]
મને જોઇ એને ચહડશે ઝનુંન.
અજબ હાલ મારો, આ દારૂંન વન,
સબબ સાથ છે બે નાજુક તન.
બૂરો વખ્ત આવી ઉભો સાંમને,
ધરો બેહુ બાંનુ હવે હાંમને.
અગર દુશ્મંનની પડે હિયાં નજર,
થશે જંગ બેશક હવે બદતર.

### બરજોરે પોતાની માદર અને રાંમીશગર સાથે ઝાડોની ઘટામાં છુપાઇ જવાની તજવીજ કરવી.

બેશક હતું તે દારૂંન વન,
ઝાડો ઝરૂખાંનું પહાડી વતન.
ઘટા ઝાડોની ત્યાં હતી બીશિયાર,
કિધો ત્યાં છૂપાવાનો સહૂંએ વિચાર.
હતી ટેકડી એક ઉંચી ખડી,
નજર બરજોની તે પર પડી.
હતાં ચારો બાજુએ દરખત બૂલંદ,
ઝાડીથી ઘેરાઇ ગયેલાં તદન.
ગયો લઇ બરજોર ત્યાં માતને,
છૂપાઇ ઓથે ઉભાં પાતને.[2]
ગઇ સાથ રાંમીશગરબી ભલી,
મૂરઝાયું મૂખડું, મિસલ ગૂલ કળી.
પિછાંની પલકમાં ધજા રૂસતંમ,
છૂપાયો બરજો, વિના કાંઇ વિલંમ.
ગયાં ત્રણ ઘટા બીચ અંદર છૂપઇ,
ના કંઇ નિશાંણી કોઇને જણઇ.

### બરજોરની ઉપર રૂસ્તંમની દુરથી નજર પડવી, અને પેહલવાંન ગુરગીનને તલાશ કરવા રૂસ્તંમે રવાંના કરવો.

ખૂદાને ખબર શું દઇવત હતાં,
મનમે સમજતાં સલાંમત હતાં.
મગર ખ્યાલે-બરજોર ખોટો હતો,
દુરથી તે રૂસ્તંમ જોતો હતો.
દિઠા ત્રણ છૂપાતા દુરથી સવાર,
જોતાંજ શકમંદ થયો નામદાર.
પડયો વહેમ દીલમાં નવી જાતનો,
એ છે કોઇ જાસુસ બદઝાદનો.
આવ્યા છે જાસુસ ઇરાંનમા,
ફરે છે ભટકતા બિયાબાંનમા.
એ આવ્યા છે જાસુસી કરવા થકી,
જોતાંજ છુપઇ ગયા છે નક્કી.
* * *
તપી થાયો વેહમઇ, રૂસ્તંમ લાલ,
બોલ્યો: "છે જાસુસ, સરકશ[3] રજાલ.[4]
બિયાબાંન અંદર ઘુંમતા ફરે,
નહી જાંનનીબી પરવા કરે.
પડે છે માલમ, બડા બુઝદીલ,
નહાસી છૂપાયા, મિસલ એક ચીલ.
સાંભલ ઓ દાંનેશ, દલેર ગુરગીન,
સિતાબીથી જા સાંમે ઓ નામચીન.
ઉભી ટેકડી છે સાંમે ખડી,
ઘટા ઝાડોની છે ચોમેર ભરી.
ઝાડી, ઝરૂખાં, દિસે ચારોપાસ,
તૂરત દોડી જઇ ત્યાં કર તું તપાસ.
મે જોયા છે ત્રણ ત્યાં ઘોડે સવાર,
છૂપાયા ઘટામે દિસે છળદાર.[5]
ફરી જોજે ઝાડોની ઓથે હશે,
યકીન છે તુંજ હાથ પર તે ફસે.

૧ મલુંન યાને લીયાંનતનો ભરેલો. ૨ ઝાડો અને ઝાડીના પાતડાંને ઓથે તેઓ છુપાઇ ઉભાં હતાં.
૩ સરકશ યાને ફેરાવન મગજના. ૪ રજાલ યાને હલકા. ૫ છળદાર યાને ફીતુરીઓ.

જોઇ મારૂં લશ્કર ગભરઇ ગયા,
બનીને ગાફેલ છુપઇ ગયા.
પિછાંની ઝંન્ડો અઝદાહ-પેકર,[1]
ગયા છે નહાસી છૂપાવાને સર.
મબાદા બલાથી ડરતા હશે,
એ ઝાડો, ઝરૂખાંમે ફરતા હશે.
જા જલ્દ ગુરગીન જઇ કર તલાશ,
મલી તેમને આવ લઇ મારી પાસ."

**બરજોરની આગલ ગુરગીનનું જવું, અને ગુરગીનના તાનાજાની ભરેલા સખુનો સાંભલી, બરજોરે ગુસ્સે થઇ જવાબ દેવો.**

પવન વેગ ગુરગીન થઇને સવાર,
ધરી ખાંધ ઉપર ગૂરઝ ભારદાર.
ગયો તે વીજ વેગ, ઝાડી તરફ,
ન બોલ્યો જબાંથી બીજો હરફ.
જઇ તેણે કીધી ચોગમ નજર,
મગર તેણે દીઠું ના કોઇ બશર.[2]
ઘુંમી વંન ભીત્તર ચલાવી તપાસ,
ઝાડો, ઝરૂખાં ભિત્તર આસપાસ,
દિઠા ત્રણ જવાંનો કરતા વમાસ,[3]
ઉદાસી ચહેરે બની બહુ નિરાસ.
હતો ત્રણમાં એક પીલતંન[4] જવાંન,
નરેશેર જેવો હતો પેહલવાંન.
બદનપર બખ્તર, પીઠપર કમાંન,
વલી તીર-તબર, 'ને ખંજર મિયાંન.
લટકતી હતી ખાંધ ઉપર કમંદ,
કંમરપર સમશીર, સિકલ દિલપસંદ.
બૂલંદ તેની બાજુ, કદાવર બદન,
ફરાખ સીનો 'ને બલવાંન તન.
જોઇ તેને ગુરગીને કીધો પૂકાર:
"અરે શું કરો છો આ જંગલ દવાર.
કરો છો હિયાં શું છૂપાઇને કાંમ,
કહો કોણ છો તમ, શું તમ નાંમ?
શું ભટકો છો જાસૂસી કરવા થકી?
મગર આજ પકડાઇ ગયા છો નક્કી.
આવ્યા છો કહાંથી, જશો તમ કહાં?
હકિકત કહો તમ ખોલી જબાં."

**બરજોરે ગુસ્સે થઇ પેહલવાંન ગુરગીનને જવાબ દીધો.**

સૂણી બેવકુફી ભરેલા વચંન,
રહ્યું કાંપી ગુસ્સાથી બરજો' બદન.
કહ્યું આપી ધીરજ જરા માતને:
"હું તોડું એ બુબખ મરડાટને.
બકે છે જબાંથી બની બેઅદબ,
ભૂલી જઇ વીવેક, ભુલી મજહબ.
શીખવું હું એને જરા વારમાં,
મરે નહી ફરી એવી બુખારમાં."
તૂરત બરજોરે મારી પૂકાર,
કહ્યું: "ઓ મલુંન[5] બેશરમ હલકાર.[6]
ગયો છે ધરઇ શું તું જાંનથી?
બકે બેઅદબ તું વિના ધ્યાંનથી.
મગજ તારૂં બેશક ગયું છે ખસી,
જરા બોલ અવલ અકલને કસી.
બકે તું બકારો બિના કાંમનો,
દિસે છે તું માનસ બેદાંમનો.[7]
કહે નામ તારૂં, 'ને શું ગાંમ છે,
તૂંને મારી સાથે શું કાંમ છે.
સંભાલી કરજે મુજસે જબાંન,
વિવેકી બની કર અદબથી બયાંન.
બડો બેશહુર, બેતમીજ તું બને,
હમુને શું જાસુસ તું હિયાં ગણે?"

*　　*　　*

૧ રૂસ્તમનો ઝુંન્ડો અઝદાહ પેકર ઝુન્ડાને નામે ઓલખાતો હતો, સબબ તે ઝુન્ડા ઉપર અઝદાહનો ચીતાર હતો. ૨ બશર યાને માનસ. ૩ વમાસ યાને વીચારમાં પડેલા. ૪ પીલતન યાને હાથીનાં જેવાં કદાવર બદનનો. ૫ મલુન યાને લ્યાનતનો ભરેલો. ૬ હલકાર યાને ખબરનો લાવનાર. ૭ બેદાંમનો યાને કિમત વગરનો.

## ગુરગીને ગુસ્સે થઇ બરજોરને જવાબ દીધો.

શિકાયત[1] ભરેલી સૂણી બદજબાંન,[2]
ગુરગીન બોલ્યો, ધરી ધુંન તાંન:
"અએ નાદાંન, બુબખ, ફિલ્સુફ સવાર,
મને તું હિસે છે બિલકુલ ગમાર.
અવલ શીકાયત તું પોતે કરે,
બનીને ખિલાફી[3] ગલે તું પડે.
કો'ની તું સાંમે એ બકવા કરે,
સુણે નામ મારૂં તો ફાટી મરે.
ધરી કાંન સાંભલ એ લાજબાંન,[4]
હૂં મોલ્લાદો-ગુરગીન, છું પેહલવાંન.
નથી શું ખબર તુંને ગુરગીન નામ,
ધુંજે જેને નામે પલીદો તમામ.
ડરે મુજ તીરથી પિલંગો 'ને શેર,
કિધા છે કમંદથી દેવોને જેર.
આ સમશીરે ચિરયું છે ધરતી જીગર,
ગૂરજથી તોડયાં છે પહાડોના સર.
શાબાસ એ ફિલ્સુફ, તારો વિવેક,
કરે બદજબાંની દુરથી અનેક.
અએ ફિલ્સુફ અજબ તારાં આ ફએલ છે,
મને તું હિસે કોઇ બૂરો છેલ છે.
અએ નાદાંન, જાહેલ, બુબખ જવાંન,
એ બેહરા તું સાંભલ ખોલીને કાંન.
અગર હોય ચાહતાં જીવની જો આસ,
મુજ સાથ ચાલો રૂસ્તમની પાસ."

## બરજોર અને ગુરગીનનું જંગ. બરજોરના હાથ ઉપર ગુરગીનનું કેદ પડવું.

પેહલવાંન ગુરગીનની લાફબાજી સાંભલી, દીલાવર બરજોર પોતાના મનમાં હસવા લાગ્યો, અને તેની લા-જબાંનીની કાંઈબી દરકાર કીધી નહી. પણ બરજોરની એવી બેદરકારીનો ગુરગીને જુદોજ લાભ લેવા માંડયો, અને જેમ જેમ પેહલવાંન બરજોર, ગુરગીનની ફસાહતભરેલી લાફ સમજી મુગો રહ્યો, તેમ તેમ ગુરગીન પોતાની રાબેતાની રીત પ્રમાણે, બદજબાંની પુર જોશથી ચાલુ રાખવા લાગ્યો. પણ બરજોરની ધીરજનો અંતે છેડો આવ્યો, અને આ ઇરાંની પેહલવાંનને તેની જબાંનદરાજીનો સવાદ કેવી રીતે ચખાડી તેની સુધ્ધી ઠેકાંણે લાવવી, તેના નક્કી સેવટ ઉપર આવી, સીહની ગરજના જેવો એક પુકાર કરી તે બોલ્યો, અને તે પુકાર સાંભલતાંજ ગુરગીનની હોશ ફરાંમોશ થઈ જવા લાગી!

"અએ ગુરગીન, ગુરગીન! એ લાફમાર![5]
હબે તારી વાતોથી નાકેસ નાર.[6]
ગુરગીન, ગુરગીન! એ નામચીન!
નથી તારી જોડી આ પરદે-જમીન.[7]
મગર સાંભલી લે એ નામચીન!
કરૂં આજ તુંને દોખમે-નશીન.[8]
સાંભલ એ ગુરગીન, એ નામચીન!
બજાઉ હૂં મારી ફર્ઝે-અઇન!
અગર જો હું મારૂં તૂંને જાંનથી,
ઇરાંનીઓ ચાહશે તૂંને માંનથી.
નહી તેથી મારૂં તૂંને જીનહાર,
મગર આજ તારો કરૂં હું શિકાર.
જવા દેઉ ન હરગેજ તૂંને આજ હું,
ભૂલાવું તૂંને તારી પતરાજ હું.
અએ બાહોશ, બહાદુર અને પુરવીન,*
હિસે અકલે તું બિલકુલ હીન!

૧ શીકાયત યાને ગાલગલોચ કરવી. ૨ બદજબાંન યાને ખરાબ શબદો. ૩ ખીલાફી યાને ગલીચ ભાશા બોલનાર. ૪ લાજબાંન યાને બદજબાંન કરનાર. ૫ લાફમાર યાને ગપ મારનાર. ૬ નાકેસ નાર યાને નીરબલ ઓરતો. ૭ પરદે-જમીન યાને દુનિયાની ધરતી ઉપર. ૮ વહી ગયેલા જમાનાના તે કાળમાં ઇરાંનીઓને મરણ બાદ કેવી રીતે દફનાવતા હતા, તે શાઅેરે ચોકસ જણાવ્યું નથી.

* આ દાસ્તાંનના અસલ લખનાર પ્રમાણે અતરે આ નઝમ રચવામાં આવી છે. મગર અસલ લખનારે કરેલી એક વિચિત્ર ભુલ જે મને લાગે છે, તે એ કે બરજોરે જંગના મયેદાનમાં ગુરગીન સાથે અગાઉ જંગ કરેલું હોવા છતાં, (જુવો સફે ૫૧-૫૨) આ વખતે ગુરગીન બરજોરને કેમ ઓલખી શકયો નહી? (કરતા).

અરજોરના હાથ પર ગુરગીનનું કેદ પકડાવું.

"તુરત કાઢી અરજોરે ફેંકી કમંદ,
જકડી લિધો ગુરગીન આફંદ.
ઉતાર્યો ઘોડે ઉપરથી દલીર,
પકડીને ગુરગીન કીધો અસીર."

(જુઓ પાનું ૧૦૧.)

અજબ કેમ પેહલવાં તૂં બન્યો હશે?
કાં તારી માદરે જન્યો હશે?
જની તુંને જગપર કીધો સિતંમ,
બહેતર થતે તું ન લેતે જનંમ.
નરેશેર બોલે ન એવા સુખંન,
મને તું દિસે છે બડો અહેરેમંન!
અએ મરદુદ સાંભલ હવે મારી વાત,
અગર મોતથી જો બને મારી ઘાત.
પડું આ જમીનપર કજાને વસ,
ના ઘસડી શકે મને ગુરગીન દસ.
તો જીવતો મને કેમ લઇ જઇ શકે,
વડઇના સૂખંન કેમ તું બકબકે?"
કહી એમ બરજોરે ખેંચી કમાંન,
ચહડાવી તીર, 'ને ટાંકી નિશાંન.
છૂટો તીર એકદમ છોડી કમાંન,
લાગ્યો તે ઘોડાને છાતી દરમ્યાંન.

ભડકીને ઘોડાએ કીધું તૂફાંન,
પડયો તે જમીનપર કરી ખેંચ–તાન.
ઉડી હોશ ગુરગીનની તનથી તમાંમ,
છૂટી હાથમાંથી, તૂટી લગાંમ.
પડયો તે જમીનપર, ખોઇ રીકાબ,
નસીબે કિધું તેનુ ખાંનુખરાબ.
તૂરત કાહડી બરજોરે ફેંકી કમંદ,
જકડી લિધો ગૂરગીન લાફ્જન.
ઉતરયો ઘોડા ઉપરથી દલીર,
પકડીને ગુરગીન, કીધો અસીર.
તૂરત કાહડી સમશીરને એકદમ,
'ને ચાહ્યું કરે સર તેનુ કલમ.
જોઇ આ સિતમનો નવો હિસાબ,
ગુરગીનનો ઘોડો થાયો બેતાબ.
જખમના દરદથી જમીનપર પડી,
રહ્યો'તો તૂફાંની બની તરફડી.

નહાંઠો તે લઇને જીન 'ને લગાંમ,
દોડયો તે રૂસ્તંમના લશ્કર મૂકાંમ.

* * *

## ગુરગીનના ઘોડાને ખાલી જીન સાથ આવેલો જોઇ રૂસ્તમે જવારેહને મોકલવો.

જ્યારે ગુરગીનનો ઘોડો, પોતાના માલેકની આવી બુરી હાલત્ત જોઈ ગભરાટમાં પડયો, અને તીરના જખમથી થતાં દરદથી ગભરાટમાં પડી, ઇરાંની લશ્કર જ્યાં છાવણી નાખી પડયું હતું, ત્યાં તે દોડયો. રૂસ્તમે ગુરગીનના ઘોડાને ખાલી જીન સાથ, લોહીથી ભરેલો આવતો જોઇ, પોતાના મનમાં માની લીધું, કે વલી કાંઈ નવો બનાવ બન્યો છે. રૂસ્તમે તુરતજ પોતાના ભાઈ જવારેહ તરફ જોઇ તેને કહ્યું કે:— "ગુરગીનનો ઘોડો જખમી થઈ, હાલહવાલ હાલતમાં ખાલી પીઠે આવ્યો છે, અને ગુરગીનનું શું થયું, તેની કાંઈ ખબર પડતી નથી. ગુરગીનને ખાતર મારો જીવ ઘણોજ દલગીર થયો છે, વાસ્તે ઓ ભાઈ, તું સાંમેની ટેકડી તરફ જઈ તપાસ કર, કે એ શું બનાવ બનવા પાંમ્યો છે, અને ગુરગીનનું શું થયું છે." પોતાના પેહલવાંન ભાઇ રૂસ્તમના હુકમને અનુસરી જવારેહ તે ટેકડી તરફ તુરતજ જવા નિકલ્યો.

## બરજોર આગલ જવારેહનું જવું.

જવારેહ તૂરત થાઇ ઘોડે સવાર,
વિજ વેગ દોડયો તે નામદાર.
પૂગ્યો તે પલકમાં પહાડી જગે,
તપાસી જોતો ઉભો તે વગે.

ઉભેલો ત્યાં એક દીઠો સવાર,
રૂઆબે આલા, નુરી નામદાર.
જીવતો તે મિસલે નરીમાંન હતો,
બિજો જાણે રૂસ્તંમ પેહલવાંન હતો.

કદાવર કદનો હતો બખ્તવર,
હતાં બાંધ ઉપર તીર 'ને તબર.
કમર પર સમશીર લટકતી હતી,
નજર તેની ચોમેર ફડકતી હતી.
બેશક તે સુરવીર મુમકીન હતો,
કદમ પાસ તેના ગુરગીન હતો.
જકડઇ કમંદે જમીનની ઉપર,
પડેલો હતો થાઇ જીરોજબર.
હતી તેની હાલત બિલકુલ ખરાબ,
બેજાલત ચેહરે હતી બેહિસાબ.
સિંહ સમ જવારેહે કીધો પૂકાર:
"અએ મર્દ-જંગી, કમઅંદેશ સવાર.
મને કેહ તહારૂં શું નાંમ છે,
આ વંનમાં તહારૂં શું કાંમ છે.
આ શખ્સે કિધું શું તહારૂં ખરાબ,
કર એને મારે હવાલે સિતાબ.
નથી શું તૂંને રૂસ્તંમની ખબર?
ધ્રૂજે જેથી શેરો 'ને વંનના બબર.
તે માલીકે સિસ્તાંન 'ને જાબુલ તમામ,
નથી જાણતો શું તું તેનુ નામ?
અગર ચાહતો હોય કાંઇ દીલની મૂરાદ,
તો બેશક તે કરશે તૂંને દીલશાદ.
અરજ હું કરશ તેની આગલ જરૂર,
કરાવશ તૂંને માફ તારી કસુર."

### બરજોરે જવારેહને જવાબ દીધો.

જવારેહને મોહડે સુણી એ સૂખન,
બરજોર બોલ્યો ખોલી વદન:
"અએ તું અકલમંદ, જરા ધર ધિયાન,
કરે કેમ ધાંધલ બની તું અજાણ.
જરા ખોલી આંખો જો મારી ગમ,
પછી લે પિછાંની, છું કોણ ઇસમ.
કહે શું મને તું પિછાંને નહી?
સૂરત મારી જોઇ તું જાણે નહી?
અજબ છે મને જાણતો તું નહી,
શું મયેદાંને જંગમાં હતો હું નહી.
હતો જંગે મયદાંનમાં તું જ્યાર,
લડયો તારી સાથે હતો હું ત્યાર.
હવે કેમ નજર તુંજની ગઇ ફરી,
સિકલ મારી જો તું પાછી જરી.
જખમ મુજ તીરનો જરા યાદ કર,
કિધો જેર તુંને કેવો જબર.
રૂસ્તંમ! રૂસ્તંમ જબાંથી કરે,
બન્હો શું રૂસ્તંમથી કંઇ ડરે?
રૂસ્તંમ! રૂસ્તંમ બકી તું રહ્યો,
શું તાંબાની દેહનો તે છે થયો.
નથી જોરમાં તે મિસલ અલબરૂઝ,
કિધો જેર બરજોરે મારી ગરૂઝ.[1]
રચી તેણે તદબીર મયદાંનમા,
છૂટી તે ગયો છે આસાંનમા.
ગયો છે છટકી મક્કર કરી,
ઉડાવે ધજા તે મજાહમા પડી.
મગર આજ એને હું છોડું નહી,
ઉમેદ મુજ દીલની હું તોડું નહી.
હવે મારી સામે તે આવ્યો ફરી,
ચખાડું મજાહ મુજ બળની ખરી."

* * *

જુની આએ વાતો કાંને સૂણી,
જવારેહ જોતો રહ્યો તે ગૂણી.
ધારી 'ને ધારી 'ને ટીકી ચશમ,
નિરખી રહ્યો તે બરજોર ગમ.
અંતે પિછાંની સિકલ યાદગાર,
હતો વીર બરજોર તે નામદાર.
તાજુબ થયો જોઇ વેરાંનમાં,
હતો એ પડેલો જીન્દાંનમાં.
છૂટો શેર ફન્દો કરી કંઇ અજબ,
બેશક થયો છે બૂરો એ ગજબ.
તુરત ફેરવી તેણે લીધી લગાંમ,
ગયો વીજ વેગે રૂસ્તંમ મૂકાંમ.

* * *

૧ ગરઝ યાને ગુરઝ.

### બરજોરને ઓલખતાંજ જવારેહ રૂસ્તમ તરફ પાછો નીકલી ગયો.

જ્યારે દીલાવર બરજોરે જવારેહને જંગના મયેદાંનની અંદર બનેલા બનાવની યાદ આપી તેને તાણો મારયો, અને પોતાના તીરથી થયેલા જખમની વિગત તેને જણાવી, તેની યાદદાસ્ત તાજી કીધી, ત્યારે તે જંગી પેહલવાંનનુ જુનું દુ:ખ, ફરીથી તાજું થયું. હવે તેણે બરજોરને ઓલખ્યો, અને ઓલખતાંજ તેની સાથે, તે અદબ અને વિવેકથી વાતો કરવા લાગ્યો, અને થોડીક પુછપરછ કરી, પોતાના ઘોડાની લગાંમ તેણે એકદમ પાછી ફેરવી, રૂસ્તમ તરફ આ નવી ગજબનાક ખબર આપવા તે નીકલી ગયો.

રૂસ્તમે પોતાના ભાઇ જવારેહને પ્યાસ્તીથી ફિકકો પડી ગયેલો જોતાંજ, તેને સવાલ કીધો:

"શું છે? શું છે? બિરાદર ખબર,
દિસે જર્દ ચેહરો, નજરમા ફિકર.
દિસે તારૂં દલગીર રોશંન રવાંન,
સમાચાર જે હોય, તે કર બયાંન."

### જવારેહે રૂસ્તમને જવાબ દીધો.

ફિકરમંદ જવારેહે દીધો જવાબ:
"કહું શું વખત આવી ઉભો ખરાબ.
નવો રંગ દેખાડે છે આસમાંન,
નહાઠો છૂટીને છે બંદિવાંન.
હતો કએદ બરજોર જીન્દાંનમાં,
પડયો બહાર પાછો મયદાંનમાં.
બદન પર હતી ભારી જંજીર તમાંમ,
કિધા તોડી ટૂકડા, અજબ કીધું કાંમ.
ગજબ છે, સિતમ છે, એ ચર્ખ–પીર,
નિકલ્યો છૂટી કેદથી તે દલીર.
છે સાથ સંગમા બે પેહલવાંન,
દિસે છે ઉંમરે પુર નવજવાંન.
સિકલમા છે સોહિલ,[1] મગર તાબમાં,
સજી સાજ,[2] બખ્તર, રૂબાબમાં.
અજબ છે છૂટો કેમ જીન્દાંનથી,
તૂટી કેમ જંજીર એ મસ્તાંનથી!
ધ્રુરકતો ઉભો છે દિવાંનો પિલંગ,[3]
ચાહે છે કરવા નવું એક જંગ.
પડયો કએદ ગુરગીન છે બંન્દમાં,
જકડઇ ગયો છે, કમંદ ફંન્દમાં."

* * *

### જેહાં પેહલવાંન રૂસ્તંમનુ બરજોર પાસે જવું, અને રાંમીશગરને જોતાંજ પીછાંનવી.

સૂણી હાલ રૂસ્તમ થાયો બેબાક,
ધ્રૂજી કોફથી તે થયો દર્દનાક.
કરી ગમ બોલ્યો: "અરે રૂસ્તમ,
હવે બખ્તમાં છે, નવો આ જૂલમ.
છૂટો બંદથી કેમ હશે દેવજાદ,
કિધો કોઇ દગલબાજે નાશાદ શાદ.
દરોગા[4] 'ને દરબાંન હતા કે નહી,
છૂટી કેમ કએદી આવ્યો અહીં.
થયો છે બેશક હવે વખ્ત–કમ,"[5]
નસિબમાં દિસે છે રંજો–અલમ.
હતી શું ફરાંમર્જની નહી નજર,
ગયો કેમ નહાસી એ બદગોહર.
નવું જંગ બરપા થશે આ જગે,
ફતેહ થાશે કોંની ખૂદા કહી શકે.
થવાનું હશે શું ખૂદાને ખબર,
રખે થાય મયેદાંન મ્હારી કબર.
બૂરો છે આ દૂશ્મંન ખડો સર ઉપર,
બળમાં છે પુરો, કાળો કહર[6].
સજા થઇ મને છે, આ આસ્માંનથી,
જૂલંમ છે, અલંમ છે ઇન્સાંનથી."

* * ●

૧ સોહીલ યાને સોહીલ સિતારા જેવા ખુબસુરત. ૨ સજી સાજ યાને લડાઇના હથિયારો બદન ઉપર સજેલાં. ૩ દિવાંનો પિલંગ યાને ઘેલો હાથી મીસાલ. ૪ દરોગા યાને બંદીખાંનાનો રખેવાલ. ૫ વખ્ત–કમ યાને ખરાબ વખત. ૬ કહર યાને ઝેહર.

જોઇ હાલે રૂસ્તમ લશ્કર તમામ,
લડવા કિનામે ધરી દીલે હાંમ.
પૂકારે પૂકારી કિધો શોરને,
કિનામે લડી મારો અરજોરને.
કહ્યું રૂસ્તંમે જોઇ લશ્કર હાંમ:
"અએ મરદાંને મરદો બહાદર તમાંમ.
નજરથી જૂવો તમ નવાં કાંમને,
જૂનો દૂશ્મંન છે ઉભો સાંમને.
લડો તમ દલીરો દિલોજાંનથી,
જીતી દુશ્મંનને, જીવો માંનથી.
નાહાંમ[1] નથી એ ઇરાંની રસંમ,
અગર ઢીલ કરશો તો પૂગશે શરંમ."

જ્યારે રૂસ્તમના લશ્કરે પોતાના સિપાહસાલારને મોહડેથી આવા ઉલટ ભરેલા સખુનો સાંભલ્યા, ત્યારે તમામ પેહલવાંનો, તેમજ તમામ લશ્કરે આ નવાં કાંમમા પોતાની હમશરીકી આપવા ખુશીથી જાહેર કીધું, અને અરજોર ઉપર વેર લેવા દરેક જને એકસંપીથી છેવટ સુધી લડવાની પોતાની ખુશી જણાવી, તેમજ રૂસ્તમના સુખન ઉપર પોતાનો જાંન નીસાર કરવા સરવે જનો તૈયાર થયા.

પોતાના લશ્કરની આવી રીતની જાનફેસાંની જોઇ નામદાર રૂસ્તંમ પોતાના 'રક્ષ' ઘોડા ઉપર સવાર થઈ, તેજ વખતે અરજોર જ્યાં પડાવ નાખી પડયો હતો, તે ટેકડી તરફ પવન ઝડપે નિકલી ગયો, અને સેહજ વારમા ત્યાં જઈ પુગ્યો.

ત્યાં જઈ પુગતાંજ રૂસ્તંમ તે ટેકડી આગલ આવેલી ઝાડોની ઘટા અંદર અરજોરને શોધવા લાગ્યો.

ઘટા ગીચ્ચ ચોમેર છાંઇ હતી,
અજબ ત્યાં કૂદરત ખૂદાઇ હતી,
બૂલંદ દરખતો ત્યાં હતાં ઠારઠાર,
ઝરૂખાં 'ને ઝાડી હતાં બીશિયાર.
પુગ્યો રૂસ્તંમ ત્યાં જઇ શોધમાં,
ચહડેલો હતો તે અતી ક્રોધમાં.
નિરખતો ગયો ટેકડીને કિનાર,
તનથી 'ને મનથી હતો બેકરાર.
પડી શોધતાં રૂસ્તંમની નજર,
પિછાંની જોતાં સુરત હમસર.[2]
પોલાદી બખ્તર હતું તેને તન,
સજેલાં શસ્ત્રો હતાં મન પસંન.
દિઠો તેણે અરજોર ઘોડે સવાર,
પડોસે ઉભેલી દિઠી બે નાર.
અજબ શાંન–સોકત, કાતીલ હસીંન,[3]
બૂનિયાદે આલા, અતી ખૂબતરીંન.[4]
જોઇ સાથમા એવી બે સુંદરી,
ઉભેલી ખિદમતમા ત્યાં ખડી.
હશે કહાંથી આવી, એ બે મસ્તનાજ,
ધરી શું હશે દીલ અરજોરે દાજ.
પડેલો દિઠો ત્યાં ગુરગીન જમીન,
પડી કએદ બંધાયલો નામચીન.
કિધી બંને બાંનુઓ ઉપર નજર,
પિછાની તૂરત તેણે રામીશગર.
પૂકારી બોલ્યો હવે રૂસ્તંમ:
"અરે ઓ ગૂન્હાગાર! ઓ બેશરંમ!
બની બેવફા આએ કીધું કરંમ,
કિધો કએદી છૂટો તુએ કસ્કૂનંમ.
મલી દુશ્મંન સંગ ગઇ નાબકાર,
કહે કએદથી કેમ નિકલ્યો બહાર.
ફરાંમર્ઝ કેહતો'તો કરવા કતલ,
મગર તેની માની નહી મે અકલ.
કહે આ બિજી કોણ છે નાજનીન,
ઉભી તારી સાથે બની ગમગીન."

૧ નાહાંમ યાને હિંમત વગરના. ૨ હમસર યાને હરીફ. ૩ હસીંન યાને ખુબસુરત.
૪ ખુબતરીન યાને ખુબસુરત નાજનીન.

## રામીશગરે રૂસ્તમને જવાબ દીધો.

તપેલો અતી જોઇને તેહમતંન,
પરીચેહર બોલી અદબથી સૂખંન:
"રેહા તારૂં તેહમતંન રોશંન રવાંન,
જીવો તું ખૂશીમા સદા આ જેહાંન.
જે બાંનુ છે મુજ સાથ બીજી હસીન,
બની છે જોઇ તૂંને ગમગીન.
એ માદર છે બરજોની રશ્કેકમર,
જલી ખાક થઇ છે ફેરાકે-પિસર.[1]
છૂટો છે બરજોર તકદીરથી,
રચી યૂક્તી માદરે તદબીરથી."

## બરજોરે રૂસ્તમને જવાબ દીધો.

તપી લાલ થયેલો જોઇ રૂસ્તંમ,
બરજોરે આગલ ભરયાં કદંમ.
બોલ્યો દુરથી તે સર્ફરાજ:
"જરા થા ધીરો ઓ પાજી મિજાજ.
કદાવર કદના, ઓ પુર બલદાર,
કરે કાં તું બાંનુઓસે તકરાર?
અગર તુંને કરવી છે જો લડાઇ,
તો છોડી દે તારી એ સઘલી બડાઇ.
જીકર બાંનુઓ સંગ છે નારવા
સૂખન સખ્ત બોલી અને રૂસવા.
નહી કાંમ મરદોને એ છાજતું,
કરે બાંનુઓ સાથ પતરાજ તું?
તૂં આવ્યો હિયાં લડવા બરજોર સાથ,
ભિડે કાં બાંનુઓ સાથે તૂં બાથ.
રિજાલાઓની છે એ રસમ,
નારોની[2] રાખે ના કંઇ શરમ.
ગભરાવે નારોને મારી પૂકાર,
કરે બદજબાંની[3] બની ચકતેદાર.[4]
જબાં કર ખાંમોશ! કર તું લેહાજ,[5]
નથી પેહલવાંનો'નો એ રેવાજ.
કરે કાં બાંનુસે તકરાર તું,
દિસે છે મને કોઇ ગંવાર તું.
કહે કેમ તારો હવે હાથ છે!
ગૂરઝનો જરબ શું હજી યાદ છે!
કિંધી તુંજ બખ્તે તૂંને યાવરી,
ગયો નાહસી જંગથી બહાંનુ કરી.
તૂં આવ્યો છે પાછો બાંધી કંમર,
ફરીથી ન છુટે, સમજ ખુબતર.
વિધું તારી છાતી, કરૂં તંગ હાલ,
લહુથી કરૂં હું જમીન ખાક લાલ."

## રૂસ્તમે બરજોરને જવાબ દીધો.

તપી કોફે રૂસ્તંમ થયો બેકરાર,
કફા થઇ કીધો, વીર પર પૂકાર:
"જરા કર ખાંમોશ, જબાં તારી ઠાંમ,
બકે કાં સમજ વન બુરા કલાંમ.
ભલે હોય જંગમે તું બખ્તગીર,
ભલે હોય અકલમે દાંનેશ પીર.
મગર તેવા દાંનેશ કંઇએક સવાર,
મારી મે દુનિયાને દીધો કરાર.
ખરી વાત બોલ્યો એ તૂરકી દલીર,
ફૂલી જાય કેમ તું બનીને અધીર.
હતો જંગનો તે દિવસ યાદગીર,
નસીબો તહારો હતો દસ્તગીર.
નહી તો તહારો ગરઝ શું બિસાદ,
ફૂલી જઇ નાહક કરે બકવાદ.
અગર મુજ કોફે નહી તું ડરે,
'ને નહાસી તૂં દુનિયામે ફરતો ફરે.

૧ ફેરાકે-પીસર, યાને દીકરાની જુદાઈમાં ૨ નારોની યાને સ્ત્રીઓની. ૩ બદજબાંની યાને ગલીચ બાશા. ૪ ચકતેદાર યાને મોઝાવાલો માનસ. ૫ લેહાજ, યાને લાજ યા શરમ રાખ.

અગર તું છૂપાયે જીહુંન[1] ભિત્તર,
તો પૂઠ તારી પકડું ત્યાં બેખતર.
છૂપાઇ તું બેસે કુલઝુમ[2] ભિત્તર,
યા છૂપાય ધરતીનું ફાડી જીગર.
ત્યાંથીબી કહાડું ઘસડી બહાર,
રવાંના કરૂં તુને દોજખ દવાર.
બની તારો જલ્લાદ, કરૂં હું નિકાલ,
કરૂં તુંજ લહુથી જીહુંન રંગે લાલ.

સમજતો અગર હોય ખુદને પિલંગ,
મગર એક પલમાં કરૂં તુંને તંગ."

## બરજોર અને રૂસ્તમ વચે જાગેલું નવું જંગ.

એવા બાહદુરીના સખુંના બોલી રૂસ્તમે તેજ વખત પોતાના ઘોડાને ખુલ્લાં મયેદાંનમાં છપલાવ્યા, અને એક સિંહના માફક પુકાર કરી, બરજોરને મયેદાંનમાં આવવા બુલંદ અવાજે જણાવ્યું. તેજ વખતે દીલાવર બરજોરે, પોતાનો તેજી ઘોડો મયેદાંનમાં દપતાવ્યો, અને બંને જન વચ્ચે નેજાની લડાઈ ચાલુ થઈ, અને બંને જન એક બીજા ઉપર નેજા વડે સખત જખમો કરવા લાગ્યા.

જ્યારે નેજાની નાકો એવી રીતે હુમલો કીધાથી બુઠ્ઠી થઈ ગઈ, ત્યારે બંને પેહલવાંનો થાકી જવાને લીધે, એક બીજાથી છુટા પડી આસાએસ લેવા દુર જઈ ઉભા.

આસાએસ લીધા પછી, બંને પેહલવાંનો નવેસરથી નવી લડાઇ કરવા મયેદાંને જંગમે પાછા બાહાર પરયા. એ વખતે બંને જન ઘોડે સવાર થઇ ગુરઝ ઉઠાવી મયેદાંનમાં આવ્યા, અને પોતાના ભારી ગુરઝ વડે ખુંખાર લડાઈ બંને જનોએ પાછી ચાલુ કીધી.

ગીરદની ઘટા થાઇ રંગે સિહા,
નજર થાઇ આંખી તનમન તબાહા.
જોઇ જંગ લશ્કર ઇરાંનનુ,
ધૂજે હર ખુણું ચોગાંનનુ.
જરબના ગજબથી જમીંન ગઇ ધસી,
હવા થાઇ આજેજ બની બેકસી.
મગર નહીં આજેજ કોઇબી થયું,
તરસથી તપી મુખ સુકઇ ગયું.
હતો એક પીલ સમ,[3] બિજો શેરગીર,[4]
તરસિયા લહુના થયા બેહુ અધીર.
કહ્યું રૂસ્તમે: "ઓ તૂરકી જવાંન,
ખૂદા તુને રાખે સદા શાદમાંન.
સાંભલ ઓ જંગી મહારા સૂખંન,
મે જોયૂં છે તુરાંન 'ને ઇરાંન વતન.
મે જોઇ છે દુનિયા, બિયાબાંન વંન,
મે મારી કિધા ડાર કુલ અહેરેમંન.
કિધું જેર જીતી માઝીનદરાંન,
મે દીધાં કંઇકોને ત્યાં જીવદાંન.
મે કીધાં જિતી હફ્તખાંનો ફના,
ફના મે કિધા મસ્ત દેવો ઘણા.
થયો દેવ સૂફેદ કતલ મારે હાથ,
મે દૂનિયાને જીતી આપી રહાત.
અએ પીલતન કહું શું તૂને મારી વાત,
કહેતાં એ કિસ્સો વહે દીન-રાત.
હૂં લડયો છું જંગમાં ઘણાકોની સાથ,
કંઇએક દલીરો મૂવા મારે હાથ.
હતો આજ તક હું એ ધ્યાંનમા,
નથી કોઇ રૂસ્તંમ સમ જહાંનમા.
મગર ગણતરી મે ખોટી ગણી,
નથી વાંઝણી દૂનિયાં કંઇ બની.
નિકલ્યું મગર એક બેમુલ નંગ,
જમાનાનો બદલાયો બિલ્કુલ રંગ.
તૂંજ સમ બદન બળ અને જોરવર,
નથી આજ તક મે દિઠો કોઇ નર.
મૂજ ઔલાદનોબી હતો નહિ પિસર,
હોય જેણે બાંધી તૂંજ સમ કંમર.

૧ જીહુન ભીત્તર, યાને ઇરાંનની ઉત્તર તરફની સરહદ ઉપર આવેલી નદી, જે 'ઑકસસ' નદીને નામે આજના વખતમાં જણાયલી છે. ૨ કુલઝુમનો દરીઆવ, હાલના જમાનામા રાતા સમુદરને નામે ઓલખાતો દરીઆવ. ૩ પીલ સમ યાને હાથી જેવો. ૪ શેરગીર યાને વાઘને પકડનાર.

બદન મારૂં પરસેવે ગરકાવ છે,
બખ્તરે પરસેવ છરકાવ છે.
રખશ મારો થાકી થયો બહુ મંદ,
આ જંગલબી ગરમીને થાયું શરણ.
તૂંનેબી શરીરે ચહડી થાક છે,
જંગ જોઇ જિગર માતનું ચાક છે.
બેહતર હવે જલ્દ જા તેની પાસ,
હકિકત જંગની કહે તેને ખાસ.
ધીરેથી સમજાવી કહેજે સૂખંન,
બને નહી હરગેજ તે દિલ-શિકન.
હૂં જોઉછૂં તૂંનેબી ચહડી થાક છે,
આ વેરાંન તપેલું મિસલ આગ છે.
અગર જંગ જયાદા હવે જો કરે,
તો બેશક હલાકી દિમાગે ચહડે.
ધરી ધીર જઇને તૂં આરાંમ કર,
જઇ માત પાસે તૂં મૂકાંમ કર.
કેહજે જંગની હકિકત તમાંમ,
મબાદા તે રોકે તૂને સંગરાંમ.
દેશે તે તુંને શિખામણ ભલી,
ખિલે તુંજ અંદર અકલની કળી.
ખાઇ લે ખાંનુ, પીઇ લે શરાબ,
મિટે થાક જંગની, ટળે રંજો-તાબ.
પછી લડશું આપણ બંને ફરી,
જોઇશું નસીબાની અશ્વેગરી.[1]
કહેજે તું તેણીને જે કંઇ થયું,
થવાનું હવે છે, તે બાકી રહ્યું.
અગર હાથ મારે તું નહિ મરે,
મગર મુજ કમંદ, તુંને કએદી કરે.
ન મારૂં હું હરગેજ, તુંને જાંનથી,
ફરી કએદ રાખું તૂંને માંનથી.
કરૂ કએદ દૂનિયાથી છુપો અલગ,
ન છોડવી શકે કોઇ કયામત તલક."

## બરજોરે રૂસ્તમને જવાબ દીધો.

રૂસ્તમ જ્યારે આવા બેઅંદાજ સખુનો બરજોરને સંભલાવી રેહ્યો, ત્યારે અંતે બરજોરે તેને જવાબ દીધો.

સૂણી વાત લીધી, સૂખંન ખુબ ચુની,
સૂખંન રૂસ્તંમના દલીરે સૂણી.
સૂણી બોલ્યો તે દલીર નેકનાંમ:
"ખૂશી છું સૂણી તુંજ શીરીન-કલાંમ.
તપાસી લિધો તારો હુંનર તમાંમ,
સમજ્યો કિધું શું, હશે તુંએ કાંમ.
મૂવા કોઇ જે જે હશે તારે હાથ,
દગાથીજ કીધા હશે તેં મહાત.
ફરેબ 'ને ફિતુર તું રમી બસ રહ્યો,
જનમ શું દગા 'ને ફિતુરમાં ગયો.
સાંભલ એ બહાદુર, જંગી દલેર,
તૂં બે વાર લડયો ધરી દીલ કહેર.
મગર જૂવે બાજી બગડેલી જ્યાર,
તું છટકે છે તદબીર કરીને ત્યાર.
મૂરખ તેં બનાવ્યો મને એકવાર,
હવે બાંધે બાજી બિજીપર મદાર.
સમજ ના મને તું મુરખ એટલો,
મગર છું હું દુરબીન તું જેટલો.
લંબાવી વાતોને કહાડે વખત,
કે આવે ફરાંમર્ઝ ત્યાં આકેબત.
મગર હોય ચાહતું જો તહારૂં જિગર,
રજા છે મહારી, પાછો તૂં ફર.
ફરી જ્યારે લડવાનો આવે વિચાર,
આવજે તું પાછો બિજી કોઇ વાર.
જઇ અનજુમનને કરજે ખબર,
કે કેવો છે બરજો'નો જંગે હૂંન્નર.
પિલંગોની ગરદનમે જંજીર પડે,
ભટકતાં ત્યારેજ કોલાંહ ફરે.
જ્યે જ્યારે સુરજ બિલ્કુલ ગગન,
સિતારાઓ ચમકે થઇને મગન.
ફિકર ના હવે કર દિલમે જરી,
નિકલે તૂં લડવાને જ્યારે ફરી.
કરશ એવી રીતે રવાંના તને,
ભૂલી જાય તું જંગના નામને.
ગૂરઝથી ફરી તારી ગરદન તુટે,
ચડસ તારો ત્યારેજ જંગનો છૂટે."

---

૧ નસીબાની અશ્વેગરી યાને નસીબના નખરાં.

## રૂસ્તમનુ લડાઇથી ફારેગ થઇ પાછું ફરવું, અને ઇરાંની પેહલવાંનો આગલ બરજોર વીશે વિચારો જણાવવા.

બરજોરને મોહડેથી આવા સખુનો સાંભલી, રૂસ્તમનુ દીલ ઘણુજ આજુરદે થયું, અને આંખોમા પાણી લાવી, પોતાના લશ્કર તરફ જવા રક્ષની લગાંમ તેણે એકદમ ફેરવી, અને તુરતજ તે પોતાના લશ્કરને જઈ મલ્યો.

રૂસ્તમને એવી પરેશાંન હાલતમાં પાછો ફરેલો જોઇ, સઘલા ઈરાંની પેહલવાંનો તેની આસ-પાસ ફરી વલી, તેના ખેરઆફીઅત પુછવા લાગ્યા. રૂસ્તમ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી પોતાના તંબુમા ગયો, અને ત્યાં જઈ નિરાસાનો એક ઉંડો દમ ભરી તે ગમગીન થઇ પડયો.

બીજા હાથ ઉપર બરજોર પણ જંગના મયદાંનમાથી બેચેન બની પોતાની માદર શીરૂઈ પાસ આવી પુગ્યો, અને જંગ દરમિયાંન બનેલા બનાવોની સઘલી હકિકત, અને પોતાની દીલાવરીનુ બયાંન, તેણીની આગલ તેણે લંબાણથી વિસ્તારીને કહ્યું.

### બરજોરે પોતાની માદર શીરૂઇને લડાઇની હકિકત જણાવી.

"હકિકત જંગની કહું માત શું,
દૂખી છું ખરેખર, કહું વાત શું.
ખરેખર મહારો છે વખ્ત-કમ,[1]
લડે છે બિજી વખ્ત હવે રૂસ્તંમ.
ફરી આવી ઉભા કસીને કંમર;
થશે કેવું સેવટ, ખૂદાને ખબર.
લડયો મારી સાથે તે પાજી મિજાજ,
મગર પાછી તેણે કિધી ફુરતાજ.
છટકવા થકી તેણે બદલી વલણ,
બોલ્યો ફરેબી તે એવા સૂખન:
"અગર આવે મૂજ સાથ જો તું ઇરાંન,
બને તું ઇરાંનનો પેહલવાંન.
ખૂશી થાશે જોઇ તુંને ખુશરૂ,
થશે તારી બેઠક શાહ રૂબરૂ.
નહીં પાર રેહશે કંઇ માંનનો,
થશે તું અફસર[2] ઇરાંનનો.
બકી એવું સમજાવે કંઇ કંઇ મને,
મગર મારી બેશક કબર એ ખણે.
મનાવટ એ સઘલી નાકાંમ છે,
ખૂદા જાણે એનો શું અંજામ છે.
મગર માત મારી ના કર ફિકર,
ધરી ધીર ખૂદાપર કર તું સબર."

### રૂસ્તંમે પોતાના પેહલવાંનો આગલ બરજોર વીશે વિચાર જણાવવા.

જ્યારે સુરજ અસ્ત પાંમ્યો, અને રાતનો વખત થયો, ત્યારે રૂસ્તમે ખાંનાની એક મીજલસ બનાવવાંનો હુકંમ કીધો, અને તે ખાંના ઉપર તમામ લશ્કરના સઘલા આગેવાંન પેહલવાંનો, સરદારો, તેમજ સપેહસાલારોને હાજર રેહવા માટે ઇજન કીધાં. ખાંના ઉપર જ્યારે સઘલા પેહલવાંનો અને સાલારો સાથે બેઠા, ત્યારે રૂસ્તમ, બરજોર માટે પોતાના વિચારો તે મેહફીલ રૂબરૂ જાહેર કરવા લાગ્યો.

નહાંની જબાંથી મોટા સૂખંન,
રૂસ્તંમ કરી નહિ શકયો સહન.
દૂખી થઇ દીલથી થાયો નિરાસ,
ફરયો તે પાછો આતશ-મિજાસ.
ખાંનાની મહેફીલ મોટી ભરી,
થયા ત્યાં હાજર કુલ લશ્કરી.
તજી કેફ દીલનો, અને જોશે-ખંગ,[3]
જાહેર કિધો ત્યાં મજમૂને-જંગ.[4]

---

૧ વખ્ત-કમ યાને ખરાબ વખત. ૨ અફસર યાને લશ્કર અને પેહલવાંનોનો સરદાર.
૩ જોશે-ખંગ યાને વેરનો જુસ્સો. ૪ મજમુને-જંગ યાને જંગનો સાર.

રૂંધાતી છાતી, 'ને ગુંગલાતો દમ,
દિઠો સહું કોઇએ જિગર માહે ગમ.
તોબી તે બોલ્યો, ધરી દીલ હાંમ:
“કહું શું તમુને, સૂણો નેકનાંમ.
એવું હું હરગેજ જાણતો'તો નહી,
છે એવોબા જંગી, દુનિયા મહીં.
કદમાં છે બુલંદ એ નામદાર,
ગરજીને મારે સિંહ સમ બરાડ.
ધરી હાથ ગુરજ કરે એવું કાંમ,
મિસલ જાણે બીજો નરીમાંન-સાંમ.
એ આવશે આ મયદાંને સાંમે અહીં,
એવું હું હરગેજ, જાણતો'તો નહીં.
એ કાબેલનો કાબેલ છે સમશીરગર,
છે જોરમા જબરો જાણે બબર.
એ હિંમતમે આલા, છે બખ્તવર,
નથી કોઇ ઇરાંનમે એવો નર.
એ તુરકી છે જાતે હું માંનતો નહી,
એવું હું હરગેજ જાણતો નહી.
હું લડીયો છું જઇને માઝીનદરાંન,
મે લીધા છે દેવો પલીદોના જાંન.
છે ઊમરમા નાંહનો, મગર જોરવર,
રખે બખ્ત મારૂં કરે બદતર.
એ કો'નો છે બેટો પિછાંનતો નહી,
એ આવ્યો છે કહાંથી હું જાંણતો નહી.
મે કસીને જોયો તો એ હીર છે,
મે લડીને જોયો તો એ વીર છે.
એ તોડીને નાહઠો જંજીર છે,
અકલમા સબળ, 'ને પુરો પીર છે.
એ તૂરકી હોય એમ હું માનતો નહી,
એવું હું હરગેજ જાણતો નહી.”

## બરજોર જીંન્દાંનમાંથી નાહસી ગયો છે, એ ખબર જણાવવા રૂસ્તંમ આગલ ફ્રાંમર્ઝનુ આવી પુગવું.

એવી રીતના વિચારો નામદાર રૂસ્તંમ, પોતાના પેહલવાંનો આગલ બરજોરને માટે જણાવતો હતો. તેવામાં તલાયાઓએ આવીને ખબર આપી, કે સીસ્તાંન તરફથી એક ધુલાડું ઉડતું દેખાય છે. રૂસ્તંમે તે તલાયાઓને બારીક ખબર કાહડવાનો હુકમ કીધો, અને થોડીક વારમાં તલાયાઓએ આવીને એવી ખબર આપી, કે નામનો ઉઠાવનાર ફ્રાંમર્ઝ પવન વેગે દોડતો એક મોહટાં લશ્કર સાથ આ તરફ આવતો દેખાય છે. આ ખબર મલ્યાને ઘણો વખત થયો નહી, તેટલામાં દીલાવર ફ્રાંમર્ઝ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પાંકપીયાદો રૂસ્તમની આગલ આવી નમન કરી, પોતાનું માથું નમાવી ઉભો, અને ફ્રાંમર્ઝ કાંઈ બોલવા જતો હતો, તેટલાં રૂસ્તંમ ગુસ્સે થઈ પુકાર્યો:

“કમઅંદેશ, અકલહિન, ઓ પેહલવાંન,
ના બોલ, ના બોલ, બંધ કર જબાંન.
કહ્યું'તું મે રેહવા તુંને હુશીઆર,
થયો કેવો તુંથી જો આ બિગાડ.
કરી કએદ બરજોર જીંન્દાંનમા,
પડયો એશ કરવા તું સિસ્તાંનમા.
ગુન્હાગાર તું છે અને અંજુમંન,
કિધો કેવો બરપા તૂફાંની પવંન.
કિધી નહિ કએદીની દરકાર કંઇ,
છૂટી કએદમાંથી આવ્યો અહિં.
કરવા તું આવ્યો હિયાં શું ઇલાજ,
શું આવ્યો પકડવા બરજોર આજ.
નથી કાંઇ તુંને શરમ ઓ ગંવાર,
પકડવા તું લાવ્યો હજાર એક સવાર.
બહેતર કે લેતે નહી તું જનમ,
જવાંનીને નહિ પોહચતે આ શરમ.”

## ફ્રાંમર્ઝે જવાબ દીધો.

ફ્રાંમર્ઝે પોતાના બાપને એવી રીતે પોતાની ઉપર ગુસ્સાથી તપી ગયેલો જોઈ, પોતે નમનતાઈથી નમીને જવાબ દીધો.

“સરતાજ, સરફરાજ, પેદર મેહેરબાંન,
પિસર તારો નાચીજ઼ છે અન્દેશાંન.
સજાને હું લાએક ગુન્હાગાર છું,
હૂકમનો હું તારા પરસ્તાર છું.
કહું શું હકીકત બરજોરની,
અજબ છે તદબીર એ સરજોરની.
કરી ફંન્દ છૂટો, એ જીન્દાંનથી,
ફિતૂરી બડો છે એ શયતાંનથી.
મલી છે ખબર એવી ખુબ પાયદાર,
તૂરાંનથી આવી હતી એક નાર.
કરવા જવાહીરનો રૂઝગાર,
આવી હતી આ તરફ નાબકાર.
કિધું તેને બહેરાંમને ઘર મકાંન,
જવાહેર હતું પાસ કિમતી મહાંન.
રચી તેણીએ કાંઇ બાજી હશે,
કનીજને કિંધી કાંઇ રાજી હશે.
એ પાજીને રાજી બાજી કરી,
બલાગત મુજ સર તાજી કરી.
અજબ છે કએદી નિકલ્યો બહાર,
દિવાલ તો ઉંચી હતી બીશિયાર.
પગોપર જંજીર જાડી હતી,
જમીન માહે મેખોથી ગાડી હતી.
તૂટે તેવી બેડી ન હરગીજ઼ હતી,
દરોગા, સિપાહોની તજવીજ઼ હતી.
ગજબ છે અજબ એ છૂટો કેદથી,
થયો છું હું તાજુબ એ ભેદથી.
બેહરાંમને મે કીધો કએદ છે,
માલમ પડે કે એ શું ભેદ છે.

અગર હોય એવો તહારો હૂકમ,
ગુન્હાગારનું સર કરાવું કલમ.”

## ફરાંમર્ઝની કસુર માટે રૂસ્તમે તેને ચાબુકનો માર મારવો, અને પેહલવાંન ગેવનુ વચે પડવું.

ફરાંમર્ઝને મોહડેથી કએદખાંનામાંથી બરજોરના નાહસી જવાના બાબમાં આવો લંબાણ ખુલાસો સાંભલી, રૂસ્તમ ગુસ્સાથી તપી જઈ, પુકાર કરી બોલ્યો.

“બસ કર, બસ કર, બો બેશહુર,
વધુ બોલી ના કર જીઆદા કસુર.
બલા મારી ઉપર તુંથી પડી,
ઉભી મારી સાંમે કજાની ઘડી.
કિધો તુંએ મુજપર એ અંજાંમ છે,
મૂવો મારે મનથી, તું નાકાંમ છે.
છૂટી કએદમાથી ઉભો સાંમને,
કરશે એ નાબુદ મુજ નાંમને.
તૂંને મર્દ ગણવો છે નારવા,
છે બરજોર તુંથી બેહતર સવા.
બસ કર તહારા બેહુંધા કલાંમ,
બકે તું સૂખન બેઅદબ, બેલગાંમ.”
તપી લાલ કોકે ખોઇ મિજાજ,
ધરી હાથ ચાબુક, ઉઠયો સરફરાજ.
કિધો માર ચાબુકનો જોરથી,
અટકયો નહીં કોઇના શોરથી.
ઝપેટી ઝંપાઝપ ચાબુક માર,
ફરાંમર્ઝ સેહતો ઉભો નામદાર.
જોઇ ફરાંમર્ઝનો તંગ હાલ,
પડયો ગેવ વચ્ચે, કિધો સવાલ:
“સબર કર તહેમતન, ગર્દનફરાજ઼,
ધરી ધીર ખાંમોશ કર તું મિજાજ.
કરે કાંમ એ શું વિના કંઇ વિચાર,
બનીને દાંનેશ, કરે તું બિગાડ.
ખરેખર સરપર છે વખ્ત-કમ,[1]
તપી લાલ કોકે ના થા ગરમ.
હવે વખ્ત આવી ઉભો જંગનો,
ગૂરઝ, તીર, સમશીરનો રંગનો.

૧ વખ્ત-કમ યાને ખરાબ વખત.

હવે તો મલી સાથ કરિયે વિચાર,
બરજોરનો કેમ કરવો શિકાર.
અગર કએદ બરજોરને નહિ કરે,
તો લિયાંનત ઇરાંનીઓ પર પડે!
કરો કએદ કએદી નહિં એકદમ,
તો લાજમ ઇરાંનીઓને છે શરમ."

## રૂસ્તમે બરજોરને માટે પકવાંન મોકલવું, અને ગુરગીને તેમાં ઝેર નાખવું!

બરજોરને બાબમા હવે કેવી રીતે કાંમ લેવું, તે વિશે રૂસ્તંમની છાંવણીમાં સરવે પેહલવાંનો સાથે બેસી યોજના ઘડવા માટે અરસ પરસ વાતો કરવા લાગ્યા. બરજોરને કએદ પકડવા માટે કોઈ પેહલવાંને સુચના કીધી કે, તેના ઉપર એકદમ સઘલાઓએ અચાનક તુટી પડી, તેને પકડી લેવો; અને કોઇ બીજા સરદારે સુચવ્યું કે મધરાતને સમે, તે જ્યારે સુતેલો હોય, ત્યારે શબેખુંન કરવાની યોજના રચવી. પણ તેટલાંમા ઇરાંની પેહલવાંન ગુરગીન[1] બોલી ઉઠયો કે:

મલી પેહલવાંનો 'ને સાલાર સાથ,
કરે સહું હંસી છૂપછાપ વાત.
એકાએક બોલી ઉઠયો ગુરગીન:
"સૂણો તમ મહારા સૂખંન કમતરીન.
નથી કોઇ તમ પાસ એનો ઇલાજ,
કરો કાં બકવા બની સર્ફરાજ.
અરે કાં કરો ઢીલ તમો નામચીંન,
રખે થાય બદનાંમ ઇરાંન જમીંન.
અગર જે કહું તે તમે નહિં કરો,
બેશક થશે હિયાં સહુંનો મરો.
એ[2] બેઠો હશે ત્યાં મલી ખેદમા,
વિના અંન્ન પાંણી કંઇ પેટમા.
નથી અંન્ન પાસે કે પાણી જરા,
નથી હિયાં પહાડોમે કંઇબી ઝરા.
વિના પાણી પ્યાસે તવલતાં હશે,
અંન્ન વંન ભખ્યાં કકલતાં હશે.
પૂલાવ 'ને બિરીઆંન, મેંઢાંનુ ગોશ,
કહો કે પકાવે આવીને જોશ.
મુરગની ટાંગ, 'ને બેદાંની ડાલ,
તિત્તરની ગરદંનનો નક્રીજ માલ.
એ સરવેમાં નાખો કાતિલ ઝેર,
એકજ નવાલે વલશે વેર.
રવાંના કરાવો તે પકવાંન ખાસ,
જોતાંજ દુર થાય ભૂખનો તરાસ.
રકીબો 'ને બરજોર ખાતાંને વાર,
બને તેજ વખ્તે અજલના શિકાર."

* * *

ગુરગીનની એવી સૂણી તદબીર,
સિપાહ 'ને સાલાર બન્યા અધીર.
રૂસ્તંમે[3] તુરત કીધો હુકમ:
"પકાવે પકવાંન બેશક ઉત્તમ.
પકાવીને લાવે, મહારી હજુર,
તપાસું હું પોતે, ના હોય કસુર."

* * *

હૂકમ રૂસ્તંમનો સૂણતાંને વાર,
પકવાંન સુંદર કીધાં તૈયાર.

---

૧ અસલ હેકાએત લખનારની હિયાં મોટી ભુલ થાયલી જણાય છે. ગુરગીન હિયાં કેમ આવી શકે? કેમકે તેને બરજોરે કમંદના જકડી કએદ રાખ્યો હતો, એમ તે આગલ જણાવી ગયો છે (ધ ન. પટેલ.)

૨ એ ઇશારો બરજોરને માટે છે.

૩ ખોરાકમાં ઝેર મેલવવાની હિકમત, અને તે ઝેર ભેલેલો ખોરાક પોતાનાં હરીફ દુશ્મનને ખવડાવી, તેનો જીવ લેવાની નીચ યુકતી, રૂસ્તમ જેવો જોરાવર પેહલવાંન કદીબી કરેજ નહી. એ રૂસ્તમ જેવા એક જહાં પેહલવાંનની ગીબતભરી નાલેસી કીધા બરાબર છે. ફીરદોસીએ, જે શખ્સની બાહાદુરી અને જેના મહાભારત કાંમોના જબજા વખાણો કરી. આખાખા શાહનામા અંદર, તેને અંમર બનાવી દીધો છે, તે શખ્સ પોતાના હરીફ દુશમનને ઝેર ખવડાવી મારી નાખે, એ ઘડીભરબી માની શકાય તેવી વાત નથી. એ રૂસ્તમ જેવા શખસની એક ગીબતભરી નાલેસી કીધા બરાબર છે. આ અસલ દાસ્તાંન લખનારે રૂસ્તમની અજીત કિરતીને કલંક લગાડવાના હેતુથી, આ નીચ બોહતાંન, જાણી-બુજી રૂસ્તમને ગળે ઠોક્યું છે, જે આ અદના લખનારને નામંજુર કીધા વગર ચાલતું નથી. (ધ. ન. પટેલ.)

ભરી થાલ ખચખચ પકવાંનથી,
પમરતી કિધી તે તેજાંનથી.[1]
મુકી લાવી રૂસ્તમની રૂબરૂ,
જોઇ રૂસ્તંમ તે થયો સૂર્ખરૂ.
હતી હાથ પર એક અંગુશતરી,
અજાએબ હતી તેની કારીગરી.
ભરેલું હતું ઝેર કાતીલ ભિત્તર,
હતી તેની બેહદ બુરી અસર.
કાહડી તૂરત તેણે અંગુશતરી,
રાખી'તી જેમા અકસીર ભરી.
દબાવી કળ 'ને ખોલી લગાર,
લિધું ઝેર કાહડી પાંપણ ભાર.[2]
ભભરાવી પકવાંનો ઉપર જરી,
ખબર કોઇને નહિ તેની પડી.
બાદઅઝ કહ્યું એમ બૂલાવી નફર:
"મશક એક નિર્મળ પાણીની ભર.
લઇ જા તું પાણી 'ને પકવાંન સાથ,
પોંહચાડ બરજોરને જઇ હાથોહાથ.
દુવા મારી બરજોરને તું કહી,
આ પકવાંન 'ને પાંણી પ્હોંચાર જઇ.
કહેજે આ વન છે વેરાંન તમાંમ,
નથી હિયાં શીકારનુ કાંઇ નાંમ.
કપટ, વેરને તમ હવે દુર કરો,
આ પકવાંન, પાંણી મંજુર કરો.
વળી સંગમાં છે બે નેક ઝન,[3]
આ પકવાંનો બંનેને પડશે પસંન.
થશે રાહત મંનને, 'ને તનને આરાંમ,
નવું કાંઇ સૂઝશે મૂબારક કાંમ."
સૂણી રૂસ્તંમનો આવો હુકંમ,
લઇ થાળ દોડયા, નફર એકદમ.

## પીરાંનના બેટા રૂઇનનું બરજોર આગલ અચબુચ આવી લાગવું, અને ઝેરવાલો ખોરાક ખાતાં બરજોરને અટકાવવો.

એવી રીતે રૂસ્તંમના હુકમથી બે લશ્કરીઓએ તે પકવાંનની થાળ, અને પીવાનાં પાણીથી ભરેલી મશક બરજોરની આગલ લઈ જઈ, રૂસ્તમને નામે તેની આગલ મુકી, અને તેની રજા લઈ તેઓ ત્યાંથી પાછા ફરયા.

બરજોર, તેમજ તેની માદર શીરૂઈ અને પેલી રાંમીશગર, આ ગરમમા ગરમ મઘમઘતા ખાંણાની થાળ જોઈ, તેની બનાવટને તપાસતાં હતાં, અને ત્રણે જન તે ખોરાકને ઈનસાફ આપવાની મતલબથી, ખાંણાનો બીસતરો બિછાવતાં હતાં, તેવાંમા એક મસ્ત મોહટાં કદના ગોરખરને, લોહી લોહાંન થાયલી હાલતમાં બરજોરે નાહસ્તું દુરથી જોયું.

બરજોરે આ ગોરખરની છાતી અને ગરદનમા જુદી જુદી જગ્યાએ કેટલાક તીરો ભોકાઈ ગયલા જોયા, જેથી તેણે માની લીધું કે, કોઈ શેકારીઓના હાથમાથી, તે ગોરખર છટકી જઇ નાહસ્તું ફરતું હતું.

એવા વિચારમા દીલાવર બરજોર હતો, તેવામા સાંમી બાજુ તરફથી એક કદાવર કદનો ઘોડે સવાર, પોતાની પાછલ એક મોહટી જેવી શેકારી રસાલાની ઘોડે સવાર ટોલી સાથ, ઘણીજ ઝડપથી આવતો બરજોરને દેખાયો.

બરજોર તે સવારોને આવતો જોઈ, તુરતજ પોતાના ઘોડા ઉપર સવાર થઈ પોતાની કમંદને ખાંધે લટકાવી, પેલાં જખમી થાયલાં ગોરખરની પછવાડે પોતાના ઘોડાને દોડાવ્યો, અને સેહજ વારમા. તે જખમી ગોરખરને પોતાની કમંદના ફાંસામા તેના ચારે પગો જકડી લઈ, પોતાની માદર શીરૂઈ આગલ તેને ઘસડતો લાવ્યો.

૧ તેજાંનથી યાને તેજાનાવાલા મસાલાથી. ૨ પાંપણ ભાર યાને આંખના તોપચાં ઉપરના એક બાલનાં વજન જેટલું. ૩ ઝન યાને ઓરત.

પેલો શીકારી સવાર કે ત્યાંજ ઉભો હતો તેણે બરઝોરને જોતાંજ તુરતજ ઓલખ્યો, અને તેજ વખત, તે પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી, બરઝોરને માન આપવા લાગ્યો. તે સવાર કોઈજ નહી, પણ તુરાંનના પાદશાહ અફરાસીઆબના વડા વજીર પીરાંનનો દીકરો પેહલવાંન રુઈન હતો. રુઈને બરઝોરને જોતાંજ ઓલખ્યો, અને તેના પાસે ઉતાવલે કદમે જઈ બરઝોરનો હાથ પોતાના હાથમા પકડી બોલ્યો:

"કરૂં છું ખૂદાના હજારો શુકર,
મલ્યો આએ વનમે તું નામેવર.
જમાનો તું જપર થયો બેરહમ,
સૂરાબી જર્મીને કીધો જૂલમ.
સૂણી હાલ તારો ખોઇ બેશો-તાબ,
વિલાપી રહ્યો શાહ અફરાસીઆબ.
પડ્યો કએદમાં તું, સૂણી એ ખબર,
ધડકી રહ્યું તેનું નિસદિન જીગર.
નજરમા તેની હતો તું નગીન,
તુંજ વન જીગર તેનું છે છિન્નભિન્ન.
ઉમેદ તેની તુંજ પર હજારો હતી,
તુંજ વન થઇ તેની દુરબળ ગતી.
પડેલો હતો તું તો જીન્દાંનમા,
મગર તું તો છે આ બિચાબાંનમા.
કહે ઓ દલીર તારો શું હાલ છે,
સિતારાની કેવી કહે ચાલ છે.
અએ બહાદુર બરઝોર, પીલતન દલેર,
રહો તુંજ ઉપર ખૂદાની મેહેર.
કેમ છે જમાનાની તુંજસે ચલંન,
આ વેરાંન વન કાં કિધું તેં પસંદ.
એક રોજ તુરાંન આવી ખબર,
કતલ કીધું રૂસ્તંમે બરઝોર સર.
મગર જોઇ જીવતો તૂંને આએ વન,
ખૂશીથી ફુલી રહ્યું મારૂં તન.
હકિકત કહે જે બની હોય ખરી,
મૂસીબત શું શું તું પર પડી.
કેમ તારો દુશ્મંન રૂસવા થયો,
આ વન માહે તું કેમ આવી રહ્યો.
કિધી એવી શું તૂંએ તદબીર ઓ વીર,
થયો કોણ જીન્દાંનમે દસ્તગીર.
છે જીન્દાંને-રૂસ્તમ દોજખ સમાંન,
છૂટે નહિ પડેલો કોઇ ઇન્સાંન.
છે જીવતું એ દોજખ, જહાંનમ-ગાર,
મૂવેલો ભલો તે દૂનિયા દવાર.
હિસે બખ્ત તારૂં મિસલે બહાર,
કિધું કએદખાંનુ તૂંએ ગુલઝાર."

બરઝોરે તુરાંની રુઇનને જવાબ દીધો.

"ફતેહમંદ, ફીરોઝગર પેહલવાંન,
ખદા થાયો જીન્દાંનમે મેહરબાંન.
નથી જાણતો શું તું આએ વાત,
પનાહ હોય ખૂદાની તો દુશ્મંન મહાત.
નથી શું તૂંને વાત એવી ખબર,
કે મેહરે ખૂદાવંદ છે નિરઉત્તર[1].
મેહર હોય તેની તો દુશ્મંન ખાક,
મેહર હોય તેની તો નહી કાંઇ બાક.[2]
મેહર હોય તેની તો બખ્તે-બલંદ,[3]
મેહર હોય તેની તો તખ્તે-ઝરીન[4].
અગર હોય ખૂદાનો એવો હુકંમ,
કરી શું શકે બરઝોને રૂસ્તંમ.
મદદગાર હોય જેનો યઝદાંન-પાક,
કરે કેમ તેને બન્દો-હલાક."

એ પછી બંને જણો વચે અરસપરસ વાતચીત થવા લાગી, અને અંતે બરઝોરે રૂઈનને ઘોડા ઉપરથી નીચે ઉતરી, પોતાની સાથે ખાંનુ લેવાની ફરમાસ કીધી. રૂઈને બરઝોરના સખું-

---

૧ નિરઉત્તર, યાને બયાંન થઇ નહી શકે એવું. ૨ નહી કાંઇ બાક યાને કાંઇબી ધાસ્તી નહી.
૩ બખ્તે-બલંદ યાને બુલંદ નસીબ ૪ તખ્તે-ઝરીન યાને સોનેરી તખત.

નને માન આપી ઘોડા ઉપરથી નીચે ઉતરયો, અને બરજોરે રૂસ્તંમના બંદીખાંનામા પોતા ઉપર ગુજરેલી મુસીબતની તમામ હકીકત તેને જણાવી, અને પેલી ઈરાંની રામાશગર, અને માદર શીરૂઈએ રચેલી તમામ તદબીરની વિગત વીસ્તારી તેને કેહી, જે સાંભલી તુરકી રૂઇન ઘણોજ ખુશી થઇ ગયો. તમામ હકિકત પુરી થતાંજ, બરજોરે માદર શીરૂઈને કહ્યું કે:

"હવે અએ માદરેમંન પાકઝાદ,
ખૂદા લાવે બર તુંજ દિલની મૂરાદ.
કહાં પેલું નાદર પકવાંન છે,
અગર લાવે હિયાં તો એહસાંન છે.
હું લાવ્યો જે ગુરખર, પકડી શિકાર,
કર તેનું ભુંજન ભુંજી તૈયાર.
હ્યાં કાંટા 'ને કચરાનુ બિસ્તર છે,
હ્યાં ચકમક 'ને હથિયાર હાજર છે.
તું આતશ રોશન હવે જલ્દ કર,
ભૂંજી નાખ તે પર તું ગુરખર."
* * *
તૂરત ઉઠી માદર શીરૂઇ શ્યાંન,[1]
હાજર કિધું લાવીને પકવાંન.
પૂલાવ 'ને બિરીઆંન, મેંઢાંનુ ગોશ,
તિત્તરની ગર્દન કીધેલી રોસ.
બેહાંની અરહી, 'ને મોટા કબાબ,
છાંટેલો સહું પર સુંદર ગૂલાબ.
જોઇને તે રૂઇન થાયો અજબ,
બેશક આ પકવાંન દીસે ગજબ.
જોતાંજ રૂઇને કીધો સવાલ:
"આ પકવાંન બેશક છે બેમિસાલ.
આ વંનમા છે મલવું, એ ખાંણું મહાલ,[2]
પકાવ્યું એ કોણે, કોં'નો છે માલ?
એ ખાંણામા દીસે મને કંઇ ભરમ,
હું ખાવું ન હરગેજ ખૂદાના કસંમ."

## બરજોરે રૂઇનને ખુલાસો કીધો.

બરજોરે તૂરત બોલી જબાંન:
"હકિકત સાંભલ રફીક દીલજાંન.
જતાં'તાં હમો આએ રસ્તે વતંન,
મલ્યું એ રાહમાં હમુને વધંન.
મલ્યો સાંમે રૂસ્તંમ સાંમેસવાર,
લડયા હમ બંને, આ મયદાંન બાર.
મગર થાકી તે હિયાંથી પાછો ગયો,
'ને હું એકલો આ જગાએ રહ્યો.
તૂરત જઇ રૂસ્તંમે કીધો હુકંમ,
લઇ જાય પકવાંન, ગરમાગરમ.
દયા હમ હાલત ઉપર કરી,
મોકલ્યું પકવાંન, થાળ આ ભરી.
આવ્યા એ પકવાંન લઇને નફેર,
ગયા તેઓ હમણાજ આપી ખબર.
મગર તેટલાં હિયાં તહારાં કદમ,
જોઇ ખુશ થયો છું, ભૂલી દિલ ગમ.
મગર તું છે હયરત, એ શું સબબ,
જરા કેહે જણાવી મને મતલબ."

## રૂઇને બરજોરને પકવાંનો વીશે ખુલાસો કીધો.

સૂણતાંજ બોલ્યો રૂઇન પેહલવાંન:
"સાંભલ બરજોર, આપીને ધ્યાંન.
બેશક તું ઉંમરે નાદાંન છે,
કહાં તું 'ને રૂસ્તંમ પેહલવાંન છે.
બેશક તું છે, બડો જોરવર,
મગર તું ફિતુરથી છે બેખબર.
મને છે બેશક જબરો વેહેમ,
આ પકવાંન અંદર છે કાંઇ નેમ.
ન પડશે ખબર કમ થાઇ અજલ,
ન શકશે કોઇનીબી પોહચી અકલ.
એ પકવાંન બેશક છે ખુબતર,
મગર મોતથીબી દિસે બદતર.

[1] શ્યાંન યાને-ડાહપણવાલી. [2] મહાલ યાને મુશ્કીલ.

કજાથી ભરેલું એ આઝાર છે,
એ પકવાંનથી મોત લાચાર છે.
તફડશે એ ખાતાંજ તારૂં રવાંન,
નિકલશે બદનમાથી છોડી મકાંન.
ન પડશે ખબર કેમ થાઇ કજા,
ન પૂગશે પેગંબર, પીરની નિગાહ!
જેહાંનને ખબર નહિ પડશે ભરમ,
ભરમની હસ્તી થાશે બરહમ."

* * *

સૂણી હાલ બરજોર તાજુબ થયો,
બનીને ગાફેલ જોતો રહ્યો.
બોલ્યો કરી મનમાહે વિચાર:
"શું પકવાંનો એવાં છે નાશકાર?
એ આવ્યાં છે ધારી હમારી કજા,
મગર નહિ હતી તેને રબની રજા.
કિધો રૂસ્તંમે માર્ગ આ અખતિયાર,
કરે જીંદગીનુ ગુલશન ઉજાર.
ચહડી કેમ દિમાગે ખૂંનની ખૂંમાર,
ગયો ભુલી તૂખ્મે સાંમેસવાર.
ગજબ છે, સિતમ છે ઓ પરવરદેગાર,
ભૂલે તારો બંન્દો રૂઝે-શુમાર.[1]
મગર તારી રેહમત છે બેકિનાર,
રફીક મુજ રૂઇન થયો ગમગૂસાર."
બોલ્યો તે મનમા વિચારી સખુંન:
"બેશક એ પકવાંન હશે બહુ જબુંન.
મગર મેહર સરપર ખુદાની ચહડે,
પડે આસમાંથી, ન તોબી મરે.
મગર મોત જેનું ભમે સર ઉપર,
બચે નહિ હજારો કરે કોઇ હુંન્નર."
તૂરત એક નવાલો રૂઇને લઇ,
ખવાડી દિધો એક સગને[2] તંહીં.
ખાતાંજ તફડતો રહ્યો નહિ ઠરી,
ગયો તે ઝેહેરની અસરથી મરી.
તમાશા તપાસી રહ્યા બે જવાંન,
હતું કેવું ઝેરી પકવાંન મહાંન.

**બરજોર આ ઝેરી પકવાંનની અસર જોઇ, પોતાના જીવનો બચાવ થયો, માટે પરવરદેગારના શુકર અદા કરવા લાગ્યો.**

તમાશો જોઇ આ પકવાંનનો,
આભાર માન્યો તે યજદાંનનો.
બોલ્યો બરજોર: "ઓ નામદાર,
બેશક છે રેહમતે-પરવરદેગાર.
ભલે આવ્યો તું બિયાબાંન વન,
બચાવી લિધાં તુંએ ઇનસાંન ત્રણ.
થયો રેહમાં બેશક તે દાદગર,
થયો મુજ મેહમાંન તું નામેવર.
નહિ તો થતે હમ કજાને શરણ,
ન કરતે કોઇ આવી હમને દફન.
ખૂલાસો ઝેહેરનો ભલે તેં કહ્યો,
જતો જીવ ત્રણનો બચી છે ગયો.
શું એવો છે રૂસ્તંમ, હૂં માંનુ નહીં,
કરે ખુંન ખૂફિયા[3] હૂં જાંણુ નહીં.
શું એવો છે રૂસ્તંમ, પાજી કરૂર,
ભરેલો ફિતુર, 'ને ફરેબે પુર.
દઇ ઝેહેર મારે, કરે શું ગમત,
એ તે શું રૂસ્તંમની જંગે રમત.
એ તે શું રૂસ્તંમના છે વિચાર,
કરે ખુંન ઝેહેરે બની યકતેદાર.[4]
શું એવી છે રૂસ્તંમ દીલની ઉમેદ,
સિહા દાન કરે કોઇનીબી સૂફેદ.
ખૂવારી, ખરાબી છે રૂસ્તંમ ચમન,
મરણ, માહેતમથી બને તે મગન.
એ તેનો હુંન્નર, એ છે ઇલમ,
લિધો એ થકી જગ અંદર જનમ?"
કહે એમ બરજોર હવે માતને:
"અએ માત મારી સુણ વાતને.

૧ રૂઝે-શુમાર યાને કિયામતનો દાહડો. ૨ સગને યાને કુતરાને. ૩ ખુંન ખુફિયા યાને છુપાં ખુન. ૪ યકતેદાર યાને દરજ્જાવાલો.

આ પકવાંન ત્યાંથી કર તું અલગ,
છે ઝેરે-કાતીલ બિલ્કુલ તલખ.
કિધા હોય અગર તુંએ ગુરખર કબાબ,
હમો ખાઇશું તે ખૂશીથી સિતાબ.

તમેબી જમી લો સાથે મલી,
મેહેર છે સહુ પર ખૂદાની ભલી."

બરજોરની માદરે પેલા ગુરખરના ગોશના કબાબ બનાવી ભુંજી તયાર કીધા, અને તેઓ સઘલાંઓ તે ખાઇ ખુદાના હજારો હજાર શુકર કરવા લાગ્યાં. મગર બરજોર તેમજ તુરાંની રૂઈનના દીલ, ઈરાંનીઓની આવી ઘાતકી ચાલને લીધે, ક્રોધથી ઉછલવા લાગ્યાં.

એક હાથ ઉપર બરજોર પોતાના મીત્રો સાથ ગુરખરના કબાબનું સાદું અને સુનરૂં પકવાંન ખાવામાં મશગુલ થયો હતો, ત્યારે બીજા હાથ ઉપર, ઈરાંની પેહલવાંન ગુરગીન અને તેના રફીકો, બરજોર અને તેના સાથીઓ જે વખત જાય છે, તેમા ઝેરની અસરથી પીડાઈ, દુખના પુકારો મારે તે સાંભલવા માટે, હરપળ અને હરઘડી તતપર થઈ રેહ્યા હતા.

એવા દુખના પુકારો સાંભલવાની ગુરગીનની ઈન્તેજારી, જેમ જેમ વખત જતા ગયો, તેમ તેમ તે હદબાહર વધતીજ ગઈ, અને શા સબબ સર તેના દુશમનો હજી સુધી મરણ પામ્યા નહી, તેને માટે તે કાંઈબી અટકલ કરી શક્યો નહી.

## ગુરગીનની ચટપટ અને અટકલ !

હરદમ હર વખ્ત, હરપળ પળ,
ઈરાંનીઓ કરતા રહ્યા અટકલ.
વકી તેઓને હાલ એવી હતી,
થશે ત્રણે જનની હવે દુરગતી.
પકવાંનો ખાતાં કજાની ઘડી,
નજર સાંમે આવી રેહેશે ખડી.
તડ્ફડી જમીનપર ત્રણે મરે,
નથી કોઇ આગલ મદદ કંઇ કરે.
વિચારો વિધવિધ મનમા કરે,
જરાબી નહી દાદગરથી ડરે.
હતું ઝેર ઉપર સાબુત યકીન,
નહી કોફે-ખુદા, જેહાં કે જમીન.
પળપળ કાંનો તે ઉંચા કરે,
હજી કેમ પૂકારો ન કાંને પડે.
મગર થાકી ગૂરગીન થાયો નિરાસ,
કરી ખ્યાલ ઉંડો, થાયો ઉદાસ.
કિધું કાંમ ઝેહેરે કંઇબી નહી,
સલાંમત ત્રણેની જીંદગી રહી.
ગંભીર બની સહુ કરતા વિચાર,
ખબર લઇ આવ્યો એક અહેલેકાર.
કે આવ્યો છે રૂઇન લશકર સાથ,
કરે છે મલી સાથ બરજોર વાત.
ખબર સૂણી ગરગીન કંપી રહ્યા,
ભરમ ઝેહેરનો નહી જંપી રહ્યા.
ધડકીને બોલ્યો બાગે બૂલંદ :
"ખૂદાને ખબર કાણુ થાશે હફન.
જૂનું જંગ થાશે નવું આ જગે,
કોણ કોણ મરશે હવે આ વગે.
બૂરો છે રૂઇન, બડો બદનેઆદ,
ઉસ્કેરી બરજોર, કરશે ફેસાદ.
હિસે વખ્ત બુરો મને આ સમે,
ઇરાંનીઓને સર આફત ભમે.
કમજાત રૂઇન, ઓ બખ્ત-કમ,
તુંએ ખોલી દીધો, ઝેહેરનો ભરમ!
મલી છે રૂઇનની બેશક મદદ,
કરશે હવે જંગનો એ કસદ.
અગર જો રૂઇન નહી આવતે,
બેશક ત્રણે ઉપર ફાવતે.
થતે નાશ ત્રણે જનોનો જરૂર,
ખૂદાને ખબર થઇ કોની કસુર.

## બરજોરની જંગ માટે તઇયારી—માદર શીરૂઇનો વિલાપ.
## બરજોરે પોતાની માતાને દિલાસો આપવો.

ઝેહરની અસર વિના બાતરી વગાવી, બરજોરનું લાડી ઈરાંનીઓની આવી કિસમની દગલબાજીથી ઘણુંજ ઉસ્કેરાઈ રેહું હવે બરજોર તે વેરાંન વનમાં કેવી રીતે કાંમ લેવું, તેના બાબમાં તુરાંની પેહલવાંન રૂઇન સાથ મસલહત કરવામાં આખી રાત તે ગુંતાઈ ગયો.

જ્યારે આફતાબ રોશન થયો, અને આખું વતાંન વાદળ જરજરી રોશનીથી ઝકઝકતુ બની રહ્યું, ત્યારે દીલાવર બરજોરે રૂઇનને કેહ્યું કે: "તારાં બાહદુર લશકરનાં ઘોડા ઉપર જીન નાખવા, અને પોતાના દીલ વિના મરેલાં બનાવના ફરમાન." તુરકી પેહલવાંન રૂઈને, બરજોરની ખાએશ મુજબ તેજ વખતે પોતાના લશકરને ફરમાવ્યું, અને બરજોર પણ પોતાના ઘોડા ઉપર જીન અને રીકાબ તંગ કરી, પોતાના બદન ઉપર બખ્તર પેહરી, જંગના મયદાંનમા જવા તઇયાર થયો.

માદર શીરૂઇ, પોતાના બાહદુર દીકરાને આવી રીતે, આ નહી ધારેલાં નવાં જંગ માટે તઇયાર થાયલો જોઈ, પોતાની આંખો આંસુથી ભરી, અફસોસ કરવા લાગી, અને બરજોર પોતાની માદરને આવી રીતે કકલાટ કરતી જોઈ, તેણીને ધીરજ આપવા લાગ્યો:

"ફુઝૂલ[1] તારો ગમ છે, ફઝૂલ છે વિલાપ,
ખૂદાને થકી બંધ કર ખુંને-આબ.
નથી કોઇ જગમા કાયમ રહ્યું,
મરે 'ગર 'જો બરજોર, શું થઇ ગયું.
અગર જંગે રૂસ્તમ, મને જો હને,
રખે દેતી ઠપકો, તું કંઇ મને.
નથી કીધું બરપા મે તુફાંનને,
નથી છેડિયો મે એ મસ્તાંનને.[2]
તોબી એ ચાહે છે લડવા થકી,
મને મારવાનું છે મન નકી.
એ ચાહે છે કરવા બરજો ખતંમ,
હું જીવું તો એના જીવને સિતમ.
બાંધી એ બેઠો છે, કિરતી બુરજ,
મગર હું કરૂં અસ્ત, એનો સુરજ.
કિધા છે એને ફરેબો ઘણા,
મગર આજ જંગે, કરૂં હું ફના.
લશકર છે એનું, 'ને હું એક છું,
દગાબોર એ છે, 'ને હું નેક છું.
ભરૂસો મને છે, ખુદા પાકનો,
હું બન્દો છું નાચીજ, કદમ ખાકનો.
જનમ્યું જે જગમા, તે મરવા થકી,
ફના છે ફાંની, તો શું જીંદગી.
નથી કોઇ જીવતો મિનોઇમા ગયો,
આ ફાંનીમા કોણ છે કાયમ રહ્યો.
ખતમ કર ઓ માદર, હવે તારો ગંમ,
હવે કર ખાંમોશ ખૂદાના કસંમ.
અગર જંગ જો આએ ફતેહ કરૂં,
તો સર તારૂં લાલો-ગોહરથી ભરૂં."
મનાવીને માદર, ચઢ્યો જંગપર,
ધરી ખુંન ભારી, બાંધી કંમર.
કદમ રાખી સાબુત, પકડી લગાંમ,
થયો સ્વાર ઘોડા ઉપર નેકનાંમ.

## બરજોરે રૂઇનના લશકરની તપાસ કરવી.

માદર શીરૂઇને સમજાવી, દીલાવર બરજોર તુરત તુરકી પેહલવાંન રૂઇન આગલ ગયો, અને તેના લશકરને સફ સમારી તઈયાર ઉભેલું જોઈ, તે ખુશી થઇ ગયો. જેહડાં પેહલવાંન રૂસ્તંમ સાથ જંગમા ઉતરવાનો પોતાનો ઇરાદો બરજોરે રૂઈનને જણાવ્યો, અને તેના લશકરની સારી રીતે તપાસ લીધા પછી, મયદાંન તરફ નજર કરતો ઉભો.

---

[1] ફુઝુલ યાને ફોકટ યા નકામા   [2] મસ્તાંનને, યાને બરજોર પોતાની માતાને ખુલાસો કરે છે, કે આ નવું જંગ જે જાગ્યું છે, તેમાં તેનો કાંઈબી કસુર નથી, યાને એ મસ્તાંન (યાને રૂસ્તમ) ને તેણે કાંઇ છેડયો ન હતો.

તુરત તે રૂઇન પાસે ગયો,
ચહડયો રણપર, લાલરંગી થયો.
બોલ્યો તે એકદમ, ઝનુની બની:
"મરૂં આજ, યા લેઉ રૂસ્તમ હણી.
ન છોડું હું હરગેજ એ હરગોરને,
કરૂં જેર પકડી, એ સરજોરને.
જણાવી ખબર કર અફરાસીઆબ,
રવાંના કરે જંગી લશ્કર સિતાબ.
જબરદસ્ત હવે જંગ ત્યાં જાગશે,
કિરત રૂસ્તમની હવે ઝાંખશે.
રવાંના પવન વેગ પયગાંમ કર,
લડું રૂસ્તંમ સાથ બાંધી કંમર."
કહી એમ ફેરવી ચોગમ નજર,
મિસલ બાઝ[1] જોયું લશ્કર ભિત્તર.
ફરીને કિધી ખુબ લશ્કર તપાસ,
દિઠા સૌ સિપાહો, દિલખુશ મિજાસ."
બાદઅ લઇ નામ યઝદાંનનું,
શરૂં કાંમ કીધું ધુલવાંનનું.
ધસી મયદાંને ગયો એકદમ,
પૂકારો કિધો: "છે કહાં રૂસ્તમ?"
* * *

**બરજોર સાથ લડવા આગમચ રૂસ્તમે ફરાંમર્ઝને કેહલા શીખના સુખન.**

જોઇ એમ બરજોને મયદાંનમા,
પડયા કુલ ઇરાંની પશેમાંનમા.
જોઇ રૂસ્તમે રંગ, ભરી સર્દ હાય:
"હવે જંગ આ કેમ આસાંન થાય.
થયો છું એ બરજોરથી હું તબાહ,
મને બક્ષ તારી ખુદા તું પનાહ."
* * *
બૂલાવી ફરાંમર્ઝને રૂસ્તમ,
કહ્યું કે: "સાંભલ પીસર તું હુકંમ.
ના બાંધતો દીલ દુનિયાં ઉપર,
થયા એથી લાખો જીરોજબર.
કબી છે એ બિદાદગર દાદગર,
કબી દાદગર છે બીદાદગર.
ચહડાવી ગગનપર કિધો સર્ફરાજ,
હવે મુજ સરમા ભરે ખાક આજ.
દિસે છે મને આ સમો બહુ ખરાબ,
રખે ખાક સાથે કરાવે મિલાપ.
આ આફત છે ભારી ખેજાલત ભરી,
એ આવી છે 'જીહુન' તરફથી ફરી.
હું જાઉ છુ લડવા બરજોર સંગ,
રખે થાય હાલત મહારી બતંગ.
કિધી'તી તદબીર અનેક વાર-વાર,
મગર આજ તકદીર રૂઠી ખુંન્ખાર.
મગર આવ્યો અઝદાહ ફરી સામને,
ન પોહચી હું શકતો, એ ગુમ-નામને.
ઓ યઝદા, નિરંજન, નિરાકાર બાપ,
અગર થઇ ખતા હોય, મને માફ આપ.
અરે આસમાં, આ સિતમ છે અજબ,
કિધો શું ગૂન્હા કે આવો ગજબ.
ચહડાવી કિરતના બૂરજની ઉપર,
હવે કાં કરે એમ જીરોજબર.
કિધી મારી હસ્તી જગમા બૂલંદ,
હવે થાયો દુશ્મન, આ ચર્ખે-કહન.
કજા મારી જંગે બને જો જબુંન,
જરાબી ન ધરતો દીલમે ઝનુંન.
નિકલજે પવન વેગ સિસ્તાંન તું,
કેહજે પેદરને "ઓ દીલજાંન તું.
કહેજે તું મારી કજાની ખબર,
ધરી ધીર કરજે, ખૂદાપર સબર.
હશે મારી સરજતનો એ ભરંમ,
કે બરજોર હાથે મરે રૂસ્તંમ.
નથી તેમા રૂસ્તંમનો ચારો કંઇ,
બનવાની બીના બની બસ ગઇ.
ન આંસુથી આંખોને કરતો ખરાબ,
મિનોઇમ થવશ હું દૂખી બેહિસાબ.

૧ બાઝ યાને સકરો. બરજોરે રૂઇનના લશ્કરની હાલત તપાસવાના હેતુથી, તેના સિપાહોની ઉપર બાઝ મીસાલ નજર ફેંકી હતી.

કેહજે તું શેહાબેને આ સુખન,
દુખી ના થતી જોઇ રૂસ્તંમ કફન.
જવારેહ બિરાદર અજીજ નેકનાંમ,
કેહજે તું મારી હજારો સલાંમ.
ખુશીમા તું રેહજે, આખર તલક,
હવે મુજ વતન છે મિનોઇ મૂલક."
કુહી એમ ધરી ધુંન જેહાં પેહલવાંન,
લિધું પેહડી તનપર બબરેબયાંન.
કસી ખુબ કંમર રૂસ્તંમે જોરથી,
થયો સ્વાર રખસપર ખુબ તોરથી.
કંમરપર સમશીર ખુબ તેજદાર,
ધરી ગાવેઆંની ગુરજ યાદગાર.
લિધી સાથ મજબુત લાંબી કમંદ,
કે બાંધીને બરજોર તોડે ઘમંદ.
જબાંપર ધરી નામ યઝદાંન પાક,
ગયો જંગે રૂસ્તમ, દિલ દર્દનાક.

## રૂસ્તમ અને બરજોરનું જંગ.

પૂકારી બોલ્યો જેહાં પેહલવાંન:
"ગયો કહાં બરજોર તુરકી જવાંન.
કરો જલ્દ જઇ કોઇ તેને ખબર,
છૂપાયો કહાં જઇ તે જોરવર.
ઉભો છે હરીફ આવી મયદાંનમા,
નથી કાંમ હવે તેનુ આ જહાંનમા."

જ્યારે દીલાવર બરજોરે રૂસ્તંમને જંગના મયદાંનમા આવી એવી રીતે તાનાજાની ભરેલા સખુનો બોલતો સાંભલ્યો, ત્યારે તેણે તુરતજ સિંહ મિસાલ મયદાંનમા પોતાના ઘોડાને દપતાવી, રૂસ્તમની સાંમે તે જઇ ઉભો, અને પુકાર કરી તેને કેહવા લાગ્યો:-

"અએ બેશરમ પેહલવાંને-સિપાહ,
ભૂલી રાહ ખૂદાની થયો ગુમરાહ.
બની જેહાં પેહલવાંન તું નામગીર,
દેખાડી દિધું તુંએ તારૂં ખમીર!
ગયો મુજ જંગથી તું જ્યારે ડરી,
મને ઝેહેર દેવાની તદબીર કરી!
સમજ ના નસીબ તુંજનુ લાલ છે,
મગર કર્તુકી તું કંગાલ છે!
બેશક તું વેરી, અજબ ક્રુર છે,
ફિતુર-ફંન્દથી તું ભરપુર છે.
મને ઝેહેર દેવાનો કીધો વિચાર,
શું એ તારાં જંગી જંગનો કરાર.
શું એ તારી આશા, 'ને એ ઉમેદ,
કરી કાંમ એવાં થયો તું સૂફેદ.
જોયા મે તારા, હુંન્નર-ઇલમ,
જોયા મે તારા રસમ 'ને કસમ.
ચશમમા જરા નહિ રાખી શરમ,
રૂઢાશે કેવી રિતે મારો દમ.
શરમ નહી આવી એ વાતની,
કજા કેવી થાશે મુજ માતની.
ચહડી તુંજ મગજમે ખુંનની ખૂમાર,
મગર મારે માથે હતો કેરદેગાર.
કિધો ડર નહી દીલ કોફે ખૂદા,
રહી નહી જીગરમા શરમો-હયા.
ગૂન્હા શું કિધો મે તહારો જબુંન,
નિકલ્યો તૂં લડવા, ધરીને ઝનુંન.
મગર મોત તારૂં હવે સર ભમે,
જો કે કજાને તું કેવો નમે.
થયો જ્યારે મુજસે લડી ખારઝાર,
મને ઝેર દેવા કીધો વિચાર.
કિધી તુંએ મુજસે એવી બૂરઈ,
ઈવિજમા ગૂજારશ સિતમ હું સવઈ.
નજર કર જોઈ લે આ વેરાંન વન,
કરૂં એજ વનને તહારૂં કફન.
લડું તુંજસે લેઈ એવા કસંમ,
લડીને કરૂં સર તહારૂં કલંમ."
તપી દીલ કિનાથી થયો ચકચુર,
ઊકલિયું રગેરગ લહુ લાલ પુર.

## બરજોરે રૂસ્તંમને તાન જાનીના સુખનો સુણાવ્યા.

કહે શું કિધો મે તહારો કસુર,
થયો તું મુજપર એવો કરૂર[1].
ગૂન્હા એક મારો બેશક થયો,
કે જીન્દાંને-રૂસ્તંમ હું છોડી ગયો.
મુજથી ગુન્હાગાર તું છે સવા,
દિધું ઝેર કરવા ખુન-નારવા.
રહ્યું જોર લડવાનું જ્યારે નહી,
મને ઝેર દેવાની સુઝી નવઇ.
લિધું માની મનમા તું મસ્તાંન છે.
કિધું તુંએ બરપા આ તુફાંન છે.
સજાને તું લાયક સજાવાર છે,
સબબ તું પોતે ખતાવાર છે.
મને રોકતે 'ગર આ વંનમે નહીં,
પળભરબી રેહતે નહિ હું અહીં.
હમો તો જતાં'તાં હમારે વતંન,
કિધો તુંએ બરપા તુફાંની પવન.
લડવાનું હરગેજ ન લેતે હું નામ,
જવું'તું મને મારે શંગાંન ગામ."

* * *

તૂરત હાથમાં લઇ તીરને કમાંન,
પવન વેગ તાંણી, ટાંકી નિશાંન.
થયું જંગ જારી, બિયાબાંનમા,
છૂટા તીર ઉપર તીર વેરાંનમા.
હવા થાઇ જખમી, વિંધઇ તીરથી,
મગર બચ્યો રૂસ્તંમ તદબીરથી.
બદનપર બખ્તર થયું ચાકચાક,
ધૂંજી રહી ધરતી 'ને આજેજ ખાક.
થયા તીર તબરમા જ્યારે ખલાસ,
ઉભા બેહુ વીરો બનીને નિરાસ.
મૂકી બંને વીરો બાજુ કમાંન,
ધરી હાથ ગુરઝ, પુર દીલ તાંન.
ગયા બંને જંગી લડવા ફરી,
જોઇ હાલ હયરત ચર્ખે—બરીં.
તપાવી કિનાથી કિધું દીલ ગરમ,
ન રાખી જરાબી કજાની શરમ.
પૂકારી બોલ્યો બરજો' જવાંન:
"આએ પંર સાંભલ કહ્યું મારૂં માંન.
કર યાદ દીલમે ફરી તું જરી,
'ખભું કેમ તારૂં ગયું ઉતરી!'
ફરી આજ આવ્યો તું મારે હાથ,
કરે તું ઉડાવી ગરઝ લેઇ વાત.
ડરૂં નહિ હું રૂસ્તંમ તુંથી જરા,
દીલમા દયાના સૂકાયા ઝરા.
ડરૂં નહિ હું રૂસ્તંમ હવે નાશથી,
તૂંને મારૂં આજે હવે ત્રાસથી.
ફના તારી હસ્તી કરૂં એકદમ,
મારૂં નહિ તો મરૂં એકદમ."

* * *

ધરી હાથ ગુરઝ લડે બેહુ જન,
ફુટે જેમ લુહાર, સરપર ઘન.
વલી થાયા વાંકા ગુરઝ જેમ નુંન,[2]
મગર થાયું ઓછું નહિ જોશ-ખુંન.
લડી બંને જંગી થયા હાલહવાલ,
મગર એકબી નહિ થયું ખસ્તહાલ.

## માદર શીરૂઇએ પોતાના દીકરા બરજોરને માટે ખુદાની બંદગી કીધી.

જોઇ હાલે પીસર જંગમા જબુંન,
રડી માત શીરૂઇ ચહેરેનમુન.
સપૂતપર સિતમ જોઇ રડી જારજાર,
પૂકારી તે બોલી: "ઓ પરવરદેગાર.
પિસરપર જોઇ જંગે આવો સિતંમ,
ફટી કેમ જતી નહીં મહારી ચશંમ!
અરજ મારી સાંભલ ઓ યઝદાંન પાક,
એ છે મારી જીંદગાંનો રોશંન ચેરાગ.

---

૧ કરૂર યાને ઘાતકી (ક્રુર.) ૨ નુંન ن યાને ફારસી જબાંનનો ૨૯ મો અક્ષર નુન (ن) છે આ બંને પેહલવાનોના ગુરઝના હાથા, નુન જેવી રીતે વલી ગએલા છે, તેમ લડતાં લડતાં વાંકા થઇ ગયા હતા.

રખે જાય પુત મારો જંગે મરી,
ઉગારી લે એને કરી રહેબરી.
અએ માલીકે-મુરાદ, હફ્ત-એકલીમ,
ઓ પયદાના કરનાર કરીમો-રહીમ.
અરજ હું ગુજારૂ તહારી હજુર,
સપુતના સંકટ-વિપત કર દુર.
સપુતની આફ્ત કર તું દફા,
રખે એની ઉપર પડતી જફા.
જોઇ હાલ જંગનો જીગર ચાક છે,
અગનથી બદન મૂજ બલી ખાક છે.
દિસે તન બદન પર જખમ તીર છે,
ફુટે નયેનો મારાં, વહે નીર છે.
પલ પલ નમીને કરૂં હું નમાજ,
સૂણ મારા સાહેબ મારો અવાજ.
ફરેસ્તાઓ કરજો મહેરની નિગાહ,
બચાવી બરજો થજો દાદખાહ."

## બરજોરે રૂસ્તમને સવાલ કીધો.

પોતાના તમામ હથીયારોને બાજુ મુકી, દીલાવર બરજોરે કંટાલી સેવટે પોતાના હરીફ સાથે કુશ્તીબાજીની લડત ચલાવવાનો હવે વિચાર કીધો, કેમકે કુશ્તીની લડાઈ વગર, બીજો કાંઈ ચારો આ ખુંનખાર જંગનું સેવટ લાવવા બાકી રેહ્યો હતો નહી. એવો વિચાર કરી બરજોરે પોતાની કંમર ઉપર મજબુત કંમરબંધ બાંધી, ખુદાનું નામ જબાંન ઉપર ધરી, જંગના મયદાંનમા રૂસ્તમની સાંમે એકદમ એક છેડાયલા સિંહ સમાન બહાર પડયો.

નવું જોમ ધરીને નિકલી બહાર,
દિલાવર બરજોરે કીધો પૂકાર.
"કહે ઓ બહાદુર કેમ છે ઉદાસ,
રહ્યો છે જોતો શું આસપાસ?
જોતો ઉભો કેમ જંગ થાંમને,
મૂકી શું છૂટો છે તું હાંમને?
ગયો શું તું મુજ લડતથી ડરી,
વગર મારવે શું ગયો છે મરી!
જીગરમા ભરી છે જો હાંમને,
શરૂ કર સંગ્રાંમના કાંમને.
કેમ ઓ અકલમંદ, દાનેશવીર,
હવે કેમ લડીયે, કહે નામગીર."

## રૂસ્તમે બરજોરના ખાંનદાંનની ઓલખ જાણવા પુછ્યું.

કહ્યું રૂસ્તમે: "સૂણ ઓ નામદાર,
મને કેહ ખરૂં, ખુબ કરી તું વિચાર.
કસંમ પર દેજે ખરો તૂં જવાબ,
તૂને છે કસંમ આએ ધરતી'ને આબ.
તૂને છે કસંમ પાક યઝદાંનના,
તૂને છે કસંમ તૂજ દિલો-જાંનના.
તજી તૂંજ દીલ માહેલું બદગુમાંન,
મને આપ તારી ઓલખ-પિછાન.
પેદર કોણ તારો, કહે નેકનાંમ,
વતંન કહાં તારૂં, કહાં છે મૂકાંમ.
કહું તે સાંભલ, ખૂદાના કસંમ,
નથી દું તૂરકી, એ છે કંઇ ભરંમ.
મને તો દિસે તું ઇરાંનનો,
દિસે કોઇ ઇરાંની ખાંન્દાંનનો.
તું ઔલાદે તુરકી દીસ્તો નથી,
નજરમાંથી મારી તું ખીસ્તો નથી.
તું ઔલાદે આલા, આલા અવલ,
અવલ તારી અકલ, અવલ તારૂં બળ.
સબલ છે ઇરાંનીઓ જગમે અવ્વલ,
દિસે તું ઇરાંની, અવલનો અવ્વલ."

## બરજોરે રૂસ્તંમને જવાબ દીધો.

"અરે ઓ અકલમંદ, દાંનેશ વીર,
કરે કાં તહેકીક બનીને અધીર.
જરૂરત એવી તૂંને શું પડી,
કે તોખંમ, તોખંમ પૂછે હરઘડી.

પૂછે નામ મારૂં, પૂછે ખાંન્દાંન,
પૂછે અંનજુમનની કાં તૂં નિશાંન.
તૂને એ સહુ સાથ શું કાંમ છે,
નથી આએ દાલાંન,[1] સંગ્રાંમ છે.
કર બંધ તારી ફરેબી જબાંન,
નથી મારે કહેવું કંઇબી બયાંન.
અગર તુંને દરકાર જો જંગ છે,
આ બંન્દોબી તઇયાર નીશંક છે.
શરમ તુંને દીલમા ન આવી જરી,
મને ઝેર દેવાની તદબીર કરી?
જમાનાની લ્યાનત તૂં પર થજો!
આ આસ્માંન તારો સિતમગર થજો."

## રૂસ્તંમ અને બરજોર વચ્ચે કુશ્તીનું જંગ શરૂ થવું.

પોતાની ઉપર રૂસ્તમથી ગુજરેલા તમામ હાદેસા, અને પોતાને ઝેર ખવડાવી મારી નાખવા માટે મોકલેલા ખોરાકની દુખ ભરી યાદ, નવેસરથી બરજોરને યાદ પડતાંજ પોતાના ઘોડા ઉપરથી એકાએક નીચે ઉતરી પડી, રૂસ્તંમ સાંમે એકદમ મયદાનમા ધસી ગયો. બરજોરને એવી અચાનક રીતે પોતાની તરફ આવતો જોઈ, રૂસ્તમ પણ પોતાના ઘોડા ઉપરથી નીચે કુદી પડયો, અને બરજોરની મુકાબેલ થઈ ઉભો. દીલાવર બરજોરે પોતાના તમામ હથીયારો બાજુ મુકી, કુશ્તીબાજી રમવાના ઈરાદાથી રૂસ્તંમનો કમરબંધ જોરથી પકડી લીધો.

જેહાં પહેલવાંન રૂસ્તંમે, તુરતજ વલતો હુમલો બરજોર ઉપર તેજ વખતે શરૂ કીધો, અને બરજોરનો કંમરબંધ તેણે તેજ વખતે સિંહના જોરથી પકડી લીધો, અને બંને પેહલવાંનો એક બીજા ઉપર પોતાનું જોર અજમાવવા લાગ્યા. રૂસ્તંમે પોતાના સઘલાં જોરનો જમાવ કરી, બરજોરનો કંમરબંધ પકડી, તેને જમીન ઉપરથી ઉઠાવી નીચે પટકવાની ઘણીબી તજવીજ કીધી, પણ દીલાવર બરજોરને તેની જગ્યા ઉપરથી રૂસ્તમ સેહુજબી હડાવી શકયો નહી.

એવી રીતે પોતાની દીનપરસ્તીભરી શીકસ્ત થયેલી જોઈ, રૂસ્તંમને ઘણીજ ખિજાલત લાગી, અને બંને બાજુના લશકરો આ જંગનો રંગ જોઈ, વિચારમા પડી હયેરત બન્યાં.

## રૂસ્તંમનો પોતાની હાર માટે અફસોસ કરવો.

હારીને બોલ્યો, બની મન નિરાસ:
"હવે છોડ રૂસ્તંમ, ફતેહની આસ.
હવે આએ જંગે, શું મારૂં થશે,
કજા આવી મુજ સર ઘુંમતી હશે.
હવે મારો ખુરશેદ ખરો અસ્ત થયો,
સિતારો મહારો બરગશ્ત થયો.
કિધું જેર જેણે માજીંન્દરાંન,
વમલમાં પડયો આજ તે પેહલવાંન.
કિધાં ચીન-મહાચીન જેણે તબાહ,
થશે એક બાલક હાથે જબાહ.
બૂઓર્ગીમા હાલત બદતર બની,
જશે રૂસ્તંમને આ બાળક હની.
નસીબો અગર જો દિએ એક તક,
કરૂં મારી દુશ્મન, દુનિયાને છક.
છે હાંમ પુરતી, જીગરમાં ઉમંગ,
મગર જોર વીના, છે સુસ્ત અંગ.
દલેરીનો દીપક, થયો અસ્ત છે,
લડે જોર-જાલમ, કિનો મસ્ત છે.
પૂકારો કરી માગું યઝદાં પનાહ,
પનાહ વંન તહારી, થવશ હું ફના.
મદદગાર મારો ન દિસ્તો ખૂદા,
ખૂદા પાક મારી જરા સુણ સદા.[2]
અફસોસ ઓ આસ્માંન, ગર્દીશગર,
કિસ્તને મિનારે લગાડીને સર.
પટકે હવે તું જમીન પર મને,
આ વંનમે મહારી કબર તું ખણે."

---

૧ દાલાંન, યાને દીવાંનખાનું. ૨ સદા યાને અવાજ.

### રૂસ્તંમ અને બરજોરની કુશ્તી. રૂસ્તંમના હાથ ઉપર બરજોરની હાર થવી.

ઉભો જંગી બરજોર થઇ બેસબર,
છલંગ મારી રૂસ્તમની પકડી કંમર.
જોઇ હાલ રૂસ્તમ, થયો ખુંનખાર,
સલગી ઉઠી વીજ, બદન તાર-તાર.
ધરી હાથ ગર્દન ઉપર મારી થાપ,
બિજે હાથ મારી કંમર પર તડાપ.
ધરી લઇ કંમરબંધ અતી જોરથી,
પૂકારો કિધો ગરજીને શોરથી.
ધૂંજી રહી ધર્તી, 'ને ધૂંજ્યું ગગન,
હવા રહી કંપી, વેરાંન વન.
જકડી ઘસડીયો, ધરી દીલ જોશ,
મગર ઉભા ચોટકી, મિસલ અલ્બરોઝ.[1]
લડે બેહુ જંગી, મચદાંને-જંગ,
ખૂદાને ખબર કોણુ બનશે બતંગ.
ઘડીમાં બરજોર થાતો હલાક,
ઘડીમાં રૂસ્તંમ થતો ચાક-ચાક.
ચહડયો સર ખુરશેદ, થયો નીમરૂઝ,[2]
મગર બંને ઉભા મિસલ અલ્બરૂઝ.
તપી ખુબ સરપર, રહ્યો આફતાબ,
ઉતરતો'તો ધીમે બની પેચોતાબ.
તપંનથી તપાં રૂસ્તંમે થઇ ગરમ,
ચાહ્યું કરે ખેલ અંતે ખતમ.
કજાની ઘડી જોઇ સાંમે ખડી,
કિધું જોર અંતે પૂકારો કરી:
"મરૂં યા તો મારૂં બરજોરને,
કરૂં જગથી નાબુદ સરજોરને.
ફરેસ્તાઓ કરજો મુજ પર નઝર,
કરો મેહર રૂસ્તંમ, બુજી કહર."
મદદ ચાહી રબની, કિધું એક જોર,
જમીનથી ઉડાવી લિધો બરજોર.
ઘૂમાવી મિસલ એક દરખત ડાલ,[3]
હવામે ચકાવી, કિધો તંગ હાલ.
બનીને સંગ દીલ, પટકિયો જમીન,
ચહડી બેઠો છાતી ઉપર નામચીન.
તૂરત ખેંચી ખંજર, કંમર મ્યાંનથી,
ચહડયો ખુંન પર તે જીગર જાંનથી.
ધરી ધુંન ખુંનની, મગજ એકદમ,
કરતો'તો બરજોરનું સર કલંમ.

### બરજોરની માદરે વચમાં પડી, બરજોરની તોખંમ જાહેર કરવી.

મગર વનમાંથી નિકલ્યો પૂકાર,
સૂણી થાઇ ધરતી, ગગન સુનકાર.[4]
પૂકારે હવા થાઇ અબનુસ રંગ,
રહ્યાં લરજી વનમે શીરો-પિલંગ.
ધસક ખાઇ ધુંજ્યું, લશ્કર તમામ,
બિલ્કુલ થયું ચારોગમ સુમસાંમ.
દિઠી દોડીને આવતી એક નાર,[5]
સરવ સમ સિધ્ધી, સુરત દિલફિગાર.[6]
પૂકારી તે રડતી, કૂટી સર-કપાલ,
કૂટી છાતી સીનો, પીંખતી તે બાલ.
ભરી ખાક સરમા, પિંખે તાર-તાર,[7]
સૂર્ણા ચશ્મ-ગીરીયાં,[8] કંપાં બહાર.[9]
પૂકારી તે દોડી, દિલે-ખારજાર:
"સબર કર, સબર રૂસ્તમ નામદાર.
સબર કર સબર, સાંભલી લે સુખન,
એ ફરઝંદ મહારૂં છે ગૂન્હેગહન.
જરા કર જવાંની ઉપર તૂં નિગાહ,
જરા કર રૂસ્તમ કોફે-ખૂદા.
કરી તનથી દુર, એનું રોશંન રવાંન,
પશેમાંન થાશે, ફરી આ જેહાંન.

૧ અલબરોઝ, યાને અલબરૂઝ પાહાડ. ૨ નીમરૂઝ, યાને મધ્યાંન બપોર. ૩ દરખત ડાલ, યાને ઝાડની ડાખલી. ૪ સુનકાર, યાને ચુપચાપ. ૫ એક નાર, એ કોઇજ નહીં પણ બરજોરની માદર શીરૂઇ હતી. ૬ દિલફિગાર, યાને જીગર જખમી. ૭ તાર-તાર, યાને બાલના તારે તાર. ૮ ચશ્મ-ગીરીયાં, યાને રડીને કલાપીત કીધી. ૯ કંપી-બહાર, યાને બહારની ખુશનુમા મોસમ ધુંજી રહી.

સબર કર સબર, ના કર કતલ,
મરશે તું મારી, એ નિરદોશ કમલ.
નબીરો એ તારો, દીલજાંન છે,
બપાવો તું એનો અંજાણુ છે.
એ ફરઝંદ છે તારૂં લખ્તેજીગર,
સબર કર ઓ ખુની, જરા કર સબર.
નથી તુંને દુનિયામેં કોઇનોબી ગમ,
ખૂદાનીબી કરતો નથી તું શરમ.
જબેહ કીધો સોહરાબ, તૂંએ બેકસુર,
હજી તું ધરાયો નથી ઓ કરૂર.[1]
આ બરજોર સોહરાબનો છે પીસર,
છે તુમ્મે નરીમાંન, મારો પુતર.
એ બળમાં છે પુરો, સોહરાબ સમ,
રખે તું કરે સર એનુ કલમ.
ઉઠાવી તું લે એને તારી બગલ,
કરે કાં તું નાબુદ તારી નસલ.
પીસર મારો બરજોર, જીવજાંન છે,
એ ઔલાદે સાંમો-નરીમાંન છે.
બળ એનું બેશક નાયાબ છે,
પેદર એનો જહાંજોય સોહરાબ છે."

## રૂસ્તમે શીરૂઇને સવાલ કીધો.

રૂસ્તમ બરજોરને જમીન ઉપર પટકી તેની છાતી ઉપર ચહડી બેસી જેવો તે તેને જબેહ કરવા જતો હતો, તેવામાં બરજોરની માદર શીરૂઈ, જે દુરથી આ જંગનો મામલો જોતી ઉભી હતી, તે પોતાના બેટાને રૂસ્તમને હાથે કતલ થતો જોઈ, દીવાંની જેવી બાવરી બની, પોતાનું કપાલ કુટતી અને માથાનાં બાલ પીખતી હાય-વ-જારીના પુકારો કરતી મયદાંનમાં દોડી આવી, રૂસ્તમને સમજાવી, તેને બરજોરની ઓલખ જાહેર કરી, અને તે સોહરાબનો દીકરો છે, એમ રૂસ્તમને જણાવ્યું. રૂસ્તમે એક ખાંનદાંની બાનુને, આવી રીતે હાય-વ-જારી કરતી સાંભલી, પોતાનો હાથ તેજ વખતે ખાંચ્યો, અને શીરૂઈને પુછવા લાગ્યો:—

"અરે કોણ છે તું, ઓ બાંનું હસીન,
તું છે જાગતી કે સપન[2] માંહે લીન.
કરી હા-વ-જારી, પિખે સર બાલ,
ગજબ છે તદબીર, ચૂકતી કમાલ.
સખુનો તું જે કાંઇ બોલી રહી,
પૂરાવો તુંજ પાસ છે શું અહીં.
અએ બાંનુ દિસે તું બડી નેકજાદ,
મગર આવતો નહિં મને એતેકાદ.
બની કેમ બાંનુ તું સોહરાબની,
થયો કેમ સોહરાબ તારો ધણી.
કરી કેમ શકે તારી સાબેત વાત,
રચી છે શું તદબીર, કરવાને ઘાત.
કહે તારી પાસે શું નીશાંન છે?
મને કેહ તારૂં શું ખાંન્દાંન છે?
સૂણી વાત તારી મને ખેદ છે,
તૂરત કેહ ખોલી, શું ભેદ છે?
અગર છે બરજોર તારો પિસર,
'ને સોહરાબ બરજોરનો છે પિદર.
કાં રાખિયો તેં છૂપાવી ભરમ,
કિધો કાંય રૂસ્તમ ઉપર તેં સિતમ.
કસંમ પર કેહજે સાચા સુખન,
રખે કાંઇ કરતી ફ્રીતુર-ફંન.
ખાંમોશ બંધ કર તહારો વિલાપ,
મને આપ સિધ્ધો એનો જવાબ.
અગર છે એ દીકરો સોહરાબનો,
થયો દુશમંન બાપના બાપનો.
અગર છે તોખ્મ નરીમાંનથી,
મરાવા તું લાવી દિલોજાંનથી?
કરાવવા કતલ તું રૂસ્તંમને,
લઇ આવી બરજોરને મુજ સાંમને?
ખરૂ કેહ મને તું, તુંને છે કસંમ,
કહે ભેદ ખોલી, એ શું છે ભરંમ."

## શીરૂઇએ બરજોરના જનમનો ભેદ રૂસ્તંમ આગલ જાહેર કીધો.

હતું દીલ દરદમંદ, સીનુ ફિગાર,
જબાં ખોલી બોલી તે મેહરનિગાર:
"અએ પેહલવાંન ઇરાંનના નામેવર,
તૂં ખંજરને ફેંકી, પછી વાત કર.

૧ કરૂર, યાને ક્રુર.   ૨ સપન, યાને સ્વપનો.

ધસકથી બની છે જખાં નિરઉતર,
જોઇ હાથ ખંજર, લરજે જીગર.
ડરૂં છું તુંથી બરજોર કાજ,
ચિરે એનું જીગર, ખોઇ મિજાજ.
હકિકત સૂણી, એ રહ્યો છે પડી,
વહે નીર નયેનોથી આંસું ઝરી."

* * *

શીરૂઇના સુખન, સૂણી આ સમે,
તૂરત ફેંકી ખંજર દિધું રૂસ્તંમે.
કહ્યું રૂસ્તંમે: "બાંનુ એ દર્દનાક,
બચાં કર રાખી ઠેકાણે દિમાગ.

## રૂસ્તંમનું બરજોરને છોડી મુકવું, અને શીરૂઇએ બરજોરના જનમ બાબે એકરાર કરવો.

શીરૂઈનું કલપાંત અને આજીજી ભરેલાં સખુનો સાંભલી, તેમજ સોહરાબના બાબમાં શીરૂઇએ કરેલા કેટલાક ભેદ ભરેલા ઈશારા સાંભલી, જેહાં પેહલવાંન રૂસ્તંમનું મન ચકીત થઈ ગયું, અને તે અતિશય મુઝવણમાં પડયો. શીરૂઈના સખુનો સાંભલ્યા પછી, રૂસ્તમની નજર સાંમે સોહરાબનો ચીતાર તેને હવામાં ઘુંમતો દેખાતો હોય, એવું તેને તે લડાઈના મયદાંનમાં દેખાવા લાગ્યું, અને જમીન ઉપર પડેલા બરજોરની સીકલ, હવે રૂસ્તમને હુબહુ સોહરાબના અસલ ચેહરાની નકલ જેવી દેખાવા લાગી! જેમ જેમ તે દીલાવર પેહલવાંન બરજોરની સીકલને વધારે જોતા રહ્યા, તેમ તેમ તેની હવે ખાતરી થવા લાગી, કે બરજોરની સીકલ તેના બેટા સોહરાબની ચોખી નકલ હતી. તુરતજ રૂસ્તમે શીરૂઈની અરજ ઉપરથી, પોતાના હાથ માંહેલું ઝેરી ખંજર, જે વડે તે બરજોરનું જીગર ચીરી નાખવા તઇયાર થયો હતો, તે ખંજર તેણે પોતાના હાથમાંથી દુર ફેંકી દઇ, બરજોરની છાતી ઉપરથી ઉઠી ગયો, અને શીરૂઈ શું એકરાર કરે છે, તે સાંભલવા તે ઇંનતેજાર બની રહ્યો.

તફડતી છાતી, ધડકતું જીગર,
શીરૂઇએ નર્માને કીધા શુકર.
દૂઆ ચાહી દીલથી હજારો-હજાર,
સબબ પામી આજે રોશન કરાર.
થઇ દીલથી નાબુદ ધસક ધાસતી,
ઉભી સામે રૂસ્તંમ જોઇ લાજતી.
મગઝ ખલબલતું થયું શાંત જ્યાર,
ધરી ધીર શીરૂઇ, કરે એકરાર.
જઇ પાસ બેઠી જમીનની ઉપર,
બોલી કે: "સાંભલ એ નામેવર.
કહું છું હકિકત, ખોલી જબાંન,
હવે વાત સાંભલ જહાં પેહલવાંન.
સદા રેહજો રોશંન મિસલ આફતાબ,
ખરો ભેદ ખોલું, ખોલી નિકાબ.
વતંન મારૂં વંનની[1] ધરતી હતી,
બની વંન-રાણી, હું ફરતી હતી.
પેદર મારો વંનનો હતો બાદશાહ,[2]
હતી મેહરવંતી મુજ પર નિગાહ.
ચહડેલો હતો જંગે અફ્રાસિઆબ,
હતું તેનું લશકર બહુ બેહિસાબ.
હતો તેનો સાલાર સોહરાબ વીર,
હતા સાથ તેની બીજા દલીર.
પડયા નાખી તંબુ, તે વંનમાં તમામ,
મચી જંગની ત્યાં હતી ધુંમધાંમ.
પડોસે હતો એક નિરમલ ઝરો,
ગઇ નીર ભરવા, લઇ હું ઘડો.
સમો તે હતો એક રોજે બૂરો,
પૂગ્યો ત્યાં આવી સોહરાબ સૂરો.
નજર તેની મુજ પર એકાએક પડી,
પડયો મોહી જોતાં મને તે ઘડી.
મલી ચાર ચશ્મો નૂરે-નૂરાંન,
ફરેફતા થયો તે જંગી જવાંન.

૧ શંગાંન શેહરની બહાર આવેલું જંગલ. ૨ તે જંગલનો માલેક.

પડી પ્યાર અંદર, થયો મદહોશ,
રહ્યો કાબુ અંદર નહી તન જોશ.
ગમ ગમથી દમ દમ ઘૂંટાઇ ગયો,
સૂબો–શાંમ આરાંમ લૂંટાઇ ગયો.
સજધજ, સજાવટ, હુસ્નો–હસીન,
બુલંદ બળ, બહાદુર, વીર નામચીન.
ગીરફતારે મોહબત, જીગર બેકરાર,
ગજબ થાઇ હાલત, દમ, દીલ, ફિગાર.
મૂલાકાત હમારી, થઇ દમ–બ–દમ,
કહું વાત હવે કેમ, બિજી રૂસ્તમ."

* * *

"થયો કુચનો વખ્ત એક રોજ જ્યાર,
રડી હિનભાયગ, હું જાર જાર.
સબબ હું હમેશથી હતી ભારદાર,
લૂંટાઇ ગયો તો મહારો કરાર.
જોઇ મારી હાલત, કીધો વિચાર,
ધરી ગોદ અંદર, કિધો એકરાર.
બોલ્યો સોહરાબ: "હું સમજી ગયો,
તૂંને ફાયેદો આસમાંથી થયો.
સમજ ઓ મહાબુબ, દીલના કરાર,
એ ફરઝંદ તૂમ્મે છે સાંમેસવાર.
એ ઔલાદ છે રૂસ્તંમ પેહલવાંનની,
એ જાતે છે નિશાંન ઇરાંનની."
કહી એમ આપી અંગુશ્તરી,[1]
ચલકતી હતી જે મિસલ મૂશ્તરી."
"કહ્યું એમ આપી: અએ જાનેમંન,
સૂણી ધ્યાંનથી લે મહારા સૂખંન.
અગર તારે પેટે પિસર અવતરે,
અને દેશ ખાતર જંગે ચહડે.
તૂં તેને દેજે એ અંગુશ્તરી,
કેહજે કે પેહડે સદા હર ઘડી.
થશે તેથી હર વખ્ત ફીરોઝગર,
ચમકશે તે જંગે બડો બખ્તવર.
અગર અવતરે એક જો દુખતર,
તો પેહરાવજે તેના દસ્તો[2] ઉપર.
કિધી કુચ કહી એમ લશ્કર સાથ,
મલ્યો નહિં ફરીથી, કિધીબી ન વાત.
ગયો તે ગયો! બસ સદાનો ગયો,
ગયો આએ જગથી, નહિં ત્યાં રહ્યો.
કજાથી તેની બની બાવરી,
બેહેતર થતે જો જતે હું મરી.
જનમ્યો પેટે બરજો પિસર,
કિધો પાલી મોટો, એ વીર નર.
રહ્યો સંપી સુખે, વિના ગમ અલમ,
નથી જાણતો એ જનમનો ભરમ.
કિધો એને વંનમાંહે મેં ખેતીકાર,
રખે જાય જંગે લઇ હથિયાર.
રખે જઇ જંગે પેદર સમ લડે,
રખે બાપને મોત બેટો મરે.
મગર એની સરજત રૂઠી રહી,
મૂલાકાત તૂરકી શાહ સંગ થઇ."

## બરજોરના જનમનો ભેદ સાંભલી, સોહરાબે શીરૂઇને આપેલી વીંટી રૂસ્તમે જોવા માગી.

શીરૂઇની જબાંનથી, તેણીનો એકરાર, જેહાં પેહલવાંન ઘણાજ ધ્યાંનથી સાંભલી રહ્યો, અને સોહરાબની મોહબતની હકિકત સાંભલી, તેની આંખોમાંથી આંસુની ધારા વેહતી થઈ, અને એવો એક સોહીલ સીતારા જેવો ખુબસુરત, અને પેહલવાંન બેટો જંગના મયેદાંનમાં પોતાનેજ હાથે જબેહ થઇ ગયો, તે બનાવની સઘલી ગઈ ગુજરીની યાદ તેને હઇડે ચહડી આવવા લાગી. રૂસ્તમે શીરૂઇની જબાંનથી તેણીનો તમામ એકરાર સાંભલી લેઈ, સેવટે તેણીને પુછ્યું:—

સૂણી લઇ હકિકત સહું ધ્યાંનથી,
પછી પુછિયું રૂસ્તંમે માંનથી:
"અગર વાત તારી હોય જો ખરી,
કહાં છે બતાવી દે અંગુશ્તરી.
છૂપાયો એ વાદલમાં ભેદ છે,
તૂં કેહતી નથી એ મને ખેદ છે.
હકિકત મને તારી મંજુર છે,
મગર તે ભરમથી ભરી પુર છે."

૧ અંગુશ્તરી, યાને વીંટી. ૨ દસ્તો, યાને હાથના આંગલાં ઉપર.

## સોહરાબે શીરૂઇને આપેલી વીટી તેણીએ તુરતજ રૂસ્તમને કાહડી દેખાડી.

તૂરત બોલી દીલ રંગ ખોલી જબાંનઃ
"આ રહી વિંટી, લે તું પિછાંન.
હતો એનો માલેક, સોહરાબ વીર,
કતલ થાયો તુંજ હાથ પર બેનઝીર.
તે મારો ખાવિંદ, ખશે નામવર,
કરૂ યાદ તેને શામો-સહર.
થયું બખ્ત તે વન મારૂં ફના,
પડી એખલી મુજના વીર વના.
મધુર મુખ તેનું, દિલ ખુશ હલક,
નથી તેવું કોઇનું દિઠું આજ તક.
અજબ હોઠ તેના, અજબ રૂખસાર,
થયો મારો જીવ-જાંન, તે પર નિસાર.
અજબ તેની ઢબછબ, અજાએબ વિવેક,
હતો તે બેશક લાખોમાં એક.
મુખ તેનું મોહન, અજબ દિલ હરન,
કદમાં કદાવર, ગુન્યેદહન.
ચશ્મો બે કાતીલ, અજબ મહાપાર,
એવો તે નુરમંદ, રોશંન દિદાર."
ઉભી નાર સુંદર આંસુ ભરી,
નવેસર જુની વાત હઇડે ચહડી.

* * *

લિધી રૂસ્તમે તે વિંટી હાથમાં,
રહ્યો નિરખી જોતો ગભરાટમાં.
તપાસી રહ્યો ખુબ સાંમેસવાર,
નહી હાંમ રહી કે કરે ઇનકાર.
મનન ખુબ કરતાં માલમ પડી,
હતી તે તેનીજ અંગુશ્તરી.
પડી યાદ તેને સમનગાંનની,
ચહડી યાદ ચિતમાં દીલજાંનની.[1]
જે આપી હતી તેહમીનાને નિશાંન,
હવે તેને આવ્યું, તૂરત તેનું ધ્યાંન.
બોલ્યો તે મનનાં વિચાર એમ કરીઃ
"એ બેશક છે મારી અંગુશ્તરી.
એ વીટી હશે આપી સોહરાબને,
ગયો જ્યારે મલવા મુલક આપને."
હતી એ નિશાંણી સામેસવાર,
બની હર્ખઘેલો કીધો પુકાર.
ખૂશી માહે આવીને મારી છલંગ,
દિધો છોડી બરજોર પિલતંન પિલંગ.
કૂદી તે રખસ પર થાયો સવાર,
કહ્યું બરજોં'નેઃ "ઓ નામદાર.
તૂને કેરદેગારે દિધું જીવદાંન,
દિસે તુંજ ઉપર ખૂશી આસમાંન.
ઊઠી ઝટ ઘોડા ઉપર થા સવાર,
લઇ જાઉં તુંને ખુશરૂ દવાર."

## બરજોરે રૂસ્તંમ ઉપર દુઆ ગુજારવી.

રૂસ્તમને હાથે કતલ થતાં આવે ટોકટ વખતે પોતાને બચી ગયેલો જોઈ, બરજોર તુરતજ જમીન ઉપરથી ઉઠી ઉભો થયો, અને જેહાં પેહલવાંન રૂસ્તમના ઘોડાની રીકાબ પકડીને તેને દુઆ દેવા લાગ્યો.

સૂણી જીંદગીની હકિકત તમામ,
થયો દીલથી બરજો' ખૂશી નેકનામ.
જનમના ભરમનો જાણી હિસાબ,
રહ્યો તે પહડી કીસમતની કિતાબ.
પેદરની સૂણીને ખૂબી ગુલઝાર,
નયેનોથી વેહતી થઇ નીર ધાર.
ચહડી'તી જીગરમાં મહોબત અગન,
અગનનીં જલનથી જલતું બદન.
જલીને થતું દીલ મિસલે કબાબ,
આંખોથી વેહતાં હતાં ખુંને-આબ.
થયું'તું જીગર ખુબ તપી તાપથી,
થતો ખેદ મોહબત સંતાપથી.
હરખ ભેર ઉઠયો છોડી જમીન,
નમીને ઉભો મિસલ કમતરીન.
નમાવી સરને કિધી બંદગીઃ
"ઇલાહી બચાવી તું એ જીંદગી.

૧ રૂસ્તમે સમનગાંનની શાહઝાદી તેહમીનાને છુટો પડતી વખતે, તેણીને જે વીટી આપી હતી, તે એજ વીટી હતી, તે માટે એ ઇશારો છે. (કરતા)

ઇલાહી તું છે ખલકનો ધણી,
ખતા બક્ષ જે, જે, મુજથી બની.
ઇલાહી ખલક 'ને ફલક તાહરી,
હવે પાસબાંની તું કર માહરી.
દૂઆ તુંજ હકમાં નિસ-દિન કરૂં,
ફરી હાથ દુશ્મનને નહિ પડું.
જનમના ભરમથી હતો બેખબર,
હતો પ્યારો સોહરાબ, મારો પેદર.
સજાને હું લાયક સજાવાર છું,
બેશક હું તારો ગુન્હાગાર છું."
કહી એમ બરજોરે કીધું નમંન,
ગલે લાગી બોલ્યો તે પીલતંન:
"અગર હોય હુકમ તો ખોલું જબાંન,
અરજ મારી સાંભલ જહાં પેહલવાંન.
આ તુરાંની લશ્કરને કર દરગુજર,
જવા દે રૂઇન સંગ વિના કંઇ જીકર.
થશે તેથી રોશંન મહારૂં રવાંન,
અરજ મારી મંજુર કર મેહરબાંન."

## રૂસ્તમે બરજોરને જવાબ દીધો.

કરી યાદ દીલમાં પરવરદેગાર,
લગાડી બરજો' ગલે વાર-વાર.
ચૂમી હાથ, રૂખસાર, ચુમી કપાલ,
ખુશી થાઇ રૂસ્તંમ કરતો વહાલ.
કંમરથી કંમરબંધ છોડી અલગ,
કિધું જંગ કુશ્તીનું બીલકુલ તરક.
થયો પાર વન રૂસ્તંમને હરખ,
હરખથી ચમકી ચેહરે ચલક.
બોલ્યો ખુશી થઇ કાહડી હલક:
"ફિકરમંદ ના થા પિસર મુતલક.
જવા દે રૂઇનને એકદમ હવે,
ખૂશી હું થવશ તેઓને જવે.
મને કાંમ રૂઇનથી કંઇ નથી,
સિતારાની મારા ફરી છે ગતી.
નબીરે તું મારો, પોસરનો પિસર,
ગલે લાગ મારે, ઓ લખ્તેજીગર.
જવા દે તું રૂઇન, તેને વતંન,
છે મારે મન આજ બહારે ચમંન."
જોઇ ખુશ રંગમાં બે મહા વીર,
થયા ખુશ જોઇ કુલ ઇરાંની દલીર.
હરખથી પૂકારી કહ્યું રૂસ્તમે:
"સૂણો કુલ ઇરાંણી, તમો આ સમે.
ઉભો છે જે તુરકી મહા જોરવર,
બાંધી'તી મુજ સાંમે જંગે કંમર.
જે ચાહતો'તો કરવા કતલ રૂસ્તંમ,
મલિયો છે તેના જનમનો ભરંમ.
ચમકયો ગગન પર આફતાબ છે,
એ બરજોર ફરઝંદે-સોહરાબ છે."

* * *

પુગી ગઇ સિસ્તાંન જ્યારે ખબર,
કે બરજોર સોહરાબનો છે પિસર.
અચંબીત થાયો જુજરોગ ઝાલ,
સમજીયો બદલાઇ સિતારાની ચાલ.
નહિ તેની ખુશીની રહી કંઇ કમી,
થઇ તેની નાબુદ કુલ્લે ગમી.
ફરાંમર્ઝબી થઇ ગયો ખુશહાલ,
જવારેહબો સુણી થયો રંગ લાલ.
ખબર જાણીને ખુશ થયું સિસ્તાંન,
થયાં સહું હયરત સૂણી દાસ્તાંન.
ખુશી થઇ ફુલી ગયો ઝાલેજર,
ગયો સાંમે લેવા તે જીદતર.
જોતાંજ બંને બગલગીર થયા,
વરસાદ ચુંબનના વરસી રહ્યા.
મલી સંગ બેઠી કુલ અંજુમન,
હરખથી ફુલી રહ્યાં હર જન.
વાગી રહ્યાં હર ઘર ગાંન-તાંન,
ખુશીમાં ગરક થઇ ગયું સિસ્તાંન.
તલ્લુ થાયો 'રોશન' ગગન આફતાબ,
થયો ચાલુ મેહફીલે દોરે શરાબ.

# દાસ્તાંને-સુસન રામીશગર.

રૂસ્તંમ અને બરજોરના દાસ્તાંનનો ઉત્તર ભાગ.

(સાંધન રૂસ્તમ અને બરજોરના દાસ્તાંનમાં બનેલા છેલ્લા બનાવો પછી.)

# દાસ્તાંને-સુસન રામીશગર.

### કાદીર-એ-મુતલકની[1] સિપાસો-સના.

સિપાસો સના તારી પરવરદેગાર,
નમી તારો બંન્દો ઝૂંકે ખાકસાર.
નિરંજન, નિરાકાર, નિરંતર બાપ,
ખતા દરગુજર કર, ગૂન્હા કર માફ.
કરૂં યાદ એક સો અને એક નાંમ,
સફલ થાય મારૂં મુશ્કીલ કાંમ.
નમું હું તુંને દાવરે દાદગર,
કરમ કર સાહેબ બંન્દા ઉપર.
ખલક 'ને ફલકનો તું છે ધણી,
કરાંમત છુપી 'ને જાહેર ઘણી.
પવન, પાહડ, પાણી અને આસ્માંન,
બનાવટ તહારી મહાંન આ જેહાંન.
ખૂદાવંદ અશોનો અશો પાક છે,
બંન્દો તહારો સદા ખાક છે.
ખુદાવંદ જગત તુંજનો ખેલ છે,
પૂગે કેમ બંન્દો એ મૂશ્કેલ છે.
સિતારા 'ને સુરજ દિપે તાપથી,
ફરી રહી ધરતી તું આપથી.

હવે આસ દિલમા નથી કંઇ રહી,
જે જે હતી કંઇ, રહી તે નહી.
પડી એક રોજે એવી સહવાર,
થયો અસ્ત ખુરશેદ સૂમાર એક-બાર.
નજર સામે દીઠો, યમ હુ-બ-હુ,
થયો રૂહ પરવાસ મુંજ રૂબરૂ.[2]
સૂણાવી આખર સુખન મુ-બ-મુ,
'જ્યાં હું ત્યાં તું', 'ને તું ત્યાં હું.'
રહ્યો આ જગે, ફક્ત હું નામને,
રહ્યો ફક્ત જગમા કથન કાંમનો.
દે દે ઓ દાદાર, મને તું મદદ,
કરૂં હું નવાં કાંમનો કંઇ કસદ.
મને આએ ફાંની નથી કાંમની,
હું ચાહું હવા બસ મિનોઇ ગાંમની.
નવી હું કથાનું રચું કીરતન,
કથું રામીશગર સુસન કથન.
દમદમ જબાંપર ધરી નામને,
શરૂઆત 'રોશન' કરે કાંમને.

* * *

## દાસ્તાંને સુસન રામીશગર.

### રૂઇને પાદશાહ અફરાસીઆબ આગલ જઈ તેણે બરજોર વીરો સઘલી ખબર જણાવી.

દીલાવર બરજોરે પોતાના બપાવા જેહાં પેહલવાંન રૂસ્તમને અરજ કરવાથી, તેણે પીરાંનના દીકરા પેહલવાંન રૂઈનને, તેના તમામ લશ્કર સાથ તેને વતન જવાની રજા આપી.

તુરાંની પેહલવાંન રૂઇન, બરજોરના બાબમા બનેલા બનાવથી દલગીર બની, પોતાના લશ્કર સાથ જંગના મયેદાંનમાથી પોતાને વતન જવા પાછો ફર્યો.

સફરની મંજલ પુરી કરી કુમલાયલે ચેહરે, રૂઇન રાજધાની શેહરમા જઈ પુગ્યો, જ્યાં તેને માલંમ પડયુ, કે પાદશાહ અફરાસીઆબ દરબાર ભરી પોતાના પેહલવાંનો સાથ મોજ શોખમા મશગુલ થયલો હતો, અને વઝીર પીરાંન તેના જમણા હાથ ઉપર બેસી, ખુશ મીજાજે પોતાના પાદશાહ અફરાસીઆબની સીફત ગાઈ રેહો હતો.

---

૧ કાદીર-એ-મુલક, યાને જમીન અને આસ્માંનને પેદાનો કરનાર સાહેબ.   ૨ તારીખ ૨૫ મી ડીસેંબર ૧૯૨૪, રોજ રસ્ને રાસ્ત યજદ, માહ તેસ્તર વીર યજદ.

દરબારના નકીબે પેહલવાંન રૂઇનના આવા પુગવાની ખબર પાદશાહને જાહેર કીધી, અને તે દીલાવર પેહલવાંન અફરાસીઆબની દરબારમા દલગીર અને ઉદાસી ચેહેરે દાખલ થયો, અને અદબથી નમન કરી, જમીનને બોસો લઈ ઉભો. જ્યારે અફરાસીઆબે પીરાંનના દીકરા રૂઈનને એવી રીતે ગમખાર દીઠો, ત્યારે અફરાસીઆબે તેને પુછ્યું :-

“અએ સુરવીર નર, પેહલવાંને-જમીન,
અજબ તારો ચેહરો દિસે ગમગીન.
કેહ તું હકીકત, ખોલી જબાંન,
કેમ છે દૂખી દીલ, કર તું બયાંન.
બની શું ખિના, એમ ગયો હેબતાઇ,
ગયો કેમ ચેહરો તહારો નબઇ.
કહાં તારી ઝંમક, કહાં છે દમામ,
ગઇ કહાં ખૂશાલી, કહે નેકનામ.”

* * *

હુંકમ સુણી શાહનો બોલ્યો રૂઇન:
“કહું શું હકીકત, અએ આલેમીન.
સદા શાદ રાખે તૂને આસ્માંન,
ખબર છે નાખુશ, કરૂં શું બયાંન.
ગયો 'તો શિકારે, હું લશ્કર સંગ,
દિઠો તે વંનમા અજાએબ રંગ.
મને મલ્યો બરજો બિયાબાંનમા,
હતો જે પડેલો જીન્દાંનમા.
હતી સાથ બે બાંનુઓ નામેવર,
હતી બંને હિંમતમા ખુબતર.
કદમાબી તેઓ કદાવર હતી,
સુરતમા બેશક સુંદર હતી.
અજબ બંને બાંનુની હિંમત હતી,
નાજો અદા 'ને નજાકત હતી.
મલાઝો અદબથી કરતી હતી,
તવાઝાથી મનને હરતી હતી.
કરતી ખાલેસ મને ગૂફ્તગુ,
શીરીન સૂખન બોલતી મૂ-બ-મુ.
નામે તે શીરૂઇ હતી નેકનાંમ,
હતી માત બરજોરની તે મૂકાંમ.
હસીન એક હતી નાર બીજી ખડી,
કિધી જેણે બરજોરની રેહેબરી.
ચગોર તેની ચંચલ, ચાતુર નજર,
ચશંમ તેની કાંતીલ, હાંમી[1] જીગર.
હુંન્નરમંદ ભારી, કળથી ભરી,
શીરૂઇ સાથે હતી તે ખડી.
નમાની ભરપુર હતી ઝેનથી,
મૂસીબતમાંબી હતી ચેનથી.
મલી સંગ શીરૂઇ બેહરાંમ સાથ,
કનીજે ઘડયો અજબ એક ઘાટ.
રચી એક તદબીર બરજોર કાજ,
બચે જેથી કએદી[2] ગરદનફરાજ.
થઇ તે મદદગાર જીન્દાંનમાં,
કિધું કાંમ બરજોનું આસાંનમાં.
રચી ખુબ તદબીર ધરી ધ્યાંનથી,
પડો પાર મુશ્કીલ રેહમાંનથી.
થઇ હલ મૂસીબત, છૂટો નામચીન,
નિકલ્યો લઇ માત સાથે હસીન.[3]
છૂટી કેદમાંથી નિકલ્યો બહાર,
સમજ્યો જમાનાએ દીધો કરાર.
થતાંતાં બિયાબાંનમાંથી પસાર,
મલ્યો રાહમે રૂસ્તંમ સાંમેસવાર.
થયું જંગ બરપા, જંગલ મિયાંન,
થયો જેર રૂસ્તંમ જેહાં પેહલવાંન.
કપટથી ધરી વેર દીલમાં જબુંન,
ચાહ્યું કરે ઝેર દઇ તેનું ખુંન.
પકાવીને પકવાંન લેહજતદાર,
કીધાં પમરતાં ખુબ ભારોભાર.
મૂકયું ઝેર કાંતીલ તેની ભિત્તર,
લઇને આવ્યા ઇરાંની નફર.
મશક એક સાથે હતી આબની,
મિટાવે તરસ તે બેતાબની.

૧ હાંમી જીગર, યાને હિંમતથી ભરેલું જીગર. ૨ કએદી, યાને બરજોર જે કેદમાં પડેલો હતો, તેને માટે એ ઇશારો છે. ૩ હસીન, યાને ખુબસુરત રામીશગર, જે બંદીખાનામાં બરજોરની સેવા કરતી હતી, તેને માટે એ ઇશારો છે.

રૂસ્તમની આપી મૂબારક સલાંમ,
મૂકી સૌં ગયા તે બરજોં મૂકાંમ.
મગર શક પડયો મને તતકાલ,
કજાનો મે જોયો તેમાં જવાલ.
રવાંના કીધાં ઝેરી પકવાંન ખાસ,
મરે ખાઇ વનમાં પાંમી તરાસ.[1]
તૂરત ભુલ ભાંજી કરાવી તપાસ,
થયો તેથી બરજોર દીલથી ઉદાસ.
ખવાડીં નવાલો સગને[2] ધરી,
ખબર તે ખોરાકની ગઇ પડી.
ખાતાં મૂવો તે તુરત તરફ્ડી,
પડી ત્યારે માલંમ ખુબી ખરી.
જોઇ દુશ્મનની કંગાલ ચાલ,
તપી થાયો ગૂસ્સાથી બરજોર લાલ.

થયું જંગ જારી પડતાં સહુવાર,
લડયા બેહુ જંગી, બની ખુંનખાર.
મગર રૂસ્તંમે જોર જબરૂ કરી,
પટકયો બરજોર કંમર ધરી.
કરતો'તો ખંજરથી સરને કલંમ,
મગર બોલી શીરૂઇ: 'સબર રૂસ્તંમ.
સબર કર સબર, તું જરા ઠાંમ ઠાંમ,
તૂં મારીને બરજો, થશે બદનાંમ.
એ બરજોર સોહરાબનો છે પિસર,
એ છે તારી બુનિયાદનો બખ્તવર.'
સૂણી હાલ રૂસ્તંમ થયો ખુશહાલ,
ખૂશીથી ફુલી થયો લાલ લાલ.
મલી સહું ગયાં તેઓ સિસ્તાંનમાં,
ફરયો ત્યાંથી પાછો હું તુરાંનમાં."

## બરજોર રૂસ્તમનો નબીરો નીકલ્યો, એ ખબર સમજી અફ્રાસીઆબનું દુખી થવું.

સૂણી આ સમાચાર ખાનેખરાબ,
દુખી થાયો અંતરમે અફ્રાસીઆબ.
ખબરથી તપીને થયો કોફ્નાક,
જીગર તેનુ તડફી થયું ચાક-ચાક.
ફુલી ગઇ આંખો, ગજબથી ભરી,
ભૂલી ભાંન ભુલ્યો તે બહાધરી.
બનીને ફિકરમંદ બોલ્યો શાહ:
"હવે લાજ રાખે તે કેબ-લેગાહ.
મલી બંન્ને તુરાંન કરશે ખરાબ,[3]
નવો થાયો બરપા આ રંજો-તાબ.
ગજબ આએ મુજપર, અરે આસમાંન,
હવે થાશે બેશક નવું રમખાંન.
ગઇ ઉંઘ 'ને ભુખ મારી લૂટઇ,
નથી મુજ દુખની દીસતી દવઇ.

નથી કોઇ રહ્યું મુજ દુખનું શરીક,
નથી પાસ કોઇ મારો જાંની રફીક.
નજર સાંમે દીસે કજાની કટાર,
કરમ કર બન્દા ઉપર કેરદેગાર.
જોઇ બાપ-બેટા[4] ચહડે ધ્રુજની,
જુલમગાર બબ્બેની જોડી બની.
નબીરો નરે શેર બળમાં પુરો,
બપાવોબા તેવોજ સુરમાં સુરો.
મલી બાપ-બેટા જાલંમજોર,
લૂટી લેશે દુનિયા, ચલાવીને દોર.
નરે શેર એક છે, બિજો અઝદાહ,
મને કોઇની હિંયાં, ના રહી પનાહ.
એવી તો હરગેજ હતી નહી ખબર,
કે ઔલાદ હશે ઝાલની બુરજિગર.

નવો આ ગઝબ તારો ચર્ખે-કહંન,
ફિકરથી થયું મારૂં દીલ દર્દમંદ."

---

૧ તરાસ, યાને ત્રાસ. ૨ સગને, યાને કુતરાને. ૩ રૂસ્તમ અને બરજોર બંને સાથે મલી તુરાનને હવે પાયામાલ કરશે, એવી ફીકર અફ્રાસીઆબને પડી, તે માટે આ ઇશારો છે. ૪ બાપ-બેટા યાને રૂસ્તમ અને બરજોર.

## રૂસ્તમ અને બરજોરના બળથી હાર ખાઇ અફરાસીઆબનું દુખી થવું, અને વઝીર પીરાંને તેને દીલાસો દેવો.

"ગૂનાહ શું કિધો તારો મેં આસ્માંન,
રિબાવી મને તું કરે મારી હાંન.
કિધી મારી જીંદગી બિલકુલ સિહા,
નથી કોઇ કરે મારો દુશ્મંન જબાહા.
નબીરો નિકલિયો એ રૂસ્તંમનો,
એ વરસાદ વરસાવશે ગમનો.
નથી કોઇએ જગમાહે લીધો જનમ,
કે હોય જોર જેનું બરજોર સમ.
હતો એકલો રૂસ્તંમ આજ તક,
ફના કરશે બરજોર સંગ તે ખલક."
સૂણી ગમભરી આ ફિકર ફરિઆદ,
દૂખી થાઇ દરબાર, થઇ નામૂરાદ.
અમીરો, વઝીરો થયા દર્દમંન્દ,
પડયા કુલ ફિકરમાં પેહલવાં ચુનંન્દ.
વઝીરે ધરી હાંમ બોલી જબાંન:
"અએ શાહ સદા ખુશ રેહો આ જહાંન.
બુલંદી તહારી નથી કંઇ કમી,
કરે કાં દીલથી તું એમ ગમી.
દલેરી તહારી જેહાં આશકાર,
મહાચીન-ચીનનો તું શેહરિઆર.
જમાનાંના વીરો તહારા ગૂલાંમ,
નમી સર ઝુંકાવે સુણતાં કલાંમ.
તુબ્મે તું શાહી, નિપુણ ગુણ છે,
એૌલાદે તુંબી ફરીદુન છે.
નબીરો પશંગની બુનિઆદનો,
તું માલીકે આલમ શેહનશાતનો.
તું બળમાં છે પુરેપૂરો જોરવર,
ધ્રૂજે તુંજ પૂકારે દરીઆ-મગર.
તો તૂં પાસ દુશ્મંન શું છે બિસાદ,
ખૂશી તું બનીને થા દીલશાદ.
અગર દોરે દુશ્મંન બરતર થશે,
તૂરાંનીઓ હરગેજ ન કમતર થશે."

*　　*　　*

## સુસન રામીશગરનું ઇરાંની પેહલવાંનોને પકડી બંદીવાંન કરવા બાહર પડવું.

---

### સુસન રામીશગર.

હલકમાં હલક છે, કલમ હાથમાં,
મનમાં મનન છે 'ને રૂહ રહાતમાં.[1]
નઝમ હું લખું, આસ દીલમે ધરી,
અગર રાહત બક્ષે ચર્ખે-બરીં.
જગે[2] કંઇ નથી સુખ મહારૂં રહ્યું,
હતું તે ગયું આજ વરશો થયું.
મને મોજ હવે ફક્ત છે એકમાં,
નઝમ હું લખું જિવીને ટેકમાં.[3]
ભલે હોય બુરી, ભલી કે નરમ,
કિરત ન્યાગાંની કથું દમ-બ-દમ.
ઇલાહી મને બક્ષ મારી કલંમ,
કથા આ રચીને કરૂં હું ખતંમ.
રહ્યો એક કિસ્સો જબરદસ્ત છે,
રૂસ્તમ 'ને એકદસ્ત, મગરમસ્ત છે.
દિલમાં ઉમેદ તે બાકી રહી,
મગર મરજી 'રોશન'ની ખાકી રહી.

### સુસન, તેની ખુબસુરતીનું બયાંન.

હતી ગુલબદન નાર સુસન નામ,
અદા જેની દિલ ખુશ, નાજુક અંદામ.[4]
હતી એક સુંદર ઝન[5], મનહરન,
કરતી જે દરબારે-શાહી ચમન.

---

૧ રહાત, યાને શાંતી. ૨ જગે, યાને દુનિયામાં. ૩ ટેકમાં, યાને કવેતના કાએદા પ્રમાણે.
૪ નાજુક અંદામ, યાને દરેક રીતે નજાકત ભરેલી. ૫ ઝન, યાને ઓરત.

અજબ મિર્ગ નૈયની ગોઝાલા[1] હતી,
સિફતમાં તે સુંદર આલા હતી.
સુરત મનમોહન, બાલા હતી,
અજબ હાંમ-હિંમત જવાલા હતી.
મૂખ મનમોહન લાલા[2] હતી,
ફિતુરમાં તે શયતાંન-ખાલા[3] હતી.
હલકમાં હલક જાણે કોકીલ હતો,
સુણે 'ગર ફરેશ્તો, તો માઇલ થતો.
બદન તન રંગે, મિસલ હાથી દાંત,
નહી તેની સાંની હતો કોઇ ઘાટ.
બાલોના ઝૂલ્ફાં ખુબ પેચદાર,
સિહા રંગ તેનો અતી આબદાર.
ગાલો ગૂલાબી, બદખ્શાંન લાલ,
કપાલે રબે છાંટીયો'તો ગુલાલ.
મુખ માંહે દંનદાંન મોતન લડી,
જોતાં નજર ખુશ રહે ઠીર ઠરી.
"જે સીમીન બરશ,રોસ્તહ દુ નારદાંન,"[4]
સિફત શું કરૂં દોસ્ત અએ દિલજાંન.
ગજબ તેના નયેનો, અજબ તેજદાર,
ભવાં તેના કાતીલ, ખંજર-કટાર.
અજબ તેની ગરદન, સીનો ફરાખ,
જોતાંજ થાતાં જિગર ચાક-ચાક.
લબો લાલ મીસ્લે પરવાલ રંગ,
થતાં 'તા આબેદાબી જોઇ ડંગ.
નિગાહ તેની કાતિલ, તિરછી નજ઼ર,
થતા જોઇ આશક જીરોજબર.
સજતી તે સંણુગાર તનપર પુર,
અજબ બહારે જોબંન, અજાએબ નુર.
ગલાં માંહે બેસુલ મોતન માળ,
કાંનોમે હલકા, હિરા, 'ને લાલ.
દંડપર બાજુ બંધંન મરોર,
કરતો'તો બેશક ચિતને ચકોર.
કદમનો એવો ઘટમ મનહરન,
દલીરોબી જોઇ થતા મુરછન.
કુદરત ખૂશી થઇ ખૂદાની હસે,
નજાકત કેમ ખાકી ઉપર વસે ?
હતી નાઝબરદાર, ચશંમ પુરનુર,
નેજારા નજરના, અગન ભરપુર.
અગર જો તે કરતી ભભુકી નજ઼ર,
જલાવી દેતી કુલ કોહેતર.[5]
સરૂપ-રૂપ સુંદર, ખુબરૂ હસીન,
હતી નહી જોડી પરદે-જ઼મીન.
બનામે ખૂદા નાર સુસંન નામ,
કરતી તે શાહી દરબારે કામ.
દરચંદ કરતી તે રામીશગરી,
દરબારના દીલ લેતી હરી.
બનેલી પુતલી હતી ખાકની,
બનાવટ હતી તે ખૂદા પાકની.

## સુસન રામીશગરે દરબારની પરેશાંન હાલત જોઇ, પાદશાહ અફરાસીઆબને અરજ કીધી.

બરજોર પેહલવાંન રૂસ્તમનો નબીરો નિકલ્યો, એવી ખબર પીરાંનના બેટા રૂઇને જ્યારે અફરાસીઆબની દરબારમા જાહેર કીધી, તે સાંભલી તમામ દરબાર પરેશાંન થવા લાગી.

---

૧ ગીઝાલા, યાને હરણી જેવાં નયેનોવાલી. ૨ લાલા, યાને ગુલ લાલાના ફુલ જેવી સુંદર હતી.
૩ શયતાંન-ખાલા, યાને શયતાંનની માસી જેવી ફીતુરી અને નીરદય હતી.
૪ ઓરતની ખુબસુરતી બયાંન કરતાં ફીરદોસી, નીચલી બે લીટીઓ શાહનામામાં લખે છે.

"રોખાનશ ચું ગુલનારો, લબ નરવાંન,
જે સીમીન બરશ રોસ્તહ દુ નાર દાંન"

એ બે લીટીનો તરજુમો નીચે પ્રમાણે આ અદના લખનારે 'નઝમ'મા રચ્યો છે.

"લબ સંગ રૂખસાર, ખુબ લાલદાર,
ખિલેલા સિનાપર છે બે અનાર"

(જુઓ મારૂ સંપુર્ણ શાહનામુ સર્ફ ૬૨ બાબદ ઝાલ અને રૂદાબેહ.)

૫ કોહેતર (કોહેતુર) યાને કોહેતુરનો પાહાડ.

સુસન નામની એક રામીશગર, જે અફરાસીઆબની દરબારમા તે વખતે ગાન-તાંન ચલાવી રહી હતી, તે આ સઘલો હેવાલ સાંભલી, અને દરબારને આઝુરદા બનેલી જોઈ, અફ-રાસીઆબની મેહરબાંની મેલવવાની મતલબથી બાહાર પડી, અને અફરાસીઆબને અદબથી નમન કરી કહ્યું:—

## સુસને અફરાસીઆબને અરજ કરવી.

જોઇ એવી હાલતે અફરાસીઆબ,
થઈ દીલે સુસન દુખી બેહિસાબ.
નમીને બોલી ઝુંકાવી સરઃ
"અરજ તારી બંન્દી કરે કમતર.
બુલંદ બખ્ત તારૂં રહો શેહરીઆર,
આ બંન્દી તહારી છે તાબેદાર.
રજા લઇ તહારી બોલું સુખંન,
તૂંને રંજીદા જોઇ, દીલ દર્દમંદ.
દુખી કાં બને તું એ નામદાર,
કરૂં તુંજ દુશ્મંન હું ખારજાર.
નથી થાતી નાઇલ કતરે[1] કમી,
કેમ જાય મચ્છરે હાથી નમી?
અગર શાહ મને તું મદદ જો કરે,
તો બંન્દી ધરી હાંમ બાહેર પડે.
તુસ સાથ ગુરગીન, અને ગશતહમ,
કરૂં શેરમર્દો અસીર એકદમ.
પકડી ફરીબુર્ઝને ફન્દમાં,
જકડી હું લાવું હિયાં બંન્દમાં.
કરૂં જેર ગોદરેઝ, બરજોરને,
રૂસ્તમ 'ને બેજન સરજોરને.
કરૂં કાંમ શયતાંન જે નહિ કરે,
ફરાંમર્ઝથી નહિ બંન્દી ડરે.
કરૂં હું તેનેબી એવી સજા,
જાવે તું નજરથી તેની કજા.
કરૂં તેને એવો હું ખારજાર,
કરે તે પર માહેતમ સાંમેસવાર.
બચપણુથી જાણું છું જાદુગરી,
ફિતુર ફંન્દમાં છું સર્વોપરી.
હુંન્નર હર કિસમના મને યાદ છે,
ગુલ 'ને ગૂલાબો બરબાદ છે.
હરીફ કોઇ જમાનામે મારો નથી,
હુંન્નર કોઇ મુજથી ન્યારો નથી.
દેખાડું તૂંને મારો હુંન્નર-ઇલમ,
કરૂં સર રૂસ્તમ, કાપી કલમ.
હફાવી દલીરો ઇરાંની તમામ,
બનાવું હું પકડી તહારા ગૂલાંમ.
બુલંદ બખ્ત નરવર, એ શેહરીઆર,
આ બંન્દી તહારી ખિદમતગુઝાર.
અગર જો હુકમ તું કરે નામેવર,
ઉઠાવું હું એ કાંમને સર ઉપર.
કરી કએદ હાજર, કરૂં તારી પાસ,
બર લાવું તારા જિગરની હું આસ.
નથી ચાહતી લશકર, ન સીપાહ-સવાર,
ખૂદા થાશે મારો મદદગાર યાર."

## પાદશાહ અફરાસીઆબે રામીશગર સુસનને જવાબ દીધો.

અજબ થાઇ સુણી સૂખન નારનાં,
કહ્યું શાહે: "બસ કર લલકાર ના.
નથી કાંમ એ કોઇબી નારનું,
કરો કાંમ બેસીને ઘરબારનું.
જણી બાળકોને ઉધારો તમે,
દરદ દુખમાથી ઉગારો તમે.
સૂખી રાખો ઘરબાર, સંસારને,
ઇફાજત કરો, ચાહો ભરથારને.
અગર નારોથી કાંમ એવાં બને,
કહો કોણ વીરોની કિરતી ગણે.
અગર હોય દાનેશ, અગર જોરમંદ,
મગર જંગે રૂસવા ગુન્હેદહન."

[1] કતરે, યાને એક ટીપું. નાઇલ નદીના પાણીમાથી એક ટીપું ઓછું થાય, તો તેથી નાઈલ નદી કાંઈ ઓછી થતી નથી.

## સુસન રામીશગરે અફ્રાસીઆબને જવાબ દીધો.

પાદશાહ અફ્રાસીઆબને મોહડેથી આવા નાસીપાસી ભરેલા સખુનો સાંભલી, સુસન રામીશગરનુ દીલ જોશ કરી ઉછલવા લાગ્યું. તોપણ તેણીએ પોતાના દીલના જોશને દાબી દઈ, નમનતાઈથી નમીને અફ્રાસીઆબને જવાબ દીધો:

"મહાચીન અને ચીનના બાદશાહ,
રહો તુજ ઉપર ખૂદાની નિગાહ.
સુખન સુણીને મુજ સમ નારના,
જણાવે વિચારો વિના સારના.
વદે છે વચન, નારોને તું હસી,
અકલ નારોની તેં કહાં છે કસી?
બાંધી તું બેઠો છે એવો વિચાર,
મગર ભુલ તારી કહું નામદાર.
હશે તેં દિઠી ચુલબૂલી નારને,
બેશક તે લાયક ધીક્કારને.
સમજ નાઝ-નખરાંમે અકલ નથી,
સદા તેવી નારોની છે દુરગતી.
સજી વસ્ત્ર-લંકાર ફરતી ફરે,
કદી નહી સંસાર તેવી તરે.
નહી હાંમ દીલમા જે નારને,
નાકાંમ તે નાર સંસારને.
અદબ 'ને અદા જે નહી નારને,
નહી માન રહે તેનુ ભરથારને.
ખરી વાત છે તેં કહી શેહરીઆર,
મગર કાંઇ સઘલી નથી તેવી નાર.
છે દાંનેશ પુર્વિણોના સુખન,
કે ઓરતના મક્કર, ફ્રીતુર, ફંન્દ.
બનિયા છે રૂસવા મરદો તમામ,
તો છે શું એ મોટું મુશ્કીલ કાંમ?
કમીની સમજ ના, મને એક નાર,
છૂપો છે સૂગંધી ગુલ[1] માંહે ખાર.[2]
નથી કોઇ જવાંમર્દ હિયાં આ સમે,
કરે કામ એવું જે મુજને ગમે.
નથી તુંજ દરબારે એવો જવાંન,
કરે કાંમ એવાં મુજ સમ મહાંન.
ભલે હોય સુરવીર, ભલે પેહલવાંન,
મગર મારી આગલ મિસલ હલવાંન.
નથી ચાહતી લશ્કર, પીલતન સવાર,
આ બે હાથ મારા, છે ઓસ્તવાર.
કરૂં કએદ રૂસ્તમ, હું મારે હાથ,
તદબીર છે મારી, શું તે બિસાદ.
મગર આપ તું એક મને પેહલવાંન,
હોય જોરમા જે સિંહની સમાંન.
મને આપે હંમેશ છુપી મદદ,
બચાવે તે હંમેશ મારી ઇજ્જત.
બજાવે તે હરપળ, મારો હુકમ,
વિના મુજ હૂકમ તે ભરે નહિ કદમ.
કરે જો તું મંજુર અરજ મુજની,
તો બર લાવું મુરાદ હું તુજની."

## સુસન રામીશગરની દલીલ સાંભલી પાદશાહ અફ્રાસીઆબે તેણીને જવાબ દીધો.

આવી ફસાહત ભરેલી વાત જ્યારે પાદશાહ અફ્રાસીઆબે સુસન રામીશગરને મોહડેથી સાંભલી, ત્યારે તે પોતાના દીલમા પોતાની મુરાદને ખીલવવા લાગ્યો, અને નવી નવી આશાઓ તેના દીલમા પયેદા થવા લાગી. સુસન રામીશગરના સખુનો ઉપર ઉમેદના તરેહવાર કિલ્લા બાંધવાની મોહટી ઉલટમાં આવી, અફ્રાસીઆબે જવાબ દીધો.:—

"અએ નાર સુંદર, તદબીર ભરી,
અજબ હાંમ તુંએ દીલમે ધરી.
કરે કાંમ નહિ જે સુરવીર નર,
પડી બહાર કરવા તું પૂરહુંન્નર.
નથી ચહાતી લશ્કર, સીપાહ, સવાર,
કરે એવી તદબીર શું અખ્તીયાર?
તનાહ નાર વનમા કરી શું શકે?
એ વાહી[3] વાતો તું શું બકે.

૧ ગુલ, યાને ગુલાબનું ફુલ. ૨ ખાર, યાને કાંટો. ૩ વાહી વાતો, યાને ઘેલી ઘેલી વાતો.

મગર નાર તું છે, અજાયબ જબાંન,
દિસે છે મને તું બડી કળવાંન.
અગર તું કરે કાંમ એ આસાંનથી,
નિહાલ હું કરૂં બસ હિલોજાંનથી.
કરૂં કુલ બાંનુની અફસર સુખી,
રહે તું આલમમે બિલકુલ સૂખી.
બની સહું રેહશે તહારાં ગૂલાંમ,
આલમમે થાશે મશહુર તારૂં નાંમ.

હવે કર જાહેર શું તદબીર છે,
તે તારી કીરતીની કલગીર છે."

## સુસન રામીશગરે પોતાની તદબીર અફરાસીઆબ આગલ જાહેર કરવી.

આ હુંન્નરમંદ ઓરતને ઈરાંની નામચીન પેહલવાંનોને કએદ કરવા હિંમત કરી બાહેર પડેલી જોઈ, પાદશાહ અફરાસીઆબનું દીલ નવેસરથી ખીલી રહ્યું, અને તે કેવી તદબીરથી પોતાની તદબીર અમલમાં મેલવા ચાહતી હતી, તે જાહેર કરવા અફરાસીઆબે તેણીને જણાવ્યું. સુસન રામીશગરે પોતાની હુંન્નરમંદી વિશે ખુલાસો કરવા પોતાની જબાંન ખોલી.

"અએ શાહ તપો તું મિસલ મુશ્તરી,[1]
સાંભલ તદર્બાર, નથી મશ્કરી.
કહું છું તે સાંભલ ધીરને ધરી,
નથી નાર જગમાં કોઇથી હરી.[2]
જગતમાં નથી શું થયું નારથી,
કદીબી ડરી નાર છે હારથી.
કર ના જરાબી તું અંદેશ મન,
થશે અંતે આખર, તું ખુરસંદ.[3]
સમજ એ ઇરાંનીઓની છે રસમ,
ફતેહ જંગ કરી સહું મલે હમદમ.
ભરીને મહેફીલ અને ખુશહાલ,
કરે નોશ મયે[4] ખુબ લાલ-મ-લાલ.
ખૂશાલી સહુંમે જામી રહે,
નહી કોઇમા કંઇ ખામી રહે.
બને ખુબ રંગી પીઇને શરાબ,
કરે લાફબાજી,[5] ભૂલી રંજો-તાબ.
દિમાગે ધરી ધુંન, ભુલી વિવેક,
દલેરીની તારીફ કરે યક-બ-યેક.[6]
કરે સહું દલેરીનું જબરૂં બયાંન,
ખૂબી ગાય ખુદની, ખેંચીને તાંન.
નથી રેહતી કોઇની ત્યાં કાંઇ ધાક,
નથી રેહતા કોઇની કોઇનેબી કાંક.
સૂરા તનની કરશે હરજન વડાઇ,
સહું કોઇ કરશે સહુંપર ચહડાઇ.
મલી સહું ગયા છે રૂસ્તંમ વતન,[7]
રહી ત્યાં કરશે એશો-ચમન.
ખતમ જ્યારે થાશે, મહેફીલ રંગ,
નિકલશે દલીરો જવા હમસંગ.
મલી સંગ સુરવીર, દલીર નામચીન,
જવાને નિકલશે સહું સર જમીન.
રસ્તો છે એકજ સિસ્તાંનથી,
જવું હોય ઇરાંન સમધાંનથી.[8]
રાહ છે ખતરનાક, વેરાંન વન,
પડે કોઇ ભુલું, કજાને શરણ.
દરંદાં ચરંદાં ફરતાં ફરે,
કરે મેજબાંની, નજર જો પડે!
પડું ત્યાં મુખડે, નાંખી પડાવ,
કરશ હું શરૂ તે જગે મુજ દાવ.
નાખીને તંબુ, અરિન તે જગે,
ચલાવશ મહારો, હૂંન્નર તે વગે.
કરૂં વંન એવું, ના કોઇ કરે,
બને એવું ગુલશંન, નજર નહિ ઠરે.
બનાવું બિચાબાંન બારાદરી,[9]
જોઇ તેને કહે સહું બિહીશ્તેંબરી.[10]

૧ મુશ્તરી, યાને બ્રેરપતી સિતારા મીસાલ. ૨ હરી, યાને જીતાઇ જવૂં. ૩ ખુરસંદ, યાને સંતોશ પામવો. ૪ મય, યાને શરાબ. ૫ લાફબાજી, યાને ગપ મારવી. ૬ યક-બ-યેક, યાને એક પછી એક. ૭ રૂસ્તમ વતન, યાને સીસ્તાંન શેહર. ૮ સમધાનથી, યાને સેહલથી વગર મુશ્કેલીએ. ૯ બારાદરી, યાને ગરમીની મોસમમાં હવાખાવાનૂં મકાંન. ૧૦ બિહીશ્તેંબરી, યાને પેહલી પંક્તીનૂં બેહસ્ત.

થશે તે રસ્તે ઇરાંની પસાર,
થશે તેઓ ત્યારે મ્હારા શિકાર.
છૂટે નહી હરગેજ્ કોઇ એકબ્બી,
ભલે હોય બુરો અગર નેકબ્બી.
ફસાઉ હું ફંન્દે, મક્કર કરી,
ભલે હોય આબેદ, કે કોઇ પરી.
ભલે હોય રૂસ્તંમ, કે ગશ્તંમ વીર,
ભલે હોય ફરાંમર્ઝ પીલતન દલીર.
ફસે મુંજ ફંદે, મુંજ વાતથી,
છૂટે નહિ એકબ્બી, મુજ હાથથી.
ફિતુર ફંદ ખેલી, ગમત હું કરૂં,
ફસાવી ફંન્દે, રમત હું કરૂં.
જકડી જકડબંદ, પાંમુ કરાર,
તૂને તેનો આવે નહિ કંઇ વિચાર.
તૂં સમજે ન હરગીજ્ મારો ઇલંમ,
મગર ખેલ ખેલુ, ખૂદાના કસંમ.
ભરૂસો રાખી રેહ મુજ પર,
મેં બાંધી છે એ કાંમ ઉપર કંમર.
મગર એક એવી અરજ્ હું કરૂં,
નહી એ કાંમે જરા હું ડરૂં.
મને આપ તું એક નર પીલતંન,
રહે મારી પડખે, તે વેરાંન વંન.
મદદગાર મારો રહે હર સમે,
હુકમને મ્હારા સદા તે નમે."

## સુસન રામીશગરનું બયાંન સાંભલી, અફ્રાસીઆબે તેના મદદગાર તરીકે પીલસુમ પેહલવાંનને આપ્યો.

સુસન રામીશગરને મોહડેથી ઇરાંની પેહલવાંનોને પકડવાની રીત, અને તેણીના ફીતુર-ફંદની વાત જ્યારે પાદશાહ અફરાસીઆબે ધ્યાંનથી સાંભલી, ત્યારે તે ખુશી થઈ, એક ઘણોજ જોરાવર પેહલવાંન, તેણીના મદદગાર તરીકે તેણીને આપવા તે તઇયાર થયો.

તૂરત બોલિયો તે શાહ નામેવર:
"જરાબ્બી તું સુસન, ના કર ફિકર.
સમજ્યો હું તારાં હવે કાંમને,
કરશે તું રોશન મુજ નામને.
હવે હું સમજ્યો, તહારો ઇલંમ,
હૂં પામી ગયો છૂં તહારો ભરંમ.
યકીન છે મને, તું જરૂર ફાવશે,
ખર મારી મુરાદ તું લાવશે.
અજાયબ હુંન્નરની તું માલેક છે,
અએ નાર લાખો મે તું એક છે.
હું આપું તૂંને એક બડો જોરવર,
કદાવર કદમા, પિલંગ સમ નર.
છે તે દિલાવર, નામી સવાર,
આવ્યો છે સકલાબથી નામદાર.
લડવા તે ચાહે છે રૂસ્તમ સંગ,
દિલમા છે તેના ભારી ઉમંગ.
બડો જોરવર છે તુંજ કાંમનો,
બળમા છે બેશક વિના ખાંમનો."
કહી એમ બોલ્યો શાહ શેહરીઆર:
"બૂલાવો કોઇ પીલસુમ નામદાર."

* * *

તૂરત થાયો હાજર તે પેહલવાંન,
કદમા કદાવર, બહાધર જવાંન.
જબરદસ્ત બાજુ, 'ને સીનો ફરાખ,
ચીતહર ચંચલ, ચાલે ચલાક.
ગરજતો સિંહ પેરે મારી બરાડ,
ધ્રુંજતો સૂણીને 'હુકઇરે'[1] પહાડ.

## સુસન રામીશગરે, પીલસુમને પોતાની તદબીર વીશે સમજ પાડવી.

જોઇ તેને બોલી સુસન હસીન:
"બેશક દિસે છે બડો નામચીન.
મને એ દિસે છે બહો જોરવર,
લડાયક ભારી, અતી પુર હુંન્નર.

૧ હુકઇરે પહાડ એ અલબરૂઝ પાહડનો ઉંચામા ઉંચો ભાગ, જ્યાં પાદશાહ જમશેદે આતશ રોશન કરી તે જગ્યા ઉપર પેહલવેહલી બંદગી કીધી હતી.

દિસે છે બદનમાં જબરદસ્ત જોર,
થશે કાંમ એથી વિના કાંઇ શોર.
નજર છે ખૂદાની મહારી ઉપર,
મહારી તે બેશક બૂજશે કદર."

* * *

વિચારી બોલી સુસન હસીન:
"સાંભલ પીલસુમ, ઓ નામચીન.
અએ જંગી ઉમંગી, થા હુશિયાર,
કસી 'ને કંમર થા ઘોડેસવાર.
સજી લે હથિયાર, તું તન પર,
મને તું સુણી લે ધરી દિલ સબર.
તું ચાહે છે લડવા રૂસ્તંમ સંગ,
તું જોજે જમાવું, કેવો હું રંગ.
સકલની અકલને દફા હું કરૂં,
કરી જેર દુશ્મંન, જફા હું કરૂં.
કરૂં જેર રૂસ્તંમ, ઘડી ઘાટને,
પકડીને બાંધું, બેહુ હાથને.
સ્વાધીન તહારે કરૂં બંદીવાંન,
તૂટે કુલ ઇરાંનીઓનુ ગૂમાંન.
બાદબ બાંધી તે નામદાર,
જજે લઇ સાથે, શાહી દવાર.
કરૂં જેર બીજા ઇરાંની સવાર,
જરા જોઇ લે મુજ હુંન્નર ચિતાર.
જકડી તે સઘલા, કરજે તું કેદ,
કરે તું રખે મુજને ના ઉમેદ.
ભલે હોય અગર તે નરે-શેર સમ,
ભલે હોય તપીને બનેલો ગરમ.
મગર મુજ આગલ મિસલ નાર છે,
હુંન્નર મારો બેમુલ ચમતકાર છે."

## પેહલવાંન પીલસુમે સુસન રામીશગરને જવાબ દીધો.

સુણી કુલ હકીકત પુર ધ્યાંનથી,
પીલસુમ બોલ્યો, નમી માંનથી:
"ખૂદાના કસંમ બાંનુ ઓ નેકનાંમ,
બજાવું ચશંમથી હું તારૂં કાંમ.
હું સમજું છું મનમાં સારા સગન,
છે જંગ-મયદાંન મહારૂં સદન.[1]
સુખન સાંભલી લે ઓ નેકબાઝ,[2]
આવ્યો છે પીલસુમ, રૂસ્તમ કાજ.
ભલે જાય લડતાં અગર મારો જાંન,
ગણું મોત એવું બેશક મહાંન.
હું આવ્યો છું છોડી મહારૂં વતન,
છે જંગે રૂસ્તમ, મહારૂં જીવન.
જીવું તો જિવું ફક્ત રૂસ્તંમ થકી,
મરૂં યા તો મારૂં, રૂસ્તંમ નકી.
હું જંગે રૂસ્તંમ સમજું ચમન,
ભલે થાઉં રૂસ્તંમ હાથે દફ્ન.
મરૂં તો મને તેનો કંઇ ડર નથી,
ખૂદાના ઘર સમ બિજું ઘર નથી.
થવાનું તે નક્કી, થશે એક વાર,
લડી સંગ રૂસ્તંમ, ભલે થાઉ ઠાર.
આ તીર મારો મારશ, ખેંચી કમાંન,
જોજે તું કેમ તેનો લેઉ છું જાંન.
ધર ધીર દીલમા, બાંનુ સુસન,
હું સમજું છું જંગને બહારે ચમન.
રૂસ્તંમને મારી કરૂં હું દફ્ન,
છે હાથ મારે રૂસ્તંમ કફ્ન.
આ તીર મારો છોડું, ખેંચીને ખાસ,
વીંધું હું રૂસ્તંમ જેવા પચાસ.
અગર ખેંચી સમશીર, કરૂં એક વાર,
કતલ કરૂં રૂસ્તંમ જેવા હું બાર.

* * *

આ નવા આવેલા પેહલવાંન પીલસુમની ઉલટ અને જંગ કરવાની હિંમત જોઈ, સુસન રામીશગર પોતાના દીલમા ઘણીજ ખુશી થઈ ગઇ, અને પાદશાહ અફરાસીઆબ આગલ પોતાનું સર નમાવી, પોતાની મુસાફરીનો તમામ અસબાબ તઇયાર કરાવવાની અરજ કરી જણાવ્યું કે:—"વખત ખોવો નકાંમો છે."

1 સદન, યાને રેહવાનું ઘર. 2 નેકબાઝ, યાને ભલાં કાંમ કરનાર.

સુસન રામીશગર, જે કાંઇ માગે, તે તુરતજ તઈયાર કરાવી, તેણીને સ્વાધીન કરવાનો હુકમ પાદશાહ અફરાસીઆબે વઝીર પીરાંનને કીધો. વઝીર પીરાંને સુસન રામીશગરને જણાવ્યું, કે:—"તુને જે કાંઈ જોઈતું હોય, તે તુરતજ જાહેર કર, કે તે હમણાજ તારી આગલ હાજર કરવાનો હું હુકમ કરૂં."

## સુસન રામીશગરે પીરાંન વઝીરને જવાબ દીધો.

"અએ દાનેશ, દિલાવર, પીરાંન પીર,
સદા શાદ રેહજો ઓ રોશનઝમીર.
બુલંદ બખ્ત તારૂં, રેહો જાવેદાંન,
સદા ખુશ રેહજો તહારૂં રવાંન.
મે બાંધી છે મારી સફર પર કંમર,
ખૂદા પાક મારો થશે રેહબર.
ઉમંગ ભારી દીલમાં, હરએ જિગર,
બને મારો યાવર તે દાદગર.
હવે કર બાવરચીને તું હૂકમ,
આપે તે ખોરાકી હરએક કિસમ.
મુરગ 'ને તિત્તર, જીવતા શિકાર,
તિખ્ખાં 'ને મિઠાં, ખાટાં અચાર.
બકરાં 'ને મેંઢાં ફરબે તમામ,
આવે તે ભુંજન કરવાને કાંમ.
હુકમ કર કે લાવે પુરતો અનાજ,
બનીયે ન વેરાંન અંદર મોતાજ.
વલી સાથ આપે શાહી શરાબ,
લેહજતમે આલા હોય બેહસાબ.
બિજી વાત સાંભલ છુપી સિતાબ,
મને આપ થોડો બેહોશ શરાબ.
હોય તલ્ખ જેની જબરી અસર,
મકસદે મુરાદ લાવે તે બર.
બે તણુ કતરે ઉડી જાય હોશ,
બને કુલ નિરબળ તન મન જોશ.
પડે હાથ ઢીલા, ઢિલી કુલ રગ,
સૂઝે નહિ દુનિયાનુ માથું કે પગ.
પડે સુધ સઘલી ખોઇ જમીન,
બની રેહ બેફાંમી અંદર તે લીન.
કરૂં કેદ જકડી, બદન બાંધી તંગ,
દેખાડું નવો કંઇ જમાનાને રંગ.
કરૂં કાંમ એવું, ન દુનિયા કરે,
રૂસ્તંમબી કરવા દીલથી ડરે."

## સુસનની વાત સાંભલી અફરાસીઆબે હુકમ કરવો.

સૂણી એવી તદબીર, હિંમત ભરી,
કિધી શેહનશાહે પુર રેહબરી.
તુરત કીધો પીરાંનને એ હુકંમ,
એ માગે તે આપો તમે એકદંમ.
રકમ બંધ માગે એ પકવાંન જે,
સઘલું બસ આપો મનમાન તે.
શરાબ શાહી, લાવો સિતાબ,
અસર જેની ચીરે જીગરમાનો ઘાબ.
પીતાંજ કતરો રહે ફાંમ નહી,
રહે હોશ મનમા, મગર હાંમ નહી.
અકલ રહે હાજર, મગર જોર નહી,
પલકમા લોટે જમીનપર તહીં.
એ દારૂ છે કાતિલ, જબરી અસર,
લઇ જા તું સાથે, બની નીડર."
* * *
બાદઅ કીધી બીજી ગમ નજર,
જોઇને પીલસુમ થયો ખુશતર.
બોલ્યો તે જોતાંજ મલકાવી મન:
"મને તારી સજવજ, છે દિલ પસંન.
સાંભલ ઓ પીલસુમ, નામી સવાર,
મલી સાથ સુસન, જલ્દી સિધાર.
સાંભલ , સૂણી લે ઓ નામદાર,
કસંમ લઇ કહું છું, તે કેરદેગાર.
કસંમ લઇ કહું મુજ સમશીરના,
કસંમ મુજ કમંદ 'ને તબર તીરના.
કે અગર પાર પાડે દિલે અરમાંન,
સમજ કે તારૂંજ છે આ તૂરાંન.
બનાવું જગમે તૂને નામચીન,
બિજો ના દિસે કોઇ રૂએ-જમીન.

સજી લે તું હથિયાર જંગના તમામ,
આ ઘોડો 'ને રીકાબ, જીન 'ને લગામ."
* * *
સજી શસ્ત્ર અંગે ઉભો પીલસુમ,
ગરજી રહ્યો તે મિસલ કુલઝુંમ.[1]
નમીને બોલ્યો: "ઓ શેહરીઆર,
રહો તારૂ રોશન, રવાં (ન) બરકરાર.
તૂં રૂસ્તંમ, રૂસ્તંમ કરિયા કરે,
મગર મારી સાથે તે શું લડે.
કમંદમા હું પકડી રૂસ્તંમને,
લઇ આવું જકડી હું તારી કને.
કરૂ તીરે તેનો રખસ ખારજાર,
આ નેજાથી રૂસ્તંમ વિંધું આરપાર.
ફોડા ફરામર્ઝની હું ચશંમ,
લડીને કરૂં સર તેનુ કલંમ.
લહુથી કરૂં લાલ મયદાંનને,
કરૂં આગમા ખાક ઇરાંનને.
લડીને લગાડશ જાબુલ આગ,
કરશ મુલ્કે-સિસ્તાંન, નાબુદ ખાક."
કહી એમ થાયો ઘોડેસવાર,
ધરી દીલ કીનો નિકલ્યો બહાર.
* * *

## સુસન રામીશગરનુ પીલસુમ સાથ ધારેલી સફર પર નીકલવું.

પાદશાહ અફ્રાસીઆબના હુકમ મુજબ સુસન રામીશગરને જોઈતી તમામ સામગ્રી, તેમજ તેણીના માગ્યા મુજબ આદમીમા બેહોશી ઉત્પન્ન કરનારા દારૂની એક શીસી, શાહી બાવરચીએ લાવી તેણીને સ્વાધીન કીધી. મુસાફરીનો સઘલો અસબાબ, ઝરીન—જડાવદાર તંબુ અને ડેરા, અને કીમતી ગાલીચાઓ ઉપરાંત લડાઈના કેટલાંક હથિયારો, તેમજ ગાયન બજાયનના ઉમદા વાજીંતરો, એ સઘલુ દસ મોટાં કદાવર ઉંટો ઉપર લાધી, પીલસુમ પેહલવાનને પોતાની સાથે લઇ, સફરની મંજલ કાપવા માટે રામીશગર સુસન પોતાના રસાલા સાથે, ઘોડેસવાર થઈ બહાર પડી.

જરો-માલ અસબાબ સાથે લેઇ,
સફર કાજ સુસન બનઠન થઇ.
રજા લીધી શાહની રવાને થવા,
નિકલી તે મુલ્કે-ઇરાંન જવા.
લીધો સાથ જંગી, દલેર પીલસુમ,
રહ્યો તો ગરજી મિસલ કુલઝુમ.
લિધા સાથ તંબુ 'ને ડેરા ઝરીન,
લિધા સાથ પોશાક અતી નામચીન.
જવાહીર, જેવર, મોતન માળ,
હીરાના હલકા, બદખ્શાંન લાલ.
ભૂલી નહિ લેવા ઝેરી શરાબ,
ખિલી રહી ખૂશીથી મીસલે ગૂલાબ.
ઉંટો પર લાધી લઇ સહું માલ,
નિકલી તે સુંદર કરવા કમાલ.
* * *
લિધો વેસ સોદાગરીનો કરી,
બિરાજી રસાલા ઉપર સુંદરી.
અજબ તે રૂપાલી નારી હતી,
અજબ તેની સુરત ન્યારી હતી.
મૂસાફર વેસે લૂંટારી હતી,
અજબ ચીતને ચોરનારી હતી.
અજબ બહારે-જોબંન જવાંની હતી,
અજબ હાંમમા તે જનાની હતી.
નિકલ્યાં સહું જન બાંધી કંમર,
રહી દસ દિન તક ચાલુ સફર.
રાહમે મૂસીબત ના કંઇ પડી,
કિધી પીલસૂમે ખુબ તરેહ રેહબરી.
સફર થાઇ અંતે ખંતમ એક દન,
કિધું જઇ વંનને કિનારે વતન.
જોઇ તે જગાને કીધો ઠરાવ,
કહ્યું સુસને હિયાં નાખો પડાવ.
હતું તે વેરાંન મીસલે ચમન,
હતી ખુશ લીલાતરી 'ને પવન.

૧ કુલઝુમ, યાને આજના જમાનામા રાતા સમુદ્રને નામે જણાયલો દરીઆવ.

હતી એક તરફ રાહ સિસ્તાંનની,
મૂસાફર સીસ્તાંનીને કાંમની.
હતી રાહ બીજી મુલ્કે-ઇરાંન,
અમલ જ્યાં કરતો ખુશરૂ કિયાંન.
હતો ત્યાં બૂલંદ એક જબરો પહાડ,
ઘટા ઝાડોની ત્યાં હતી હાર-હાર.
હવાબી હતી ત્યાં ખુબ મનપસંદ,
દિસ્તું તે વેરાંન મીસલે ચમંન.
હતો પહાડ પર ત્યાં જોક આબગીર,[1]
હતાં તેના નિર્મલ, દીલખુશ નીર.
દિસે નીર નિર્મલ મીસલે બિલોર,
દેતાં તે તન મનને રાહત 'ને જોર.
એ રસ્તાને મુખડે નાખી પડાવ,
સુસંને રેહવા, કીધો ઠરાવ.
રસાલાએ તંબુ તૂરત ઠોકિયા,
મુખડા બેહુ બાજુના રોકિયા.
તંબુને ઠોકી કિધો સણુગાર,
નિકલ્યો ખીલી વંનનો બહાર.
બિછાવી ગલીચા રોણકદાર,
જડીયા દિવાલે સુંદર ચિતાર.
જડાવી ખુબ તોરણો બારણે,
કિધો ખુબ સણગાર વિસ્તારને.
બગીચો બનાવી તંબુ બહાર,
ઘટા ગુલની ત્યાં કિધી ગુલઝાર.
રચી ખુબ રચના, રચાવત કરી,
બનાવી દિધી જાણે બરાદરી.[2]
ઝલકતી કિધી ચોતરફ રોશની,
ચલકી 'ને ઝમકે નીત રોજની.

બૂલાવી પીલસુમને એમ કહ્યું:
"હવે થાઇ તઇયાર સઘલું રહ્યું.
જલસાની મેહફીલ તઇયાર કર,
વાજીંત્રો હાજર કર સર-બ-સર.
ચંગ અને ઝાંઝર તંબુર સાથ,
વગાડી વનના કરૂં દીલશાદ.
વગાડી સીતાર અને ઝાંઝરી,
જગાડું દરખતોની પાતડી.
કહે કે પકાવે મુરગ 'ને નાન,
મૂકે લાવી શીસો ભરી અર્ગવાંન.
જઇ પહાડ આગલ કર તું વતન,
જગા તારે લાયક ત્યાં કર પસંદ.
વસી તે જગે, જા કર તું ચમન,
મગર સાંભલી લે મહારા સૂખન.
રખે રેહતો ગાફેલ, પીઇને શરાબ,
થશે રૂસવાઇ 'ને ખાંનુખરાબ.
બદન પર બખ્તર સદા રાખજે,
જરૂર રાતના નિંન્દને ત્યાગજે.
રાતે કે દિવસે કોઇબી ઘડી,
મને તારી હિયાં જોઇશે હાજરી.
હવે જા જલ્દી તહારે સદન,
થયું છે સઘલું મને મન પસંદ.
આવતો ના હરગેજ તું મારી પાસ,
બૂલાવું નહિ જ્યાં તક તુંને ખાસ.
બોલું હું જ્યારે—'ઓ નામદાર',
સજી આવજે તું તૂરત હથિયાર.

* * *

**રૂસ્તંમની પરોણાગત ચાખવા ગયેલા ઇરાંની પહેલવાંનો વચે મતફેરી પડતાં, તુસ પેહલવાંને ગોદરેજ સાથ તકરાર કીધી, અને તુસ ઇરાંન તરફ ચાલી ગયો, તથા ઇરાંની પેહલવાંનો તુસને મનાવવા તેની પુઠે ગયા.**

જ્યારે જેહાં પેહલવાંન રૂસ્તંમે શીરૂઇએ દેખડાવેલી સોહરાબની વીંટી જોઈ, ત્યારે તેણે બરજોરને પોતાના નબીરા તરીકે તુરતજ ઓલખી પોતાની ગોદમાં વહાલ સાથે દાબી, તે ખુશાલીમાં ચકચુર થઈ ગયો.

---

૧ આબગીર, યાને પાણીનો તલાવ યાને કુવો. ૨ બારાદરી, યાને હવા ખાવાને માટેનું મકાન.

તુરતજ રૂસ્તંમે ઈરાંની પેહલવાંનો સાથ બરજોરની ઓલખાંણ કરાવી, અને પોતાના તમામ લશ્કર સાથ બરજોરને લઈ, તે સીસ્તાંન તરફ કુચ કરી ગયો.

રૂસ્તંમે સીસ્તાંન જઇ, પોતાના મેહલમાં એક મોટી મેહફીલ બનાવી, અને ત્યાં ખાંન-પાંન અને શરાબનો દોર દિવસો સુધી ચાલુ રાખ્યો. સોહરાબના બેટા બરજોરની અચાનક કજા થતી કેવી રીતે બચી ગઈ, તેની ખુશ ખબર જાણી, આખું સીસ્તાંન શેહર દીવસો સુધી ખાંન-પાંનમા મશગુલ રેહ્યું. ખાંન-પાંન, અને ગાંન-તાંન ઉપરાંત, શરાબનો દોર ચાલુ રાખવા સીવાય બીજું કાંઈબી કાંમ, સીસ્તાંનની રઈયતને સુઝયું નહી. જેહાં-પેહલવાંન રૂસ્તંમ પણ એ ખુશાલીમા શરીક થઇ ગયો.

રૂસ્તમની મેહફીલ એવી રીતે એશ અસરતમા મશગુલ રેહી. ઇરાંની નામી પેહલવાંનો, તે દરબારમા શરાબની ધુનમાં આવી, પોત પોતાના ખાનદાંનની બહાદુરીની વડાઇ અને તારીફના લાંબાં-લાંબાં ભાશાણો એક એક પછી કરવા લાગ્યા! દરએક પેહલવાંન પોતાને આ જમીન ઉપર સહુથી વધારે જોરેમંદ, વધારે અક્લમંદ, અને વધારે કળાબાજ કેહવા લાગ્યો.

એવી રીતે આપ વડાઈના લાંબાં ભાશાણો, તે મેહફીલમા એક રોજ ચાલી રેહ્યાં હતાં, અને રૂસ્તંમ તથા બુજરોગ જાલેજર ગેરહાજર હતા, તેવાંમા શાહજાદો તુસ, પોતાની વડાઈ કરવા લાગ્યો.

જીકર ચાલી જબરી અપસમા ઘણી,
કરી મચકરી, સહું રહ્યા ખુશ બની.
સહું કોઇ પીઇતા 'ને ખાતા હતા,
શરાબે થયા મદમાતા હતા.
ગાજી રહી મેહફીલે—રૂસ્તમ,
ગયા સહું ભુલી રેવાજો-રસમ.
બન્યા સહું ચકચુર શરાબે અતી,
ભૂલી જઇ હાલત, ભૂલિયા ગતી.
ભૂલી સહું ગયા કે દિવસ રાત છે,
સમજતા હજી તો પરભાત છે.[1]
જબાં ચાલે તરતર પતરાજથી,
બકે સહું સુરવીર લતરાજથી.
સમજતા સહું ખુદ આલા[2] હતા,
સમજતા બિજાઓ રિજાલા હતા.
સહું કોઇ તારીફ ખુદની કરે,
જરાબી જબાં નહી ખેંચી ધરે.
સહું કોઇ કેહતાં, 'હું છું સૂરો',
નથી કોઇ મુજ સમ બળમા પુરો.
નહી કોઇ કોઇને જરા આદરે,[3]
નહી કોઇની કોઇ પરવા કરે.

સૂણી બોલતા એમ સહું બેલગાંમ,
ઉઠયો તુસ જંગી, ધરી હાથ જાંમ.
બોલ્યો તે નરવર કરીને પૂકાર:
"જરા તો સૂણો, સહું ઓ નામદાર.
કહો તમ મને સહું ખોલી જબાંન,
બિજો કોણ છે આજ મારી સમાન.
કરો કાં નાહક તમો પતરાજ,
સિવા મુજ કોણ છે બિજો સરફરાજ.
તુમ્મે હું કિયાંની ફરીદુન છું,
હૂં બુનિયાદે નૌઝરનું ખુન છું.
કહો કોણ છે મુજ સમ જોરવર,
કહો કોણ મુજ સમ છે બખ્તવર.
બતાવો મને કોઇ બિજો નામેવર,
હોય જીયાદ જે મુજથી બહેતર.
કહો કોણનો છે બહેતર રૂઆબ,
કહો કોણની છે મુજ સમ રિકાબ.
કહો કોણની છે મુજ સમ લગાંમ,
કહો કોણે કીધું મુજ સમ કાંમ.
ગોદરેજ બહાદુર, અને રૂસ્તંમ,
કહો મારી આગલ, ભરે શું કદમ.

શું મારી આગલ સહું છે બિસાદ,
બંન્દાની બૂનિયાદ, સહુંથી જીયાદ."

૧ પરભાત, યાને (પ્રભાત) સહવારનુ પોહોર. ૨ આલા, યાને સહુંથી સરસ. ૩ આદરે, યાને આદરમાન આપે.

## તુસને પોતાની વડાઇ કરતો સાંભલી ગોદરેજે તેને જવાબ દીધો.

આવી ખુશી ખુરમી માટે મલેલી મેહફીલમાં, નામચીન પેહલવાંનો રૂબરૂ, જ્યારે શાહ-ઝાદા તુસને પોતાની હદ વગરની વડાઈ કરતો કેશવાદના ગોદરેજે સાંભલ્યો, ત્યારે તેની રગોમા વેહતું લોહી ઉછાલા મારવા લાગ્યું, અને તુસને આવી અંદાજ વીનાની વડાઈ કરતા, અને તાનાબાણી કરતો અટકાવવાની મતલબથી, તેણે પોતાની બેઠક ઉપરથી ઉઠી, કહ્યું:—

"ખાંમોશ! ખાંમોશ! બંધ કર જબાંન,
બની બેઅદબ બોલે શું પેહલવાંન.
દુરંદેશ હરગીજ બોલે નહી,
વડાઇનો ભરમ-ભેદ ખોલે નહી.
વફાદારી તારી આલા હશે,
મગર મારીબી બોલ બોલા હશે.
નથી તુંને પરવા બિજાની જરી,
ગયો કેમ બરજોંને તું વીસરી.
ઉઠાવી તૂને જીનપરથી અધ્ધર,
પટકયો તુંને જમીનની ઉપર.
ભલી કેમ ગયો તું તે પેહલવાંન,
ભલી કેમ ગયો, કેહ એ બદજબાંન?
નથી તેની તુંને જરાબી શરમ,
ભલી કેમ ગયો તારી પરનો સિતમ!"

આવી કિસમના તાનાબાણીના સુખન સાંભલી શાહઝાદો તુસ પોતાનો ગુસ્સો તાંમોશ કરી શકયો નહી. પેહલવાંન બરજોરના હાથ ઉપર જંગના મયદાંનમા તેને જે બેઈજ્જત ભરી શીકસ્ત ખમવી પડી હતી, તેની શરમભરી યાદ દરબારમા જ્યારે ગોદરેજે જાહેર કીધી, ત્યારે તે પોતાના ગુસ્સા ઉપરનો સઘલો કાબુ તેજ પળે ભુલી ગયો, અને પોતાનુ તેજદાર ખંજર મ્યાંનમાથી ખેંચી કાહડી, ગોદરેજ ઉપર હુમલો કરવાની નેમથી તે પોતાની બેઠક ઉપરથી ઉઠી ઉભો થયો, પણ પેહલવાંન રેહાંમ, જે તુસની પાસેજ બેઠેલો હતો, તેણે તેજ વખતે શાહઝાદા તુસના હાથ ઉપર જોરથી એક તડાપ મારી, તેના હાથમાથી તે ખંજર ઝુટાવી લેઈ બોલ્યો:—

"ખાંમોશ, નાદાંન, એ બેલેહાજ,
અએ હેમક, ખાઅંદેશ, પાજી મિજાજ.
બેશક નથી કાંઇ તુને શરમ,
જરા ફોફ કરતો નથી રૂસ્તંમ?
કરે કોણ સાથે તું ગૂફતગુ
અએ જાહીલ જો કોણ છે રૂબરૂ.
ખેંચે તું ખંજર પીઇ લાલ જાંમ,
કરે ખુંને-ગોદરેજ, મ્હેફીલ મૂકાંમ!
બની તું શરાબી, કરે કેમ ખુંન?
એ જાહીલ કીધું કાંમ બેશક જબુન.
આ તારી રૂસવાઇ! આ રદબતલ![1]
અરે નાસમજ, કેમ થવો લાઅકલ.[2]
અજબ તારી અકલ, એ જાહીલ છે,
નથી આએ મયદાંન, એ મહેફીલ છે.
શરમ આંખો અંદર જરાબી નથી,
શરાબે બની તારી આ દુરગતી!
તપી છે દેમાગે શરાબી અગંન,
જબાંથી બોલે આવા સૂખંન."

* * *

સૂણી સખ્ત એવા રેહાંમી સૂખુન,
ગુસ્સાથી ઉકલી રહ્યું તુસ ખુન.
કિનાથી તપી થઇ ચશંમ ખુબ લાલ,
થયો તે દિવાંનો મિસલ વીકાલ.
મગર દાબી ગુસ્સો, છોડી બઝમ,[3]
ગરવ 'ને ગૂમાની તૂટી એકદમ.
છોડીને મહેફિલ, નિકલ્યો બહાર,
થયો તે એકદમ ઘોડેસવાર.
ગયો છોડી મહેફીલ, સીસ્તાંનની,
લિધી રાહ એકદમ ઇરાંનની.

* * *

૧ રદબતલ, યાને તકરાર. ૨ લાઅકલ, યાને અકલ વગરનો. ૩ બઝમ, યાને મેહફીલ.

## જેહાં પેહલવાંન રૂસ્તમનુ મેહેફીલમા આવવું, અને તુસને ગેરહાજર જોઇ તેને માટે પુછપરછ કરવી.

આ ગમખાર બનાવ મેહફીલમા બન્યા બાદ, જેહાં પેહલવાંન રૂસ્તમ મેહફીલમા આવી લાગ્યો, અને પોતાના મેહમાનો સાથે શરાબનો દોર ચલાવવામા તે મશગુલ થયો. પણ તેવામા તેની નજર મેહફીલમા તુસ પેહલવાનની ખાલી પડેલી બેઠક ઉપર પડતાંજ, તુસની ગેરહાજરી માટે પુછપરછ ચલાવી, અને ફરાંમર્ઝને તુસને માટે રૂસ્તમે સવાલ કીધો. મેહફીલમા આ સવાલનો જવાબ કોઈએબી આપવાની હિંમત જ્યારે નહી કીધી, ત્યારે દીલાવર બરજોરે પોતાની બેઠક ઉપરથી ઉઠી અદબથી રૂસ્તમને તુસના બાબમા ખુલાસો કરતાં જણાવ્યુ કે:—

"અએ શેરદીલ પેહલવાંન, રોશન રવાંન,
ખુદા તુને રાખે સદા શાદમાંન.
હકીકત કહું ટુંકમા નામદાર,
કિધો તુસે મેહફીલ અંદર બિગાડ.
બનિયો તે જાહીલ, પાજી મિજાજ,
સૂણી સારી મેહફીલ થઇ લાઇલાજ.
વડાઇના બોલી બેહદ સુખન!
કિધી કુલ્લે મેહફીલ અતી દર્દમંદ.
બની ગોદરેજ પર એકદમ કફા,
કરતો 'તો ખંજર ખેંચી જફા.
ધરીને ખંજર તુરત હાથમા,
ઉઠયો તે કિનાને લઇ સાથમા.
મગર મારી એકદમ રેહાંમે તડાપ,
થયો જર્દ ચેહરો, અતી બેહિસાબ.
ઝૂંટાવી ખંજર લીધું એકદમ,
પૂગી તેને તેથી મોટી શરમ.
ટપી લાલ ગુસ્સે જતો તે રહ્યો,
ખુદાને ખબર, તે કહાં છે ગયો.
મગર શક મને છે બેશક યકીન,
ગયો છે હિયાંથી તે સર જમીન.[1]

* * *

બરજોરને મોહડેથી તુસના બાબમા બનેલા બનાવની હકીકત સાંભલી, જેહાં પેહલવાંન રૂસ્તમ ઘણોજ દલગીર થયો, અને મેહફીલમા બિરાજેલા પેહલવાનો ઉપર તે ગુસ્સે થઈ ફરાંમર્ઝ તરફ જોઇને બોલ્યો:—

## શાહજાદા તુસના બાબમા બનેલો બનાવ સાંભલી રૂસ્તમે સુચવેલો ઇલાજ.

"ખરેખર દુખી છું સૂણી આ ખબર,
અફસોસ તમારી આ ચાલ પર.
બેશક તમુને હતું નહી રવા,
છે તેની બુનિયાદ સહુંથી સવા.
બેશક તે છે શાહી બુનિયાદનો,
તમો કેમ ગણો વન બીસાદનો.
હતો શું મેહફીલે આલા નહી,
કે બરપા કિધો આ જવાલા અહીં.
ગયો કાંહ હશે તે ખુદાને ખબર,
કફા થાશે ખુશરૂ મ્હારી ઉપર.
સદાનો તે નાદાંન જાહીલ છે,
મિજાજે તે મિસલે નાઇલ છે.
હતી શું તમોને ખબર એ નહી?
કિધો આવો બરપા ફીસાદ અહીં.
ગયા મારી મહેફીલ તજી નામેવર,
દુખી હું થયો છું, સૂણી આ ખબર.
નથી શું કેહવત તમુને ખબર,
કે દરજજે મહેમાંન છે સરવર.
મહેમાંને-મેજબાંન છે શેહરીઆર,
રહ્યા કેમ ગાફીલ તમો નામદાર.
કિધી આએ ગફલત તમોએ સવા,
કિધું કાંમ બિલકુલ તમે નારવા.
નબીરા બરજોર લખ્તેજીગર,
તૂને રાહ રીતી નથી કંઇ ખબર.

[1] સર જમીન યાને ઈરાન.

આ મહેમાની મારી નાકાંમ થઇ,
ઇફ્રાજ઼ત મહારી બદનામ થઇ.

કહું શું તૂંને ગોદરેજ નામેવર,
અકલમંદ તું છે દાંનેસ્વર.

તૂં જાણે છે કેવો એ તુસ છે,
અકલ તેની અંદર ખામુશ છે.

મગર તુખમે એ ફરીદુન છે,
મગજ મે ગરૂરી તની ધુન છે.

હવે તું સાંભલ એ દાંનેશમંદ,
છોડી આ મહેર્ફીલ, છોડી ચમન.

તૂરત લઇ ઘોડો થઇ જા સવાર,
મલી તુસને લઇ પાછો સિધાર.

સમજાવી કહેજે તેને સુખન,
મનાવી લેજે, તું તેનુ મન.

ચાહજે તેની જરૂર દરગુઝર,
કરતો ના હરગીજ઼ બીજી જીકર.

નથી તુંને તેમા કંઇબી શરમ,
સબબ છે તેની શાહી તૂખમ.

અગર માની મારૂં જો તું જશે,
દફા મુશકેલી સઘલી થશે."

* * *

## રૂસ્તંમના હુકમને માન આપી ગોદરેજનું તુસને મનાવી પાછો સીસ્તાંન લાવવા ઇરાંન તરફ જવું.

જેહાં પેહલવાંન રૂસ્તંમના આવા દીલસોજ સખુનો સાંભલી, તથા તેની મેહમાંનદારીને બદનામી મલેલી જાણી, ગોદરેજે તેના સખુનોનુ વાજબીપણુ તુરત જોઈ લીધું, અને તેજ વખતે, તે તુસને મનાવી પાછો લાવવા માટે, તેની પછવાડે જવા નીકલ્યો.

પોતાના બુજર્ગ બાપ ગોદરેજને આવી રીતે તુસની પછવાડે ગયેલો જોઇ, ગેવના દીલમા અનેક વીચારો આવવા લાગ્યા. રખે જાહેલ તુસ, તેના બાપ ગોદરેજની સાથે નવી ખટપટમા ઉતરી લડી પડે, એવી ફીકરમાં તે પડયો.

આ નવો વિચાર ગેવના મનમા આવતાંજ, તે તુરતજ જેહાં પેહલવાંન રૂસ્તંમ આગલ જઈ તેને માન પુરવક અરજ કરવા લાગ્યો:—

"અરજ મારી સાંભલ, જેહાં પેહલવાંન,
પેદર મારો ગોદરેજ઼ નથી કંઇ જવાંન.

બુઝોર્ગીની છાંયા, છે સર ઉપર,
મગર તુસ તો છે બડો જોરવર.

જવાંની તેની તપે તાપમા,
પડયો છે પિદર મુજ સંતાપમા.

ખૂશી આ બનાવે તે હરગીજ઼ નથી,
મગર વાત છેડી તુસે છેડતી.

અંદાજ વન બોલિયો તે સૂખન,
પેદરથી મહારા થયું નહિ સહન.

ત્યારેજ બોલ્યો, ખોલી જ઼બાંન,
સૂણી તુસ એકદમ થયો મસ્તાંન.

પેદર મારો બેશક અકલમંદ છે,
મગર કીનો તુસ મન ગુલશંન છે.

તે જોતાંજ ગોદરેજ તપી થાશે લાલ,
રવા છે તેનો કરે તું ખિયાલ.

બેશક તે પેહલવાંન વિફ્રાલ છે,
રૂઠયો તો ગોદરેજ તંગ હાલ છે.

અરજ મારી એ છે સાંભલ દલીર,
જવા દે મને તું, હું છું અધીર.

હું જઇ હજ઼ારો તદબીર કરૂં,
સમજાવી બેહુને લેઇ હું ફરૂં."

દીલમા છે ઉમેદ એકજ ભરી,
પૂગે નહી એલજાંમ બેહુને જરી.

લડે તુસ જરાબી નહી પીર સાથ,
મનાવી હું લેવશ, કરી ખુબ વાત.

લડશ નહીં તુસ સંગ, એ છે યકીન,
ગવાહ છે મહારો જેહાં 'ને જ઼મીન.

સિતારા 'ને માહના મને છે કસમ,
કસમ છે મને મારી નુરમંદ ચશમ.

લડું નહીં હરગેજ કરશ દીલબરી,
ભૂલી હું જવશ સહું ગઇ ગુજરી."

* * *

### રૂસ્તમ પેહલવાંને ગેવને તેના બાપ ગોદરેજની પાછલ જવાની રજા આપી.

કહ્યું રૂસ્તમે ગેવને ઓ જવાંન:
“રખે તું જગાડે જઇને તૂફાંન.
રખે તું જઇ ત્યાં ચહડે ધુનમાં,
ચહડી તું જંગે લડે ખુનમાં.
રખે તું કરે નીખ લહુ ધારની,
અને વાત બુરી પ્રીટકારની.
અગર તુસ કંઇબી બોલે વચન,
નવું થઇ પડશે નકાંમુ વધન.
ફિકર છે તૂને તુંજના બાપની,
હું સમજું છું એ વાત સંતાપની.
મના હું તૂને નહિં શકતો કરી,
સમજ નહિ બિગડે બાજી જરી.
અગર તારી મરજી છે તો સિધાર,
લેઇ બંને જંનને જલ્દી પધાર.”

* * *

રજા લેઇ તૂરત ગેવ પડયો બહાર,
પલકમા થયો તે ઘોડેસવાર.
લિધી રાહ તેણે ઇરાંનની,
ગયો છોડી મેહફીલ સિસ્તાંનની.

### પેહલવાંન ગશ્તહમે, રૂસ્તમ પાસે તુસને મનાવી લાવવા માટે જવાની રજા માંગવી.

સિહા રાત વહીં ગઇ, પડી બામદાદ,
ચહડયો પુર ગગંનપર ખૂરશેદ આબાદ.
ફરી સારી મેહફીલ પાછી મલી,
મગર રૂસ્તંમ બહુ રહ્યા ખલબલી.
હજી તુસની ના પડી કંઇ ખબર,
રહ્યો રૂસ્તંમ બહુ બની બેસબર.
જોઇ હાલે રૂસ્તંમ ગીરફ્તારે ગમ,
ધીમેથી બોલ્યો સૂરો ગશ્તહમ:
“કરે કાં ગમ તું જેહાં પેહલવાંન,
ખૂદા શાદ રાખે તહારૂં રવાંન.
દુખી જોઇ તુંને જલે મારૂં તન,
ખૂદા તારા નાબુદ કરે દુશ્મંન.
અરજ મારી સાંભલ, રૂસ્તંમ દલીર,
બિરાદર તુસ વન થયો છું અધીર.
એ ભાઇ મારો દીલજાંન છે,
એ વન અકારી મને જહાંન છે.
નિશાંની એ નૌઝર શાહની રહી,
એ વન જીંદગી મહારી નહીં.
એ ભાઇ નયેનો તનુ નુર છે,
વિના તુસ ગમથી ભરી ઉર[1] છે.
ખૂશાલી મહારી હવા થઇ ગઇ,
નૂરાંની નયેનોમે ના કંઇ રહી.
સૂની લાગે મેહફીલ તુસ વન મને,
કરૂં જઇ ફરીઆદ કોની કને.
છે ગેવ-ગોદરેજ વિક્રાલ વીર,
બેશક કરશે તુસને અસીર.
મલી બાપ-બેટા તુસ સંગ લડે,
તો એ ભાઇ મારો બેશક મરે.
જીગર મારૂ એથી છે ચાક ચાક,
નથી મારૂ રેહતું ઠેકાણે દેમાગ.
રજા આપે જો તું મને નામદાર,
તૂરત જાઉં થઇ હું ઘોડેસવાર.
સમજાવી લઇ આવું તુસ પેહલવાંન,
બને તારી મેહફીલ ફરી શાદમાંન.”

* * *

સૂણી રૂસ્તમે એમ દીધો જવાબ:
“અગર હોય ખુશી તો જા તું સિતાબ.
મગર સૂણ ઓ પહેલવાં ગશ્તહમ,
ફુઝુલ છે ફિકર, ’ને ફૂઝુલ છે ગમ.

[1] ઉર, યાને છાતી.

મગર હર કદમ ખૂબ કરજે ખિયાલ,
રખે કરતો ખરપા બૂરો બદકાલ.
ફરી કહું સાંભલ મહારા વચંન,
રખે રાખતો તું દેમાગે ઘમંદ.
કપટ વેરથી તું બની બેકરાર,
જતો ના તું હરગીજ મયદાંન બાર.
મગર અએ અજીઝ, સાંભલ વાત,
રખે તું કરે જંગ ગોદરેજ સાથ.
સંભાલી લેજે ગશ્તમ કાંમ,
ફરો જલ્દ પાછા સહું નેકનામ."
ધરી વેર દીલમા, કિનો 'ને કપટ,
નિકલ્યો ગશ્તહમ લઇને ઉલટ.
થયો સ્વાર ઘોડા ઉપર એકદમ,
હતો ભાઇ તુસનો જીગર માહે ગમ.
લિધી રાહ તેણે ઇરાંનની,
ગયો છોડી મેહર્પાલ સિસ્તાંનની.

## બેજનનુ દીલ પોતાના બાપ ગેવને ખાતર ફીકરમંદ થવાથી તેણે રૂસ્તંમની પાસે ગેવની સલામતી માટે જવાની રજા માગી.

જ્યારે ગશ્તંહમને તેની આંખોમાં કિનાના આતશને ચમકતો બેજને જોયો, અને તેને ફીનામંદ બની મેહફીલમાંથી નીકલી જતો જ્યારે બેજને દીઠો, ત્યારે તેનું દીલ ધાસ્તી અને ફીકરથી તેના દીલાવર બાપ ગેવને વાસ્તે ચિંતાતુર થઇ ગયું. તુરતજ તે પોતાના દીલમાં વિચાર કરવા લાગ્યો કે "હવે મારે આ મેહફીલમાં જરાબી વખત મુગું બેસી રેહવું નારવા છે, અને તુરતજ મારે પેહલવાંન પેદર ગેવની સલામતીને ખાતર ગશ્તહંમની પુઠે જઈ લાગવું જરૂરતનું છે. એવા નક્કી ઠરાવ ઉપર આવી, દીલાવર બેજન પોતાની બેઠક ઉપરથી ઉઠી રૂસ્તમ પાસે જઇ અરજ કરવા લાગ્યો:—

"સૂખન મુજ સાંભલ ઓ પેહલવાંન,
જીગર છે ફિકરમંદ કરૂં શું બયાન.
પડયું છે વમલમા મહારૂં દેમાગ,
રખે મુજ પેદરને કરે કોઇ હલાક.
કિનાથી ભરેલી લઇને ચશંમ,
ગયો છે હિયાંથી સૂરો ગશ્તંહમ.
મબાદા મલી ભાઇ બંને દલીર,
લડીને કરે મુજ પેદરને અસીર.
મબાદા લડીને વનની જમીન,
હશે લાલ થયેલી બેશક યકીન.
કિનાથી ભરેલી દીઠી નિગાહ,
બગલમા ગયો લઇ મારે-સિહા.[1]
બૂરા છે ખવાસે બંન્ને દલીર,
જીગર મારૂં તેથી થયું છે અધીર.
વમલમા પડયો છે મહારો પિદર,
રહે મ્હેફિલે કેમ તેનો પિસર.
નથી શું કદર મુજને બાપની,
બની છે બિના બહુ સંતાપની.
હશે શું કરતો તે આ સમે,
એ વીચાર કરતાં દીલ કમકમે.
એ ખ્યાલથી છે જીગર નાસિપાસ,
પડે છે સઘલું નજર નાશ-નાશ.
અરજ મારી એ છે ઓ નામદાર,
જઇને હું અટકાવું સઘલો બિગાડ.
અગર અર્જ મારી તું મંજીુર કરે,
લઇ સહુને બંન્દો પાછો ફરે."

* * *

રજા લઇ નિકલ્યો બેજન બહાર,
થયો તે દિલાવર ઘોડે સવાર.
લિધી રાહ તેણે ઇરાંનની,
ગયો છોડી મહેર્પાલ સિસ્તાંનની.

* * *

## રૂસ્તમે પોતાના બેટા ફરાંમર્ઝને, તુસ અને બીજા પેહલવાંનોની તલાશમાં રવાને કીધો.

ગયો વખ્ત વેહતો પલ પલ કરી,
ખતમ થાયો દીવસ પડી રાતડી.
હજી કોઇની કંઇ મલી નહિ ખબર,
વહી રાત કાલી, પડી ગઇ ફજ્જર.

૧ મારે-સિહા, યાને કાલો નાગ.

મલી સારી મહેફીલ, દીલ નામૂરાદ,
થયા જર્દ ચેહરા, નાબૂદ રહાત.
વહી ગઇ રાતો, 'ને દીન સર-બ-સર,
મગર કોઇ તુસની ન લાવ્યું ખબર.
હવે થાયો રૂસ્તમ અતી બેકરાર,
પડયો તે વીચારમે નામદાર.
ચહડયા ચીત અંદર, બુરા વિચાર,
ફિકરથી થયું દીલ તેનું ફિગાર.
બોલ્યો તે મનમા ફિકર બહુ કરી:
"બૂરી કોઇ આફ્ત આવી ખરી.
હજી કોઇ પાછું, ન ફરિયું ફરી,
ખબરબી મલતી નથી કંઇ જરી.
હવે ઢીલ કરવી છે નારવા,
બનાવો બેશક બનશે નવા."
કહ્યું એમ ફરાંમર્ઝને રૂસ્તમે:
"મગજ મારૂં તુસને થકી બહુ ભમે.
હવે મારી ધીરજ રહેતી નથી,
ધડકી રહી છે જીગરની ગતી.
જીગર મારૂં ધડકે, નવો છે સિતમ,
થયા ગુમ કહાં ચાર જન એકદમ.
બલા મારી ઉપર, નવી આ પડી,
ખબર લાવતું કોઇબી નહિ ખરી.
પિસર તું હવે કસ તહારી કંમર,
ચહડી બેસ એકદમ તું રક્ષ પર.
સજી લે બખ્તર બદનની ઉપર,
લેઇ સાથ ગુરજ્ર, સંમશીર તબર.
મયદાંને એકદમ પડ તું બહાર,
થયા ગુમ કહાં છે, પેહલવાંન ચાર.
જઇ કેહજે તેઓને મુજ નાંમથી,
થયો છું તમારાં કફા કાંમથી.
કેહજે કે રૂસ્તંમનો છે હુકંમ,
ફરો મારી દરબારે સહુ એકદમ.
પૂકારી તું કેહજે મુજ નાંમથી,
કે દલગીર છે રૂસ્તંમ, તમ કાંમથી.
હૂકમ એવો એકદમ કરે રૂસ્તંમ,
સહુંને છે લાજમ બેશક શરમ.
તૂરત સહું સિસ્તાંન પાછા ફરો,
સૂણી મારૂં ફરમાન, સરપર વેરો.
ફરાંમર્ઝ હવે તું નિકલ ઝટ જા,
વિના ઢીલ એકદમ, તઇયાર થા.
સૂણે નહિ અગર કોઇ મારો હૂકમ,
સર તેનું એકદમ, કરજે કલમ."

* * *

સૂણી લઇ પેદરના હુકમના કલાંમ,
નિકલ્યો ફરાંમર્ઝ છોડી મૂકાંમ.
લિધી રાહ તેણે ઇરાંનની,
ગયો છોડી મેહફીલ સિસ્તાંનની.

### ફરાંમર્ઝના જવાની ખબર સાંભલી બુઝરોગ જાલેજરનું ફરાંમર્ઝની પુઠે જવું.

પેદરના હુકમને સર પર ધરી,
ફરાંમર્ઝ નિકલી ગયો તેજ ઘડી.
ગયો રાહમે કરતો સિંહ સમ પૂકાર,
વિજ વેગ વનની ગયો આરપાર.
થયો બહુ ગમગીન રૂસ્તમ દલીર,
થયો ધીરે ધીરે, બહુ તે અધીર.
મલી સાથ બરજો કરે મસલેહત:
"ઉભી સાંમે આવી છે મૂશ્કેલિયત.
બનાવે થયો છું અતી દિલગીર,
દેખાડે સિતંમ આ નવો ચર્ખ-પીર.
હવે કેમ કરવું એ રોશંનઝમીર,
રવા છે કરવી તૂને તદબીર."

### પેહલવાંન બરજોરે જેહાં પેહલવાંન રૂસ્તમને જવાબ દીધો.

સૂણી વુર્ત બરજોરે દીધો જવાબ:
"ફિકર ના કંઇ કર મેહરબાંન આપ.
તજી ખ્યાલ બેજા, ના કર ફિકર,
ગયો છે ફરાંમર્ઝ પીસર પુર-હુંનર.

કજા જેની ભમતી સર પર હશે,
બચી મોત ચૂંગાલથી કેમ જશે?
છે ચર્ખની બસ સદા એ રસમ,
કરી શું શકે બરજો'ને રૂસ્તંમ.
ઘડીમા હસાવી કરશે મેહેર,
ઘડીમા સિતંમગર કરશે કેહેર.
માટે અએ બુઝરોગ પેદર મેહરબાંન,
દૂખી કાં કરે તું તહારૂં રવાંન?"

* * *

આવી કિસમની ગંભીર ગુફતગુ બરજોર અને રૂસ્તમ વચે મેહફીલવાલાં દીવાંનખાંનામા થતી હતી, તેવામા બુઝરોગ જાલેજરનું ત્યાં આવવું થયું, અને રૂસ્તંમ અને બરજોરને કોઈ ગંભીર પ્રકારની વાતમા મશગુલ થયેલા જોઈ, તથા રૂસ્તમ અને મેહફીલને નીરાસ અને ઉદાસીત જોઈ, તેની તેવી હાલત વિશે પુછપરછ કરવા માંડી. તે ઉપરથી રૂસ્તંમે પોતાના બાપ જાલેજરને તુસે મેહફીલમા કરેલી આપ વડાઈની તમામ હકીકત જણાવી, અને ગોદરેજને ખંજર મારવા જેટલી બેઅદબી તેણે કીધી, અને ફેહાંમના વચે પડયા પછી તે મેહફીલમાથી ચાલી ગયો, અને તેની પાછલ બીજા પેહલવાંનો ઉપરાંત ફરાંમર્ઝ પણ ગયો, તે સઘલી બીના વિગતવાર જણાવી.

ફરાંમર્ઝ પણ તુસની પુઠે ગયો છે, એમ સાંભલી બુજરોગ જાલેજરનુ દીલ તુરતજ ઉદાસ થઈ ગયું, અને તેણે રૂસ્તમને તેજ વખતે કહ્યું કે:—

"અકલમંદ, બાહોશ, દીલબંદ પિસર,
કિધી નહિ તુંએ કઇ જીકર કે ફિકર?
ફરાંમર્ઝને તેં રવાના કરી,
કિધી તૂંએ મુશ્કીલ સર્વોપરી.
નથી તુસનો શું તૂંને ખબર,
તકુબર, પાજી, બડો બદગોહર!
ગેવ અને ગોદરેજ પેદર 'ને પેસર,
છે બહુ મિજાજી અને બેકદર.
નથી જાણુતો શું તું ગસ્તંહમને,
કિનાખોર છોડે ન રૂસ્તંમને?
જો ઉખડે તો છોડે નહી દેશ-ખેશ,
છે હૈડાંનો મેલો, દીલમા દવેશ.
એ સહું સઘલા જાહેલ બની,
લેશે ફરાંમર્ઝને સહું હણી.
કરશે ફરાંમર્ઝને સહું હલાક,
ઘુમે એ વિચારે મહારૂં દેમાગ.
નથી આંખ એઓની એવી નરમ,
રાખે ફરાંમર્ઝની કંઇ શરમ.
અજબ તુંએ કીધી હિંમત ઘણી,
મૂશ્કીલ ફરાંમર્ઝની નહી ગણી.
રખે સહું ઝગડી અપસમે લડે,
બનીને ઝનુની ખુન પર ચહડે.
હશે શું ખૂદાનો એમા ભરમ,
રખે આવે મુજપર, નવો કંઇ સિતમ!
શરમ રાખ મારી, ઓ દાદગર,
આ મુશ્કીલ મહારી તું દુર કર.
હું જાઉ છું નિકલી દિલબંદ પાસ,
ખૂદા લાવે બર મારી બૂઝરોગ આસ."

## બુજરોગ જાલેજરનુ ઘોડેસવાર થઇ ફરાંમર્ઝને માટે નીકલી જવું.

ભમે શેર ભૂખિયો, વને જે મિસાલ,
કૂદી ઉઠીયો તેમ બૂઝરોગ જાલ.
લિધું ઝટ પેહડી બખ્તર અંગ,
કસી ખુબ કસને, કંમર ખુબ તંગ.
ધરી હાંમ ગુરઝ સાંમેસવાર,
થઇ સ્વાર ગૂલ રંગ, પડીયો બહાર.
દિસે જાણે જીવતો નરીમાંન-સાંમ,
દિસે દોર-દંમર તેવો દમામ.
દિસે ગુલરંગ પર બિસ્તુંન પહાડ,
ધુંજી રહી ધરતી, વેરાંન ઉજાડ.
જોઇ જાલ બરજોર થાયો અજબ,
રહ્યો છે પિરીમે કરીશું ગજબ.

જોઇ તેની સજધજ, સાથે રૂઆબ,
પ્રકાશી રહ્યા જેમ ગગન આફતાબ.
બોલ્યો તે મનમાં: "ઓ પરવરદેગાર,
અજબ એની રીકાબ છે ઓસ્તવાર.
પિરીમા અગર એવો છે આબદાર,
જવાંનીમા કીધાં હશે શું કાર!

કહ્યું રૂસતંમને: "ઓ પેહલવાંન,
કસમ પર કહું છું સાંભલ બયાંન.
નબીરો હું તુજ્મે સામેસવાર,
પેદર મારો સોહરાબ આલીવિકાર.
બપાવો તૂં મારો જહાંપેહલવાંન,
ધૂંજે જેથી ધરતી અને આસમાંન.

મગર તૂંથી ધૂંજ્યો નથી હું પેસર,
ધૂંજુ છું જોઇ હું આ જાલેજર."

## સુસનની ફરેબી જાલમાં પેહલવાંન તુસનું સપડાઇ જઇ કએદ પડવું.

હવે સાંભલી લે અજીઝ દીલજાંન,
રચું હું કિસ્સે-અવલ બયાંન.
લઇ જાઉ તુંને અસલ વાત પર,
આપું તૂંને તુસની કંઇ ખબર.
હકિકત તુસની કરૂં આશકાર,
ચમન તેનુ કેવું થયું ખારજાર.
બનીને જાહેલ, કીધો બિગાડ,
પરીણામે મેહેફીલ, થાઇ ઉજાડ.
બની શું બિના તે સાંભલ લગાર,
ગયો તુસ છોડી સીસ્તાંન બહાર.
નિકલ્યો તે છોડી રૂસ્તંમ ઘર,
હતી ખુબ દારૂની તેને અસર.
અકલ હોશ તેની હવા પર હતી,
કદમની ઠેકાંણે હતી નહિ ગતી.
હતો મગ્ઝ અંદર તૂફાંની પવન,
હતો તેનો બેશક બરગીશ્ત દન.
તજીને મેહફીલ નિકલ્યો બહાર,
થયો એકદમ તે ઘોડેસવાર.
લિધી રાહ તેણે ઇરાંનની,
ઠિકાંણે નહી હોશ હતી ધ્યાંનની.
બિકટ રાહ હતી તે વેરાંનમાં,
હતો તુસબી ત્યાં અતી તાંનમા.
દેમાગે હતી ઘેન દારૂ તણી,
હતી પેટમાં ભૂખ તપતી ઘણી.
પડયું એક ગુરખર વનમા નજ઼ર,
પકડવા તેને ચહડયો ઘોડા પર.

ભટકતું હતું તે નદીને કિનાર,
હતું ખુબ દુલદુલ, અને છબદાર.
પડી જેવી તેની તે પર નજ઼ર,
પકડવા ચાહ્યું, તૂરત જીુદતર.
જીન પરથી ખેંચી કહાડી કમંદ,
દોડાવી ઘોડો અતી જોશબંદ.
પૂગ્યો તે લગોલગ ગુરખર પાસ,
કમંદને ફેંકી બનાવીને ફાંસ.
રહી નહીં સાબુત રીકાબો-જીન,
ઉઠલાઇ પટોયો તૂરત તે જ઼ર્માન.
છૂટી પગમાથી તેની રિકાબ,
પડયો ખાક અંદર બની લાજવાબ.
પડયો તે પટકઇ જઇ ખાકમા,
મગર કેફ હતી ખુબ દેમાગમા.
પડયો તે પડયો! બસ રહ્યો ત્યાં પડી!
નહિ હોશ ઉઠવાની રહી કંઇ જરી!
રહી ગઇ હાથોની અંદર લગાંમ,
ઘોડાબી તુસનો ઉભો તેજ ઠાંમ.
પડયો તે જ઼મીન પર! પડી બસ રહ્યો!
ના કોઇ સાથી, કે હમદમ થયો.
ચહડી ઘેંન નિંન્દની, દેમાગે અતી,
પડયો ખ઼ાક અંદર, થઇ દુરગતી.

* * *

હે માનવ અજબ તારી સરજત છે,
અએ ચર્ખ-પીર તું બલાગત છે.
ન ફરશે સિતારાની હરગેજ ગતી,
ભલે જાય ગુજરી હજારો સદી.

સુસનની ખુબસુરતી ઉપર તુસનું લતરાઇ જવું.

ઉઠી જદદ સુસન સુણી કલામ,
ગઇ આવી દારૂનો શીસો 'ને જામ.
હસી ઉભા સુંદર, અદા ખુબ કરી,
થયો તુસ દીલ ખુશ જોઇ સુંદરી.
દીલ તેનું જખમી થયું નાઝથી,
જીગર પારાપારા નઝરબાઝથી.

(જુવો પાનું ૧૫૫.)

મૂસીબત આવી ઉભી રૂબરૂ,
વમલમા પડયો જઇ તુસ ખુબરૂ.

*    *    *

બો બન્દા ધિરજ રાખ દીલમે ધરી,
હોય જે થવાનું, ફરે નહિ ફરી.
અગર જોરે રૂસ્તંમ તનમા હશે,
મગર જે થવાનુ, તે તો થશે.

*    *    *

વહાં રાત કાલી! ખતમ થાયો ખાબ,
ઉઠયો તુસ ઝબકી, જોઇ આફતાબ.
ગઇ ઘેંન જ્યારે ઉતરી તમામ,
સમજ નહિ પડી, એ થયું કેમ કાંમ.
ઉઠી ઝટ જમીનથી તે નેકનાંમ,
ચહડી બેઠો ઘોડે, પકડી લગાંમ.
બની બહુ હયરત, જોઇ ચારોપાસ,
વિચારી રંહ્યા તે, થઇને નિરાસ:
"પડયો આ જગે આવી હું કેમ કરી,
અજબ છે નથી હિયાં ગયો હું મરી.
અજબ છે નથી થઇ ગયો હું શિકાર,
આ વેરાંન વંન શું થયું આરબાર?
આ મારી હાલત થઇ કેમ કરી,
કેમ આ જગે આવ્યો હું પડી.
અગર આ જગે જો જતે હું મરી,
ખબર કોણુ કરતે વતનમે જરી."

*    *    *

સપુરદ ઘોડાને કીધી લગાંમ:
"કહ્યું વખ્ત ના બો હવે નેકનાંમ."
થયો રક્ષ સુણી સૂખન હુશિયાર,
પવન સમ દોડયો, મારી પૂકાર.
થયો અસ્ત ખુરશેદ ગગન પર જ્યાર,
સિતારા ચમકવા નિકલ્યા બહાર.
ચમકયું ગગન 'ને છિપી ચંદની,
છિપી રહી ચારો તરફ રજની.[1]
નજર તેને દુર એક પડી રોશની,
લિધો રખ્સને ફેરવી તે ભણી.
વમાસી કિધો મન માહે વિચાર:
"હશે એ જગે કોઇ ઇરાંની સવાર.
નિકલ્યો હશે શોધમા મુજની,
રોશન કિધી આ હશે રોશની.
નિશાંની એ બેશક છે મૂજ થકી,
પૂછું જઇ જલ્દી હું ત્યાં નક્કી."
હતો તે વમાસનમા એટલાં,
પૂગ્યો જઇ તુસ તે જગે તેટલાં.
દિઠો એક તંબુ ખડો ઝરનિગાર,
થયું તેનું જોતાં દિલ ખુશ અપાર.
રેશમની દોરી, સુંનાના ઠંમ,[2]
રૂપાંની ખુંટી, દસ-દસ કદમ.[3]
જમીન પર ચદ્દર હતી રેસમી,
બનાવટ બેમુલ, ના કંઇ કમી.
ગાદી 'ને તાકયાની કારીગરી,
મોતીની ટાંકેલી સુંદર લડી.
નજર તેણે તંબુની અંદર કરી,
રચાવટ દીઠી બહુ ફાંકડી.
જમીન પર વાજીંતરોનો સાજ,
પડેલા દીઠો વિના કાંઇ કાજ.
જોઇ આ સજાવટ થયો તુસ ઠંમ,
નજર કીધી અંદર, વધારી કદંમ.
જોતાંજ થઇ હોશ તેની હવા,
બદનમે રહી નહી તાબોં-તવા.
દિઠી તંબુમે એક નારી અજબ,
જોતાંજ થઇ હોશ તુસની ગૂરબ.
સૂરત તેની સૂંદર, ગજબથી ભરી,
સરોવર સમ સુંદરી સાંવરી.
મૂખ તેનુ મોહન, અતી છબદાર,
સજધજ તેની અજબ ઢબદાર.
લબોં લાલ સૂંદર, રૂખપર ગૂલાલ,
ચમકતુ દિઠું ખુબરૂનુ કપાલ.
શકીલા[4] હતી આ જમીપર પરી,
ચમકતી હતી ધરતીપર મૂશ્તરી.

---

૧ રજની, યાને રાત. ૨ ઠંમ, યાને તંબુને ઉભા કરવા માટેના હાંભલા. ૩ દસ-દસ કદમ, યાને તંબુના દોરડાંને બાંધી લેવા માટે જડેલી રૂપાંની ખુટીઓ, દસ-દસ કદમને છેટે દાટેલી હતી.
૪ શકીલા, યાને સુંદર ચેહરાવાલી ઓરત.

છૂટો તીર નયનોનો, કાતીલ જરબ,
તુસે ખોઇ દીધો ધરમ 'ને મજહબ.
થયો તે તલબગાર, અધીર એકદમ,
નહિ તેણે પલભાર કીધો વિલંબ.
પૂકારો કીધો તેણે તંબુ બહાર:
"અરે કોણ છે તંબુનો હકદાર ?
કોણ એનો સાહેબ, કોણ છે ધણી ?
કિધી કોણે વેરાંનમે રોશની ?"

## સુસન રામીશગરે તુસને આવકાર આપી પોતાનો ફરેબ ચલાવ્યો.

રાતને સમે પોતાના તંબુની બહાર આવી રીતનો બાગેબુલંદ પુકાર, જેવો સુસન રામીશગરે સાંભલ્યો, તેવીજ તે ખુબસુરત રામીશગર તંબુના દરવાજા આગલ આવી હાજર થઈ, અને પોતાની સામે એક ઈરાંની પેહલવાંનને ઘોડે સવાર થએલો જોઈ, તે અદબથી જવાબ દેતાં બોલી કે:—"અએ હુંન્નરમંદ પેહલવાંન, આ તંબુ મારો પોતાનો છે, અને હું પોતે એની માલેક છું. બેશક તુંએ લાંબી સફર કાપેલી લાગે છે, અને તેથી તું થાકી ગયેલો દીસે છે, માટે તું ઘોડા ઉપરથી નીચે ઉતર, અને મારા તંબુમા થોડો વખત આસાએસ લેવા અંદર આવી બેસ. તું મને જેબી પુછશે, તેનો ખુલાસો કરવા હું તઈયાર છું, અને તારા દીલની જેબી ઉમેદ હશે, તે પાર પાડવા હું કબુલ થાઉ છું."

તે ખુબસુરતના આવા સુખનો સાંભલી, પેહલવાંન તુસ તુરતજ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી, પોતાના ઘોડાની લગાંમને તંબુની ખુંટી સાથ બાંધી, તે તંબુમાં દાખલ થયો, અને એક જડાવદાર બેઠક ઉપર બેઠો.

તુસે તે ખુબસુરત ઓરતને સવાલ કીધો કે: "અએ ખુબસુરત બાંનુ, તું કોણ છે ? અને મને જણાવ કે હીયાંથી તું કહાં જવા ધારે છે ?

## સુસને સર નમાવી પોતાની હકીકત તુસને જણાવી.

"અએ બહાદુર જંગી, ઓ નેકજાદ,
ધીરેથી સાંભલ તું મારી વાત.
નાહની 'ને મોટી દૂનિયાની નાર,
કરે છે જે પેશો ગાયનકાર.
મૂજથી તે સહુંમાં કોઇ આલા[1] નથી,
મુજ સમ બિજી કોઇ આલા[2] નથી.
એ ખલકત તુરાંનીને રોશંન છે,
નામ મારૂં રામીશગર સુસંન છે.
કહું શું હકિકત તુંને ખરી,
એક રોજ મુજપર આફ્રત પડી.
નસીબો મહારો રૂઠયો અજબ,
પડયો મુજપર સુલતાંની ગજબ.
કફા થાયો મુજપર અફ્રાસીઆબ,
કિધું મારૂં તેણે ખાંનુખરાબ.
હું કરતી'તી દરબારે તેની ચમન,
વસું આજ વનમા છોડી વતન.
સિતમગર જબરો પાજી મિજાજ,
પલકમા લુટી લિધો મુજ સાજ.
બન્યો તે એવો અનાડી નફ્ટ,
લૂટી સાજ મારો કીધો જપત.
ન આંખોમે રાખી જરાબી શરમ,
જીગરમા ન રાખી જરાબી રહમ.
લૂટી મારૂ લીધું સહુ ઘરબાર,
વતન છોડી નાહસી પડી હું બહાર.
મને જાંનથી ખૂબ જીયાદા ગણી,
મગર ભોગ આખર તેની બની.
કતલ તેણે કરવાનો કીધો હુકંમ,
મગર નાહસી આવી હું છૂં આએ ગમ.
હું ચાહું છું કરવા ઇરાંન સફર,
બનુ શાહ ખુશરૂની રામીશગર.
અગર હોય તું પેહલવાં રૂસ્તંમ,
કર દુર દફા મુજપરનો સિતંમ.

1 આલા નથી, યાને વધારે સરસ નથી.
2 બાલા નથી, યાને બીજી કોઈ ઓરત નથી.

મને કર હાજર શાહ રૂબરૂ,
અદબથી નમુ હું કયખુશરૂ.
બની હું રહું તેની રામીશગર,
રહી ખીદમતમા બનું બખ્તવર.
ફરી હું વતનમા ન હરગેજ ફરૂં,
મરૂ તો હું ઇરાંન અંદર મરૂં."

* * *

## પેહલવાંન તુસનુ સુસન રામીશગરની ફરેબની જાલમા ફસી કએદ પડવું.

સુસન રામીશગરની હાલત, અને તેના દુખની વાત સાંભલી પેહલવાંન તુસનુ દીલ મોમ મીસાલ પીગલી ગયું, અને તેના દીલની ઇચ્છા સાંભલી તુસ ખુશી થયો, અને એવી એક ખુબસુરત ઓરતને અગરજો તે પાદશાહ કયેખુશરૂની દરબારમા લેઈ જાય, તો તેથી તે પાદશાહ કયેખુશરૂની મેહરબાંની અને માન મેલવવા પામે. એવો વીચાર પોતાના મનમા કરી, તુસે સુસન રામીશગરને કહ્યુ કે:—"અએ નાઝો અદાભરી બાંનુ, તારા દીલની ખાએશ મુજબ, હું તુને પાદશાહ કયેખુશરૂની દરબારમાં લેઈ જઈ, તારે માટે જરૂર ભલાંમણ કરીશ. તારા જેવી ખુબસુરત ઓરત તેની દરબારની શોભામા મોટો વધારો કરશે, અને તારા હુંન્નરમંદ સરોદથી ઇરાંની પેહલવાંનો તારા હુંન્નરની કદરસનાશી કરવાને કદીગી પછાત પડનાર નથી. અએ દીલખુશ બાંનુ, હાલ હું ઘણોજ ભુખ્યો થયો છું, વાસને તારી પાસે જેમી કાંઈ ખાવાનું હોય, તે મારે વાસ્તે હાજર કર."

આવા સુખનો સાંમલતાંજ સુસન રામીશગર તુરતજ પોતાની બેઠક ઉપરથી ઉઠી, પકાવી રાખેલાં મુરગની ટાંગ, નાન અને મેંઢાંના મઘમઘતાં ગોશ્તની વાંણીઓથી રકાબીઓને ભરચક કરી, તુસની આગલ તે લાવી મુકી. તે લેહજતદાર પક્વાંન ખાઈ પેહલવાંન તુસ ઘણોજ ખુશ થઈ ગયો, અને તેહમતન રૂસ્તંમની મેહુરીલમા બનેલા બનાવની યાદ વટીક તે ભુલી ગયો. જ્યારે તે ખાણું ખાઇ ધરાઇ ગયો, ત્યારે પેહલવાંન તુસે સુસનને કહ્યું કે "અગરજો તારી પાસે શરાબ હોય, તો મેહરબાંની કરી તે લેઈ આવ, કે તે પીઇને હું મારા દીલનો ગમ દુર કરૂ."

ઉઠી જલ્દ સુસન, સૂણી કલાંમ,
લઇ આવી દારૂનો શીસો 'ને જાંમ.
હસી ઉભી સુંદર અદા ખુબ કરી,
થયો તુસ દીલખુશ જોઇ સુંદરી.
દીલ તેનું જખમી થયું નાઝથી,
જીગર પારા પારા નઝરબાઝથી.[1]
ઉભી ખોલી શીસો, તુસ સાંમને,
છલાછલ શરાબે ભરી જાંમને.
દઆ ચાહી બોલી અએ પેહલવાંન:
"રેહો તારૂં તન મન સદા શાદમાંન.
દૂઆ ચાહી તુને પીઉ જાંમને,
મલો જશ તહારાં હરેક કાંમને."
કહી એમ પીઇ ગઇ જામે શરાબ,
રહ્યો તુસ જોતો સુસન હિસાબ.
જબા ખોલી બોલી સુસન હસીન:
"કહે તારો હુકમ, ઓ નામચીન.
હવે કેહ ઓ જંગી પુરનુર રૂબાબ,
ચાહે છે કઇ જાતનો તું શરાબ?
હું બન્દી છું હાજર તહારી ગૂલાંમ,
કહે શું બજા લાવું તારૂં હું કાંમ?"

## પેહલવાંન તુસે સુસનની ફરમાબરદારી જોઇ તેણીને જવાબ દીધો.

જોઇ નાર સુંદર નજર સાંમને,
જોઇ ચાતુરાના ચતુર કાંમને.
ભૂલી રંજો-ગુરબત,[2] મૂસીબત તમામ,
બોલ્યો ખૂશી થઇ તુસ નેકનાંમ:

૧ નઝરબાઝથી, યાને આંખોના ઇશારા યાને 'સટકી-મટકી' કરવી
૨ રંજો-ગુરબત, યાને મુસીબતી અને આફત.

"સાંભલ અએ બાંનુ રામીશગર,
થયો છું ખુશી હું સુણીને જીકર.
હું તુખ્મે છું જેહાં-જીત[1] નૌઝર પેસર,
હું નામે છું તુસ પેહલવાં બખ્તવર.
તૂને જોઇ ખૂશ છે જીગર બેહિસાબ,
જે ચાહે તે લાવી પા તું શરાબ.
પીઇ જાંમ તહારી લાલ-મ-લાલ,
કરૂ દુર દીલથી ગમ 'ને મલાલ.
મુસિબત ભુલું સફરની તમામ,
સલાંમત પુગું મહારે મૂકાંમ."

* * *

## સુસન રામીશગરે પેહલવાંન તુસને બેહોશ દારૂ પાઇ કએદ કરવો.

સૂણી આ હૂકમને ઉઠી તાબથી,
ભરી દીલ છળ 'ને કપટ પાપથી.
નજર નેક રાખી, બાતેન વેર,
જીગરમા છૂપાવી કાતીલ કહેર.
ગઇ તે ગીઆલા[2] તૂરત તે ઘડી,
લિધો હાથ અંદર શીસો ધરી.
ભરેલો હતો અર્ગવાંની શરાબ,
રસીલો રંગે પુર ગુલ ગૂલાબ.
ધરી જાંમ શીસો સુંદર ખડી,
ચલાવી ચતુરાએ બાજીગરી.
છલાછલ એકદમ ભરી જાંમને,
કિધું ઝટ ઝપટમા પૂરૂં કાંમને.
ચૂકાવી નજર કીધી જાદુગરી,
બે ચાર કતરે ગરજ ગઇ સરી.
કરી મુખ હસ્તું, દિધી ભુલથાપ,
કહ્યું લાવી : "લે અર્ગવાંની શરાબ."

* * *

અરે ઓ શરાબી! સબર કર સબર!
કરે કાં વનમે તહારી કબર!
તૂમાબી, તકબુર, તુસ પેહલવાંન,
થયો ભોગ અંતે, દિધું ખોઇ ધ્યાંન.
લિધી જાંમ તુસે તૂરત હાથમા,
હસી બોલિયો ખુબ લેહરાટમા :
"લે લે ઓ બાંનુ, તૂને છે સલાંમ,
ખૂદા પાર પાડે કુલ તારૂં કાંમ.
પડો પાર તહારા દિલની ઉમેદ,
થજો તુજ નાબુદ સંકટ-ખેદ.
તું નાર વનમા, વસી હાંમથી,
થયો છું હું તાજુબ તૂજ કાંમથી."

* * *

દુઆ ચાહી તૂસે, પીધો શરાબ,
ભરેલી કિધી જાંમ ખાલી સિતાબ.
ચહડી ઘેન પીતાં, થયો બાવરો!
ચાહયું ધરે હોશ, થયો ગાભરો!
થયું શું એકાએક પીતાં શરાબ!
બની કેમ અચબુચ હાલત ખરાબ!
દિસે સારો તંબુ ફરતો તમાંમ!
રખે કેફથી હું બનુ બદનાંમ!
ધરી હાંમ ચાહ્યું બને હુશીઆર!
ન ઉઠી શકયો કે રહે તે તત્તાર!
'જરા થઇ ઉભા હું ચાલી શકું!'
થયું આંખોને શું, ન ભાલી શકું!
ન હીલી શકે, કે ન બોલી શકે,
મૂસીબતનો ભેદ ખોલી શકે.!
હવે હોશનો ના રહ્યો કંઇ સૂમાર,
નજર સાંમે દુનિયા થઇ અંધકાર!
થયા કાંન બેહરા! બદન થાયું સુન!
ભૂલી જોર, બળ, કળ, ભૂલ્યો ઝનુન!
નહી જાન તનમા રહ્યો કંઇ જરી!
થયો અંતે બેહોશ, જમીન પર પડી.

* * *

તૂરત સૂસને એક મારી પૂકાર,
કહ્યું: "આવ પીલસુમ ઓ નામદાર.
પડયો છે જમીન પર તુસ પેહલવાંન,
નથી તન અંદર રહ્યો કાંઇ જાન.

૧ જેહાં-જીત, યાને જેહાનને જીતનાર। ૨ ગીઆલા, યાને હરણી જેવી આંખોવાલી.

કંમરબંધ એનોજ લઇ તું જકડ,
લઇ જા તું ઘસડી હવે જલ્દ કર.
જકડજે મજબુત બાંધીને તંગ,
રખે એ દેખાડે નવો કાંઇ રંગ.
કર કએદ લઇ જઇ પહાડી સદન,[1]
છૂટે નહિં કદીબી કરી કાંઇ ફંન.
હતાં જેને કાબુ હવા 'ને હુકમ,
ભરે આજ બેહોશીમા હર દમ."

હુકમને તૂરત સર ઉપર ધરી,
કિધી પીલસુમે તૂરત રેહબરી.
લિધો બાંધી તુસને તતરબંધ તંગ,
જાગે તો હિલવી શકે નહિ અંગ.
ઘસડી ગયો લઇ સિહા રાતમા,
કિધો કેદ કૂહે-કાલાતમા.[2]
થયું તુસનું તે પહાડી સદન,
હતું જ્યાં પીલસુમે કીધું વતન.

## સુસન રાંમીશગરના પરાક્રમથી પેહલવાંન ગોદરેજનુ તેણીના હાથ ઉપર કેદ પકડાવું.

બીજા હાથ ઉપર જેહાં પેહલવાંન રૂસ્તંમના હુકમથી, કેશવાદના ખાનદાંનનો ગોદરેજ, રૂસ્તમના મેહુલમાથી તુસની પુઠે જવા, અને તેને સમગનવી સીસ્તાન પાછો લાવવા બાહાર પડયો, અને ઈરાંન તરફ જવાની રાહ તેણે અખત્યાર કીધી. ગોદરેજની ઈનતેજારીનો સુમાર હતો નહી. તેણે પોતાના ઘોડો તુસને રાહમા પકડી પાડવાની ઉમેદમા ઘણોજ જોરથી દપટાવ્યો, અને આગલ તેમજ પાછલ, અને આસપાસ શાહઝાદા તુસને તે વેરાંન વનમા શોધી કાહડવાની નેમથી, તે લાંબે નજર કરતો રહ્યા, પણ તુસની કાંઈબી નિશાણી તે વેરાંન વનમા તેની નજરે પડી નહી. એથી દીલાવર ગોદરેજ પોતાના દીલમા ઘણોજ ગભરાવા લાગ્યો, કેમકે આસમાંન ઉપર આફતાબ અસ્ત પામવાના વખત નજદીક આવતો હતો. એ સબબને લીધે ગોદરેજે પોતાના ઘોડાને ઘણોજ જોરમા દોડાવ્યો, કે કોઈ લાએક જગ્યાએ રાતને દરમ્યાંને તે જઈ પુગે, અને ત્યાં તે વિસાંમા લેઈ શકે.

થયો અસ્ત ખુરશેદ, તજી દમદમાટ,
નમુદ થઇ હર-ગમ સિહા કાલી રાત.
બબર 'ને શેરો તનુ વન હતું,
કજા આવે તો મોત ફૌરન હતું.
કિધી શોધ હર ગમ પૂકારો કરી,
પડઘાઓ કાંને પડતા ફરી.
મલી તુસની ના કંઇબી નિશાંન,
પડયો તે વમાસનમા પેહલવાંન:
"હવે કાહ શોધું વેરાંનમા,
ઘટા થાઇ ઘંઘોર આસ્માંનમા.
નથી કોઇ રાહમે ઠીકાંણુ અહીં,
ન દિસ્તું દુરનું કે નજદીક કંઇ.
સિતમ ભારી આ છે સિહા રાતનો,
ન દિસ્તો પત્તો કોઇબી જાતનો.
કહાં એને શોધું આ વેરાંનમા,
ન જડતી નિશાંની બિયાબાંનમાં.

કસુર મારી બેશક બુરી થઇ,
મૂસીબત મુજની અધુરી રહી.
કરતો તે મનમા કંઇ કંઇ વિચાર:
"રખે થઇ ગયો હોય તેનો શિકાર.
બબર 'ને શેરો તનું વન છે,
કજા આવે તો મોત ફૌરન છે."
કિધી શોધ હરગમ પૂકારો કરી,
ખબર તુસની ના જરાબી પડી.
હતો એવો કાલાશ પુર બહારમા,
દિઠી રોશની દુર અંધારમા.
જોઇ રોશની તે થયો દીલખુશ,
બેશક હશે એ જગા પર તુસ.
તૂરત તેણે ઘોડાને આપી વલંણુ,
પુગ્યો જઇ હતું જ્યાં જલતું જળન.[3]
દિઠો ત્યાં તંબુ એક આલીશાંન,
બનાવટ હતી જેની બહુ મનમાંન.

---

૧ પહાડી સદન, યાને ઇરાની પેહલવાંનોને બેહોશ બનાવી કેદ કરવા માટે, સાંમેના પાહડમા આગમજથી બનાવેલો ગાર, યાને ઘર. ૨ કુહે-કાલાત, યાને પાહડના અંધારા ગારમા. ૩ જળન, યાને બલતન.

પડેલો હતો માહે સંગીત સાજ,
બેશક હતો શાહી દરબાર કાજ.

તંબુમે આસબાબ હતો બેમિસાલ,
જોઇ તેને ગોદરેજ થયો ખુશહાલ.

કિધી તેણે તંબુની અંદર નજર,
દિઠી એક સુંદર પરીપએકર.

મુખ તેનુ મોહન, લબ લાલ રંગ,
રૂખસાર ગુલ ગુલ, કદાવર અંગ.

જર 'ને જવાહેર તનપર જડી,
દિઠી અલબેલી અતી ફાંકડી.

ગળાં માહે દીઠી મોતન લડી,
હિરન સમ આંખો જાદુભરી.

બદનબંધ તનપર જકડબંધ હતા,
કંમર પર ઝરીન કંમરબંદ હતા.

સૂરત તેની સુંદર હતી મનહરન,
જોતાંજ થાતું તૂરત દિલ-શિકન.

કાંનોમે હલકા ગરદન માલ,
કંમરબંધ અંદર બદક્ષાંન લાલ.

ઉભો રેહી ગોદરેજ તંબુ બહાર,
ધીરે 'ને ધીમે કીધો પૂકાર.
અરે કોણ છે હિયાં, છે યા નહિં,
આ તંબુની અંદર છે કોણ અહિં?"

* * *

અજબ નાજ-નખરાં, જોબંન બહાર,
અજબ ચાલ લટકે, નયેનો નેઆર.
ધરી જાલ ફંન્દી ફરી હાથમા,
ઉઠી ઉભી એકદમ પુર ઠાટમા.
બનીને અજાણી મક્કારે ઝંન,
ઉભી આવી દર[1] પર બાંનું સૂસન.

* * *

જોઇ તેને ગોદરેજે કીધો સવાલ:
"છે કોણ તંબુનો માલેક હાલ.
શું નામ તેનું, કહાં છે વતન,
કો'ની તે તોખ્મ, કહાં છે સદન.
કોણ છે તું બાંનુ, શું તારૂં નાંમ,
આ વેરાંનમા છે શું તારૂં કાંમ?"

* * *

## સુસન રામીશગરે ગોદરેજને જવાબ દીધો.

હજારો નાઝો અદાની ભરી,
જરાબી ન ગભરાઇ તે સાંવરી.

પડોસે સુસન અદબથી ખડી,
લિધું દિલ નજાકત-નાઝે હરી.

દિઠો તેને કદમા સરોવર સમાંન,
સીનો 'ને ગરદન મિસલ પેહલવાંન.

બાલોના ઝુલ્ફો દિઠાં પેચદાર,
સરપર દિઠો તાજનો શણગાર.

હીરા 'ને મોતી સજેલાં હતાં,
બદખ્શાંની લાલો જડેલાં હતાં.

પેશાંની સુંદર મોહન હતી,
હિસ્તો ખરેખર તે નરપતી.

જોઇ તેની સજધજ સુસન ડરી,
નમીને પુછતી ઉભી સુંદરી.

નમીને બોલી: "ઓ પેહલવાંન,
સદા તારૂં રોશન રહેજો રવાંન.
અએ તુખ્મે-આલા નૂરી નામેવર,
ભલે કર આરાંમ હિયાં બેખતર.
જશે કહાં હિયાંથી મને કેહ જરા,
નથી રાહમે બિજી હિયાં કોઇ સરા.[2]
રાહ છે ખતરનાક,[3] વેરાંન વન,
શેરો-પિલંગોનું પાહડી વતન.
અરજ હું કરૂં, કહે શું નાંમ છે,
સિહા રાતે વનમા શુ કાંમ છે?
જરા તું સાંભલ મહારા સૂખન,
નિચે ઉતરી મારો મેહમાંન બન.
હકિકત સાંભલ, રાખી ધિયાંન,
થા મારો રેહબર સુણી બયાંન."

* * *

૧ દર, યાને (તંબુનો) દરવાજો. ૨ સરા યાને, મુસાફરખાંનું. ૩ ખતરનાક, યાને ભયંકાર.

કેશવાદના ગોદરેજે એક માહતાબ જેવી ખુબસુરત ઓરતને મોહડેથી આવા આજીજી ભરેલા સખુનો જ્યારે સાંભલ્યા, ત્યારે તે તુરતજ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી, તે જર-નીગાર તંબુમા દાખલ થયો, અને ત્યાં પડેલી એક જડાવદાર બેઠક ઉપર બેસી, તંબુમા તે આસપાસ નજર કરવા લાગ્યો. મક્કરબાજ સુસન, આ બુલંદ કદ અને કદાવર પેશાંનીના પેહ-લવાંનની ગરદન, બાજુ, અને સીનાની ઉપર બારીક નજર કરતાં, તે તેણીને ઘણોજ ખુબસુરત માલમ પડયો. સુસને ગોદરેજ પેહલવાંનની સજધજ, અને તેનો રૂઆબ તથા દમામ જોઇ, હસીને પુછયું:

"અએ રોશન તાલેના બુલંદ બખ્ત પેહલવાંન, તારૂ મુબારક નામ શું છે? અને આ વેરાંન વનમા, આવી અંધારી રાતે તારૂં હિયાં કેવી રીતે આવવું થયું?"

## પેહલવાંન ગોદરેજે સુસનને જવાબ દીધો.

"અએ માહેપેકર, બાંનુ હસીન,
હું કેશ્વાદનો ગોદરેજ છું નામચીન.
નથી કોઇ માદરે જન્યો પેસર,
હોય જોરમા મુજ સમ જોરવર.
હું કુલ કિયાંનીઓમે સરફરાજ છું,
બુઝારગોનો રેહબર સરતાજ છું.
ધ્રુજે મારે નામે પિલંગો 'ને શીર,
નથી મુજ સમ કોઇ બીજો દલીર.
હકિકત લે સાંભલી તું જરી,
સુણાઉ તુંને જે બની છે ખરી.
હતો હું મેહેમાંન રૂસ્તંમ ઘર,
મુજ સાથ બરજોર હતો નામેવર.
ગેવ અને ગશ્તંહમ નામાં સવાર,
હતા તેઓ મેહેમાંન ત્યાં નામદાર.
કિધી તુસે બકવા વડાઇ કરી,
નહિ કીધી રૂસ્તંમની પરવા જરી.
બના બેઅદબ ત્યાંથી નિકલી ગયો,
ખુદાને ખબર કહાં જતો તે રહ્યો.
મને કીધો રૂસ્તંમે એવો હુકમ,
લઇ આવ તુસને જઇ એકદમ.
આ વેરાંન વનમા કહાં તે હશે,
ખુદાને ખબર શું તેનું થશે.
ઉડી શું હવામે હવા થઇ ગયો,
પત્તો તેનો વનમે ના કંઇ રહ્યો.
ઉડાવી ગયો શું તુફાંની પવન,
છુપાવી દિધો તેને ભિત્તર ગગન.
પડતો નથી કેમ વંનમે નજર,
રખે હોય થઇ કુહ ભિત્તર કબર.
બઝમમે હતું સહુ આબાદઆબાદ,
મગર થાયુ તુસથી બરબાદબાદ.
કહું શું બાંનુ એ હાલ છે,
ખરે મારી હાલત કંગાલ છે.
હું ઘુમિયો આ વેરાંન તેને થકી,
નથી તેને મલવાની કંઇબી વકી.
જોઇ રોશની દુરથી આ જગે,
હું ઘસડાઇ આવી ઉભો આ વગે.
કહે તારૂં શું છે મુબારક નાંમ,
આ વનમે તું આવી વસી શું કાંમ?"

## ગોદરેજ પેહલવાંનનુ સુસનના ફરેબથી કઓદ પડવું.

પેહલવાંન ગોદરેજને મોહડેથી તેની તમામ હકીકત સાંભલી લીધા પછી, રાંમાશગર સુસને જે કાંઈ બનાવટ ભરી ગલત અને જુઠી હકીકત પોતાના બાબમા કેહવી હતી, તે તેણીએ ગોદરેજને સરાહગાત સાથ, તેની દીલસોજી મેલવવા માટે જણાવી. ગોદરેજે સુસનની ગલત વાતોને ખરેખરી માની, પોતાનો કુમલાયલો ચેહરો ગુલાબના ફુલ મીસાલ ખીલવ્યો, અને સુસનને જવાબ દેતાં તે બોલ્યો:—

"ના કર ફિકર ખાંનુ ઓ નેકજાદ,
બર લાવશ હું તારી દીલે-મુરાદ.
નથી કોઇ મુજ સમ ઇરાંનમા,
જે હોય કયેખુશરૂ તના માનમા.
સુખન મારો બેશક તે કરશે કબુલ,
થશે તારી મતલબ સઘલી હુસુલ.
કરાવશ હું ઇરાંન તહારૂં વતન,
ફિરત ત્યાં તારી ચહડશે ગગંન.
થવશ તારો રેહબર ઇરાંનમા,
ગમ કમ કરી રેહે ગુલતાંનમા.
થયો છું હું ભૂખ્યો સફર દરમિયાંન,
મને આપ થોડું કંઇ ખાંન-પાંન."

* * *

સૂણીને દોડી તૂરત સુંદરી,
હૂકમને લીધો સરપર ધરી.
બિછાવી સુફરો કિધો તૈયાર,
પકવાંનો હાજર કિધાં બિશીચાર.
મુરગની ટાંગ અને મેંઢાંનુ ગોશ,
ટિખ્ખું 'ને તંમતંમતું કીધેલું 'રોસ'.
ખાટાં 'ને ટિખ્ખાં 'ને મીઠાં અચાર,
ભુજેલું ભુંજન સોહરમદાર.
કરી સહું હાજર સાંમે ખડી,
ખૂશી થાયો ગોદરેજ તનાવલ કરી.[1]

* * *

ધરાયો ખાઇને પકવાંન જ્યાર,
મલકાવી મુખને બોલ્યો ત્યાર:
"અગર આ સમે હોય કંઇ જો શરાબ,
મને તુ ભરી જાંમ થોડોક આપ.
બાદઅ ગા કાંઇ ગાયન મધુર,
આ સાજ પડયો છે તારી હજુર.
પડી છે ચંગ સાથ હિયાં ઝાંઝરી,
લઇ હાથ ગા ચીજ કોઇ તું જરી.
આ સિતારબી છે, જરા હાથ ધર,
લલકારી મારો જીવ ખુશ કર.
છે ગાયન અંદર એવી અસર,
સૂણીને દરદી બને ખુશતર.
અજબ છે કરાંમત એમા ભરી,
ભૂલે આદમીજાત ગઇ ગુજરી.
દવા વન દરદો કરે એ શફા,
સૂણી થાય બેદીલબી બાવફા.
હલક તારો કાહડી જરાબી સૂણાવ,
મને દે બતાવી હવે હાવ ભાવ.
મગર લાવ પેહલ્લાં ભરી એક જાંમ,
ભૂલું રંજ અને ગમ મહારો તમામ."

* * *

હુકમ ગોદરેજનો સરપર ધરી,
વીજ વેગ ઉઠી તૂરત તે ઘડી.
ભરી જાંમ સુંદર શરાબે કરી,
ચલાવી હુંન્નરમંદે જાદુગરી.
સૂરાહી 'ને શીસો ધરી હાથમા,
ઉભી ગોદરેજ પાસ મલકાટમા.
કહ્યું સુસનેઃ "ઓ જહાં પેહલવાંન,
હું લાવી છું લે જાંમ આ અર્ગવાંન."
લિધી જાંમ ગોદરેજે તે યાદગાર,
ખબર નહિ હતી કે છે નાશકાર.
ધરી જાંમને ચાહી તેને દુવાઃ
"થજો તારા દુશમંન સદા રૂસવા."
કહી એમ એકદમ તે પીઇ ગયો,
તૂરત ભોગ બેહોશીનો તે થયો.
પડયો ખાઇ ચક્કર બની બેધિયાંન,
રહી સૂધ્ધ નહિ કંઇ, રહ્યું નહી ભાંન.
બૂલાવી તૂરત પીલસુમ પેહલવાંન,
કહ્યું કે: "જકડ આ બિજ્ને મહેમાંન.
જકડ હાથ અને પગ અતી જોરથી,
છૂટે નહી એકબી એ ચોરથી.
બાંધી લે જકડીને મજબુત બંદ,
રખે થાય છૂટો એ જોરમંદ."
જકડીને બાંધ્યો તે જંગી દલેર,
દગાથી કિધો તે નરેશેર જેર.
ગયો લેઇ પીલસુમ જીન્દાંનમા,[2]
હતું જે જહનમ[3] બિયાબાંનમા.

૧ તનાવલ કરી, યાને પકવાંન ખાઇને. ૨ કએદ ખાંનુ. ૩ દોજખ.

**સુસન રામીશાઅર અને પહેલવાન બેજન.**

સુણી વાત આંખલ ને ચમકી ભરી.
ધ્રુજી રહી સુસન. અતી થરહરી.
થયા ઝર્દ ચેહરો, હિંમત ખતમ,
ધ્રુજી રહી જાની, થયો મંન્દ દમ.

(જુવો પાનું ૧૬૭.)

હતા ઢગ ધુલના, પત્થર 'ને કીચ,
કચરા 'ને કાંટાની ઝાડીઓ ગીચ.
હતો કુહ[1] એવો તે અંધકાર,
કાલાંમા કાલો, દોજખનો ગાર.
ફેંકયો તે કૂહમા જંગી પિલંગ,
નહી હોશ તનમા, હાલત બતંગ.

## પેહલવાંન ગેવનું પોતાના બાપ ગોદરેજની મદદમા નીકલવું, અને સુસનના ફંન્દમા તેનું સપડાઇ જવું.

આ ગજબનાક બનાવની કાલી રાત વહી ગયા પછી, બીજી રાતે સુસન રામીશગર પોતાના તંબુમાં ખુશ મીજાજે બેઠી હતી, તેવામા રાતની એકાંત ઘડીઓ વચે, તેણીને કાંને દુરથી કોઇના ઘોડાના દદમના અવાજ આવતા સંભલાયા. તે અવાજ સાંમલાતાંજ તે મક્કારે ઓરત પાછી હુશીયાર થઈ, અને પોતાના શેકારને લલચાવવા માટે તઇયાર બની બેઠી.

એવામા રાતની અંધારી વચે સિંહના જેવી ગરજના કરતો એક અવાજ સુસનને કાંને સંભલાયો. તે અવાજ ગોદરેજના દીકરા નામના ઉઠાવનાર ગેવનો હતો. તેની પીઠ ઉપર તેણે કમાંન ઓલવી હતી, અને કંમર ઉપર કસીને કંમરબંધ બાંધેલો હતો. હાથમા ફોલાદી ગુરજ પકડેલો હતો. સુસને આ સવારને દુરથી આવતો જોઇ, તે તંબુમા છુપાઈ ગઈ.

જ્યારે નામનો ઉઠાવનાર ગેવ, તે તંબુ આગલ આવી લાગ્યો, ત્યારે અંધારી રાતને સમે વેરાંનમા એક કીમતી તંબુ, તેમજ તે તંબુ માહેલો સાજ અને રચાવટ જોઇ, તે મોટા વિચારમા પડયો, અને તંબુની બહાર ઉભો રહી તે મનમા વીચાર કરવા લાગ્યો કે:—

"કોણુનો આ તંબુ છે વેરાંન વન,
કિધું એમા કોણે વસીને વતન.
નજર કીધી તંબુની ઉપર ફરી,
રચાવટ જોઇ લિધી ફાંકડી.
આ તંબુ છે બેશક મુજ ધ્યાંનમા,
મે જોયો છે તંબુ એ તુરાંનમા.
બેશક એ તંબુ છે અફરાસીઆબ,
હૂં જોઉ છું સઘલો શાહી અસબાબ.
જંગલમા કોણે છે કીધું મકાંન,
શું વસ્યો છે આવીને વઝીર પીરાંન."

*          *          *

છુપાઇ છૂપ છૂપ સુંદર સુસન,
જોતી'તી ગેવની સઘલી ચલન.
બનીને બેઠી ખુબ મસ્તનાજ,
કિધો ચાહુ સુંદર સંગીત અવાજ.
સૂણીને સૂંદર ગાયન અવાજ,
ગાફેલ થયો ગેવ ગર્દનફરાજ.

હલકથી થયું દીલ તેનુ અસીર,
વધુ જાણવાને થયો તે અધીર.
રખસ પરથી એકદમ નિચે ઉતરી,
નજર તેણે તંબુની અંદર કરી.
ખૂટીસે બાંધી રખસની લગાંમ,
ગયો તંબુ અંદર ધસી નેકનાંમ.
દિઠી એક બેઠી હતી સુંદરી,
ધરી હાથ ગાતી, ચંગ-બાંઝરી.
અજાણી બની નયેન નિચાં કરી,
ગાતી જબાં-ફારસી ફાંકડી.
હલકથી નિકલતો સુણી હલક,
રહ્યું કાબુમે દીલ નહિં મુતલક.
જોઇને સુંદર કિધી આફરીન,
'હશે નહિં બીજી રૂએ-જમીન.'
નિરખીને જોતો ઉભો રૂબરૂ,
નયનો નેજારા, કમાંન અબરૂ.
રૂખ બે ગૂલાબી, લબો લાલ લાલ,
કલીબંધ દાંતો, મોતન માલ.

1 ગુફા.

સિહા રંગ ઝૂલ્ફો, ખુબ પેચદાર,
જીગર જેને જોતાં થતાં ખારજાર.
પમરતો'તો મહેકાટ, ખુબ મૂશ્ક બુ,
તલબગાર ગેવે કિધી ગુફતગુ:
"અએ નાર મોહન, માહેજબીન,
કહે નામ તારૂં ઓ બેગુઝીન.
કહે તારૂં છે કહાં વતન 'ને સદન,
વસી આએ વેરાંન કીધું ચમન?
કો'નો છે તંબુ આ જરનીગાર!
જરા કર હકીકત ખરી આશ્કાર."
*        *        *
તૂરત ઉઠી બોલી, કરીને અદા:
"મૂબારક તહારાં કદમ છે સદા.
મને કેહ પેહલ્લાં ઓ નામેવર,
કરતો હતો કઇ તરફ તું સફર.
અવલ કહે તારૂં શું નામ છે,
પછી હું કહું મારૂં શું કાંમ છે."

## સુસન રામીશગરને ગેવ પેહલવાંને પોતાનો હાલ જાહેર કીધો.

"અએ બાનુ ચંચલ, ચાતુર જમાલ,[1]
લિધો છે તહારો સુણી સવાલ.
હું અવલાદે કેશવાદ ગોદરેજીઆંન,
છું નામે 'ને કાંમે ગેવ પેહલવાંન.
છે મારૂં રોશન ઇરાંને નામ,
નિકલ્યો છું રૂસ્તમનુ કરવા હું કાંમ.
હતા હમ મહેમાંન, રૂસ્તંમ દવાર,
બનાવ એક બનિયો, અતી ગમખાર.
મેહર્ફીલે વિખવાદ,[2] જબરો થયો,
થઇ તુસ વહેશી[3] બેહકી ગયો.
કપટ 'ને કીનો ધરીને જીગર,
ઉઠયો તુસ લેવા ગોદરેજ ઉપર.
કિનાર્થી હાથો બેહુ મલમલી,[4]
છોડી તે મહેફીલ ગયો નીકલી.
સૂણી હાલ રૂસ્તંમ ત્રાસી ગયો,
તુસને થકી તે ઉદાસી થયો.
સમજાવી રૂસ્તમે કીધો હુકમ,
નિકલ્યો ગોદરેજ તૂરત એકદમ:
"હજી તો સફર તે કરતો હશે,
અગર શોધશે તો મલી તે જશે.
મલી તુસને તું સમજાવી લાવ,
ફરી મારી મેહફીલને તું જમાવ."
સૂણીને જહાં-પેહલવાંનનો એ હુકમ,
નિકલીયો ગોદરેજ તૂરત એકદમ.

મગર કોઇ પાછું ફરિયું નહીં,
હું આવી પુગ્યો શોધતો છું અહીં.

સુસન રામીશગરે ગેવને મોહડેથી આ હકીકત સાંભલી તેણીએ પોતાના મક્કરની જાલ બીછાવવાની શરૂઆત કીધી. પેહલવાંન ગેવને પોતાના પ્રપંચની જાલમા ફસાવવા સુસને જે રીતે તુસ અને ગોદરેજ આગલ પોતાની હકીકત વીસ્તારી દરસાવી હતી, તે પ્રમાણે ગેવની આગલ પણ તેણીએ સરાહુગાતથી સઘલું જણાવ્યું, અને કમનસીબે પેહલવાંન ગેવે તે ખુબસુરત મક્કારનું સઘલું કેહવું ખરૂ માન્યું. સુસનની મીઠી વાતોથી પેહલવાંન ગેવનુ દીલ મોમ જેવું નરમ બની ગયું, અને સુસનને તે કેહવા લાગ્યો:—

"મગર અએ બાંનુ ઓ દીલનવાઝ,
મને ખોલી કહે તું સઘલો રિયાઝ.[5]
આ અનમોલ[6] તંબુ 'ને બેમુલ જાંમ,
મે દિઠાં'તાં તૂરાંને પીરાંન મૂકાંમ.
આ સંગીતનો બેશક છે બેમુલ ઠાટ,
જોયલો મે તૂરાંને, એવું છે યાદ.
મગર કેહ ખોલી, એ શું વાત છે,
એ માલ કેમ તુજને હાથ છે.

---

૧ જમાલ, યાને ખુબસુરત. ૨ વિખવાદ, યાને ખટપટ-કજીયો-કંકાસ ૩ વેહશી, યાને ઝનૂની
૪ બેહુ મલમલી, યાને બક્કુ હાથો ઘસીને. ૫ રિયાઝ, યાને ભરમ ૬ અનમોલ, યાને કિમત નહી થઇ શકે એવો.

બર્ની કેમ માલેક તૂં એ માલની,
સમજ પાડ તારા મને હાલની.
હું ચાહું છું ખોલે ભરમની વાત,
એ માલ આવ્યો કેમ તારે હાથ."

* * *

જબાં ખોલી બોલી તે મક્કાર ઝંન:[1]
"ખરી વાત સાંભલ મેહેરબાંનેમન.
બેશક બેમુલ એ ઠાટ છે,
મગર કંઇ મૂદ્દતથી મુજ હાથ છે.
થયું જ્યારે તેનુ બરગીશ્તા બખ્ત,
મલી ગેઇ મને આબે મીલ્કત તે વખ્ત."

* * *

હસી ગેવ બોલ્યો, ખોલી વદન:
"બેશક દિસે તું બખ્તે બૂલંદ.
હવે મેહેરબાંની કર મુજ ઉપર,
જેબી હોય પકવાંન, હાજર તું કર."

* * *

તૂરત ઉઠી સુસન મક્કારે ઝંન,
શરૂ કીધું તેણીએ ફીતુર ફંન.
કિધાં લાવી હાજર પકવાંન ખાસ,
થયો ગેવનો ખુશ જોઇ મિજાસ.
હતી પેટમા ભુખ બહુ બેહિસાબ,
કિધું ખાઇ ખાણું પુરૂં સિતાબ.
બાદઅ બોલ્યો: "અએ લાલફાંમ,
હવે પા અગર હોય, શરાબ એક જાંમ.
ભૂલું નહિ ઇવઝ[2] તારી મેહમાંનીનો,
હવે વખ્ત છે તારી રેહમાંનીનો."

* * *

હસી બોલી સુસન બડી બદનેઝાદ:[3]
"ઓ અરકાંને શાહી,[4] ઓ બાદે-મુરાદ.
તું પર આ જિવજાંન કુરબાંન છે,
આ વંન મારૂં તુંથી ગુલીસ્તાંન છે.
દિપકતું કિધું છે તૂંએ આ મકાંન,
ભલે મુજનો તૂં થયો મેહેમાંન.
ઇજ્જાજત કરૂ રૂબરૂ રહી ખડી,
કરૂં હું હાજર જે કેં છે જરી.
બને જો શરાબે તું દીલશાદ,
તો શૂં છે શરાબ તુંજ આગલ બિસાદ."

* * *

ઉઠી ઝટ સુસન મક્કર કરી,
તૂરત લાવી દારૂનો શીસો ભરી.
ઉભી લઇ શીસો અને જાંમને,
થયો ખુશ જોઇ ગૂલંદાંમને.
ભરભર ભરી જાંમ છલછલ કરી,
ગટાવી ગયો ગેવ અધીરો પડી.
પીઇતાંજ બોલ્યો મલકાવી નયેન:
"બેશક થયું મારૂં રોશન ઝેહેન.
દિસે છે બેશક એ નામી શરાબ,
ભર ભર બિજી જાંમ, તું એક સિતાબ."

* * *

તૂરત જાંમ બીજી શરાબે ભરી,
ભરી તે છલાછલ જાદુ કરી!
હસી બોલી સુસન: "ઓ મેહેરબાંનેમંન,
હજુરીમે હાજર છે આબે-ચમંન.
ઉભી તારી બંન્દી ખીદમતગુઝાર,[5]
રિફાકતમે[6] મારૂં દિલ છે નિસાર."
મલકાવી મુખ સાથ ચલકાવી નયેન,
લિધી જાંમ ગેવે સુસનને કહેણ.
ધરી જાંમ ગેવે કીધી સલાંમ,
કહ્યું: "એક ગાયન ગા નેકનાંમ.
ગા ચીઝ એવી ભૂલે દીલ ગમ,
રંજબી સફરની, બને મુજ કમ."

* * *

સીતાર સુસન ધરી હાથમા,
ગાતી તે બેઠી લહેરાતમા.
સૂણીને સુસન તના ગાંન-તાંન,
ગટાવી ગયો ગેવ કુલ અર્ગવાંન.
તે પીતાંજ કુલ હોશ તેની ગઇ,
નહી તાબો-તાકાત તનમા રહી.
પલકમા સમજ્યો દગો છે થયો,
પૂકાર એક કરી તરફડી તે રહ્યો.

૧ મક્કારે ઝન, યાને મક્કારે ઓરત. ૨ ઇવઝ યાને બદલો. ૩ બદનેઝાદ, યાને બુરી બુનીઆદની. ૪ અરકાંને શાહી, યાને રાજનો સ્થંભ. ૫ ખીદમતગુઝાર- યાને નોકર યા બાંદી. ૬ રીફાકતમે, યાને સેવામા.

ગઇ હોશ મનની, તન નાતવાંન,
ન બોલી શકે કંઇ, બંધ થઇ જબાન.
હલક બંધ તેનો થયો એકદમ,
થયો ગેવ ઉપર ઝહેરી સિતમ.
ધીમે ’ને ધીરે બંધ થઇ નજર,
પડયો ફ્રાંમ ખોઇ, જમીનની ઉપર.
* * *
અરેરે એ કાબા! કનીજ, બદ ઝન!
કિધું કાંમ કેવું તૂએ આએ વંન.
દગો દઇ કીધો બેહોશ દલીર,
પડો માર તુજપર ખૂદાનો શરીર.[1]
આવ્યો થવા તારો મહેમાંન જે,
દગો દઇ કિધો તેને બેભાંન તેં.

ખૂદાના ગજબનુ અજબ તેજ છે,
સમજ કે બૂરાનો બૂરો ફેજ છે.
* * *
પડેલો નરે શેર જોઇ જમીન,
ખૂશી થઇ મનમા, ફુલી હસીન.
તૂરત ઉઠી સુસને કીધો પૂકાર,
હાજર થયો પીલસુમ નાબકાર.
કહ્યું તેણીએ એમ પીલસુમને:
“જકડ આ પેહલવાંન કુલઝુમને.[2]
એ છે દિલાવર, બડો જોરવર,
છે પકડાવો મૂશ્કીલ બારે-દીગર.[3]
જકડ એને મજબુત હર તોરથી,
ડરૂં છું એ ઇરાંની સરજોરથી.

લઇ જા તું એ છે તુને કાંમનો,
છે તારો કએદી ગેવ નામનો.”

સુસનનાં હુકમ સાંભલતાંજ પેહલવાંન પીલસુમે, દીલાવર ગેવને ઘણીજ શાહુચેતીથી મજબુત જકડીને તંગ તત્તરબંધ બાંધ્યો, અને તેની બેહોશ હાલતમા ખુવારીથી ઘસડી લઈ જઈ, પેલા પાહડી ગુફા માહેલા એક સીહા ગારમા, તેની બેહોશ હાલતમા, દયાહીન રીતે તેને ગબડાવી દીધો, અને તેમ કીધા પછી, પોતાના તંબુમા તે જઈ નિરાંતે પડયો.

## પેહલવાંન ગશ્તહુમનુ ઇરાંની પેહલવાંનોની તલાશમા નિકલવું, અને સુસન રામીશગર સાથે તેનો મેલાપ થવો.

પીલસુમે ગેવને તેની બેહોશ હાલતમા બાંધીને, ખુવારી સાથ ઘસડતો લઈ જઈ તેના પાહડી મકાંનમા આવેલા પેલા અંધારા ગુફામાં નાખી, તેને બંદીવાંન કીધો.

આ બનાવને ઘણો વખત થયા નહી, રાત ધીમે ધીમે આગલ વધવા લાગી તેટલાંમા સુમાર મધરાતનો થવા આવ્યો હતો, અને તમામ વેરાંનમા ચુપકીદી ફેલાઇ રહી હતી. તેવામા સુસન પોતાની નિંન્દમાથી, કોઈના બુલંદ પુકારનો અવાજ સાંભલી જાગરત થઈ ગઈ. હજી તો સુસુન આ પુકાર કયાંથી આવતો હતો, તેના વીચારમા હતી, તેવામા તેણીને કાંને કોઈ ઘોડે સવારના ઘોડાના પગલાંના અવાજ સંભલાયો. સુસન પોતાની હુશીયારીમા આવી વીચાર કરતી હતી, તેવામા કોઇ સવારને એક છેટાયલા સીંહ મીસાલ બરાડ પાડતો, અને હાથમા નાગી તલવાર પકડી, રાતની અંધારીમા તે તલવારને ચમકાવતો, તંબુની લગોલગ આવી લાગ્યો.

સીતારાઓની ઝાંખી રોશનીના ઉજાસ વચે, તે સવારે તંબુની અંદર નજર કરી જોયું, અને અંતે તંબુની બાહરથી પુકાર કરી પુછયું:

“અરે કોણુ છે હિયાં, થા તું બિદાર,
ઓ તંબુના માલેક, જરા આવ બહાર.
આ વેરાંન વનમા સિહા રાત છે,
મને કંઇ ખબરની જરૂરીઆત છે.

દિસે છે બિકટ રાહ, વેરાંન વન,
રખે તું સમજતો, મને રેહેઝન.[4]
લૂટારો નથી હું બિચાબાંનનો,
નરેશેર છું એક ઇરાંનનો.

૧ શરીર, યાને ઘાતકી, પાપી. ૨ કુલઝુમ, યાને હાલના જમાનામા જણાયલો રાતો દરિઆવ.
૩ બારે-દીગર, યાને બીજી વખત. ૪ રહેઝન યાને, લુટારો.

મને આવી કેહ, તારૂં શું નાંમ છે,
વસી વંનમા શું કરે કાંમ છે?
મને કેહ જરા આવી તું નામેવર,
અગર કોઇ ગયું હોય મુજ પેશતર.[1]
બિજા કોઇ શખ્સો આવી ગયા,
મલી તુને હિયાંથી જતા છે રહ્યા.
જરા કેહ મને તેઓ કહાં છે ગયા?
નાહ તો કહે કહાં વસ્તી રહ્યા?[2]
સગા છે મહારા તેઓ અજીજ,
આવ્યો છું શોધતો કરવા પતીજ.
અગર હોય તુને જો કંઇબી ખબર,
ખબર કહી મને બુજ મારી કદર."

## રામીશગર સુસને પેહલવાંન ગશ્તહમને ફરેબ આપી ભંભેરવા જવાબ દીધો.

સૂણી રાતને વખ્ત આવો પૂકાર,
સમજી સુસન નવો છે શિકાર.
બની મન મેલી, છલબલ કરી,
તુરત જઇ તંબુ દર પર ખડી.
ધરી હાથ ચેરાગ સિહા રાતના,
ચલાવ્યાં ચરીત્ર નકલિયાતના:
"ભલે તું પધારે ઓ નેકજાદ,
સલાંમત તૂને જોઇ છું દીલશાદ.
આ વેરાંન બિલ્કુલ ખતરનાક છે,
દિસે તારો રેહબર ખૂદા પાક છે.
જવા ચાહે કહાં તું ઓ નવજવાંન,
કહાં જાય તું આ સમે મેહરબાંન?
શેરો–બબરનુ બિયાબાંન છે,
મને કેહ તહારૂં શું અરમાંન છે?
નથી આ રસ્તે ગયો કોઇબી,
નથી રાહ કોઇએ હિયાં ખોઇબી.
હું આવી હિયાં પોતે ભુલી પડી,
આ હાલત અફ્રાસીઆબે કરી!
હું નાહસીને નિકલી છોડી વતંન,
પડી છું હું ભૂલી, ભયાંનક વંન.
છે દીલ અંદર એ આરજુ,
મલું શાહ કયેખુશરૂ રૂ–બ–રૂ.
હું ધડકીને તડકી ધસકથી ઘણી,
હું ભડકીને જાગી બાવરી બની!
હું સમજી કે અફ્રાસીઆબે હુકંમ,
કિધો પકડી લાવે સૂસન એકદમ.
સૂણી શોર તારો ગભરઇ ગઇ!
હું સમજી કે અંતે હું પકડઇ ગઇ!
હું નાજુક નિરદોશ શું શું કરૂં,
આ વેરાંન વનમે ઝુરી મરૂં.
મગર જોઇ લીબાસ ઇરાંનીઆંન,
ખૂશી થાઇ હાંસલ દીલ દરમીયાંન.
દીલ માહે ખીલી ઉમેદની કલી,
સમજી હું મકસદ મહારી ફલી.
કરૂ હાલ મારો તૂને ઇઝહાર,
ધરી હાથ મારો, મને પાડ પાર.
હવે કેહ મૂબારક મને તારૂં નાંમ,
જરા કર તંબુમે આવી કલાંમ.
વહી ગઇ રજની, થઇ મધરાત,
નથી કોઇ સંગી, નથી કોઇ સાથ.
જશે કહાં તનહા, વન અંધારમા,
હવે તો થશે પોહર[3] પલકારમા.
ઉતર જીન પરથી છોડી રિકાબ,
દિસે રંજથી થાકેલો બેહિસાબ.
ભલે આવી તંબુમે આરાંમ કર,
ફજરમા શરૂ કરજે પાછી સફર."

* * *

તૂરત ગશ્તંહમે છોડી ઘોડા લગાંમ,
ગયો તંબુ અંદર, કરવા મૂકાંમ.

---

૧ મારી આગમજ હિયાંથી કોઇ બીજું પસાર થઇ ગયું છે? ૨ વસ્તી રહ્યા, યાને ઉતારો લીધો છે. ૩ પોહર, યાને સહવારનું પોહોર.

### પેહલવાંન ગશ્તહુમે સુસનને જવાબ દીધો.

"કિધું તેએ બેશક મુજ પર કરમ,
એઅ બાંનુ દૂર કર, હવે તારો ગમ.
હું નામે ગશ્તહમ પેહલવાંન છું,
હું દરબારે શાહીનો અરકાંન[1] છું.
હું આલાદે નોઝર, શાહી પેસર,
તુસ મારો ભાઇ સુરવીર નર.
બનાવ એક બનિયો એવો અજબ,
મેહફીલ-રૂસ્તંમ બની બેઅદબ.
મલેલી મેહફીલ હતી સઘલી,
કરતા હતા એશ ત્યાં હમ મલી.
ખિલી મયકશીનો[2] રહ્યા પુર બાહાર,
મયની[3] ચહડી ગઇ મગઝે બુખાર.
બખેડો બરપા અપસમા થયો,
નહીં ક્રોધ કાબુની અંદર રહ્યો.
લડયા તેઓ મેહફીલે સિસ્તાંનમા,
પડયા હમ પેહલવાંન મોહકાંનમા.
ગયો તુસ મેહફીલથી નીકલી,
બઝમમે રહ્યા હાથ સહુ મલમલી.
મનાવવા તુસને ફરી એક વાર,
નિકલ્યા ગેવ 'ને ગોદરેજ બહાર.
થયા હોય અગર આએ રસ્તે પસાર,
પતા કેહ મને તો થશે ઉપકાર.
મે જોયાં છે હિયાં તક રખસના કદમ,
મૂલાકાત તારી થઇ ગુલદમ.[4]
હું નામે 'ને કામે ઇરાંની દલીર,
થયો છું તુસને થકી હું અધીર.
પત્તા તેનો મલતો નથી આએ વંન,
હશે કહાં કિધું આએ વનમા વતંન.
દિલે આરજુ હું કરૂં શું બયાંન,
મને શોધવો છે તુસ ભાઇ જાંન.
ભરી છે મંજલ ગજબથી ભરી,
મગર થાક બેશક ઘણી છે ચહડી.
અગર હોય તુંજ પાસ જામે શરાબ,
મને આપ એકદમ તું તે સિતાબ.
પીઇ જાંમ મંજલ શરૂ હું કરૂં,
મલે ભાઇ જ્યાં તક, ધિરજ ન ધરૂં."

### સુસનના ફંદામા પેહલવાંન ગશ્તહમનું ફસવું.

સૂણી ગશ્તહમ મુખ એવા સુખંન,
ખિલી રહી ખુશીથી સુંદર સુસંન.
તુરત જાંમ લાવી ભરીને શરાબ,
લિધો ગશ્તહમે હાથમાંથી સિતાબ.
ખુશી થાઇ બોલ્યો બાગે બુલંદ:
"સાંભલ ઓ બાંનુ ગુંન્ચેદહંન.
દુઆ ચાહું દીલથી, ખાલેસ મન,
રેહો તારૂં આબાદ તન, મન, ધન.
થજો તારા નાબુદ દુશ્મંન તમાંમ,
કરૂં નોશ ચાહી દૂઆના કલાંમ."
* * *
દુઆ દેઇ દીલથી પીધો જાંમને,
ભૂલી તે ગયો કાંમ 'ને હાંમને.
પીતાંજ બદલી દેમાગે ચલંન,
દિઠી ધરતી ઉપર 'ને નીચે ગગંન!
ન બોલી શકે કંઇ, જબાં થાઇ તંગ,
બદન થાયું સુનું, મિસલ અર્ધઅંગ.[5]
દમ તેનો દીલમા રૂંદાઇ ગયો,
પી જાંમને મુરછાઇ[6] ગયો.
નહિ નુર નયેને, જગત ઝાંખમા,
પડયો આખેરશ તે જમીન ખાકમા.
ફરી આવી પીલસુમ ઉભો નાપેકાર,
કિધો તંગ જકડી નર ચકતેદાર.
ઘસડતો ઉઠાવી ગયો એકદંમ,
હવાલે કિધો ગારમા ગશ્તહમ.
* * *

[1] શાહીનો અરકાંન, યાને રાજનો સ્થંભ. [2] મયકશીનો, યાને શરાબબાજનો. [3] મયની, યાને શરાબની. [4] ગુલદમ, યાને બુલબુલ જેવા મીઠા સરોદવાલી. [5] અર્ધઅંગ, યાને લકવાની બિમારી મીસાલ અરધું બદન સુંનુ અને મુરદાલ થઇ ગયું. [6] મુરછાઈ, યાને બેહોશ જેવો થઈ ગયો.

## પેહલવાંન બેજનનુ પોતાના બાપ ગેવની શોધમા નીકલવું, અને સુસન સાથે તેની મુલાકાત થવી.

પેહલવાંન ગશતહમને પાહડના અંધારા ગુફામા અંધારી રાતે, તેની બેભાંન હાલતમા પીલસુમ લેઈ જઈ કેદ કીધો, અને ગશતહમના ઘોડાને પણ તે પાહડની ખીણમા લેઇ જઈ, પોતાના કેદીઓના ઘોડાઓની સાથે ચરતા મુકી દીધો. જ્યારે સીહા રાત વધારે કાલાશ ઉપર ચહડી, અને વધારે કાલી ભંમર જેવી બની રેહી, ત્યારે રાતના એકાંત સમે, સુસન રામીશગરને દુરથી કોઈ ઘોડાના પગલાંનો અવાજ આવતો કાંને પડ્યો, અને થોડીક પલ નહી થઇ તેટલાં કોઇ મસ્ત પેહલવાંનના પુકારનો અવાજ તેણીએ સાંભલ્યો.

તે પુકાર કરનાર કોઇજ નહી પણ નામનો ઉઠાવનાર ગેવનો બેટો દીલાવર બેજન પોતે હતો. તેણે દુરથી પેલી રોશનીના ઉજાસ જોયા, અને તે જોતાંજ પોતાના ઘોડાને વીજલીની ઝડપે તે તરફ દોડાવ્યો, અને પલકવારમાં તે આરાસ્તા કરેલા તંબુની આગલ આવી ઉભો.

આવી સીહા રાતે તે વેરાંન જંગલમા એક જડાવદાર તંબુ, તે માહેલો શણગાર, અને તે તંબુમા ગાયનના સાજને જોઈ, બેજન વધારે તેહકીક કરતા લાગ્યો. વધારે તલાશ કરતાં તે તંબુના એક ખુંણામા લાલમ લાલ શરાબથી ભરેલી એક સુરાહી, અને તે સુરાહીને પાસ પડેલી એક જાંમ ઉપર તેની નજર પડી. વલી તંબુમા બીછાવેલા કીમતી ગાલીચાઓ, અને જડાવદાર બેઠક, તથા ગાદી વગેરે જોઈ, તે તરેહવાર વીચારમા પડ્યો, અને મનમા બોલ્યો કે:—

"અજબ છે આ તંબુની કારીગરી,
દિસે છે રચાવટ ભરમથી ભરી.
પડ્યો છે ખુણે એક શીસો શરાબ,
વલી જાંમ બી છે ખાનાખરાબ.
અજબ આએ તંબુનો રાહઘાટ છે,
કોણ એનો માલેક બેહદ છે.
દિસે સાજ સંગીત, ઝાંઝર, ચંગ,
અજાએબ સિહા રાતને વખ્ત રંગ.
આ શરાબ, શીસો અને આએ જાંમ,
પડયું છે કો'ને એ સઘલાંનુ કાંમ.
છે લાજમ સોંચાને ભરવું કદમ,
દિસે છે મને આ જગે કંઇ ભરમ.
પડે છે મને શક, જોઇ આ હિસાબ,
રચ્યો હોય નવો ફંન્દ અફ્રાસિઆબ.
રખે હોય બિછાવી નવી જાલને,
કિંધી હોય વનમા નવી તાલને.
દિસે ફંન્દની છે નવી આએ ચાલ,
રખે થાય ઇરાંનીઓ ખસ્તહાલ."
બનીને હયરત કરતો વિચાર,
ઉભો તે જગા પર તંબુ બહાર.
જમીન પર જોઇ રખસના કદમ,
સમજવા લાગ્યો, દગાનો ભરમ.
પુકારો કિધો તંબુની બાહારથી,
લડે જેમ જંગીઓ તકરારથી:
"કો'નો આ તંબુ, 'ને કો'ની જમીન,
કોણ એનો માલેક છે નામચીન?
નિકલ બહાર એકદમ, જાઉં હું સિકલ,
કરી કેમ રહ્યો આએ વનમા અમલ?
મને કર હકીકત કુલ ઇઝહાર,
સુખન રાસ્ત કહે, હું કરૂ ઇતબાર.
દિસે છે રખસના કદમ આ જમીન,
કહે કહાં ગયા હિયાંથી તે નામચીન."

* * *

### સુસન રામીશગરે બેજનને જવાબ આપવો.

સૂણી વાત ધાંધલ 'ને ધમકી ભરી,
ધૂજી રહી સૂસન અતી ઠરઠરી.
થયો ઝર્દ ચેહરો, હિંમત ખતંમ,
ધ્રુજી રહી છાતી, થયો મંન્દ દમ.

બોલી ધડકતે દીલે મનમા:
“દિસે છે નહિ એ ફસે ફંન્દમા.
રખે થાઉ રૂસવા એ પેહલવાંનથી,
થશે ધુલ ઇજ્જત એ મસ્તાંનથી.”

* * *

જીગર ડગડગતું, મન બહુ ડરે,
ગઇ સાંમે સુસન પગ ના ઠરે.
નમીને ઝુકી, કીધી સલાંમ,
બોલી: “શું છે, કહે નેકનામ.
હું ઝપકીને જાગી, ઉઠી ખાબથી,
પડેલી હું નિંન્દે સંતાપથી.
કહે શું હુકમ છે મને નામવર,
દિસે છે કરતો હોય તું સફર.”

* * *

જોઇ તેને બેજને કીધો સવાલ:
“હું પુછું તેનો કહે રાસ્ત હાલ.
કહાં છે કહે ગોદરેજ પેહલવાંન?
કહાં છે પેદર ગેવ મારો મહાંન?
તુસ અને ગશ્તંહમ કહાં છે ગયા?
ગયા છે હિયાંથી, કે હિયાં છે રહ્યા?
હું રાખતો'તો મલવાની હ્યાં પર વકી,
મગર મારી ઉમેદ રહી નહી ટકી.
મને કેહ તેમની હકિકત તમાંમ,
ગલત બોલશે તો થશે બદનામ.
કર રાસ્ત કુલ ગૂફતગુ આ સમે,
ગલત વાત મુજને ન હરગીજ ગમે.
અગર વાત ખોટી તું બોલી જરાક,
પગો બંન્ને કાપી કરશ હું હલાક.
કસંમ છે ખૂદાના સમજ ધ્યાંનથી,
અગર જો ઠગે તો ગઇ જાંનથી.
કસમ લઇ કહું છું યઝદાંન પાક,
કસમ લઇ કહું છું હવા, આબ, ખાક.
કસમ છે મને શાહ કયેખુશરૂ,
ગલત બોલશે જો તું ખુબરૂ.
કલમ સર કરશ તારૂં હું આ ઘડી,
ન જીવવા તું પાંમે પલભર જરી.
સિવા રાસ્ત કરતી ન કંઇ ગૂફતગુ,
હવે બોલી દે તું ખરૂં ખુબરૂ.”

* * *

સૂણી ધાક ધમકી ગજબથી ભરી,
વિના મોત સુસન ડરથી મરી.
નમીને બોલી ધરી હાંમને:
“ન બોલું ગલત હું તું સાંમને.
કહું વાત સાંભલ વિરે ધ્યાંનથી,
કરે ક્રોધ ખાલી તું કાં તાંનથી.
હું બંન્દી તહારી છું રાંમીશગર,
વિના કારણે ના તું કોફ કર.
નથી હું પડી હિયાં જરા ચેનમા,
પડી છું ચિંન્તા તની ઘેનમા.
મને ગોદરેજની નથી કંઇ ખબર,
નથી મેં દિઠો કોઇ દિન નામેવર.
હું જાણું શું જંગી દલેરોની વાત,
પિછાનુ કહાંથી ગેવ નેકજાત.
નજરથી નથી જોયું ઇરાંનને,
પિછાનું કેમ તુસ પેહલવાંનને.
ગેવ અને ગોદરેજ જંગી દલેર,
લેઉં શા કારણ તે પર વેર.
નથી આ રસ્તાની હું પાસબાંન,
જરા સાંભલી લે મહારૂં બયાંન.
બેશક સફરની તૂંને થાક છે,
દિસે તારી તબિયત બેબાક છે.
જરા રખ્સ પરથી નીચે ઉતરી,[1]
તંબુમે આરાંમ કર બે ઘડી.
મલે રાહત મનને, પછી કર સફર,
ખૂદા લાવશે તુંજ ઉમેદ બર.
ગમી જો તુંને છે, કરૂં હું ઇલાજ,
ગાઇને ગાયન દીલખુશ અવાજ.
છે સાજ મારો અનમોલ અતી,
જરા જો મહારાં ગળાંની ગતી.
છે ખિદમતમે તારી બંન્દી ખડી,
કરૂં મહેમાંની તહારી જરી.

૧ નીચે ઉતરી, એટલે બેજન હજી ઘોડા ઉપરજ બેઠેલો હતો, તેને નીચે ઉતરવા સુસને અરજ કીધી.

કહું વાત તુંને સુણ નામેવર,
ફજરમા કરીશું સાથે સફર.
ગેવ અને ગોદરેજ, તુસ, ગશ્તંહમ,
પ્રભાતે વતન જઇ મલશે કુટમ.
એ પુગશે સહું ઇરાંન પડતાં ફજર,
કરે કાં તું નાહક તેમની ફિકર."

* * *

## બેજનનું સુસનના ફંન્દ અને ફીતુરથી ભરેલા સખુનો સાંભલી તેણીના ફંન્દામા ફસવું.

રહેમ 'ને દયા દીલ જેને વસે,
બૂરાંઓ લઇ લાભ તેને ડસે.
બૂરાંઓ ન હરગીજ ભલાઇ કરે,
મગર અંત આખર દોજખ પડે.
ભોલવી ભૂલાવી મનને હરે,
ફરેબે ફરેસ્તાઓખી સહું ફરે.
કિધા બેજને મન કંઇ કંઇ વિચાર:
"કદી નહિ દુશ્મંન હોય એવી નાર.
સુખન જેના સુંદર, મિઠા મધુર,
અદબ 'ને અદાથી દિસે ભરપુર.
અગર હોય દુશ્મંન, કરી શું શકે,
તનહા નિરાધાર છે આ વગે.
પડી છે બિયાબાંનમા એખલી,
રહી છે ચિન્તા-ફિકરથી જલી.
મને એખલી વન એ શું કરે,
પૂકારો કરૂં તો તફડી મરે!"

* * *

સૂણી વાત સુંદરની દીલફરીબ,
દિલાવર બેજન થયો કમનસીબ.
તૂરત છોડી ઘોડાની તેણે લગાંમ,
ગયો તંબુ અંદર, ધરી મન હાંમ.
નમીને અદબથી બોલી સૂસન:
"કરૂં તારી ખિદમત મહેરબાંનેમન.
કદમ પર તહારાં સર મુજ નિસાર,
બનુ તારી દાયમ ખિદમતગુઝાર."

* * *

કહી લાવી પકવાંન જઇને અનેક,
કિધાં સહું હાજર રાખી વિવેક.
તિત્તર 'ને મુરગ, 'ને મેંઢાંનું ગોશ,
બેદાંની બરફી, 'ને હલવાંન 'રોસ'.
કરેલાં પકાવી લાલ-મ-લાલ,
જોઇ સહું બેજંન થયો ખુશહાલ.
સૂસનબી બેઠી સંગાતમા,
મલકાતું મુખ પણ ગભરાટમા.
ખાઇને ખાંણું થાયો ફરાગ,
બોલ્યો: "નથી થાયું રોશન દેમાગ.
અગર હોય જો પાસ તારી શરાબ,
મને જાંમ જલદી ભરી એક આપ.
પીઉં દઇ દૂઆ શાહ કયેખુશરૂ,
રહો રાજ તેનું સદા સુર્ખરૂ."

* * *

સૂણી તે દલીરનો આવો હુકમ,
ઉઠી જાંમ ભરવા સૂસન એકદમ.
ભરી જાંમ ભરપુર કરતી હતી,
જરા છળ કપટથી ન ડરતી હતી.
ભરેલી ઝેહેરે કુપી[1] હતી,
કંમર જેબમા જે છુપી હતી.
કદમા જે આંગલ હતી એકની,
ભરેલી ભરપુર હતી તે ઘણી.
કંમરમાથી કૂપી કહાડી બહાર,
કતરા બે નાખી રહી બદકાર.
પડી પીઠ પાછલ બેજન નજર,
દિઠી તેને આમેજ કરતી ઝહેર.
કરી જાંમ છલછલ ઝહરની ભરી,
લઇ આવી બેજન સામે ખડી.
ખડી રેહી બોલી તે ખુબરૂ:
"આ જાંમ લાવી ભરી રૂ-બ-રૂ.
ફલો તુંજ મનની દૂઆઓ ભલી,
ખૂદા ખીલવે તુંજ ચમનની કલી.

૧ કુપી, યાને ઘણીજ નાહની શીસી.

તપો રાજ આલંમમે ઇરાંનનુ,
રહો બખ્ત રોશન મેહમાંનનુ."

*   *   *

ધરી બેજને જાંમને હાથમા,
કહ્યું તાણો મારી મલકાટમા.
અએ મહાળુબ, સુંદર બદન સાંવરી,
અજબ છે તું બાહોશ અદાથી ભરી.
ભુલી કેમ ગઇ ઓ સુંદર બદન,
પિએ જાંમ પેહલાં મેજબાંન તણ.
અજબ એ વીવેક ભુલી ગઇ,
એમ કેમ એ ભુલ તુંથી થઇ.
એ ભુલ તારી હૂં સાંખુ નહીં,
આ જાંમ હરગેજ ચાખું નહી.

આ જાંમ તેં મુજ ખાતર ભરી,
એકદમ પીઇ જા તું આ ઘડી."

*   *   *

"કરે કાં બહાંના વગર કાંમના,
હું સમજું એ બહાંના બેદાંમના.[1]
મહેમાની કરવા થકી નીકલી,
મગર તું દીસે મને જંગલી.
રસમ 'ને રીવાજથી ના ફરૂં,
રસમને થકી તો મારૂં મરૂં.
આ જાંમ તારી ધરૂં રૂ-બ-રૂ,[2]
એ જાંમ પીઇ યાદે કયેખુશરૂ.
બાદઝ મને આપ તું જાંમને,
મગર પીઇ આ જાંમ મુજ સાંમને."

## સુસને જાંમ પીવાની આનાકાની કીધાથી બેજનને ચહડેલો ગુસ્સો.

"ના નાર સુંદર, ઓ મનમોહન,
તૂંને નહિ ઘટે બાંહના ગુલબદન!
આ પેશો-પશ[3] છે તૂંને નારવા,
કરૂં નહી રસમ 'ને રેવાજો હવા.
પીએ જો અગર નહિ તૂં એ જાંમને,
ખતમ હું કરશ તુજના કાંમને.
કરશ તારૂં સર આ જગે હું કલંમ,
કરશ દમ તહારો પલમા ખતંમ!"

*   *   *

"નથી કેમ પીતી તુ એ જાંમને,
મે જોઇ લિધું તુજના કાંમને.
પીઇ નહિ તો પાવશ જબરી કરી,
મે જોઇ લિધી તારી જાદુગરી.
અરે ઓ હઝારી-બઝારી[4] અંનાર,
શું આ કાંમ કરવા પડી તું બહાર?

છોડું ન હરગીજ ઓ પાપી ઝન,
મે જોઇ લિધું તારૂં ફિતુર ફંન.
કહાં છે હમારા નર નામેવર,
કિધા જેઓને તેં જીરોજબર.
બલા છે બૂરી તુ પૂરી બદનેઆદ,
તૂને મારી દૂનિયા કરૂં દિલશાદ."

*   *   *

કુદી મારી એકદમ જબરી છલંગ,
લિધો હાથ પકડી મિસ્લે પિલંગ.
તૂરત કાહડી ખંજર કંમરથી બહાર,
ચીરતો'તો સૂસન જીગર આરપાર.
ધ્રસક ધાસ્તીથી રડી જારજાર,
કરી ચીલ ઝપટ ગઇ નહાસી બહાર.
ગઇ વીજ વેગે સિહા રાતમા,
હતો પીલસુમ જ્યાં એકાંતમા.

## બેજને પીલસુમ સાથે રાતની અંધારીમા લડાઇ કીધી.

ધરી પુઠ તેની, નિકલ્યો બહાર,
પૂકાર એક કીધો મારી બરાડ.
હવા તેથી વનની રહી ઠરઠરી,
સિહા રાતે ગઇ ચુપકીદી ડરી.

તૂરત થાયો બેજન ઘોડેસવાર,
બોલ્યો બરાડી: "ઓ નાબકાર.
નહાસી આ વંન માહે અંધારમા,
છપાઇ કહાં દોજખી ગારમા!"

૧ બેદાંમના, યાને કિમત વગરના. ૨ અર્થાંત જે જાંમમા બેહોશીનો દારૂ મેલવી સુસને બેજનને પીવા માટે આપી હતી, તેજ જાંમ બેજને સુસનને કયેખુશરૂની યાદમા પીવા આપી. ૩ પેશો-પશ, યાને આનાકાની. ૪ હઝારી-બઝારી, યાને બઝારમા બેસી ગાયનકારનો પેશો કરનાર.

સિહા રાત કાલી હતી ઘંનઘોર,
બેજને ગરજી કિધો ખુબ શોર.
કિધી તેણે ચોગંમ પૂકારી નજર,
દિઠો આવતો એક સુરવીર નર.
કિનાથી બની મસ્ત ઘોડેસવાર,
હતો હાથમા એક ગૂરજ ભારદાર.
પૂકારી તે બોલ્યો: "ઓ કમઅકલ,
કરે કોણુ ખાતર તૂં આ તિખલ.
નરેશેર બની હમ હિએ નારને,
છે લિયાનત હજારો એ કારને.
મને જલ્દ કેહ તારૂં નામો-નિશાંન,
પેદર કોણુ તારો છે પેહલવાંન.
બડો બેઅદબ તું અંનાર છે,
સજાને તું લાયેક સજાવાર છે.
ભૂલી જા ભવંનને, ભૂલ અફસરી,
તૂં પર કરશે માહેતમ આ ચંમ્બરી.
કરી લે તું દુનિયાને છેલ્લી સલાંમ,
ખલકમે થયું કાંમ તારૂં તમામ."

રાતની અંધારી વચે આવી રીતના બેલગાંમ સખુનો બોલનારને બેજન બરોબર જોઈ કે આલખી શકયો નહી, પણ તેની આવી કીસમની જબાંદરાજી સાંભલી, તે ઘણોજ ગુસ્સે થઈ ગયો. છતાં પેહલવાંનોની રસમ પ્રમાણે, બેજન તેની સામે આવી તેને જોવા લાગ્યો.

બેજનને તે એક તુરાંની પેહલવાંન જણાયો. બદન ઉપર લડાએક હથિયારો તેણે સજેલાં હતાં, અને પીઠ પાછલ કમાંન અને હાથમા એક ભારી ગુરજ તેણે પકડેલો હતો. તેને જોતાંજ બેજને પુકાર મારી કહ્યું કે:—

"અએ બટમાર[1] રેહેઝન[2] મરદુમ આઝાર,[3]
આ વંનમા તું લેઇ બેઠો આ રૂઝગાર.
લૂટે રાહદારી, મૂસાફર ગરીબ,
શરીક તેં કિધી સાથ એક દીલફરીબ.[4]
ગૂન્હાગાર તૂંજ સંગ છે શેહરિયાર,[5]
મલી સાથ બંને કરો આવું કાર.
ઓ નાહાંમ, નાકાંમ નાતાબ નર,
રેહેઝન, લૂટારા, બની જાદુગર.
મૂકી દઇ લશકર, 'ને બખ્તરી,
નિકલ્યો કરવા તૂં બાજીગરી.
લડી જંગ શું તું ધરાઇ ગયો,
પહાડોની અંદર છૂપાઇ રહ્યો.
લઇ સાથ બદ ઝન, બૂરી બદકાર,
કિધો આએ પેશો તૂએ અખ્તીઆર.
શું એ છે હુકંમ શાહ અફરાસીઆબ,
લૂટે પાઇ વંનમે બેહોશ શરાબ.
બેઆલત 'ને લિયાંનત અંદર રહી,
ગૂઝારો કરે તું રેહેઝન અહીં.
ભમાવીને પાયો બેહોશ શરાબ,
કિધા હમ પેહલવાંનોને ખરાબ.
કજા તુંજ સરપર બેશક ભમે,
અગર મોત તૂંજને ગમે ના ગમે".

## પીલસુમે બેજનને જવાબ દીધો.

બોલ્યો પીલસુમ ધરી દીલ હાંમ:
"બસ કર, બસ કર જબાં તારી ઠાંમ.
નિકલ્યો દલીરોની તું શોધમા,
પડયો કેમ ગભરાઇને ક્રોધમા.
ઢૂંડી તું રહ્યો છે બિયાબાંનમા,
મગર તે પડયા છે જીન્દાંનમા.
તૂનેબી પકડી કરૂં ખારજાર,
છૂટે મુજથી તું નહી જીનહાર.

૧ બટમાર, યાને લુટારો. ૨ રહેઝન, યાને ડાકુ, રાહદારીઓને લુટનાર. ૩ મરદુમઆઝાર, યાને જુલમ ગુઝારી કરનાર ચોર. ૪ દીલફરીબ, યાને દીલને ફસાવનાર ઓરત. ૫ શેહરીઆર, યાને પાદશાહ અફરાસીઆબ માટે એ ઇશારો બેજને કીધો છે.

જકડી બે હાથો, કરશ તંગ હું,
જણાવી ઇરાન, કરશ ડંગ હું.
પકડીને રૂસ્તંમ બરજોર સાથ,
આપું હું તુરાંનને કાયમ રહાત.
કિધી છે રૂસ્તંમે જે જે બૂરઇ,
ગૂજારશ હું તમપર તેથી સવઇ.”

### બેજને પીલસુમને જવાબ દીધો.

તૂરત દીધો બેજંને સિધ્ધો જવાબ:
“જોઇ તારો લીધો મે સઘલો હિસાબ.
કિનાની લડતનુ લિયે છે તું નાંમ,
મગર જાદુગરના કરે છે તું કાંમ.
કરે પાઇ દુશ્મંનને બેહોશ શરાબ,
દગાથી પકડી કરે તું ખરાબ.
પડે જ્યારે બેહોશ થઇ દૂશમંન,
બાંધે તું જકડી, એવો ચનંન્દ.
મૂવેલાંને તું છે બરો બાંધનાર!
મગર મે બાંધ્યા છે જીવતા સવાર.
મે બાંધ્યા છે તુજ સમ કંઇક પીલતંન,
મે વિંધ્યાં છે તીરોથી તેમના બદંન.
ગેવ અને ગોદરેજ, બીજા નામેવર,
દગાથી તહારા હતા બેખબર.
મગર તું ન છુટે હવે મારે હાથ,
તૂં પર કરશે માહેતમ હવે તારી માત.”

* * *

ગરજીને બેજને કીધો પૂકાર,
સૂણી રખ્સ તેનો થયો હુશિયાર.
દપટાવી ઘોડાને કીધો હૂકમ:
“હવે થઇ હુશિયાર, ભર તું કદમ.”
સુણતાંજ ધસ્યો પીલસુમ ઉપર,
આગલ ન પાછલ કીધી નજર.
પિછાંણી ગજબની ઘડીને નહી,
પડયો તે દુશ્મંન ઉપર જઇ.
ધરી હાંમ ભારી ગુરજ જીદતર,
ચાહ્યું કરે તે ખતમ હમસર[1].
ઘૂંમાવી કિધો એક સરપર જરખ,
ગજબથી ભરેલો હતો તે અજબ.
મગર સર પીલસુમ કોલાદ હતી,
બચી તે જરબથી ગયો કપટી.

* * *

જોઇ હાલ હયરત બેજન રહ્યો,
જરબ તેનો ભારી ફોકટ ગયો.
હસી દુર ખસતો રહ્યો પીલસુમ,
ગરજ્યો બેજન મિસલ કુલઝુમ.
તુરત તેણે કાહડી સમશીર બહાર,
ચમકી રહી રાતના આબદાર.
ડપટાવી ઘોડો વીજ વેગ સમ,
ચાહ્યું કરે પીલસુમને જખમ.
હતો વખ્ત એવો સિહા રાતનો,
નજર નહિ પડે રંગ ફીસાદનો.
લિધો લાભ પીલસુમે કાલાશનો,[2]
કિધો નાશ બેજન તની આશનો
જોઇ એમ બેજન બેબાકને,
ઉડાવી પીલસુમ રહ્યો ખાકને.
કૂદાવી રખસને ચારો પગે,
બરપા ધૂલાડું કિધું તે વગે.
ધુલાડે હવા બહુ કાળી થઇ,
પીલસુમની બખ્તબાલી થઇ.[3]
છૂપાઇ ધૂલાડે કિધું કાંમને,
જમાનાની લિયાનત પડી હાંમને.
તૂરત ખોલી પીલસુંમે લાંબી કમંદ,
ફેંકી તે બેજનપર આપી વલણ.
પડી તેની ગરદન તુરત ફાંસમા,
પડયો અંધકારે તે નાશમા.
છુટકારો કરતો હતો એટલાં,
પડી ફાંસ આવી બિજી તેટલાં.

---

૧ હમસર, યાને હરીફ. ૨ કાલાશનો, યાને રાતની અંધારીનો. ૩ બખ્તબાલી થઇ, યાને નસીબની ઘડી ભાગ્યશાળી થઇ.

**બેજન અને પીલહુમનું જંગ.**

ધરી હાંમ ભારી, સુરજ જુરતર,
ચાહ્યું કરે તે ખતમ હમસર.
ઘુંમાવા કિધા એક સરપર ગુરજ,
ગજબથી ભરેલો હતો તે અજબ.

(જુઓ પાનું ૧૭૨.)

બેજંને ક્રોધીને માર્યો પૂકાર:
"ઓ ફંન્દી, ફિતુરી ઓ નાબકોર.
ધૂલ્લાડે નહી તું છૂપાયો હતે,
તો જીવતો તૂં હિયાંથી ન હરગીજ જતે."
ફસી વળમા તે પૂકારી રહ્યા,
નહી કોઇ અંગી તેનો થયો.
ફરી વળ ઉપર વળ આવી પડી,
પડી ફાંસમાં તે રહ્યા તરફડી.
ગયો વીર વિટલાઇ પુર બંન્દમા,
ફસ્યો અંતે બેજન, પુર ફંન્દમા.
જકડાઇ હીલી ન શકયો જરી,
કજા આવી સાંમે તેની ખડી.
સમો તે હતો ત્યાં સિહા રાતનો,
થયો વખ્ત બેજનની ઘાતનો.
ગર્તી થાઇ બુરી અંધારમા,
મતી નહિં રહી મન બલહારમા.
જોઇ ચર્ખની આ બૂરી ચાલને,
તન, મન, થયું સૂંન, જોઇ હાલને.
ખોઇ હોશ જીનપરથી પડયો જમીન,
ગયો તેને ઘસડી, પીલસુમ મર્લીન.
રખસનેબી સાથે ઘસડી લિધો,
ગૂફા પાસ તેનેબી બાંધી દિધો.
કિધો કએદ લઇ જઇ જીન્દાંનમા,
પડયો ત્યાં બેજન ધુલધાંનમા.

## ફરાંમર્ઝનુ સુસનના તંબુ આગલ આવી લાગવું, અને પીલસુમ સાથ તેણે લડવા ચાહવું.

એક પાહડના સીહા ગુફામા, કમંદમા જકડાઈને ફસી પડેલો દીલાવર બેજન, પોતાની કમનસીબી ઉપર અફસોસ કરતો પડયો. એવાંમા નામનો ઉઠાવનાર દીલાવર ફરાંમર્ઝ જે બેજનની પુઠે નીકલ્યો હતો, તે સુસન રાંમાશગરના તંબુ આગલ આવી પુગ્યો. ઈરાંની પેહલવાંનોના ઘોડાઓના પગલાંના છાપ, એવી તો સફાઇથી જમીન પર પડેલા હતા, કે ફરાંમર્ઝ રાતની અંધારી છતાં, તે જોઈ શકતો હતો. આ પગલાંના છાપ તેમજ તંબુ જોઈ, ફરાંમર્ઝ અજબ થઈ ત્યાં થંભ થઈ ઉભો.

રાતની એકાંત ચુપકીદી વચ્ચે, તે વેરાંન વંનમા ફરાંમર્ઝના ઘોડાના પગલાંનો અવાજ, સામી બાજુ ઉપર આવેલા પાહડી ગુફામા, બેજનના કાંન ઉપર જઈ લાગ્યો, અને તેવામા કરમ સંજોગે ફરામર્ઝના ઘોડાએ અચબુચ ખંખાર મારી અવાજ કીધો, જે અવાજ કએદમા પડેલા બેજને પોતાના પાહડી કેદખાનામા સાંભલ્યો, અને તુરતજ ફરાંમર્ઝના ઘોડાના અવાજ તરીકે તે તેણે પીછાણી લીધો, અને ગુફામાથી બાગેબુલંદ અવાજે બેજન પુકારી બોલ્યો કેઃ—

"ખબરદાર! ઓ પેહલવાંન હૂશીયાર થા!
દગો છે વનમે, બીદાર થા.
દગાથી થયા કએદ પેહલવાંન છે,
ફિતુરને ફરેબનુ બિચાબાંન છે.
ખબરદાર રેહજે ઓ નામદાર,
કદમ ભરજે આગલ રહી હુશીયાર."

* * *

દીલાવર ફરાંમર્ઝ આ અવાજ સાંભલી ખબરદાર થઈ ગયો, અને ઇરાંની પેહલવાંનોના ગુમ થવાના ભરમથી, તે હવે માહીતગાર થયો. પોતાને મલેલા આ નવા સમાચાર જાણી ફરાંમર્ઝ તે વેરાંનમા, એક બુલંદ ઝાડને આઠે પોતાના ઘોડાને દોરવી લઈ જઈ, આસપાસ નજર કરતો ઉભો, એવામાં સાંમી બાજુએ આવેલા પાહડ તરફથી એક બુલંદ કદનો શખ્સ તેને આવતો દેખાયો.

કદમા કદાવર હતો તે બુલંદ,
નજર એક પડિયો પેહલવાં ચુનંન્દ.
કદમા તે ઉંચો મિસલ એક પહાડ,
ચેહરો ગુલાબી, હતો લાલોઆર.
હતી બે બાજુ જબરી બુલંદ,
દીસ્તો પેહલવાંન નામી ચુંનંન્દ.
સીનો 'ને છાતી પોહલી ફરાક,
પૂકારે જંગલ જીગર થાતું ચાક.

સજેલું બખ્તર હતું તન બદન,
હતો હાથ ગુરજ, બાંધે કમંદ.
હતી બાંધી સમશીર કંમર ઉપર,
પિઠે ઢાલ સાથે તીરો-તબર.
જોઇને ફરાંમર્ઝે કીધો વિચાર:
"દિસે આ પેહલવાંન નામી સવાર.
અવલાદે દીસે તુરકી દલીર,
દિસે છે ખરેખર નવો કોઇ વીર.
અજબ બે બાજુ, ગજબ મસ્ત છે,
ઉંચાઇ એની જબરદસ્ત છે.
કંમર પર શસ્ત્રો, ખંજર કટાર,
વલી હાથ ગુરઝ છે ભારદાર.
ધરી હાંમ આવ્યો છે કરવા કહર,[1]
દિસે છે કોઇ એ નવો નરવર."
પૂકારી ફરાંમર્ઝે કીધો અવાજ:
"અરે કોણ ફરે છે સજી એમ સાજ?
કહે કોણ તું બો પેહલવાંન છે,
દિસે કોઇ દુશ્મંને ઇરાંન છે.
કહે જલ્દ મને તારૂં શું નામ છે,
બિયાબાંનમા તારૂં શું કાંમ છે.
શું તૂરાંનથી આવ્યો લઇને એ રંગ,
શું ચાહે છે જાબુલસે કરવા તું જંગ?
શું બાંધી છે ઇરાંન સાંમે કંમર?
દગાથી પકડીયા ઇરાંની નર?
કિધા તુંએ પાઇ બેહોશ શુરાબ,
કિધા કએદ તુંએ, કરી લાજવાબ.
થયા તેઓ આજેજ, સબબ લાફાંમ,
તૂંએ કીધું બેશક હિચકારૂં કાંમ.
અગર હોશમા ગેવ હોતે જરી,
ગયો તેને હાથે હતે તું મરી.
વલી સાથ રાખી નાકારી ઝન,
કિધાં તેણીએ ગુપ્ત પ્રીતુર ફંન.
લઇ બેઠી પેશો બાઝારે-વન,
કિધું આએ બરપા હમપર ગઝંદ.
હસીન એવી ગરચે સુસન હશે,
મગર જો તેનુ હવે શું થશે.
ખતા તૂએ કીધી છે એવી જબુંન,
કાહડું હું તારા મગજમાની ધુંન.
કરૂ તારી હસ્તી હું દમમા ખતમ,
કરૂં તેગથી સર તહારૂં કલમ."

* * *

## તુરકી પીલસુમે દીલાવર ફરાંમર્ઝને જવાબ દીધો.

દીલાવર ફરાંમર્ઝના આવા સખુંનો સાંભલી, તુરાંની પેહલવાંન પીલસુમ પોતાના દીલમા અંદેશો કરી બોલ્યો કે:—"આ ઈરાંની પેહલવાંન કોઈજ નહી પણ જેહાં પેહલવાંન રૂસ્તંમ હોવો જોઇયે, કેમકે ત્યાં સુધી તે આવા ગુમાની ભરેલા બેઅંદાજ સખુનો બોલી સંભલાવે નહી."

પીલસુમે આવા તાનાબાણી ભરેલા સખુનો સાંભલી, ફરાંમર્ઝને સવાલ કીધોઃ—

"જરા થા ધીરો, જરા ધર ધીર,
બને બાવરો કેમ અરે ઓ દલીર.
છે લાજમ હરએક પેહલવાંનને,
લડે તે તજી જંગ અભીમાંનને.
અગર મોત તુંજ હાથ મુજ આવશે,
મગર યાદ ખુબ કર, નહી ફાવશે.
બકારો તહારો ન હરગીજ ટકે,
મૂરખ પેહલવાંનો એમજ બકે.
સૂણી લે કહું તે રાખી યકીન,
સમજ બેવફા છે જેહાં 'ને જમીન.
સમજે તું ખુદને બડો હોશમંદ,
મગર તુંજ મગજનું કહાડું ઘમંદ.
જયાં રાખી નાહની, કરે મોટી વાત,
ભૂલે જંગની કેમ તું રીતભાત.
જણાવે નહી તું મને તારૂં નાંમ,
પૂછે નાંમ મારૂં, મને શું કાંમ?
કહે નાંમ તારૂં, તું અવલ મને,
જણાઉ પછી નાંમ મારૂં તને.
કહે કોણની તું ઓલાદ છે,
મને કેહ શું તારી ફરિયાદ છે.

૧ કહર, યાને (કહેર) જુલમ, યા આફત.

કરે છે પૂકારો કોને થકી,
પૂકારી કરે કાં ખતમ જીંદગી.
નિકલ્યો તૂં સમશીર ધરી હાથમા,
મગર મારી શું છે બિસાદમા.
કમંદ જોઇ મારી કેમ તું ડરે,
કરી હાથ ખુલ્લાં, હિંમત હરે.
મને જોઇ કેમ તું ગયો છે ડરી,
વિના મારવે કેમ ગયો છે મરી."

## ફરાંમર્ઝે તુરકી પીલસુમને જવાબ દીધો.

સૂણી વાત એવી હેમાકત ભરી,
ફરાંમર્ઝ ક્રોધી રહ્યો ખડખડી.
ગરજી તૂરત તેણે કીધો પૂકાર:
"છે નાંમ મારૂં જગત આશકાર.
પેદર છે માહરો જેહાં પેહલવાંન,
હું છું ફરાંમર્ઝ, પિછાંણે જહાંન.
નબીરો હું છું દસ્તાંને જાલ,
જલાલી જેની છે બેમિસાલ.
નરેશેર મારો પેદર રૂસ્તંમ,
ચુમે છે તું જ સમ તેના કદમ.
તું જ સમ ગૂલામો તેના હજાર,
છે દીલ જેનું જેહાંમે ઉદાર.
તાજો તખતનો છે બક્ષનહાર,
ગુન્હાગારોનો જે છે નારકાર.
હશે તું તૂરાંને બેશક મશહુર,
મગર તારો તોડું પળમે ગરૂર.
દિસે રણમા તું ખડો ઠેઠ છે,
સમજ નાંમ મારૂં, તું જ મોત છે.
કરૂં તારૂં બખ્તર તારૂં જ કફન,
તુંને આએ વનમા કરૂં હું દફન.
કરૂં તું જ લહુથી જમીન રંગ લાલ,
ઉભો છે ફરાંમર્ઝ થઇ તારો કાળ.
લિધો મે મુજ માત પેટે જનમ,
જનમ લેઇ મહારે થવું તારો જમ."
કહી એમ ધરી તેણે ખેંચી કમાંન,
ચહડાવી ચિલ્લો ટાંકી નિશાંન.
તીર તેનો કાંતીલ પુરો હતો,
જરા છુટવામા અધુરો હતો.
ધરી નેમ ખુંનની, બનીને ગરમ,
ચાહ્યું કે ફોડે, પીલસુમ ચશંમ.
મગર વંન એકાએક ગરજી રહ્યું,
હર હર દરખત લરજી રહ્યું.
નિકલ્યો પીઠેથી વનમા પૂકાર,
સૂણીને ફરાંમર્ઝ થાયો ફરાર,
નજર કીધી પાછલ ગભરાટમા,
દિઠો એક આકાર સિહા રાતમા.

* * *

## જાલેઝરનુ ફરાંમર્ઝની પુઠે સુસનના તંબુ આગલ આવી લાગવું, અને રૂસ્તંમને બોલાવવા ફરાંમર્ઝને મોકલવો.

કમાંન ઉપર ચહડાવેલો તીર, જેવો નામદાર ફરાંમર્ઝ પીલસુમની આંખો ફોડી તમામ રીસાદને ખંતમ કરવાની મતલબથી છોડવા જતો હતો, તેવામા તેની પીઠ પાછલથી એક નવો પુકાર ફરાંમર્ઝને કાંને પડયો. રાતના સુમસામ વખતે, આખું વેરાંન વન ગરજી રહ્યું. ફરાંમર્ઝ પોતાની કમાંન અને તીર પડતાં મુકી, આ અચબુચ પુકાર સાંભલી, સ્તબ્ધ થઈ ગયો. તુરતજ તેણે પાછલ ફરી નજર કીધી; તો પોતાની સાંમે પોતાના બપાવા જાલેજરને ધસી આવતો તેણે જોયો. બુજરોગ જાલેજર ફરાંમરોઝની સાંમે એક તુરકી પેહલવાંનને જોઈ, તે તેને તપાસી રેહયો.

હતો તે બેશક સાલાર[1] જાલ,
ઉભો આવી બરવખ્ત તે નેકફાલ.[2]
જોઇને ફરાંમર્ઝ જંગપર ગરંમ,
પુકાર એક કરીને ઉભો થાઇ ઠંમ.

૧ સાલાર, યાને પેહલવાંનોનો સરદાર. ૨ નેકફાલ, યાને ભાગ્યશાળી.

વલી સાંમે જંગમા દિઠો પીલસુમ,
હતો જોશપર જે મિસલ કુલઝુમ.[1]
જોઇને તે તુરકી, તપાસી રહ્યો:
નવો જંગી કહાંથી એ બરપા થયો.
કદમા કદાવર, પહાડી બદન,
અજબ મસ્ત બાજુ અને ગરદન.
ફોલાદી સીનો 'ને છાતી ફરાક,
ભરી દમ ફુંકતો મિસલ ઝેરી-નાગ.
નિરખીને જોતો રહ્યા દીલશેર,
દિઠું આંખો અંદર કપટ, ખુન, વેર.
નક્કી પાપ તેના જીગરમા હતું,
સુખ કરતૂકી બહુ ફિકરમા હતું.
બદી-બીજ રોપી ચુકેલો હતો,
દુશ્મંન ખૂદાનો ઠરેલો હતો.
જોઇ એવો તુરકી નરેશેર નર,
પૂકારી દુરથી રહ્યા જાલેજર.
બોલ્યો તનાહોમે ખોલી વદન:
"સાંભલ ફરાંમર્ઝ, મારા સુખન.
ખાંમોશ કર! ઓ બુલંદ બખ્તવર,
જરા ખેંચી લે તીર, ધરી દીલ સબર.
જરા ખેંચ કીનો, ખેંચી લગાંમ,
જરા હટ પાછલ, તજી આ મૂકાંમ.
હું રાખું છું રોકી, આ તૂરકી જવાંન,
પવન વેગ દોડી તૂં જા સિસ્તાંન.
એકદમ ખબર કર જઇ રૂસતંમ,
નસીબે કિધો છે નવો આ સિતંમ.
સિતંમનો છે કરતા અફરાસિઆબ.
તજી દે હવે તું તહારો શરાબ.
મલ્યો છે નવો નર તુરાંનને,
કિધી તેણે કાલી છે જહાંનને.
દિસે પાહડ સમ એ સુરવીર સવાર,
કદમા કદાવર, બડો જોરદાર.
દિસે છે મને આપણો વખ્ત-કમ,[2]
પડયા કેદ ગેવ, ગોદરેજ, ગશ્તંહમ.
વલી તુસ, બેજન, ગીરફતાર છે,
જીંન્હાંને સઘલા નિરધાર છે.
અજબ ચર્ખનું આએ ચક્કર ફરે,
ઇરાંનની કિર્તી એ રીતે હરે.
નથી કોઇ કરે સર દુશમન કલંમ,
સિવા તું બિજો કોઇ નથી રૂસ્તંમ.
હવે જા એકદમ મીસલે પવંન,
હું રોકશ આ તૂરકીની હરએક ચલંન.
એ લડશે તો લડવા બાંધશ કંમર,
લડીને કરશ એને જીરોજબર."

દીલાવર ફરાંમર્ઝે જાલેઝરને જવાબ દીધો.

નમીને ફરાંમર્ઝે દીધો જવાબ:
"સૂખન મુજ સાંભલ, મેહરબાંન બાપ.
અગર છોડી જાઉં તૂંને આ સમે,
ખૂદા સાથ ખલકતને નહીં ગમે.
જગતની લિચાનત મુજ પર પડે,
રખે તારી કિરતી આ તૂરકી હરે.
કેહશે મૂકી બાપ મયેદાંનમા,
ગયો નાહસી દિકરો સિસ્તાંનમા.
સિંહ સાંમે મુકી બૂઢા બાપને,
ન્હાસી બચાવી લિધો આપને.[3]
મને બોલશે સહું બૂરૂં જહાંનમા,
પેદરને તજી રણ મયેદાંનમા.
ગયો નાહસી દિકરો બહાંનુ કરી,
બેહતર મરૂં આ જગે હું લડી.
નહી જાઉં હરગીજ પ્યારા પેદર,
મને છે જીગરમા ચઅદાંનો ડર.
વલી વાત બીજી સાંભલ પેદર,
અગર જાણે રૂસ્તંમ જો નામેવર
તો બેશક બને મુજપર તે કફા,
કફા થઇ મુજપર ગૂજારે જફા.
અરજ તેથી હું તુને એવી કરૂં,
રહી આ જગે તૂરકીસે હું લડું.
બૂઝાગી[4] પોહચી છે તારે સર,
મને લાગે છે બાપ તારી ફિકર."

*   *   *

૧ કુલઝુમ, યાને આજના વખતમા જણાવેલો 'રાતો સમુદ્ર'. ૨ વખ્ત-કમ, યાને ખરાબ વખત. ૩ આપને, યાને પોતાને.

## બુઝરેગ જાલેઝરે ફરાંમર્ઝને સમજાવી સીસ્તાંન રવાંના કરવો.

ફરાંમર્ઝની જોઇ હુજજત જખુંન,
કહ્યું જાલે: "દિકરા કહ્યું મારૂ સુણ.
નથી ડર તૂરકીનો મુજને જરી,
એવા તો કંઇએક ગયા છે મરી.
કિધા છે એવા હજારો હલાક,
આ પીરીમા[1] મારી કરશ એને ખાક.
એવા તો કંઇએક કિધા છે ફના,
ગણાઉ તુંને કેટલા હું જણા.
કંઇએક જમાના કિધા છે પસાર,
ગઇ તે જવાંની બાગો—બહાર.
જો કે બુઝોર્ગી ચહડી સર ઉપર,
મૂજાકો નથી આએ જંગનો પિસર.
અગર એ જંગે હશે જો કજા,
ફરે નહિ હરગીજ કજાની સજા.
કહે કોણ જગમા જીવ્યું સદા,
મરૂં હું કરી ફર્ઝ મારી અદા.
ખિલી હોય રડવાની મોસમ જ્યાર,
હસી કેમ શકે કોઇ કહે તું ત્યાર.
હવે છોડ હુજ્જત, ફુઝુલ ફિકર,
કહું કાંમ જે કંઇ તે જલ્દ કર.
પવન વેગ જા તું સીસ્તાંન ગમ,
હકિકત જઇ તું કહે રૂસતંમ.
પડયા છે નરેશેર જીન્દાંનમા,
થશે જંગ જબરૂં બિયાબાંનમાં.
હવે વખ્ત ના ખો મહારા પિસર,
હુકમ પર મહાર અમલ જલ્દ કર.
અગર આવે રૂસ્તંમ હિયાં જો નહીં,
ખૂદાને ખબર શું બનશે અહીં."

* * *

ફરાંમર્ઝની દલીલ અને મીનતગુજારી બુઝરેગ જાલેજરે જરાબી સ્વીકારી નહીં, અને બજીદ થાઇ તેજ વખતે રૂસ્તમ આગલ નીકલી જવાની તેણે ફરાંમર્ઝને તાકીદે ફરજ પાડી. ફરાંમર્ઝ લાચાર બની પોતાના બપાવા જાલને તુરકી પીલસુમની આગલ એખલો મુકી, પવન વેગે પોતાના પેદર રૂસ્તંમને સઘલી હકીકત કેહવા સીસ્તાંન તરફ નીકલી ગયો.

દીલાવર ફરાંમર્ઝને, આવી સીહા રાતને સમે પીલસુમે એવી રીતે એખલો નીકલી ગયેલો જોઈ, જાલેજર ઉપર તેણે પુકાર કરી કહ્યું કે:

"અએ બુનિઆદે આલા પીર પેહલવાંન,
શું રાખે છે મનમા તહારા ગૂમાંન.
બૂઝોર્ગીથી વાંકી બની છે કંમર,
છતાં આયો લડવા બની બેફિકર.
નથી એ કાંનુન, નથી એ રસમ
તજી પીર[2] નહાસે, જવાં[3] એકદમ.
દિઠા છે મૈં દરપોક[4] કંઇક જહાંનમા,
મગર એવો બુઝદીલ[5] નથી ધ્યાંનમા.
મૂકી બાપ બુઝરેગ મયદાંનમા,
ગયો તે નહાસી સીસ્તાંનમા.
ખૂદાથી ચાહુ છું એવું ખરે,
નહી મુજ હાથે તું હિયાં મરે.
શિકારીનો શીકાર હવે તું થશે,
હવે મારી ચૂંગાલથી કહાં જશે.
અજબ છે આવ્યો તું હિયાં ધસી,
કિંધી કાં ન રહી તેં ત્યાં મયકશી![6]
મુજ હાથ તારી ન બનતી અજલ,
મુજ પાસ ખૂદા નહિ કરાવે કતલ.
મગર દીલ મહારૂં કરે છે મના,
નહિ તો હું કરતે પલકમા ફના.
મગર તુંને છોડું નહી જીંનહાર,
કમંદથી બાંધું તૂંને ઓસ્તવાર.
કરૂં તુંને એકદમ શુતર-સવાર[7],
રવાંના કરૂં તુંને તૂરાંન દવાર."

૧ પીરીમા, યાને બુઢાપામા. ૨ પીર યાને બુઢો. ૩ જવાં, યાને જવાંન. ૪ દરપોક, યાને બિયકારો ૫ બુઝદીલ, યાને નાહિંમત. ૬ મયકશી, યાને શરાબખાજી. ૭ શુતર-સવાર, યાને ઉંટ ઉપર સવારી કરાવવી

## બુઝરોગ જાલેજરે તુરકી પીલસુમને હંફાવવાના હેતુથી, કાવાદાવા ભરેલી જાત જાતની લડાઇ ચલાવવી.

સૂણી બેઅદબી ભરેલા કલાંમ,
બોલ્યો પૂકારી દસ્તાંને સાંમ.
"સૂણી વાત મે તારી ખુબ ધ્યાંનથી,
હવે સાંભલી લે મને કાંનથી.
નરે શેર ભલો આવી મુજસે લડે,
હશે મોત જેનું તે બેશક મરે.
ડરૂં નહિ હું જંગમા પિલંગ શેરથી,
ડરૂં નહિ જંગમા કજા કેહેરથી.
ડરૂં નહિ સરપર પડે અલબરૂઝ,
ડરૂં નહિ પલીદો, જીન 'ને દરૂઝ.
મગર હું ડરૂં એક યઝદાંન પાક,
નહિ તો કરૂં તુને પલમા હું ખાક.
અગર છુટે પંજે તું દસ્તાંનથી,[1]
તો ડરતો તું કોઇબી ના મસ્તાંનથી."
કહી એમ જાલે કિધું જારી જંગ,
કરી બંગ, હર રંગ કરતો બતંગ.
ઘડીમા તે નેજો ધરી હાથમા,
જખમ કરતો બેહકાવી પલકાટમા.
ઘડીમા સમશીર ખેંચી બહાર,
ધસી પીલસુમ પર કરતો તે વાર.
ઘડીમા કરતો સંમશીર મિયાંન,
ઘડીમા પકડતો તીર 'ને કમાંન.
છોડતો હતો તીર તે ચારો ગમ,
થતો તેથી આજેજ પીલસુમ દમ.
વરસાવી વરસાદ તીરનો અજબ,
લડયો જાલ દુરથી, ગુજારી ગજબ.
ભમાવી ભૂલાવી દઇ ધ્યાંનને,
કિધો જાલે જખ્મી તે શયતાંનને.[2]
જ્યાં તક સિહા રાત ચાલુ રહી,
લડયો જાલ તક લઇ રંગ કંઇ કંઇ.
કિધું જંગ ચોપાસ ફરતો રહી,
અંતે સિહા રાત કાળી વહી.
લડયો જઇફ જંગે હૂંનરમંદ રંગ,
ગયો થાકી પીલસુમ જીગર થાયું ડંગ.
સિહા કાળી રાતે ઘડયો જાલે ઘાટ,
લડાવીને લડતાં પડી બામદાદ.

ગગન પર ચમકી રહ્યો ચલકાટ,
થયો વખ્ત ખૂરશેદ, રૂડી બાંમદાદ.

એવી રીતે દીલાવર જાલ તુરકી પેહલવાંન પીલસુમને પોતાની ઉપર સેહજબી ફાવવા નહી દેવા માટે, તરેહવાર જાતના જુદાં જુદાં હથીયારો વડે લડાએક હુંન્નરના ખેલ ચલાવી, પીલસુમને તે હંફાવી રહ્યો. ઘડીમા તે તલવારની લડત ચલાવતો, અને જ્યારે પીલસુમ જાલ સામે પોતાની તલવાર ઉગામતો, ત્યારે તેજ ઘડીએ જાલ પોતાની તલવાર મ્યાંન કરી, તુરતજ તીરની લડાઇ શરૂ કરતો, જેથી પીલસુમ જાલ સાંમે કોઈબી ચોકસ હથીયાર વડે હુમલો કરી શકતો નહી હતો. જાલેજરની આવી કિસમની ભેદી લડતમાં, કાળી રાતનો સમો અંતે પુરો થઈ ગયો, અને બામદાદનું ઝઝકલું આસ્માંન ઉપર ધીમે ધીમે ફેલાવા લાગ્યું.

## ફરાંમર્ઝનુ સીસ્તાંનમા પોતાના બાપ રૂસ્તમ આગલ જઇ પુગવું.

બીજા હાથ ઉપર નામનો ઉઠાવનાર ફરાંમર્ઝ, પોતાના બુઝરોગ બાવા જાલેજરને, એક સંગ દીલ તુરકી પેહલવાંન સાથે લડાઈના મયેદાંનમા એખલો મુકી, વીજલીની ઝડપે તે બિયાબાંન વેરાંનમા પોતાના ઘોડાને દપતાવી, બાંમદાદને વખતે સીસ્તાંનમા દાખલ થયો, અને પોતાના પેદર જેહાં પેહલવાંન રૂસ્તમની આગલ, ગંભીર ચેહરે જઈ, નમન કરી ઉભો. નામનો ઉઠાવનાર દીલાવર બરજોર પણ રૂસ્તંમની પાસેજ હતો. રૂસ્તંમે પોતાના દીકરા ફરાંમર્ઝને

૧ દસ્તાંન (જાલેજર)ના પંજામાંથી. ૨ શયતાનને, યાને તુરકી પીલસુમને માટે એ ઇશારો છે.

બદી બામદાદને સમે પાછો એખલો ફરેલો જોઈ, કોઇ નવી આફતની ખબર સાંભલવા તે તઇયાર થયો.

ફરાંમર્ઝે રૂસ્તંમની આગલ આવતાંજ પોતાનો ખુબસુરત ચેહરો કુમલાવી, દલગીર અવાજે કહ્યું કેઃ—

"હકિકત કહું શું પેદર નામેવર,
બેશક બૂરી લાવ્યો છું ખબર.
બેશક નવો કોઇ પેહલવાંન છે,
પડયો ઘેરી રાહને દરમિયાંન છે.
હિસે છે પેહલવાંને-અફ્રાસીઆબ,
અજબ તેનુ કદ છે, અજબ છે રૂઆબ.
નથી સાથ લશ્કર, નથી કોઇ સવાર,
વસ્યો પહાડ પર છે, બની ઓસ્તવાર.
કહું શું તેનો અજબ હાલ છે,
બૂરાંમા બૂરો કોઇ ચંડાલ છે.
કપટ છળવાલો અતી ક્રુર છે,
મિજાજે પાજી 'ને મગરૂર છે.
બૂરાં કરતુકોથી ભરી ઉર[1] છે,
ભરેલો કિનાથી ભરપુર છે.
બળમાં તે બુરો છે જોરવર,
ઉઠાવી લીએ પાહડને સર ઉપર.
ખુશાલી નથી બેહશ્તની કંઇ જરી,
ન દોજખથી ગભરઇ જતો તે મરી.
કિધું પહાડ પર છે તેણે વતન,
છે સંગમા એક મક્કારે-ઝન[2].
બલા જોઇ બુરી તે ડરતી નથી,
કજા જોઇ હિંમત હરતી નથી.
પડયા છે દલીરો પરેશાંનમા,
થયા છે ગીરફતાર જીંન્દાંનમા.
નથી તેનુ લશ્કર, નથી કોઇ સવાર,
દગાબાઝીનો તે કરે રૂજગાર.
છે નાર સંગ એક મક્રરભરી,
અજબ નાઝ, નખરાં 'ને અશ્વેગરી.[3]
ફિતુરી છે જબરી, અજબ પુર હુંન્નર,
વસે છે તંબુમે રસ્તા ઉપર.
રચાવટ તંબુની નાયાબ છે,
સજેલો અનમુલ અસબાબ છે.
હુંન્નરમંદ પુરી છે રાંમીશગર,
સૂરત તેની સુંદર, છે ખુબતર.
ફસાવ્યા દલીરોને પાઇ શરાબ,
પડયા થાઇ બેહોશ ખોઇને તાબ.
કિધા જેર તૂરકીએ બાંધી કમંદ,
લઇ જઇ કિધા કએદ ગુફે-દફન.
દલીરો જઇને પડયા ફાંસમા,
બચે જો નહી, અંત છે નાશમા."

## રૂસ્તમે ફરાંમર્ઝને સવાલ કીધો.

એ પ્રમાણે ફરાંમર્ઝે પોતાના બાપ રૂસ્તમની આગલ, પીલસુમ તુરકીએ રામીશગર સુસનની સાથે મલી જે કાંઇ પાખંડ કીધાં હતાં, તથા રામીશગર સુસને તંબુમા રહી જેવી રીતે ઈરાંની પેહલવાંનોને ફુસલાવી, કાવાદાવા ચલાવી, બેહોશીનો દારૂ પાઈ, બેહોશ બનાવી પીલસુમની મદદથી કએદ કીધા હતા, તે સઘલું જાહેર કીધું. જેહાં પેહલવાંન રૂસ્તમ, તેમજ દીલાવર બરજોર, જે પોતાના બપાવા આગલ તે વખતે હાજર હતો, તે આ નવી આફતના સમાચાર સાંભલી, બંને ઘણાજ દુખી થયા. અંતે રૂસ્તંમે ફરાંમર્ઝને સવાલ કીધો.

સૂણી લઇ નવા રંજોનો આએ હાલ,
તપી થાયો રૂસ્તંમ રંગે ગૂલાલ.
કિધો રૂસ્તંમે તેને સિધ્ધો સવાલઃ
"મને ના પસંદ છે, આ તારી ચાલ.
કહે જલ્દ એકદમ, મને તૂં પેસર,
કહાં છે મને કહે તું જાલેજર.
કહે જલ્દ કહાં છે તે નામેવર,
મૂકી તેને આવ્યો, કહાં બેફિકર.
રહ્યો એખલો તે જગા શું સબબ,
રખે તેની ઉપર ગુજરે ગઝબ."

૧ ઉર, યાને છાતી. ૨ મક્કારે-ઝન, યાને મક્કારબાજ ઓરત. ૩ અશ્વેગરી, યાને અદા-નખરાં.

### ફરાંમર્ઝે રૂસ્તંમને ખુલાસો કીધો.

નમીને ફરાંમર્ઝે દીધો જવાબ: જઈને તું રૂસ્તંમને કર ખબર,
“જરા મારૂં સાંભલ, મેહરબાંન બાપ. બલા છે આવી બૂરી સર ઉપર.
જીકર મે કિધી નામવરસે ઘણી, પડયા છે દલીરો ગીરફતારીમા,
મગર તેણે બિલ્કુલ ના કંઇ ગણી. છે આધાર તારી મદદગારીમા.
તેણે તો લડવા બાંધી કંમર, સિતાબીથી લઇ સંગ આવ એકદંમ,
કહ્યું એમ મને તુ છે બેજીગર.[૧] સર આવી તુરકીનુ તું કર કલંમ.
પવન વેગ જા જલ્દ સિસ્તાંનમા, ઘણીબી મયેદાંને કીધાં જીકર,
લડશ એની સંગે બિયાબાંનમા. જરાબી સમજ્યો નહી નામેવર.
તૂરત મે પવન વેગ કીધી સફર,
કે પોંહચાડું તુને જલ્દી ખબર.”

### રૂસ્તમે ફરાંમર્ઝને ઠપકો આપી કુચનો હુકમ કીધો.

સૂણી આ હકીકત જેહાં પેહલવાંન,
પરેશાંન થાયો તપી તે મહાંન.
પૂકારી બોલ્યો: “ઓ હેમક પિસર,
તું આવ્યો છે કરવા ખાલી જીકર.
હું માનુ ન હરગીજ એ તારી વાત,
આવ્યો હોય એખલો કરવા ફેસાદ.
હશે સાથ લશકર પયદલ સવાર,
છૂપાઇ પડિયું હશે કોઇ ઠાર.[૨]
કદાપી હશે એખલો તે નહી,
છૂપાયું હશે મસ્ત લશકર કહીં.
કસુર તારી બેશક છે બેગૂમાંન,
મૂકી તેને તું આવિયો સિસ્તાંન.
નિકલ જા હિયાંથી, હવે જલ્દ કર,
હુકંમ કર લશકરને જુદતર.
હરએક પેહલવાંનને કર હુકંમ,
કરે કુચ મુજ સાથ સહું એકદંમ.

ખબર કર હરએક સાલારને,[૩]
સજે એકદંમ સહું હથિયારને.
કરીશું શરૂ કુચ તૂરત આજ રાત,
જઇશું પૂગી પેશતર[૪] બાંમદાદ.
સજી લે તૂં હથિયાર સાથે કમંદ,
દિસે છે નવી જાતનો આએ ફંન્દ.”

* * *

થઇ ફોજ તયાર સૂણતાં શિતાબ,
ધરી સહું સવારોએ સાબુત રિકાબ.
સજી સાજ તન પર બાબરેબયાંન,
રખસ પર બેઠો જહાં પેહલવાંન.
લિધો સાથ બરજોર પહાડી પિલંગ,
ફરાંમર્ઝ આવ્યો ધરી દીલ ઉમંગ.
જબાં પર ધરી નામ પરવરદેગાર,
મલી સહું શેહરથી નિકલ્યા બહાર.

* * *

### રૂસ્તમ અને બરજોરનુ જાલેજરની મદદે જઇ પુગવુ. રૂસ્તમ અને પીલસુલની પેહલ્લી લડાઇ.

દીલાવર જાલેજરે પોતાની તમામ લડાએક હિકમત અને હુંન્નરમંદીનો ઉપયોગ કરી, દગલબાજ તુરકી પીલસુમ સાથના જંગને, જેમ બને તેમ રાત કાહડી નાખવાના હેતુથી, લંબાવ્યા કીધું. જ્યારે રોશન ખુરશેદે, આસ્માંન ઉપર સવાર થઈ પોતાની રોશનીને જગતની ચારો તરફ ફેંકી બીયાબાંનને રોશન કીધું, ત્યારે બદી બાંમદાદ પડતાંજ જેહાં

---

૧ બેજીગર, યાંને હીચકારો. ૨ ઠાર, યાને જગ્યા. ૩ સાલારને, યાને સરદારને. ૪ પેશતર, યાને આગમચ.

પેહલવાંન રૂસ્તંમ પોતાના પાહડી લશ્કર સાથ, તે ડેરાંનમા જઇ લાગ્યો. જ્યારે બુઝરોગ જાલેજરે સીસ્તાંન તરફના રસ્તા ઉપર, દુરથી એક ગીરદ ઉડતી જોઈ, ત્યારે તે નામદારનો ચેહરો ગુલાબના ફુલ મીસાલ ખીલી રહ્યો, અને તેજ વખતે તેણે પેલા તુરકી પેહલવાંન પીલસુમને કહ્યું કેઃ—

"હવે થા ધીરો; જરા ધર સબર,
હરીફ તારો આવી ઉભો તારે સર.
હવે આપણી કર લડાઇ ખતંમ,
તૂં થાકી ગયો છે, લે ખાઇ દમ.
હું આપું છું તૂને ખૂશીથી રહાત,
કજા તારી રહી છે, હવે તેને હાથ.
ગમે થા ફતેહમંદ, ગમે ધુલધાંન,
આવી પુગ્યો રૂસ્તંમ પેહલવાંન."

* * *

સૂણી જાલેજરથી નવી આ ખબર,
કિધી પિલસુમે પીઠ પાછલ નજર.
દિઠા આવતા બે પીલતન સવાર,
ધસ્તા મિસલ આબે નીલ ખુંનખાર.
વલી સાથ દીઠું લશ્કર અપાર,
ચહડેલું ધુંનમા હતું બીશિઆર.
કરતા સહું કુચ રણ પર ચહડી,
બુમ 'ને બરાડા રહ્યા'તા કરી.
જોઇ હાલ પીલસુમે ખેંચી લગાંમ,
મૂકી જંગ પડતું ઉભો એક ઠાંમ.

* * *

પૂગ્યો આવી રૂસ્તંમ બરજોર સાથ,
જોઇ જાલેજરને થયો દિલશાદ.
બાદઅઝ કિધી પીલસુમ પર નજર,
પલકમા પિછાંણી લિધો જોરવર.
કહ્યું રૂસ્તંમે બાપનેઃ "નેકનામ,
હવે ફેરવી લે તહારી લગાંમ.
દિસે છે એ તૂરકી બડો જોરવર,
અજબ કદ, કદાવર, અજબ છે કંમર.
લઇ સાથ આવ્યો બુરી બદ ઝન,
અજબ છે કિધું કાંમ એવું પસંદ.
દિસે છે બળમા બડો જોરવર,
ફસાવી કિધા કેદ ઇરાંની નર.
હવે એની ઇજ્જત જો જાય છે,
હવે જો સિતારો અસ્ત થાય છે.
ધૂંજાવી ધરતી રહ્યા તો એ વન,
કરૂં છું હવે હું સિહા એનો દન.
સાંભલ હવે ઓ મેહરબાંન બાપ,
મને આએ જંગનો હવાલો તું આપ."

* * *

મગર કિધી જાલે તૂરત એ જીકર,
પિસર છે મને એક મોટી ફિકર.
નરે શેર પીલતંન ઇરાંની સવાર,
દગાથી પકડી કિધા ખ્વારજાર.
પડયા કએદ સઘલા એ તૂરકીને હાથ,
રખે ખુન કરે તેમના કમજાત."

* * *

તૂરત દીધો રૂસ્તંમે તેને જવાબઃ
"ફિકર ના જરા કર બુઝરોગ બાપ.
હું નિકલીને મયદાંન, ઝટ જાઉ છું,
હું પકડી એ પાખંડીને લાઉ છું.
કરી કએદ પકડી એ નાકારને,
છોડવું ઇરાંની હું સાલારને.
જરાબી ન કર ગમ, પેદર નામદાર,
ઉભો રહી જો તું જંગનો બહાર."
કહી એમ બરજોને કીધો હુકમઃ
પિસર ભર સામાં તરફ તું કદમ.
ઉભી ટેકડી છે સાંમે ખડી,
ઉભો રહે જઇ તેની ઉપર ચહડી.
પડે છે દુરનું સઘલું નજર,
દિસે કંઇ નવું તો કરજે ખબર.
જઇ ટેકડી પર કર તું મૂકાંમ,
જોતો રહે જંગની ધુંમધાંમ.
વલી રેહજે કરતો ચોગમ નજર,
અગર જો તૂરકી દિસે લશ્કર.

મને આવી એકદમ કરજે ખબર,
ના ગાફેલ રેહતો ઓ લખ્તેજીગર."

* * *

સૂણીને જહાં પેહલવાંનો હુકંમ,
વિજ વેગ દોડયો, વિના કંઇ વિલંમ.
ઉભો ટેકડી પર જઇ તે દલીર,
જોતો રહ્યો તે મિસલ શેરગીર.[1]

* * *

કહ્યું જાલ રૂસ્તંમને રંગમા:
"ખૂદા જોર બખ્શે ઘણું અંગમા.
થજો તુંજ દુશ્મન તુંથી મહાત,
દૂઆ લઇ મહારી જા નેક સાથ.
બનીને ફતેહમંદ તું જલ્દ ફેર,
થજો જંગે તારો ખૂદા રેહબર."
કહી એમ ગયો જાલ લશ્કર મૂકાંમ,
થયું સાફ મયેદાંન જંગનુ તમામ.
પવન વેગ બરજોર્બો ત્યાંથી ગયો,
જઇ ટેકડી પર ખડો તે રહ્યો.
કરતો રહ્યો તે નજર ચારો ગમ,
નિરખીને જોતો રહ્યો રૂસતમ.
ગાજીને ગરજી રૂસ્તંમ રહ્યા,
કંમરને કસી ખુબ તતપર થયો:
કહ્યું રખ્શને: "ચાલ ભર તૂં કદમ,
કર આજનું કાંમ જલ્દી ખતંમ.
રખે તું ડરતો તૂફાંને કરી,
રેહજે કદમ તું સાબુત ધરી.
ખૂદા તારો રેહબર થજો દિલજાંન,
બક્ષે તે સાહેબ તુંને અમાંન."[2]
કહી એમ નિકલ્યો સંગ્રાંમમા,
જતાં વાર લાગી ગયો કાંમમા.
ધરી હાથ તેણે તીર 'ને કમાંન,
વરસાવ્યાં ચોતરફ બાંણુ-બાંણ.
આગલ 'ને પાછલ ઉડે બાંણુ-બાંણુ.
ઉપર 'ને નીચે હવા ઘંમસાંન.
જોઇ તીરનૂં આ અજાએબ જંગ,
પૂકારી રહ્યા પીલસુમ થાઇ દંગ.
કહ્યું એમ: "રૂસ્તંમ સાંમેસવાર,
તૂં દૂનિયાનો પેહલવાંન છે નામદાર.
કરૂં હું કરી જંગ તુજને સજા,
ચખાડું તુંને હું કજાની મજા.
ફરે આસ્માં ગર હવાબ્બી ફરે,
મગર પીલસુમ નહી રૂસ્તંમ હેરે.
અગર બાઝ[3] ચુંગાલ ચુકે શિકાર,
મગર છોડું રૂસ્તંમ નહી જીનહાર.
હતી મુજ દીલ માહે એ આરજૂ,
લડુ રૂસ્તમ સંગ જઇ રૂ-બ-રૂ.
હું કરતો'તો રાતો દીન જુસ્તજૂ,
મલી તારી સાથે કરૂં ગૂફતગુ.
મુરાદ દિલની પડી પાર છે,
તૂંને મારૂં આજે, ખૂદા યાર છે.
મૂકરર હશે જે બહાંને અજલ,
થશે તેજ આખર અંતે સફલ.
કજાએ નથી કોઇને મુકિયાં,
અજલ હાથમાથી નથી છુટિયાં.
અગર મોત તારૂં જો મુજ હાથ છે,
નથી કેમ સમજતો, અજબ વાત છે.
લડી તારી સાથે મારૂં-મરૂં,
જરાબ્બી કજાથી નહી હું ડરૂં.
લડી રૂસ્તંમ સંગ મારૂં-મરૂં,
દીલમા એ અરમાંન લઇ હું ફરૂં.
કજાનું કરજ હું લડીને ભરૂં,
હરગીજ એ વીચારથી નહી ફરૂં.
હું છોડું ન આજે, તૂંને નેકનાંમ,
કરૂં કાંમ તારૂં હું આજે તમામ."

* * *

### રૂસ્તમે પીલસુમને સવાલ દીધો.

સૂખન સુણી રૂસ્તમ થયો કોફનાક,
સલગ્યાં કિનાની બદન માહે આગ.
પૂકારીને બોલ્યો: "ઓ વિકરાલ વીર,
ભલે હોય દલીર, કે ભલે શેરગીર.

---

૧ શેરગીર, યાને સિંહને પકડનાર. ૨ અમાન, યાને સલામતી,-પનાહ. ૩ બાઝ, યાને સકરો (Hawk).

મગર કહે મને તારૂં શું નામ છે,
આ વેરાંનમે તારૂં શું કાંમ છે.
તૂને શાંનુ ઇરાંન પર વેર છે,
લડે શા સબબ, કહે શું કહેર છે.
બકવા કરી જે રહ્યા'તા ઘણા,
થયા રૂસ્તમ હાથ તેઓ ફના.

પડયો છે તૂ જીવવા થકી બેદમા,
કરૂં તુંજ કબર હું પિલંગ પેટમા.
કિનાથી કહે કાં રહ્યો ખલબલી,
રહ્યો કેમ હાથોને તું મલમલી.[1]
હિસે છે દેમાગે ભરેલું ઘમંદ,
કરૂં તુંજ બખ્તર તહારૂં કફંન."

પીલસુમે રૂસ્તમને જવાબ દીધો.

થયો લાલ પીલો પીલસુમ સૂણી,
બન્યું લહુ રગ રગ ઉકળી ખુની.
પૂકારી બોલ્યો: "ઓ દાનેશ વીર,
ફરતું ફરે છે આ ચર્ખ-પીર.[2]
વસે છે ઇનસાં જગે હર કિસમ,
નથી એક સરખાં નરમ કે ગરમ.
નથી એક સરખાં સહુના કરમ,
નથી એક સરખાં સહુના અગમ.[3]
છે આ સરા-એ-ફાંની રસમ,
ઘડીમા હસાવે, ઘડીમા સીતમ.
મગર તેં કરી છે ગલત ગણતરી,
ભૂલી ભાંનને તું કરે જીકરી.
હતો વખ્ત ગુલશન બાદે-બહાર,
ખિલી મેહકતાં ગુલ હર ડાર-ડાર.[4]
મગર લાગો એકદમ ખિઝાંનો પવન,
ખતમ થાઇ હસ્તી, બહારે ચમન.
કરૂં બહારે જીદગી તહારી ખતમ,
ખિઝાંના પવનનો ચખાડું સિતમ.
લડી તૂએ કીધી દુનિયા ખરાબ,
તૂને બાંધું જકડી, કરૂં લાજવાબ.
સમજતો રખે તું રિજાલો મને,
રખે ગણતરી મનમાહે ગણે.
પિસર તું નરીમાનંના સાંમનો,
મગર મારી આગલ બેદાંમનો.
ગરૂર 'ને ગુમાની લઇ તું ફરે,
મગર આએ બન્દો ન તુંથી ડરે.

લડવા હું આવ્યો છું રૂસ્તમ સાથ,
ભિડવા ઉભો છું તુંજ સંગ બાથ.
કરી જેર તોડું તહારો ગરૂર,
ફુલી જઇ થયો છે જંગે મશહુર.
કરૂ કએદ જાલમ, જગે આશ્કાર,
રવાના કરશ હું જીહુન આરપાર.
કરી લે દુનિયાને છેલ્લી સલાંમ,
પૂરૂં પળ ભરમે થશે તારૂં કાંમ."
કહી એમ રૂઠીયો, અજબ તોરથી,
કિધું જંગ જારી, ગજબ શોરથી.
હવા રહી કડણી, વન ગડગડે,
દરખ્તો વનના ધ્રૂજી ફડફડે.
ધરી હાથ ગરઝ મારી બરાડ,
દરંદા—પરંદા થયાં બિસમાર.
જરબ કીધો કાતીલ, ચહડી ખુનપર,
મગર બખ્ત રૂસ્તમ હતું જોરવર.
લિધો જર્બ ઝીલી આસાંનથી,
સમજ્યો પીલસુમ મૂવો જાંનથી.
મગર જોઇ હસ્તો રૂસ્તંમને,
ફગલઇ પીલસુમ ઉભો સાંમને.
રહ્યો નહિ નિરાસી તણો કાંઇ પાર,
ઉડી હોશ પીલસુમની તેજ વાર.
બનીને ઝનુની કસીને કંમર,
કિધા જર્બ જારી, મગર બેઅસર.

* * *

રૂસ્તમે પીલસુમ તુરકી સાથ જંગ કીધું.

હસી રૂસ્તમે પીલસુમને કહ્યું:
"જે ચાહયું ખોદાનુ હશે તે થયું.
ગુરઝના જરબની કહાં ખોટ છે,
મગર તારી શક્તી તણી ઓટ છે.

૧ મલમલી, યાને ઘસી. ૨ ચર્ખ-પીર યાને બુઢ્ઢું આસમાંન ૩ અગમ યાને, ભવીશ.
૪ ડાર-ડાર, યાને ડાખલી ડાખલીએ.

જાૂવાર્નીા તનો બહુ તુંને જોશ છે,
મગર કહાં દિમાગે તૂને હોશ છે.
સિનામા કિનાને રહ્યા તું ભરી,
સમજયો રૂસ્તંમ જશે બસ મરી.
મગર મારવા તુંને જીવતો રહ્યો,
સમજ કે ફના ફાંનીમા તું થયો.
હવે મુજ ગૂરઝની જરા જો મજાહ,
ચખાડું તુંને હું કજાની સજા."

* * *

કહી એમ રૂસ્તમ હવે રૂઠીયો,
ધરી હાથ ગુરઝને ઉઠાયો.
કિધા પાંઉ[1] સાબુત રીકાબમા,
પૂકારી બોલ્યો રૂબાબમા:
"હવે આ ગૂરઝપર કર તું નજર,
કરૂં તારી મયેદાંન અંદર કબર.
આ ગાવેઆંની[2] ઉપર કર નજર,
ગયા છે કંઇ કંઇ જરબથી ગૂજર.
અજબ એ ગૂરઝની ઉડી છે ધજા,
તૂં જાણે શું એ મુજ ગૂરઝની મઝા.
નથી જો તું ડરતો આસ્માંનથી,
ડરાવું તૂને આ ગાવેઆંનથી.[2]
જમીન 'ને જમાનો રડે તારી પર,
ન જોવા તું પામે બીજી ફજજર."[3]

* * *

કહી એમ ઉઠાવી ગૂરઝ ભારદાર,
જરબ પીલસુમ પર કિધો ખુંનખાર.
બેસી રહી જીન પર તેહમતંન,
જરબ કીધો એવો કરે ના સહન.
જીકર ચાલી જંગની, અજબ ખુનખાર,
લડે બેહુ જંગી ધરી દીલ ખૂમાર.
ધરી બંને વીરો ગૂરઝ હાથમા,
લડે વેર ખાતર ખિજવાટમા.
મૂકી દઇ ગૂરઝને ધરી તલવાર,
લડે પેહલવાંનો મારી બરાડ.
ધુલના ધુલાડાં સિહા અંધકાર,
દિસે નહિ ઉપર કે નીચે લગાર.
જમીન રહી કાંપી, હવા ઠરઠરી,
જોઇ આસ્માં દમ ભરે ગમ કરી.

* * *

## ફરાંમર્ઝનુ જંગના મયેદાંનમા રૂસ્તમના પાહડી લશ્કર સાથ આવી પુગવું.

આવી રીતે જંગના મયેદાંનમા પીલસુમ અને રૂસ્તંમ એક બીજાનો જીવ લેવા પોતાના જીવ ઉપર આવી લડતાં, મધ્યાંન બપોરનો વખત થવા આવ્યો. જ્યારે મધ્યાંન બપોરનો વખત થયો, ત્યારે તો બંને પેહલવાંનો થાકીને રંજીદા થવાથી, આસાએસને ખાતર એક બીજાથી છુટા પડી, તેઓ દુર જઇ ઉભા.

એવે સમે સુરજના નમતાં તાપની રોશનીમા જંગલની સાંમી બાજુથી, ધુલનું એક મોટું ધુલાડું ઉડતું રૂસ્તમને દેખાયું. રૂસ્તમ હજી તો પોતાની નજર તે તરફ ફેરવી જોતો હતો, તેવામા દીલાવર ફરાંમર્ઝ પોતાના ઘોડાને, પવનની ઝડપે દોડાવતો રૂસ્તંમની નજરે પડયો. રૂસ્તંમે તેને જોતાંજ ખુશાલીના પુકારથી વધાવી લીધો, અને જોતાં જોતાંમા દસ હજાર ઘોડે સવારોનુ એક પાહડી લશ્કર રૂસ્તમના જંગના મયદાંનની અતરાફમા આવી, પડાવ નાખી પડયું.

નામનો ઉઠાવનાર ફરાંમર્ઝ પોતાની સાથે, દસ હજાર પાહડી ઘોડે સવારોનું એક નામીચુ લશ્કર જમાવ કરી આવી લાગ્યો છે, એવુ જોઇ જહાં પેહલવાંન રૂસ્તમ, તેમજ બુજરોગ જાલેજર બંને ઘણાજ ખુશી થઈ, તેના એ કાંમને મુબારકબાદી આપવા લાગ્યા. રૂસ્તંમે હવે ફરાંમર્ઝને હુકંમ કીધો, કે આ નવાં લશ્કરને બરોબર રીતે મયદાંનમા ગોઠવવું, અને આ જંગમા જમાનો કોણની રેહબરી કરે છે, તે તપાસતા રેહવું, કેમકે આ તુરકી પેહલવાંન ઘણોજ

1 પાંઉ, યાને પગો. 2 ગાવેઆંની, રૂસ્તમ પોતાનો ગાવેઆંની ગુરઝ દેખાડી, પીલસુમને ધમકી આપવા, આ ઇશારો કરે છે. 3 ફજર, યાને આવતી કાલની સહવાર તું જોવા પામશે નહી

લડાએક છે, મે ઘણાક પેહલવાંનો સાથે લડાઈ કીધી છે, પણ એના જેવો જોરાવર મારી સામે આજ સુધી કોઇ આવ્યો હોય, એમ મને ખબર નથી.

પોતાના માનવંત બાપના હુકમને માન આપી, ફરાંમર્ઝ તુરતજ પોતાના તમામ લશ્કરને કુનેહભરી રીતે મયદાંનમા ગોઠવી, પોતે હરોલમા એક હાથી મીસાલ અફસરી કરતો ઉભો. રૂસ્તમનો ભાઈ જવારેહ, અને બુઝરોગ જાલેજર પોતપોતાના ઘોડાની રેકાબમા સાબુત કદમ રાખી ખબરદાર બની, ફરાંમર્ઝની સાથે ઉભા, અને જહાં પેહલવાંન રૂસ્તમ, એવી રીતે લશ્કરનો બંદોબસ્ત જોઇ, પાછો મયદાંનમા પોતાના હરીફ સામે લડવા માટે, પોતાના ઘોડાને દપટાવતો બાહર આવ્યો. તેનો તુરકી હરીફ પીલસુમ પણ તુરતજ તેની મુકાબેલ આવી ઉભો. રૂસ્તમે તેને લડવા માટે તઈયાર જોઇ કહ્યું કેઃ—

"અએ બહાદુર,બલવંત,ઓ નામદાર,
મે દીઠા છે જંગે હજારો સવાર.
મગર કોઇ દીઠો નથી તુંજ સમ,
મને કેહ શું છે તહારી તૂખમ.
વતનદાર કહાંનો, કિયું ગાંમ છે,
ખરૂં કેહ મને તારૂં શું નાંમ છે."

* * *

તુરકી પીલસુમે રૂસ્તમને જવાબ દીધો.

તૂરત પીલસુમે બોલી જબાંનઃ
"સાંભલ અએ બેહુંનર પેહલવાંન.
નથી જોઇ હજી તૂંએ મારી લડાઇ,
હવે જો મહારાં જંગની સફાઇ.
જમાનો થયો કોઇનોબી નથી,
ભરોસે રહ્યા કેમ છે તું મથી.
શાહ-શેહરિઆરો ચહડે 'ને પડે,
હસી તું રહ્યો છે, મગર જો રડે.
દિવસની પુઠે પડે રાત છે,
સુખની પુઠે દુખ સાથ છે.
ખુદાની રસમને ભૂલે તું અજબ,
બની જહાં-પેહલવાં બને બેઅદબ.
તૂં પૂછે છે તેનો લઇ લે જવાબ,
સાંભલ વતંન મહારૂં છે સકલાબ.
છે તે મૂલક મારી માદર જમીન,
છું હાકમ રૂમનો, મુલ્કે અરીન.
વસું તે જમીન પર, વતન મારૂં છે,
મને તે જીગરથી ઘણું પ્યારૂં છે.
પીલસુમ મહારૂં જનમ નામ છે.
લડું સાથ રૂસ્તંમ, એ કાંમ છે.
સમજ ના જગમે તું રૂસ્તંમ છે,
મગર બીજો રૂસ્તંમ, આ પીલસમ છે."

* * *

કહી એમ ગુરઝને ફેંકી જમીન,
સંભાલી જોયાં રિકાબો 'ને જીન.
જીનપર બેઠો બની ઓસ્તવાર,
શરૂ કીધું એકદમ કિનાનુ બઆર.
વીજ વેગ ખેંચી તીર 'ને કમાંન,
શરૂ જંગ કીધું ટાંકી નિશાંન.
હતી તે તીરમા રૂસ્તંમ અજલ,
નજર નેમ ચુકી ગઇ નિશ્ફળ.
હતી તીર અંદર રૂસ્તંમ કજા,
ખૂદા ને ખબર શું થાતે સજા.
મગર મરજી માલેક[1] બીજી હતી,
બદલી છૂટેલા તીરે ગતી.
છૂટી તીર લાગ્યો રખસ સર ઉપર,
બચી જીંદગી રૂસ્તંમ બખ્તવર.
પરેશાંન પીલસુમ થયો જોરવર,
બેજાલત ભારી ચહડો તેને સર.
તૂરત ખેંચી તીરને ટાંકી નજર,
ને ચાહ્યું કે રૂસ્તમનુ વિંધે જીગર.
હતો તીર કાતીલ, કજાની સમાંન,
મગર તન હતું તેને બખરેબયાંન.
ગયો તીર નિશફળ, કજા વેશકાર,
જોઇ થાયો પીલસુમ જીગર બેકરાર.

[1] માલેક, માને ખુદા.

પૂકારીને હસિયો રૂસ્તમ દલીર:
“વાહ જંગ બહાદુર, પીલસુમ વીર.
ચહડયો સરપર છે જો આફતાબ,
જરા કર આરામ, છોડી રીકાબ.”

* * *

પોતાની લડાએક હુંનરમંદી અને બાહોશી છતાં, તીરો ઉપર તીર છોડી રૂસ્તમને જેર કરવાનો ઈરાદો આવી રીતે નિશફલ ગયેલો જોઈ, દીલાવર પીલસુમ ઘણોજ નંરાસ થઈ નામોસીમા આવી પડયો, અને રૂસ્તમે કરેલી સુચના પ્રમાણે ઘોડા ઉપરથી નીચે ઉતરી, એક ઝાડના છાંયડા હેઠલ આરાંમ લેવા તે જઇ ઉભો. રૂસ્તંમ પણ પોતાના લશ્કર તરફ વીદાય થયો.

## પીલસુમની મદદે અફ્રાસીયાબનુ તુરાંની લશ્કર સાથ આવી પુગવું.

ગગન પર હતો ચાલુ આફ્તાબ દોર,
તપ્યું તાપે મયેદાંન, પુરી બપોર.
થયો વખ્ત જયારે નીમ-રોઝનો,[1]
જોઇ સહું ભરે દમ અફસોસનો.
દિઠું જાસે દુરથી ધુલાડું સિયાહ[2],
નજર ખુબ કીધી ઠેરવી નિગાહ.
ધૂલાડાંથી થાયું અંધાર વન,
સિહા થાયું ચોમેર તપતું ગગન.
નીરખીને જોતો ઉભો નરવર,
પડી દીલ અંદર નવી કંઇ ફિકર.
તુરત દોડી જંગે ગયો જાલેજર,
કહ્યું રૂસ્તંમને: “બૂરી છે ખબર.
ઉડતું ધુલાડું જબરદસ્ત છે,
નવી કોઇ દીસે એ આફત છે.
દિસે છે લશ્કર તૂરાંની જબર,
આવે છે પયદરપે કરતું સફર.
હરોલે દિસે છે બૂરો બદનેઆદ,[3]
નિકલિયો કરવા નવો કંઇ ફિસાદ.
બૂરો છે બદઅંદેશ અફ્રાસિઆબ,
જમા કીધું લશ્કર ફરી બેહિસાબ.
ફરી લાવિયો છે, બીજી ચહડાઇ,
હવે થાશે બરપા ઝનુની લડાઇ.”
હવે આએ જંગનો ન રેહશે હિસાબ,
હશે સંગમા એ બુરો કઝાબ.[4]
બૂરી છે મનશનીનો એ જાદુગર,
નવી છે ચહડાઇ ઇરાંન ઉપર.”
નવી જોઇ ધાંધલ મયદાંનમાં,
ફિકર થાઇ પયદા દિલો જાંનમાં.
ધૂલાડે ધમકી થયો ગમદીલ,
ફિકરમા પડયો જોઇ અંધારૂં કીલ.
નજર દુર તેણે કિધી પહાડપર
પડયો નહિ બરજોર તેણે નજર.
ફિકરમંદ બનીને બોલ્યો તે પીર:
“કહાં છે મહારો બરજો' દલીર.
ધૂલાડાંની એવી ઉડી ખાક છે,
મયેદાંન થાયું ખતરનાક છે.
બેશક ધૂલાડે તે ઢંકાઇ ગયો,
રખે ગશ[5] મયેદાંને ખાઇ ગયો.
નથી દિસ્તો ઘોડો, ન દિસ્તો સવાર,
હશે કહાં બરજો' ઓ પરવરદેગાર!”

* * *

## બરજોર અને ફરાંમર્ઝ વચે પાહડની ટેકડી ઉપર થાયલી ગુફતગુ.

અફ્રાસીઆબનું હજારો આદમીનુ લશ્કર કુચ કરતું તે મયેદાનમા આવતું હતું. લશ્કરના ઘોડાઓના પગથી ઉડેલું ધુલાડું, અને પયદલ લશ્કરની દોડ ધામે ઉડેલી ગીરદથી તે બિયાબાંન વનમા એવું તો ભયંકાર ધુલાડું ચારો તરફ ફેલાઈ ગયું, કે તેથી જેહાં પેહલવાંન રૂસ્તમનુ પાહડી લશ્કર, તેમજ પાહડી ટેકડી ઉપર દીદબાંનનું કાંમ કરવા માટે ઉભો રેહલો દીલાવર બરજોર,

૧ નીમ-રોઝ, યાને મધ્યાંન બપોર. ૨ સિયાહ, યાને કાલું. ૩ બૂરો બદનિઆદ, પાદશાહ અફ્રાસીઆબને માટે જાલેજર એ ઇશારો કરે છે. ૪ કઝાબ, યાને જુઠો-લબ્બાડ. ૫ ગશ, યાને બેહોશી.

તે ધુલાડાંની ગીરદમા એવા તો વીંટલાઈ ગયા હતા કે, બુઝરોગ જાલેજર મયેદાંનમાથી પોતાના નબીરા બરજોરને વટીક જોઈ શકયો નહી.

એવા સંજોગ વચે, બુઝરોગ જાલ પોતાના નબીરા બરજોરની જીંદગી માટે ઘણોજ ઇંતેજાર બનવા લાગ્યો, અને અફરાસીઆબના આ નવાં લશ્કરના આવી પુગવાની ખબર રૂસ્તમને, તુરતજ મયેદાંનમા જઈ તેણે પુગાડી દીધી.

બીજા હાથ ઉપર પેહલવાંન બરજોર, જે પાહડની ટેકરી ઉપર ચહડી પોતાના બપાવા રૂસ્તંમના ફરમાનથી દીદબાંનનુ કાંમ કરવા ચારેગમ તપાસ રાખતો હતો, તે આ બરપા થયલાં ધુલાડાંની ઘટામા ઘેરાઇ જવાથી, પોતાના કાકા ફરાંમર્ઝને પોતાના વિચારો જણાવવા લાગ્યો.

## બરજોર તુરાંનીઓ માટેનો પોતાનો અનુભવ ફરાંમર્ઝને જણાવે છે.

ઉભા પહાડપર બે દલીરો હતા,
મયેદાંનની જોઇ રહ્યા'તા ઘટા.
ધુલાડે હવા એવી કાળી થઇ,
દલીરોને મન જંજાલી થઇ.
ન દુરનું કે નજદીક પડતું નજર,
ઉભા બંને વીરો, કરતા ફિકર.
બરજોર કાયર બની બોલિયો:
"અજબ આ ગજબ તુરકિઓથી થયો.
હવાબી ધુલથી થઇ છે ખરાબ,
સહી કેમ શકાશે આ રંજો-તાબ.
દિસે છે પયદલ, ઘોડેસવાર,
કમમા કમ, દેહ દેહ હજાર.[1]
રહી છે જમાનબી ધ્રુજી ફોજથી,
ફના થઇ હશે, ખાકબી બોજથી.[2]
સાંભલ ઓ કાકા, ફરાંમર્ઝ વીર,
હકિકત કહું તે ઓ નામગીર.
કરૂં આએ લશ્કર લડી પાયમાલ,
કરે નહિ જંગનો ફરીથી ખિયાલ.
દિસે છે સવારો જબરદસ્ત અંગ,
લડી સહુ મરશે, કરી સખ્ત જંગ.

દિસે છે લશ્કર અનેક જાતનુ,
મુલ્કે મુલકના દિસે ઘાટનુ.[3]
ટુકડીઓ થોડી દિસે ચીનની,[4]
થોડોક પહાડી દિસે ખીણની.[5]
ટુકડીઓ કંઇ કંઇ ખુતનની[6] દિસે,
ટુકડીઓ થોડીક વતનની[7] દિસે.
છે કુલ લશ્કર સદ-સદ હજાર,
પડયા છે સહું કોઇ લડવા બહાર.
હૂં જાંણુ છું કોણ છે નામી સવાર,
હૂં જાણુ છું કોણ છે ખરા કાંમદાર.[8]
હૂં જાણુ છું કોણ કોણ કુન્હેદાર છે,
હૂં જાણુ છું કોણ કોણ ગુન્હેગાર છે.[9]
હૂં જાણુ છું કોણ કોણ હરનાર[10] છે,
હૂં જાણુ છું કોણ કોણ લડનાર છે.
હૂં જાણુ છું કોણ કોણ સુચાર[11] છે,
હૂં જાણુ છું કોણ કોણ કુચાર[12] છે.
હૂં જાણુ છું કોણ કોણ છે કારજાર,
હૂં જાણુ છું કોણ કોણ છે ખારજાર.
હૂં જાણુ છું કોણ કોણ તીરંનદાજ છે,
હૂં જાણુ છું કોણ કોણ વતંનદાજ છે.

---

૧ દેહ દેહ હજાર, યાને દસ વખત દસદસ હજાર લશ્કર હશે, એવી અટકલ બરજોરે કીધી હતો. ૨ ફના થઈ હશે ખાકબી બોજથી, યાને લશ્કરના વજનથી જમીનપરની ખાકબી નાપયદા થઇ જશે, એવી ગણત્રી બરજોર કરતો હતો. ૩ મુલ્કે મુલકના વતનદારોના ઘાટ યાને તેઓના વતનની અટકલ, બરજોરે તેમના ચહરા ઉપરથી કીધી હતી. ૪ ચીનના મુલકનુ લશ્કર. ૫ પાહડી મુલકની ખીણમા વસ્તી અફરાસીઆબની રઈયત, તેને ખાતર લડવા નીકલી હતી. ૬ ખુતનનો મુલક, જે શાહ કાઉસનો દીકરો શિયાવક્ષ, જયારે અફરાસીઆબની દીકરી સાથ લગનના ગાંઠથી જોડાયો હતો, ત્યારે અફરાસીઆબે શિયાવક્ષને આ આખો ખુતનનો મુલક, લગનની રીતમાં તેને ભેટ આપ્યો હતો. ૭ વતનની, યાને તુરાનીઓની બનેલી ટુકડીઓ. ૮ ખરા કાંમદાર યાને ખરા લડનાર. ૯ ગન્હેગાર યાને, પાપી મેલા દીલના કરતુકી સિપાહીો. ૧૦ હરનાર, યાને જીત મેલવનારા. ૧૧ સુચાર યાને સારી ચાલના. ૧૨ કુચાર યાને, નઠારી ચાલના.

પિછાંણુ છ હું ખુબ અફ્રાસિઆબ,
જાણુ છું એના જીગરનો હિસાબ.
ખપાવે એ ખુદને બડો બળવાંન,
મગર ખાસિયત છે મિસલે જનાંન.[1]
અકલમા અધુરો, હેમાકત ઘણી,
બલા ખેંચે સરપર, જાહેલ બની.
હું જાણું છૂં તુરાંનના પેહલવાંન,
હું જાણુ છું તેમના બળનુ મિજાંન.
હું જાણુ છું કોણુ છે બહુ જોરવર,
હું જાણુ છું કોણુ છે સમશિરગર.
મેં જોયા છે સઘલાને નજરોનજર,
નથી કોઇ એવો મહાવીર નર.
બેશક એ ઝુંડો છે અફ્રાસીઆબ,
એ આવ્યો છે લશ્કર લઇ બેહિસાબ.
તૂં જો કે હું ચાલુ છું કેવી ચલંન,
હું કાહડું છું એના મંનનુ ઘમંદ."

* * *

હતો કંઇક વીચારમા એટલાં,
ઉભા આવી તુરાંનીઓ તેટલાં.
સજેલાં શસ્ત્રા હતાં કુલ બદન,
સમશીર, ભાલા, તીર 'ને કમંદ.
નેજા 'ને બરછી, ગુરજ ભારદાર,
પેહલવાંનો જંગી હતા ખુંનખાર.
હરોલે દીઠો મસ્ત એક પિલંગ,[2]
જડેલું જડાવે હતું તેનુ અંગ.
ધરતો તે ધીમે, ધીરાં કદમ,
આગલ 'ને પાછલ, સિપાહ ચારોગમ.
દિઠો તેણે કાળી, ધજા સત્વર,[3]
ચિતારેલો અઝદાહ હતો તે ઉપર.
હતું તખ્ત કંચન,[4] પીલ[5] પીઠ પર,
જડેલાં હતાં મહીં લાલો-ગોહર.
નજર કીધી બરજોરે જોઇ રૂઆબ,
દિઠો તે પિલંગ[6] પર અફ્રાસિઆબ.

* * *

જોઇને બરજો તપી થાયો લાલ,
ઉભો આવી સાંમે બુઝરોગ જાલ.
કિનાથી ગુરજ હાથ અંદર ધરી,
બોલ્યો બરજોર, પૂકાર એક કરી:
"જરા ધીર ધર ઓ પેદર મેહરબાંન,
ખુદા દુર કરે આએ મુશ્કીલ તૂફાંન.
કરૂં આએ જંગે, હું એવી લડઇ,
તવારીખે નોંધઇ રહેશે નવઇ.
જબાંપર ધરી નાંમ પરવરદેગાર,
કરૂં કુલ તૂરાંની લશ્કર ખવાર.
ન જીવતો જવા દેઉ એકબી સિપાહ,
છે મારી સહુ પર સરખી નિગાહ.
ન છોડું હું જીવતો અફ્રાસીઆબ.
દરજજે છે દુનિયામે અવ્વલ કઝાબ.[7]
કરૂં નાશ લશ્કર તુરાંનનુ,
ફરી નહિ લિયે નામ ઇરાંનનુ."
કહી એમ ફેરવી રખસની લગાંમ,
ગયો સાંમે દુશ્મન તે નેકનામ.

## બરજોરનો તુરકી હોમાન સાથ લડાઇના મયેદાંનમા મેલાપ થવો, અને હોમાને બરજોરની જુદાઇમા અફ્રાસીઆબને લાગુ પડેલી બેચેનીનુ બયાંન કરવું.

પેહલવાંન બરજોર એવા બાહદુરીના સખુનો કેહી, અફ્રાસીઆબનુ લશ્કર જે નાઇલ નદીના પાણીના જોસ મીસાલ ધસી આવતું હતું, તેની હીલચાલ તપાસવા, અને બને તો લશ્કર ઉપર તુટી પડવાની નેમથી, પોતાનો ભારી ગુરજ ઉઠાવી, એખલો એક ઉંચા ટેકડા ઉપર પોતાના ઘોડાને ચહડાવી, પોતે તે લશ્કર ઉપર પોતાની નજર ફેકતો ઉભો. જ્યારે તુરાંની લશકર તે ટેકડા આગલથી પસાર થવા લાગ્યું, ત્યારે તુરાંની સીપાહસાલાર હોમાન, જે તુરાની લશ્કરની હરોલમા ચાલતો હતો, તેની નજર બરજોર ઉપર અચબુચ પડી, અને તેની નજર પડતાંજ

૧ જનાંન, યાને જનાનખાનાની ઓરતો. ૨ પીલંગ, યાને હાથી. ૩ સત્વર, યાને તુરતજ. ૪ કંચન, યાને સોનાનું. ૫ પીલ, યાને હાથી. ૬ પીલંગ, યાને હાથી. ૭ કઝાબ, હડકડતો જુઠો.

તેણે બરજોરને તુરતજ ઓલખ્યો. હોમાને તેજ ઘડી પોતાના ઘોડાને તે ટેકડા તરફ દોડાવ્યો, અને બરજોરની સાંમે આવી, તેને મનાવી લેવાની આશામા તે બોલ્યો:—

"ખૂશી છું તૂંને જોઇ ઓ નામદાર,
તપે તાપમા કાં ચહડી આ પહાડ.
શું સુરવીર નરોની છે એ રસંમ,
કે છોડી દિયે આંખમાની શરંમ.
ગયો કાં તું છોડી તુરાંનને,
તજી તું ગયો તોડી પયમાંનને[1].
તજી કાં ગયો તું તહારૂં ચમન,
થયો કાં ઇરાંનને જઇ શરણુ?
કહે કોણે આપી તૂંને એ ખબર,
કે હતો નેક સોહરાબ તારો પેદર?
ગલત એ ખબરથી ગયો તું ફસી,
જરાબી અકલને નહી તેં કસી.
મેહરબાંન હતો કેવો અફરાસીઆબ,
હતો કેવો તે પાસ તારો રૂબાબ.
તૂંને સાંમ વિશે નથી કંઇ ખબર,
હતો જાલેજરનો નહિ તે પેદર!
તજી દીધો લઇ જઇ કૂહે અલબરૂઝ,[2]
નહી કોઇ સાથી, નહી દીલસુઝ.
પડયો પહાડ પર તે માસુમ[3] બાળ,
બચ્યો જ્યારે બદલી સિતારાએ ચાલ.
તજી દઇ તુરાંનની સરજમીન,
મલ્યો જઇ તેઓને તું નામચીન."

* * *

## તુરાંની પેહલવાંન હોમાને બરજોર આગલ અફરાસીઆબની બેચેની બયાન કીધી.

"દઇ માન, ઇજ્જત, શાહી તને,
દિધી ખાસ બેઠક તખત સાંમને.
ગળે બાંધી તુંને કિધો ખુબ પ્યાર,
તૂંને માન દેતાં સહુ વાર વાર.
તુંથીજ તેનાં હતાં સહુ સુખ,
હવે તુંજ વીના ગઇ તેની ઉંઘ.
હતો તુંજ તેનો ખરો યારગાર,[4]
તુંજ વંન થયો છે હવે નિરધાર.[5]
ભરીતો તુંજમા હજારો ઉમેદ,
હવે સહે તુંજ વન કંઇ કંઇ ખેદ.
તૂંને જોઇ રેહતો સદા ખુશ ચહેર,
તુંજ વન થયું સુખ તેનુ ઝહેર.
જુદાઇથી તહારી તે મુરઝાઇ[6] ગયો,
બહારે-જવાંની[7] કજરઇ ગયો.
ગયાં સુખ તેના સઘલાં લુટઇ,
નથી તે દુખોની જડતી દવઇ.
તૂટી કુલ આશા, જીગરની ઉલટ,
હવા થઇ બિલકુલ ચમનની લપટ.[8]
નથી તેનો દુનિયામે એકબી રફીક,
થતું કોઇબી નહિ દુખમા શરીક.
હતો તું તેનો ગુલશન-બહાર.
ગયો જ્યારથી તું, તે બેકરાર.
ખૂશી તે થતો'તો, સૂણી તુંજ અવાજ,
દૂખી તુંજ વન તે બંદેનવાજ.
શેહરિઆરનો તું હતો જાન-માલ,
ભરી'તી તુંજમા ઉમીદો વિશાલ.
શરીક તેનો ના તો જમાનો થયો,
શમાપર[9] શાહ પરવાંનો[10] થયો.

---

૧ પયમાનને, યાને વચનને. ૨ કુહે-અલબરૂઝ. જાલનો જ્યારે જનમ થયો, ત્યારે તેને અલબરૂઝ પાહડ ઉપર, તેનો બાપ સામ તેને મુકી આવ્યો હતો. ત્યાં સીમુર્ગ નામના એક આબેદે, તેને પાળી-પોશી મોટો કીધો હતો, પણ પાછલથી તેને સાંમ અલબરૂઝ પાહડ ઉપરથી શોધી લાવ્યો હતો. આ દાસ્તાનની વધુ વીગત માટે વાંચો મારૂં સંપુર્ણ-શાહનામું, તેમજ સંક્ષેપ-શાહનામું. ૩ માસુમ, યાને નીરદોશ. ૪ યારગાર, યાને મદદગાર. ૫ નિરધાર, યાને આધાર વગરનો. ૬ મુરઝાઈ ગયો. યાને કરમાઇ ગયો. ૭ બહારે-જવાની, યાને જવાંનીનો બહાર. ૮ ચમનની લપટ, યાને બાગની સુગંધી. ૯ શમા પર, યાને ચેરાગ ઉપર. ૧૦ પરવાનો, યાને પતંગીયું.

ફિદા તું ઉપર હતો જીવ-જાંન,
૧૨,૬૨૦ હતી તેને મનથી તું કુલ જહાંન.
હતી મન તેને જબરી રહાત,
કરે છે તુંને યાદ હજી દિન રાત.
હતો તેને મનથી તું પાકજાદ,
નિંન્દમાબી કરતો તુને બસ યાદ.
અજબ પ્યારમા તુંજ હતું તેનુ મન,
થયો છે હવે તે બતંગ તુંજ વંન.
તૂને જોઇ સુખી હતો શેહરિઆર,
ગયો જ્યારથી તું થયો બેકરાર.
જમાંનો વફાદાર કહાં છે થયો,
તું પરબી ગજારી સિતમ તે રહ્યો. ૧૨,૬૩૦
નવાજ્યો તુને તખ્ત 'ને તાજથી,
છટો કાં પડિયો, તું મહારાજથી. ?
કમી શું હતી તુને તુરાંનમા, ?
કે મલી તું ગયો, આજ ઇરાંનમા. ?"

* * *

## બરજોરે હોમાન ઉપર ગુસ્સે થઇ, તુરાંની લશકર ઉપર હુમલો કરવો.

પોતાના બાપદાદાની આવી રીતે નીચ ગીબત કરતો હોમાનને જ્યારે બરજોરે સાંભલ્યો, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહી. તેજ વખતે તેણે પોતાના ભારી ગુરજ ઉપર હાથ નાખી, તેને એકદમ બાહર કાહડયો, અને નજીદીક હતું કે તે ગુરજથી હોમાનને તેની સરકશીનો સવાદ ચખાડે. પણ પેહલવાંન હોમાને બરજોરનો ઈરાદો તુરતજ જોઈ લીધો, અને બરજોર કાંઈબી કરે તે આગમચ, પોતાના ઘોડાની લગાંમ એકદમ ફેરવી, તે પાહડ ઉપરથી સડસડાટ તુરતજ નીચે ઉતરી પડી, પોતાના તુરાંની લશકરમા તે મલી ગયો.

જાલ અને સાંમને માટે, તેમજ જાલની હસ્તી માટે જે બદ સુખના નિંન્દાખોર હોમાન બોલી નહાસી ગયો હતો, તેને સખતમા સખત સજા કરવાના ઈરાદાથી, બરજોર ગુરજ ઉઠાવી તુરાંની લશકર ઉપર ધસી ગયો, અને જેમ એક ગોસ્પંદના ટોલાંમા, એક ભુખ્યો સિંહ દાખલ થઈ તેઓની ખરાબી કરે, તેમ બરજોર તુરાંની લશકરમા પોતાના ભારી ગુરજ વડે હવે ખુવારી ચલાવવા લાગ્યો.

પોતાના નબીરા બરજોરને એવી રીતે તુરાંની લશકર ઉપર એખલો તુટી પડેલો જોઈ, બુઝરગ જાલેજરે પોતાની કાતીલ તલવાર માયાંનથી કાહડી, બરજોરની પાછલ તુરાંની લશકરના ભીતરમા તે ધસી ગયો, અને આ બંને ઈરાની પેહલવાંનો સાથે મલી તુરાંની લશકરમા હવે ખુંનખાર ખુવારી ચલાવી રહ્યા.

હજી તો તુરાંની લશકર ધારેલી મંજલથી ઘણુ દુર હતું, તેટલામાં પોતાના લશકરમા આવી રીતની ધરપકડ અને નહાસ ભાગની ગડબડ થતી સાંભલી, પાદશાહ અફરાસીઆબ જે લશકરની વચોવચ પોતાના શાહી હાથી ઉપર તખત બીછાવી, પોતાના ઝુંડા નીચે સવાર થઈ બેઠો હતો, તેણે લશકરની કુચંન અટકાવી, અને પોતે લશકરની હરોલમા જવાની તજવીજ કરવા લાગ્યો. પણ ત્યાં તે જઈ પુગે, તે આગમચ તેણે મારગમાં પોતાના લશકરની ખુવારી થયેલી જોઇ, અને તે જોતાંજ તેની હોશ ઉડી ગઈ. જગે જગે પોતાના સીપાહોની લોહોના પહાડ જોઈ, અને જખમી થઈ પડેલા સીપાહો અને સાલારોની બરાડ મયદાંનમા સાંભલી, અફરાસીઆબ હેબતી ગયો, અને પોતાના બહાદુર પેહલવાંનોને લશકરની અધવચમા નાહસ્તા ભાગતા જોઈ, તે ડીગમુઢ થઈ ગયો.

## અફરાસીઆબે બરજોરની લડતથી પોતાના લશકરની થઇ પડેલી બુરી હાલત જોઇ કરેલો અફસોસ.

તુરત આવી હોમાને આપી ખબર,
કિધી તેણે બરજોર વીશે જીકર.
હકિકત જણાવી તૂરત તે ઘડી:
"રહ્યો છે ચલાવી કતલ જબરી.

પડયો જઇ લશ્કર ઉપર બેસબબ[1],
રહ્યો છે ગૂજારી જૂલમ તે અજબ.
ન જોતો તે આગલ કે પાછલ જરી,
ગયા છે. મયેદાંને કંઇએક મરી.
નિકલ્યો ધરી વેર કિનાખોર છે,
દયાહિન જબરો, ચશંમચોર[2] છે.
કતલ થઇ ગયા છે નામી સવાર,
વિખરઇ લશ્કર થયું બિસમાર.
થયું કુલ લશ્કર બેહાલ છે,
તૂરાંનીઓનો એ બૂરો કાળ છે."

* * *

સૂણી એ ભારી ભયંકર ખબર,
ફિકરમા પડયો તે શાહ તાજવર.
ચહડી ઝન મગઝે; કીધો પૂકાર :
"લડો તમ તૂરાંની, ધરી દીલ ખૂમાર.
લડો તમ સૂરાઓ, બૂઝાંગો, જવાંન,
ઘેરીને પકડો એ બદગૂમાન.
ઘેરીને પકડો એ મસ્તાંનને,
કરો તમ નાબુદ એ શયતાંનને.
વધો તમ ધરી હાંમ, દસ-દસ કદમ,
કરો સર બરજોરનુ તમ-કલમ.
અરે તમ તૂરાંની બનો હમજોર,
કરી કએદ તોડો બરજો'નો દોર.
જકડોને જે કોઇ હાજર કરે,
હાકમ ખજોરનો,[3] તે બેશક ઠરે.
ખદાના કસમ લઇ કહું હું ખરૂં,
નવાજેશ ખજોરની તે પર કરૂં."

* * *

સૂણી એવી લાલચ ઇનાંમની,
લોભીઓને થઇ પડી કાંમની.
નિકલિયા લોભી સિપાહ-સવાર,
કંઇ એક સાલાર પડિયા બહાર.
કંઇ એક નિકલ્યા લઇ તલવાર,
કંઇ એક નિકલ્યા ખંજરગૂઝાર.
કંઇ એક નિકલ્યા નર નામેવર,
કંઇ એક નિકલ્યા લૈ તીર-તબર.
કંઇ એક નિકલ્યા ગૂરઝને ધરી,
કંઇ એક નિકલ્યા લોભે મરી.
હજારો સિપાહો કરી ગણુતરી,
નિકલિયા જંગે તૂરત તે ઘડી.
હતી એવી ઉમેદ જીગર-જાંનમા,
પકડવો બરજોર મયદાંનમા.
અગર આવે જીવતો નહિ હાથમા,
લાવવો મૂવેલો ધરી બાથમા.

* * *

કહી એમ ધસ્યો તે મયદાંને જંગ,
તપાસી રહ્યા જંગે-મયદાન રંગ.
જફા દીઠી જબરી સિપાહો ઉપર,
પડેલા જમીનપર જીરોજબર.
ધડોના ઢગલા, સિતમના પહાડ,
જમીનબી કંપી મારે બરાડ.
ગગન હાય મારી રહ્યું ઠરઠરી,
મૂસિબત જાલમ સહુંપર પડી.
જોઇ હાલે-મયદાંન, જોઇ રંજો તાબ,
કૂટી સર રડે શાહ અફ્રાસીઆબ :
"કહે કાં રૂઠિયો, ઓ યઝદાંન પાક,
ખતા શું મહારી, કિધો એમ ખાક.?
અફસોસ મૂવા મારા સીપાહ, સવાર,
થયા હાલ કેવો, ઓ પરવરદેગાર!
ગૂન્હા શું થયો મારો આ દાદગર,
પડયા થઇ કતલ મુજ સુરવીર નર.
વિના કારણે એ કપાઇ ગયા,
ખતા વંન નાહક મરાઇ ગયા.
વરસાવી મુજપર કહેર આ રહ્યો,
વિના કારણે વેરસી થઇ ગયો.
મે બરજો'ને પાળી મોટો કિધો,
શિખવાને હુંન્નર ઇલમ મે દિધો.

---

૧ બેસબબ, યાને વગર કારણે. ૨ ચશંમચોર, બરજોર માટે આ ઇશારો હોમાન કરે છે. ૩ ખજોર, યાને ગીલાન તરફ કારપીઅન સમુદ્રના કિનારા આગલ આવેલો મુલક. જે અફ્રાસીઆબની શાહેનશાહતનો એક ભાગ ગણાતો હતો, તે મુલકની હાકમી બરજોરને પકડનાર ધણીને ઇનામ તરીકે આપી દેવા, અફ્રાસીઆબે જાહેર કીધું હતું.

શું આ તેનો બદલો, ઇનામ ખાસ,
કિધું મારૂ લશ્કર બિલ્કુલ નાશ.
આ અફલાકી જીલમ મુજપર કિધો,
કિનો મુજ લશ્કર ઉપર કાં લિધો.
મરે મારા સાંમે નજરની હજુર,
થયો કેમ મુજપર ખુદા તું કરૂર.[1]
સૂરા મુજ મન-વીર, તન-વીર મહાંન,
કતલ થઇ મૂવા, બેકફેન[2] નવજવાંન.
સૂણી કેમ શકું જખમીઓની બરાડ,
જોઇ કેમ શકું આ કયાંમત બહાર.
અરે તમ લડો ઓ તુરાંની દલીર,
નથી આ ચમન તમ ઉઠો ઓ વીર.
થયું છે મયેદાંન, દારૂલ બવાર,[3]
લડી દુશ્મન તમ કરો બિસમાર.
જીલમ થાયો જાલમ, સિતમ બહુ સૂરો,
લડીને કરો તમ દુશ્મન ચુરો.
મરો યા મારો, છે દારૂલ ફેના,[4]
લડીને મરો તમ દરએક જણા.
રખે તમ બૂઝદીલ થતા ચકતૈદાર,
લડો લઇ સમશીર, ધરીને ખૂમાર.
ફરે છે સિતારાની ઉલટી ગતી,
કરો તેને સુલટી, ઓ નરપતી.
કજા જોઇ નજરથી, તમ ના ડરો,
પૂઠે દોડી દુશ્મંન, પુરા કરો.
રડું જોઇ કિયામત, હું જાર-જાર,
ભરો દીલ કિનાથી તમો આરપાર.
સૂણો કુલ તૂરાંની, સૂણો આ સખુન,
કરો જગથી નાબુદ, ઇરાંની મલુન."

* * *

## જાલેજરનું તુરાંની લશ્કર વચે ઘેરાઇ જવું, અને બરજોરે અફરાસી-આબના ઝુંડાને ફાડી નાખી, ઝુંટાવી લેઇ, ઇરાંની લશ્કરમા મોકલાવી દેવું.

આવી રીતે પાદશાહ અફરાસીઆબ જંગના મયેદાંનમા પોતાના લશ્કરનો નાશ થઇ ગયેલો જોઈ, પોતાના મુવેલા સીપાહોને માટે વીલાપ કરતો હતો, અને જીવતા સીપાહોને લડવા માટે, અને બરજોરને મારવા યા તો તેને જીવતો પકડવા ખજોરની બાદશાહીનુ ઈનામ જાહેર કરી રેહો હતો, તેવામા તેની નજર બુઝરોગ જાલેજર અને બરજોર ઉપર પડી, જે છુટે હાથે તુરાંની સીપાહોમા કતલ ચલાવી રેહા હતા.

* * * *

પાદશાહ અફરાસીઆબના ઈનામની લાલચ ઉપર લોભાઈ ઘણાક નામચીન તુરાંની સીપાહો અને સાલારો, જે હજી જીવતા રેહા હતા, તેઓએ બુઝરોગ જાલેજરને એવી રીતે લડતો જોઈ, તેની આસપાસ ફરી વલી, ઘેરી લીધો, અને એવી રીતે તેને ઘેરી લઈ, બરજોરથી તેને છુટો પાડી નાખ્યો.

* * * *

પોતાની એવી હાલત બુઝરોગ જાલેજરે તુરત જોઈ લીધી. અફરાસીઆબે આ મામલો બેહદ સંતોરા વચે દુરથી જોયો, અને તેજ વખત પોતાના હાથીને તે તરફ રેલાવ્યો. જ્યારે તે જગ્યા ઉપર તે લગોલગ જઈ પોંહચ્યો, ત્યારે પોતાના સીપાહોને ઉલટ આપવાના પુકારો કરી, નવાં નવાં ફરમાનો તે દુરથી કરતો રહ્યો.

જંગનો આવો બીકટ મામલો હવે એખરા જાલેજર માટે, બેશક ઘણો ધાસ્તીભરેલો થઈ પડયો. કેમકે હીચદારા તુરાંનીઓએ બુઝરોગ જાલેજરને ચારો તરફથી ઘેરી લેઈ, તેના ઉપર દુરથી તીરોનો વરસાદ વરસાવવા લાગ્યા. આ તીરોના ચાલુ મારાથી બુઝરોગ જાલેજરનુ

૧ કરૂર, યાને ક્રુર. ૨ બેકફન, યાને વીના કફન ૩ દારૂલ બવાર, યાને દોજખ. ૪ દારૂલ ફેના, યાને દુનિયા ફાની છે.

ફોલાદી બખતર વીંધાઈ જવા લાગ્યું, અને તે તીરોના ધારદાર પયેકાંનથી, જાલેજરના બદન ઉપર કેટલાક જખમો થયા હતા, જેની કાંઈ પણ દરકાર કીધા વગર, તે પોતાના દુશમનો સાંમે હિંમતથી લડી રહ્યો હતો.

પણ ઈરાંની પેહલવાનોનો સીતારો બુલંદ હતો. બરોબર એજ વખતે દીલાવર બરજોર, જે જાલેજરથી થોડેક દુર, તુરાંનીઓ સાથે ગુરઝની લડાઈ કરી રહ્યો હતો, તેની નજર અચબુચ અફ્રાસીઆબના જટાવર હાથી, તેમજ તેના ઝુંડા ઉપર પડી, અને નજર કરતાં બુઝરોગ જાલેજરને તુરાંનીઓ વચે ઘેરાઈ ગયેલો તેણે જોયો.

આંખના પલકારામા બરજોરે પોતાના ઘોડાની લગાંમ તેજ વખત તુરતજ ફેરવી, પુકાર કરતો પાદશાહ અફ્રાસીઆબ તરફ તે એક છેડાયલા સીંહ મીસાલે ધસ્યો. જેવો નામનો ઉઠાવનાર બરજોર અફ્રાસીઆબ નજદીક જઈ પુગ્યો, કે તુરતજ પોતાનો ભારી ગુરઝ બાજુ કરી, હાથમા તેણે તલવાર પકડી, અને તે તલવારનો એક મજબુત ફટકો, પશંગના દીકરા અફ્રાસીઆબના ઝુંડા ઉપર એવી રીતે મારયો, કે જેથી તે મહાભારત ઝુંડાના બે ટુકડા થઈ ગયા. તેજ વખતે બરજોરે તે ઝુંડો પકડી તેને ફાડી નાખ્યો, અને તે ફાટેલા ઝુંડાનો પોતે કબજો લઈ, પુકાર કરી જાલેજરને પોતાની હાજરી વીશે તે ખબર આપવા લાગ્યો.

* * * *

તુરાંની ઝુંડાની એવી રીતે બરબાદી થયલી જોઈ, તુરાંની સીપાહસાલાર હોમાન કીનાખોર બની, તે લુટાઇ ગયેલો ઝુંડો પાછો મેલવવા એકદમ બરજોરની પુઠે લાગ્યો. પણ તુરકી હોમાન બરજોરની આગલ જઈ પુગે, તે આગમચ દીલાવર બરજોર પાછો પોતાનો ભારી ગુરઝ ઉઠાવી તુરાંનીઓ વચે ઘેરાઇ ગયલા પોતાના બુઝરોગ બપાવા જાલની મદદે દોડયો, અને નામીચા તુરાંની પેહલવાંનો અને સવારોને વીખેરી નાખી, તે જાલેજરને જઈ મલ્યો. બરજોરના ભારી ગુરઝથી મયદાંને જંગમા ફરીથી પાછી ખુવારી ચાલુ થઈ. ઘણાક તુરાંની સીપાહો મારયા ગયા, અને જંગનુ તુફાંન જેવું શાંત થયું, તેવુજ બરજોરે તુરાંની ઝુંડો બુઝરોગ જાલેજરને સવાધીન કરી કહ્યું, કે તે ફરાંમર્ઝને આપવા માટે તેણે ઈરાંની લશ્કર તરફ નીકલી જવું. બુઝરોગ જાલ તેજ વખતે તુરાંની ઝુંડો લઈ, ઈરાંની લશ્કર તરફ નીકલી ગયો.

* * * *

## રૂસ્તમ અને પીલસુમે જંગને તહકુબ કરવું.

એક હાથ ઉપર જ્યારે અફ્રાસીઆબ પોતાના લશ્કરની ભયંકાર ખુવારી થાયેલી જોઇ તેના સંતાપમા પડેલો હતો, ત્યારે બીજુ હાથ ઉપર જંગની જેહમતથી દીલાવર રૂસ્તમ અને તુરકી પેહલવાંન પીલસુમ થાકી જવા લાગ્યા, અને તેમના ઘોડાઓબી નસોસ ગઈ ગયલા બંને જંનને જણાયા.

પણ હવે સમી સાંજ થઈ ગઈ હતી. આફતાબ પણ ધીમે ધીમે પાહડોની પછવાડે ગુરબ થતો હતો, અને મયેદાંનમા રાતની અંધારી ધીમે ધીમે આસપાસ ફરી વલવાથી, ચારો તરફનો દેખાવ સીહાઈ જેવા કાળા અંધકારમા ઢંકાઈ જવાથી, તમામ મયેદાંન સુનસાંન, અને ચુપચાપ થઈ ગયું હતું. એવે સમે જેહાં-પેહલવાંન રૂસ્તમે, તુરકી પેહલવાંન પીલસુમને કહ્યું કે: "લશ્કરની સફને તોડનાર ઓ જંગી તુરાંની, તારા જેવો તુરાંની પેહલવાંન આજ સુધી તુરાંનીઓ વચે મે એકબી જોયો નથી. મારા દલેર પેહલવાંનો, જે તારા હાથમા કએદ થઈ પડયા છે, તેઓના ભવીશ માટે હું ઘણોજ ફીકરમંદ થઈ પડયો છું. એ ઈરાંની પેહલવાંનોની રીહાઇ ખાતર, આ જંગનુ મયેદાંન ગુલાબી રંગનુ બનશે, અને મને યકીન છે, કે હજારો જાનોની ખુવારી થશે."

સૂણી જ્યારે પીલસુમે રૂસ્તંમ જીકર,
થયો દીલથી દલગીર સુરવીર નર.
દૂખી થાઇ તેણે દીધો જવાબ:
"બેશક ઇરાંન પર છે અજાબ.
ધ્રૂજાવી રહ્યા'તા જે તુરાંનને,
કિધા કએદ મે તે પેહલવાંનને.
તૂં આકીલ દાંનેશ ગમદીલ છે,
છૂટે પેહલવાંનો એ મુશ્કીલ છે.
કહ્યું તે સાંભલ ધિરે ધ્યાંનથી,
ચહડી થાક છે જંગ રમખાંનથી.
લડવા ઉમેદ ભર દિલે આવિયો,
મગર હું કે ના તું જરા ફાવિયો.
નહી કોઇ થાયું અંતે મહાત,
નહીં કોઇનીબી જરા થાઇ ઘાત.
સિતારાની બેશક નથી કંઇ ખબર,
દેખાડે નવો ખેલ વલતી ફજર.[1]
કજા તો વસે હર કદમની તળે,
કોઇબી ઘડીએ તે આવી મળે.
પડી છે હવે તો સિહા રાતડી,
કરી કાં ભલતી રહ્યો વાતડી.
સૂણી લે મહારૂં હવે નેકનામ,
હવે જા તહારે લશ્કર મૂકાંમ.
રજનીનો કાલાશ છે બહુ નગન,[2]
સિતારાબી છૂપાઇ ગયા છે ગગન.
હવે તો ફજરમા મલશું ફરી,
દેખાડીશું દૂનિયાને દીલાવરી.
હવે પાછો ફર તું પડી રાત છે,
મલીશું કાલે પછી વાત છે."

* * *

કહી એમ પીલસુમે કીધી સલાંમ,
ગયો વીજ વેગે, ફેરવી લગાંમ.
પૂગ્યો જઇ પલકમા મિસલ એક શેર,
હતું જ્યાં તુરાંની લશ્કર દિલેર.
જોઇ હાલ લશ્કર દોડયો શિતાબ,
ઉભો જઇ હૂજુરીમે અફરાસીઆબ.

* * *

## અફરાસીઆબને ગમખાર જોઇ પીલસુમે તેની ગમખારીનુ કારણ પુછયું.

જંગના મયેદાંનમાથી નિકલી પીલસુમ તુરતજ પાદશાહ અફરાસીઆબ આગલ રૂસ્તંમ સાથના પોતાના જંગની હકીકત અને હીસાબ જાહેર કરવા ગયો. પણ તેની આગલ જતાંજ પીલસુમે અફરાસીઆબને દલગીર ચેહરે, અને આંસુ ભરી આંખો સાથ પરેશાંન બનેલો જોતાંજ, તે અદબથી નમાને બોલ્યો:—

જોઇ શાહની આંખોને આંસુ ભરી,
અદબ 'ને અદાથી કિધી દીલબરી.[3]
કહ્યું એમ: "ઓ સાહેબે-સકલાબો-ચીન,
કરે ગમ કાં તું બની ગમગીન.
લડયો આજ રોજે હું રૂસ્તમ સાથ,
નહી તેને આપી જરાબી રહાત.
કરી જંગ હરવખ્ત કીધો નિરાસ,
પલ પલ ત્રાસી થાયો ઉદાસ.
હમો બંને થાકી થયા'તા નસોસ,
ચહડયો તો ગળાંમા તરસનો જોશ.
વિના પાણી કંઠો સૂકાઇ ગયા,
ગળાં માહે દમબી ઘૂંટાઇ ગયા.
લડયા હંમ બંન્ને જીગર દાજથી,
કિધું જંગ જબરૂં અતી ગાંજથી.
જમાનાએ તોબી ન યારી કરી,
કજાએબી ના દિલદારી કરી.
ના તે મૂવો કે મૂવો હું નહી,
બંન્નેની ઉમેદ દીલમા રહી.
અગર હાથ રૂસ્તમ હું મરતે અહીં,
ગગન પર કિરત મુજ ચઢતે અહીં.
અગર કરતે રૂસ્તમ સર હું કલમ,
તો કરતે હું નાબુદ જુલ્મો-સિતમ.
અગર રાત જલ્દી જો પડતે નહી,
તો બેશક જીવતો તે ફરતે નહી.

૧ વલતી ફજર, યાને આવતી કાલની સહવાર. ૨ રાતનો કાલાશ તેની કુદરતી નગ્ન હાલતમા.
૩ દીલબરી, યાને દીલાસો દીધો.

થયો'તો થાકી દીલથી અતંગ,
નહી તાબ તનમા કરે કાંઇ જંગ.
તહકુર્બાને ખાતર કીધી અરજ,
હતી તેને આરાંમની બહુ ગરજ.
મગર જ્યારે પડશે રૂડી બામદાદ,
જકડોને રૂસ્તંમ કરૂં તૂંને શાદ."

## અફ્રાસીઆબે પીલસુમને પોતાની તમામ હકીકત જણાવી.

તુરકી પેહલવાંન પીલસુમને મોહડેથી રૂસ્તમ સાથની તેની લડાઈની હકીકત સાંભલી, અફ્રાસીઆબની નીરાસીનો પાર રેહો નહી. તે સમજતો હતો કે પીલસુમ જેવો જબરદસ્ત સકલાબી પેહલવાંન, રૂસ્તમ જેવા એક જાબુલીને સેહજમા જેર કરી યા તો તેને કએદ કરશે, યા તો તેના હાથ ઉપર તે મારયો જશે. પણ તેથી ઉલટી ખબર પીલસુંમને મોહડેથી સાંભલી, અને તે જાબુલી પેહલવાંન આખબા દિવસની લડાઇ પછી, પીલસુમના જંગમાથી જીવતો છટકી જવા પામ્યો છે, એમ જાંણી તેની નાસીપાસીનો પાર રેહો નહી. સબબ, આગલાં સાલોમા બનેલા એવોજ બનાવની યાદ હવે તેને હઇડે ચહડી આવી, અને તે બોલ્યો:

"હવે રૂસ્તમ તારે હાથ આવવો મુશ્કીલ છે, એમ ઓ સકલાબી પેહલવાંન, તું તારા જીગરમા નોંધી રાખ! કેમકે દીલાવર સોહરાબ, રૂસ્તમને જ્યારે જમીન પર પટકી તેનુ જીગર ચીરવા જતો હતો, ત્યારે રૂસ્તમ એવીજ રીતે ફરેબ ખેલી, સોહરાબના હાથમાથી છટકી ગયો હતો. ત્યારે સોહરાબના દીલમાબી એવીજ ઉમેદ હતી, કે આવતી કાલે તેને જબેહ કરતાં ઝાજી વાર લાગશે નહી. પણ આવતી કાલે તે દેવેનામ દેવ બેનડો જોરાવર બની રણમા ગયો, અને સોહરાબ તેનો ભોગ થઇ પડયો હતો. હવે તેજ રીતે આવતી કાલે રૂસ્તંમને માટે કાંઈબી ગણત્રી કરવી, બેશક નાકાંમ છે."

હવે અફ્રાસીઆબ દુખી દીલે પીલસુમની આગલ પોતાના લશ્કર ઉપર ગુજરેલી આફતની હકીકત રજુ કરવા લાગ્યો:

"હકિકત મહારી નથી શું ખબર,
ગુજરી છે આફત અજબ મારી પર.
કહું તે સાંભલ હવે તુ જરી,
બૂરી શું મુસિબત મુજપર પડી.
નથી એ ગજબ કોઇ ઇન્સાંનનો,
સિતમ છે, અલમ છે, આસ્માંનનો.
એકાએક લશ્કર ઉપર પાડી ધાર,
ધસી આવિયા બે બહાદુર સવાર.
ચલાવી લશ્કર અંદર કતલ,
કિધું મારૂં પામાલ લશ્કર સબલ.
કતલ થઇ ગયા મારા જંગી સિપાહ,
થયા મુજ પેહલવાંનો કંઇએક જબાહ.
લુટી લઇ ગયા છે તૂરાંની ધજા,
ગુજારી ગયા છે સિતમ બાબજા.
થઇ મારી કિરતી 'ને ઇજ્જત ફના,
નાકાંમ જીવવું હવે એ વના.
ગઇ મારી બેમુલ, નામી ધજા,
ધજા વન બહેતર હવે છે કજા.
હવે સર મહારૂં, પડયું ખાકમા,
પડયો છું બલાએ-ખતરનાકમા.
જલે છે ધજા વન બદનમા અગન,
કરૂં નહિ કજા વન બિજું હું પસંદ.
સિપાહો 'ને સાલાર મૂવા ઠારઠાર,
મૂવા તરફડીને મહારા સવાર.
નજર જ્યાં કરૂં ત્યાં દિસે હર તરફ,
તૂટેલી સવારો 'ને પયદલ સફ.
સિપાહોબી લડિયા રહી ઓસ્તવાર,
મગર થઇ પડિયા અજલના શિકાર.
નથી જોઇ એવી મે જબરી લડાઇ,
રેહશે તવારીખ અંદર લખાઇ.
લોહોના ઢગલા, કદમ દર કદમ,
કલંમ સર થયલાં દિસે હરગમ.

લહો! બસ લડોના કિધા મે પૂકાર,
મગર કોણ સુણે મહારી બરાડ.
પૂકારી કહ્યું: "ના ડરો નાશથી,
મગર હાર ખાધી તપી ત્રાસથી.
ઘણોબી પૂકારી કીધો હૂકમ,
મગર કોઇ જુવે નહી મુજ ગમ.
લિધો વેશ બદલી મયદાંને જંગ,
જમીને પકડી લિધો લાલ રંગ.[1]
જમીન ખાક લહુથી બની રંગ લાલ,
જોઇ મારી તાબઅત થઇ ખસ્તહાલ.
અધુરી રૂસવઇ તો એ બની,
હોમાનનીં કિરતી લીધી હણી.
લટી તેની કોલાહ લિધી કહેરથી,
કિધું કાંસ સંગદીલે એ વેરથી.
વળી ઢાલ સોનેરી પાઠપર હતી,
ઝટકીને ઝુટવી ગયો તરકટી.
ભરી આ બેજાલત, ખૂવારી, અપાર,
થયો જંગી હોમાંનબી ખારજાર.
શરમથી પડયું છે નિચું મારૂં સર,
દીલ મારૂં દરદી 'ને ખસ્તા જીગર."

* * *

### પહલવાંન પીલસુમે અફરાસીઆબને દીલાસાના સખુનો કહી પોતાનો વિચાર જણાવ્યો.

સૂણી આ સિતમથી ભરેલી ખબર,
લરજ્યો પીલસુમ બની બેજીગર.[2]
મગર બોલિયો દીલ હિંમત ધરી:
"અએ શાહ કર ના ફિકર તું જરી.
દિસે છે ઇરાંનીઓ બહુ બેખબર,
નથી જાણતા જંગ-અદબની કદર.[3]
નિકલિયો છે જ્યારે તૂં લડવા થકી,
ખૂવારીની બેશક કરવી વકી.
મગર હાંમ દીલમા ધર શેહરીયાર,
જરા દે સૂરજને તૂં પડવા બહાર.
ગૂજારૂં હું ઇરાંનીઓ પર ગજબ,
બને આસ્માંબી જોઇને અજબ.
લડશ કાલ રોજે પડતાં સહવાર,
જોજે ધરી ધીર ઓ શેહરીયાર.
ગયો જે ઝુટવી તહારી ધજા,
તૂં જોજે કરૂં તેને કેવી સજા.
ધજા તારી લાવી હવાલે કરૂં,
ત્યાં તક નીરાંત નહિ હું ધરૂં.
હોમાનની કોલાહ 'ને સૂંનેરી ઢાલ,
કરશ હું તેનોબી લાવી નિકાલ.
નવો કાલ રોજે કરૂં એક રંગ,
લડશ જઇ મયદાંન કુસ્તીનુ જંગ.
બુલંદ તારૂં રેહજો સદા ચકબાલ,[4]
કરૂં કાલે રૂસ્તમ, હું ખસ્તહાલ.
જમીનપર પટકું તે બીહસ્તુન પહાડ,[5]
ચિરૂં તેનુ જીગર વિંધી આરપાર.
કિનાખોર બનીને કરૂં કુલ ખાક,
ફરીથી કરે નહિ કોઇને હલાક.
જમીનપર ચલાવશ લહુની નદી,
ભલે નહી દુનિયા હજારો સદી."

* * *

સૂણી આવી હિંમત ભરેલા કલાંમ,
સમજિયો થશે મારૂં[6] આસાંન કાંમ.
હૂકમ કીધો એવો કે: "મેહફીલ ભરે,
ખાણાની તઇયારી સઘલી કરે.
બૂલાવો પેહલવાંન, સાલારને,
બોલાવો વઝીર સાથ સરદારને.
કરે મારી મેહફીલને સર્ફરાજ,
તજી ગમ બને સહુ હવે ખુશ મિજાજ.

---

૧ જમીને પકડી લિધો લાલ રંગ, યાને સીપાહોના લોહીથી જમીન લોહીના રંગ જેવી લાલ થઇ ગઈ હતી. ૨ બેજીગર, યાને હિંમત હારી જવી. ૩ જંગ-અદબની, યાને લડાઇની રીતભાત, અને તરીકત. ૪ ચકબાલ, યાને નસીબ ૫. બીહુસ્તુંન પહાડ, યાને ઇરાંનમા આવેલો એક જાણીતો બુલંદ પાહાડ. પેહલવાંન રૂસ્તમને માટે, પીલસુમ એ ઇસારો કરી તેને બીહસ્તુન પહાડ સાથ સરખાવે છે. ૬ મારૂં, યાને અફ્રાસીયાબનું.

કહો લાવે સાકી ગુલગું શરાબ,
કરો દુર દીલથી હવે ઇઝતેરાબ.[1]
કરો જઇ લશ્કરને તમ ખબર,
દફા ગમ કરો સહુ, ધરી દીલ સબર.
ડરતા ના હરગેઝ શબે-ખુનથી,
હુકમ છે ફરે જાસુસો ધુંનથી.
કરે નિંન્દ લશ્કર સુખ-ચેનથી,
લડવું છે કાલે ફરી ઝનથી
કરો જઇ હૂકમ કોઇ જાગે નહી,
કરી જાગરણ કોઇ રાગે[2] નહી.
અરે ગશ્તીઆંનો સૂણો ધ્યાંનથી,
ફરો તમ શબ-ગશ્ત[3] હિલોજાંનથી.
શબે-ખુન રખે કોઇ દુશ્મન કરે,
રખે આવી લશ્કર ઉપર પડે.
કહો જઇ શીદિહને એ મારી વાત,
શબ-ગશ્ત ફરતો રહે સારી રાત.

ફરતા રહો ચોતરફ ગશ્તીઆંન,[4]
શબે-ખુન[5] કરે નહી બૂરા બદગુમાંન".

* * * *

એક હાથ ઉપર પાદશાહ અફરાસીઆબ એવી રીતનો હુકમ જાહેર કરી ખુશાથી મેહફીલ ભરવા કેહતો હતો, ત્યારે બીજા હાથ ઉપર તુરાંની લશ્કર અંદર, પેહલવાંન બરજોર અને બુઝરોગ જાલેજર, ભયંકાર પ્રકારની ખુવારી ચલાવી, અફરાસીઆબની ધજા અને પેહલવાંન હોમાનની સોનેરી ઢાલ અને તેના માથાં ઉપરની સોનેરી કોલાહ જીતી લેઈ, બંને જન રૂસ્તમના તંબુ તરફ નીકલી ગયા હતા.

રૂસ્તમ તુરતનોજ લડાઈની જેહમતથી ફારેગ થઈ આરાંમ કરતો હતો, તેની આગલ બરજોરે તે સઘળું રજુ કરી, જંગના મયેદાંનની સઘળી હકીકત જાહેર કીધી. રૂસ્તમ તે સાંભલી ઘણોજ ખુશી થઈ ગયો, અને બરજોરના જોર અને તેની હિંમતની, તે બાબજા તારીફ કરી, તેણે બુઝરોગ જાલેજરને કહ્યું :

**જેહાં પેહલવાંન રૂસ્તંમે, બરજોર અને જાલેજર સાથ,**
**પીલસુમના બાબમા મસલત ચલાવી.**

"મગર તું સાંભલ, પેદર મેહરબાંન,
આ પીલસુંમ છે કોઇ બડો પેહલવાંન.
મે દીઠા છે જંગે, પેહલવાં અનેક,
મગર એવો દીઠો નથી કોઇ એક.
ઝડપ, જોરમા છે મોસલે બબર,
છે કોણ જાતે, ખૂદાને ખબર.
નથી એવો દીઠો મે મશરેકમા,[6]
હોય એકબી એવો લાખ એકમા.
લડવાની એની અજબ છે કલા,
દિસે એ મને કોઇ છે એક બલા.
ખરૂં હું કહું લઇ ખૂદાના કસમ,
નથી કોઇ દીઠો મે એવો ઇસમ.
ઉંમરમા દિસે છે ગબરૂં જવાંન,
બળમા દિસે છે બબરની સમાંન.
કદમા કદાવર દિસે એનું તંન,
રહે છે ધુંજી પુકારે વન.
કરી જંગ ચોગમ જોતો રહે,
જરાબી નહી ભાંન ખોતો રહે.
જમાનપર છે એ મિસલ એક શેર,
છટે જો છેડઇ, ગૂજારે કહેર.
ખબર કે મગર જોઇ ડરતો નથી,
ડરીને હરગાજ ફરતો નથી.
મારેલો હરગાજ એ મરતો નથી,
કજાથી બિલ્કુલ એ ડરતો નથી.
બળમા છે પુરો, સુરવીર અકલ,
ખૂદા જાણે એની હશે કદા અજલ."
લડી એની સાથે અજબ હું થયો,
સહી રંજ નીરાસ થઇ હું ગયો.

૧ ઇઝતેરાબ, યાને ગભરાટ. ૨ રાગે નહી, યાને રગરાગ કરે નહી. ૩ શબ-ગશ્ત, યાને રાતને સમે લોકોની સલાંમતીને માટે ચોકીમાનોએ ફેરી ફરવી. ૪ ગશ્તીઆંન, યાને ચોકીમાનો. ૫ શબે-ખુન, યાને રાતને વખતે છુપછાપ દુશ્મનના લશ્કર ઉપર તુટી પડી કતલ ચલાવવી. ૬ મશરેકમા, યાને પુર્વમાં.

હિસે છે મૂશ્કીલ કરવો ખતંમ,[1]
ભરૂં છું ફિકરનો હરએક દંમ.
કિધું જંગ જબરૂં દિલોજાંનથી,
લડયો બાથ ભીડી અતી ધ્યાંનથી.
કંમરબંધ પકડી કિધો ખુબ તંગ,
જકડીને ખેચ્યો લેવાને ખંગ.
ઘણુંબી કિધું જોર, જબરી કરી,
મગર તે હીલી ના શકયો જરી.
કંમર બંધ તૂટી થયો ચાક-ચાક,
થયો અંતે થાકી જઇને હલાક.
અગર અસ્ત સુરજ થાતે નહી,
ફરાગત હું હરગીજ પાતે નહી.
યઝદાંન કર માફ થઇ હોય ખતા,
કર મારા દુશ્મંન ગારત ખૂદા."

* * *

### કએદમા પડેલા ઇરાંની પેહલવાંનોને છોડવવા બરજોરનું નીકલવું, અને રાહમા શાહઝાદા શીદેહ સાથ લડાઇ થવી.

વમલમા પડયો ખુબ હવે રૂસ્તંમ,
ભીન-ભીન વિચારો, કરે હર કિસમ:
"પડયા નામદારો છે જીન્દાંનમા,
છુટે કેમ કરી આ બિયાબાંનમા.
રીબતા હશે ગાર અંદર પડી,
મુસિબત સેહતા હશે હર ઘડી.
જતી કેમ હશે દિન અને રાતડી,
સેહતા હશે દૂખ આંસુ ભરી.
કરી ખુબ અંદેશ કીધો વિચાર,
થયો બહુ દલગીર સાંમેસવાર.
ફિર્વી તેણે બરજોર ઉપર નજર,
કહ્યું એમ: "સાંભલ બરજો પિસર.
જીગર મારૂ વીર વન હેરાંન છે,
પડયા કએદ વીરો પરેશાંન છે.
નથી રાહત મંનને, નિસદિન જરી,
રખે જાય-દુશ્મન હાથે મરી
હવે વખ્ત બોવો છે નારવા,
નહી તો થઇશું સહું રૂસવા.
હજી રાતની તો શરૂઆત છે,
ગગનપર ચોગમ કાળાટ છે.
તલાયાએ[2] આપી છે એવી ખબર,
પડયા પહાડપર છે કએદ નામેવર.
એ પહાડપર તે સિહા ગાર છે,
તે ગારમા સહું ગીરફતાર છે.
તે પહાડપર જલ્દ કર તું તલાશ,
કર બહાદુરોને, જઇ તું ખલાસ.
ગોદરેજ 'ને ગેવ, તુસ ગશ્તહમ,
વલી સાથ બેજન સહે છે સિતમ.
લઇ લે તું એ તક તૂરત હાથમા,
સવારો સૂરા લે બસો સાથમા.
જઇ તે જીનદાંન કર તું ઉજાડ,
કર જલ્દ આઝાદ કુલ નામદાર.
મગર સાંભલી લે તું બે સૂખન,
પડે નહિ રાહમે કંઇબી વધન.
ગૂપચૂપ કરજે તહારી સફર,
દુશ્મન કાંને પડે નહિ ખબર.
કહું છું તે સાંભલ ધરી ધ્યાંનને,
ન કરતો તૂં બરપા તુફાંનને.
શબ-ગસ્ત ફરતા મળે દુશ્મન,
બદલજે કુચની તહારી ચલન.
ખબર નહિ પડે તેઓને કાંમની,
થશે તારી મેહેનત વિના દાંમની.
કુચ તારી કરજે વિના ધુમધાંમ,
સફલ કર જલ્દી જઇ તારૂં કાંમ."

* * *

સૂણી નામવર રૂસ્તંમનો હુકમ,
કંમર બાંધી બરજોરે થઇને ગરમ.

૧ રૂસ્તમ કહે છે, કે મારવો (ખતમ કરવો) મુશ્કીલ કામ છે. ૨ તલાયાએ, યાને જાસુસોએ.

લિધા સાથ જંગી બહાદુર સવાર,
નિકલ્યો સિંહ સમ કરતો પૂકાર.
કિધી કુચ ભારી સિહા રાતના,
હરોલે બરજોર સંગાતમા.
ધરી જોમ તનમા, ઉમેદ ઉર[1] ભરી,
કિધી તેણે લશ્કરની રેહેબરી.

મગર થાઇ અચબુચ રાહમે ખલલ,
પડી કુચ અંદર એકાએક દખલ.[2]
ઉભો આવી શિદેહ નિકલી બહાર,
ગરજીને સિંહ સમ કીધો પૂકાર.

* * *

## બરજોરની કુચમા પડેલી ખલલ. બરજોર અને શીદેહની વચે રાતને સમે થયેલું જંગ.

"સબર કર સબર! સબર એકદમ,
હું કહુંછૂં કે સાંભલ મહારો હૂકમ.
સાંભલ કોણુ છે, ઓ નામેવર,
ઉભો રેહ એકદમ, વિના કંઇ જિકર.
સિહા રાતને વખ્ત કહાં જાય છે,
પડી બાવરો તું કહાં ધાય છે.

અએ મર્દ-બહાદુર, છોડી ગૂમાંન,
સાંભલ આ વનનો છું ચોકીબાંન.
કદમ રોક એકદમ, ખેચી લગાંમ,
સિહા રાતના હિયાં શું તારૂં કાંમ."

* * *

કહી એમ ધરી હાથ તીર 'ને કમાંન,
ઉભો ટાંકી સાંમે, શિદેહ જવાંન.

## બરજોરે શીદેહને જવાબ દીધો.

તૂરત મારી બરજોર રખ્સે છલંગ,
ઉભો જઇ સાંમે તે ખંજરગઝંગ.
પૂકારી બોલ્યો બહાધર જવાંન:
"ખાંમોશ, બંધ કર જબાં ચોકીબાંન.
અગર હોય જો આંખ કર તું નજર,
છે કોણુ સાંમે સુરવીર નર.
નિકલિયો છું કરવા રાતે સફર,
કોણુ રોકે મને બાજીગર.
પિછાંણી મને લે હવે જોઇને,
સબબ તું રેહશે સદ સોઇને.[3]
નબીરો હું રૂસ્તંમ પેહલવાંનનો,
નામે છું બરજોર શંગાંનનો.[4]

મને આપ જલ્દી હવે તું ખબર,
કહાં છે હમારા નર નામેવર.
કહે કહાં તેઓનુ જીન્દાંન છે,
કરૂં ખાક તોડી, એ ફરમાંન છે.
કરૂં તોડી આઝાદ હું બંધને,
લઇ જાઉં પેહલવાંન ચુનંન્દને.
તુસ સાથ ગોદરેઝ ગસ્તહમ દલીર,
ગેવ સંગ બેજંન રોશનઝમીર.
દગો દઇ કિધા કએદ જીન્દાંનમા,
છોડવું એ સઘલા પળ મ્યાંનમા.
અગર હોય જો તું ખરો બખ્તગીર,[5]
દેખાડી મને દે કહાં છે દલીર.

કહે કઇ તરફ તે જીન્દાંન છે,
પડેલા કહાં તે ઝીશાંન છે."

---

૧ ઉરમા, યાને જીગરમા. ૨ દખલ, યાને હરકત-નડતલ. ૩ સદા સોઇને, યાને સદાની નીંન્દમા (મોતની નીંન્દમા) સુઇ રેહશે. ૪ બરજોરના અસલ વતનનું નામ શંગાંન, કે જયાં અફરાસીઆબ સાથ તેને પેહલ્લી મુલાકાત થઇ હતી. ૫ બખ્તગીર, યાને ભાગ્યશાલી. બરજોરે શીદેહને એટલાં માટે ભાગ્યશાલી જણાવ્યો હતો, કે અગરજો ઇરાંની પેહલવાંનોનુ કએદખાંનુ તે બરજોરને દેખાડે નહી, તો તે તેને મારી નાખનાર હતો. પણુ જો તે બંદીખાનાનો પતો દેખાડે, તો બરજોર તેને જીવતદાંન આપનાર હોવાથી તે તેને ભાગ્યશાલી કેહતો હતો.

## શીદ્દેહે બરજોરને તાનાજાણી ભરેલો જવાબ દીધો.

સુખન સૂણી શીદ્દેહ તપી બહુ ગયો,
બની બહુ ક્રોધી બોલી રહ્યો.
પિછાણી બરજોર લીધી શિકલ,
સમજી ગયો બરજો'ની ચલવલ.
પૂકારી બોલ્યો: "બરજો' દગલ,
ભૂલી કેમ ગયો તું તહારી અસલ.
રખે કરતો મારે થકી ગણતરી,
લઈ બુઝદિલો સંગ ગયો તું હરી.
હમોથી ગયો ફેરવી તું ચશમ,
જરાબી કિધો નહિ અંદેશ, ગમ.
ઉભો આવી લડવા ચશમચોર તું,
કરી મધરાતે રહ્યો શોર તું.
અસલ તારી હાલતનો કર વિચાર,
હતો તું કેવો, અનઘડ, અંનાર.
કરતો'તો ખેતી તું ખેતમા,
વિના અંન મરતો હતો પેટમા.
ભૂલી તું ગયો તુંજની દલદરી,
નિકલ્યો તું કરવા આદમગરી.
હતું તારૂં શંગાંને દલદર વતંન,
હતાં તુંજ તનપર ન વસ્તર-કફન.
શિખવ્યો તૂંને આપી હૂંન્નર, ઇલમ,
ફેરવી તૂંએ આજ શાહથી ચશમ.
બૂરાંમા બૂરો તું તેનો ગૂલાંમ,
નમક ખાઇ શાહનુ કીધું હરાંમ.
આવ્યો સિહા રાતને તું સમે,
જીન્દાંન જીતવા તું હિયાં ભમે?
હશે ચાહે એવો પેહલવાંન તું,
મગર તારી હસ્તી ખતમ જાંણુ તું."

* * *

કહી એમ શીદ્દેહે ખેંચી કમાંન,
ચહડાવીં તીરને ટાંકી નિશાંન.
પલકમા છુટો તીર પચકાનદાર,[1]
થયું કામ શિદ્દેહનુ એકદમ પાર.
જખમ થાયો જબરો, રખસ ખારજાર,
વિંધી તેની છાતી, ગયો આરપાર.
પૂકારી ઘોડો રહ્યો તરફડી,
ફુટી છાતીમાથી લહુની ઝરી.
રખસ થાયો ઘાયલ, થયો બેકરાર,
વેહતું થયું લહુ, અતી બિશીઆર.
લપટાઇ લહુમા, થયો બળહીન,
લઇ સાથ બરજોર, પડીયો જમીન.
મગર ઝટ બરજોર ઉભો થયો,
જોઇ હાંમ શીદ્દેહ તાજુબ રહ્યો.

* * *

## શીદ્દેહે બરજોરની ઉપર હુમલો કરવાનો પોતાના લશ્કરને હુકમ આપવો.

જોઇ પાંઉ પિયાદા બરજો સવાર,
થયો જોઇ શિદ્દેહ ખુબ દિલોઝાર.
કહ્યું તેણે લશ્કરને મારી પૂકાર:
"અરે ઓ સિપાહો, પડો તમ બહાર.
મલી સહું પકડો બરજોરને,
છોડો ના હરગીજ એ સરજોરને.
લડો તમ બહાદુર, ધરી દિલ હાંમ,
મલી સહું કરો આએ બરજો તમામ.
નિકલિયો છે જબરો જાસુસ બની,
મલી લેઓ તમ સહું એને હણી.
ધરી હાંમ એકદમ તુટી પડો,
જરાબી ન લડવા થકી તમ ડરો."

* * *

દગા, છળ-કપટની જોઇ આવી ગત,
ધરી હાંમ બરજોરે પકડી ઉલટ.

કુટે જેમ લુહાડ લોખંડ લાલ,
ગુરઝથી દુશ્મન કિધા ખસ્ત હાલ.

જમીન થાઇ લહુથી રંગે ગુલાલ,
લડે પાંઉ પીયાદો બની વીકરાલ.

૧ પચકાનદાર, યાને અણીદાર ધારવાળો.

હતું જંગ નહી પણ ખિઆંનત[1] હતી,
બરજોરને સર બલાગત હતી.
ધરી ઢાલ સરપર એક હાથમા,
બિજે હાથ ગુરઝ લિધો બાથમા.
ઘુંમાવી ચોગમ રહ્યો તે લડી,
જોઇ હાલ શીદેહ ઉભો ઠરઠરી.
ફિકર નહી જીવની કીધી જરી,
ગયો ખુદ હઇયાતિને વીસરી.
ન કોઇનેબી જોતો, તે પરવા કરી,
આવ્યો જે સાંમે, જતો તે મરી.
ન જોતો તે હરગીજ, બૂઢો–જવાંન,
ઘૂંમાવી ગુરઝને કરતો બેજાંન.
ન જોતો તે આગલ, કે પાછલ ફરી,
કરતો ગુરઝબાજી[2] હયરત ભરી.
વિના રખ્સ રણુ તે ખુંદી મારતો,
એક એક જરબથી અનેક ઠારતો.[3]
ધરી ઢાલ સરપર આડી કરી,
મચાવી સિહા રાતે સીતમગરી.
ગયા કંઇક દુશ્મન, ડરથી મરી,
મૂવા કંઇક બરજોર સાથે લડી.
મૂવા કંઇક હિંમત જેણે ધરી,
મૂવા કંઇક ધપકી ઘુંજી પડી.
મૂવા કંઇક ગુરઝ જરબ ખાઇને,
મૂવા કંઇક નાહસી જતાં ધાઇને.

* * *

જોઇ હાલ જંગનો અજબ ખુંનખાર,
બરજોરે ત્રાસી કીધો પૂકારઃ
"ધસો તમ આગલ ઇરાંની સવાર,
થયા છે દુશ્મન હવે ખારજાર.
નથી દુર મંજલ હિયાંથી હવે,
સફલ કાંમ થાશે નિકલી જવે.
ધસી પહાડ ઘુંમો તમો આરપાર,
ધૂંડી કાહડો એકદમ જીન્હાંન ગાર.
ધરો નામ બેજન જબાંની ઉપર,
પૂકારો કરો તમ જઇ સત્વર.
તૂરત તમને મલશે વલતો જવાબ,
ધસો પહાડ ઉપર એકદમ શિતાબ.
મલે દુશ્મન જો અગર સાંમને,
પૂરૂં કરજો બેશક અંજાંમને.
ભવીશ કોણુ જાણે ખૂદાને ખબર,
રખે તમ થાતા હવે બેસબર."

* * *

વમલમા હતા સુરવિરો એટલાં,
ગયો એક બહાધર નર તેટલાં.
નિકલી ગયો જાલેજરની તરફ,
પૂગ્યો જઇ મીસ્લે પવનની ઝડફ.
કહી કુલ હકીકત બની જે હતી,
જણાવી બરજોરની દુરગતી.
કહ્યું કેમ ઘોડો વિંધાઇ ગયો,
કહ્યું કેમ બરજો ખિજાઇ ગયો.
કહ્યુ કેમ પટકાઇ પડિયો જમીન,
કહ્યું કેમ ઉઠીયો છોડીને જીન.
લડયો કેમ વિના રખ્સ મયદાંનમા,
થયું આકેબત શું એ રોકાંણમા.

બયાં હાલ કીધો વિસ્તારીને,
થયો જાલ ક્રોધી કિલકારીને.[4]

## બરજોર પાંઉપીયાદા તુરાંની લશ્કરમા લડે છે, એવી ખબર જાલેજરને પડવી.

અફરાસીઆબના દીકરા શીદેહના તીરથી, દીલાવર બરજોરનો ઘોરો ઘાયેલ થઈ મરી ગયો છે, અને તેથી બરજોર પાંઉપીયાદો તુરાંની લશ્કરના ભીત્તરમા ઘુસી જઈ, ગુરઝની લડાઈ

1 ખિઆંનત, યાને દગો. બરજોરના ઘોડાને તીરથી વિંધી, તેને મારી નાંખી, બરજોરની ઉપર તુરાંની લશ્કરે એકદમ તુટી પડવાના ઈરાદાથી શીદેહએ આ દગાનું કાંમ કીધું હતું. 2 ગુરઝબાજી, યાને ગુરઝથી લડાઈ કરવાનો હુંન્નર. 3 ઠારતો, યાને બરજોરના ગુરઝના એક એક જરબથી ઘણાકો ઠાર થઇ જતા હતા. 4 કિલકારીને, યાને ગુસ્સામા આવી પુકાર કરીને.

ચલાવી દેહો છે, અને તુરાંની લશકરના સેંહકરો સીપાહોને જબ્બન કરી દેહો છે, એવી ખબર એક ઈરાંની પેહલવાને તુરતજ ઈરાંની છાવણીમા પવન વેગે જઈ, નામદાર જાલેજરને જણાવી.

આ આફતભરી ખબર સાંભળતાંજ, બુઝરોગ જાલેજર એક સીંહ મીસાલ પુકારી છલંગ મારી ઉઠયો, અને ફરાંમર્ઝ તરફ જોઈ, બરજોરની મદદે તુરતજ પોંહચી જવા તેને ફરમાવવા લાગ્યો.

મલી જાલને એ જ્યારે ખબર:
લડે છે બરજોર ઘોડા વગર.
જખમથી ઘોડો ગયો છે મરી,
એ આફત બરજોર ઉપર પડી.
રખે તેને પકડી કએદી કરે,
રખે તે વીંધઇ તીરથી મરે.
રખે થાય સમશીરથી તે કતલ,
રખે જાય પકડઇ કમંદે કમળ.[1]
રખે લાગે છૂટી છુરી-કટાર,
રખે જાય વીંધઇ તે આરપાર.
પૂકારી ફરાંમર્ઝ ઉપર રહ્યો:
"સિતમ સુલતાંની સુજપર થયો.
આ લશ્કર 'ને પયદલ, ઘોડેસવાર,
લઇને એકદમ નિકલ તું બહાર.
તૂરત જા પોંહચી મયદાંનમા,
મદદ કર જઇ તું એક આંનમા.[2]
સિફતથી લડી કાંમ કર તું સફલ,
અકલ, બળ, કળપર કર તું અમલ."

## રૂસ્તમ બરજોરના જંગની ખબર સાંભલી, બરજોર ઉપર ગુસ્સે થયો.

દીલાવર બરજોરની આવી એખલે હાથની હિંમતભરી લડાઇની ખબર વીજલી જેવી ઝડપે ઈરાંની લશ્કર અંદર ફેલાઈ ગઈ, અને જેવી એ દુખભરી ખબર જેહાં પેહલવાંન રૂસ્તમને કાંને પડી, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહી. આ ગમખાર બનાવની ખબર આપવા, ફરાંમર્ઝ અને જાલેજર બંને રૂસ્તમના તંબુમા આવી ઉભા, તેજ વખતે રૂસ્તમ બરજોર ઉપર કોપાયમાન થઈ બોલ્યા કે :

"અફસોસ, ઓ જાહેલ, નાદાં પિસર,
અફસોસ તારી અકલની ઉપર.
નવું જંગ નાહક બરપા થયું,
થવાનુ નહીં જે, તે થઇ ગયું.
જ્યારેથી જંગે એ વીર જાય છે,
હજારો અંદેશ મને થાય છે.
અજબ તારી હિંમત છે ઓ પિસર,
જમાનાએ જન્યો નથી કોઇ નર.
હોય જેની હિંમત તહારી સમાંન,
એવો તું મારો પિસર નૌજવાંન.
મગર આ સિતમ તુંજપર છે થયો,
ચાલી ચલાવી કહાં તું ગયો.
કસુર થઇ મહારી, તુંને શું કહું,
હવે તારી આફત, કેમ હું સહું.
ન ધારી બલામે પડયો તું પિસર,
લડી કેમ શકે વીર ઘોડા વગર.
હજારોમે તું એખલો શું કરે,
રખસ વન પુરો કેમ તું પડે.
દલેરી તહારી દિલાવર ખરી,
મગર વન ઘોડે લડે કેમ કરી.
પિસર તેં કિધું કેવું જાહેલ કાંમ,
બલામે પડીને થયો બદનામ.
ખબર તારી હાલતની કેમ પડે,
નહી કોઇ જાસુસ જીવતો જડે.
બનાવ એવો બન્યો, બનવાને કાલ,
મગર તારી હાલત હશે ખસ્તહાલ.
હું ક્યાંનત કરૂં તુંજની ચાલપર,
કિધું તુંએ દુખી મહારૂં જીગર.

1 કમંદે કમળ, યાને બુઝરોગ જાલેજર, પોતાનો 'કમળ' જેવો નબીરો, શીદેહની કમંદમા રખે પકડાઇ જાય, તે માટે એ ઇશારો કરે છે. 2 એક આનમા, યાને એક પળમા.

ઝૂકી બળ ઉપર બની મુશ્તાક,
કિધી તૂંએ નાહક સિહા લાલ ખાક.
અકલ સાથ બળ છે, બેશક જીયાદ,
મગર કીધો બરપા, નાહક ફિસાદ.
તકબ્બુર[1] બળપર ઝૂકી જઇ,
નવિં કીધી બરપા, આફત અહીં.
કહ્યું હું ચુપચુપ કરજે સફર,
ફના કરજે જીન્હાં, પડે નહી ખબર.
કરજે સફર તૂં સિહા રાતમા,
પડે નહીં આડું કોઇ વાટમા.
કિવું કાંય બરપા આ જંગને,
નિકલ્યો શું લેવા, હું ખંગને?
નવી આએ આફત જો થાય છે,
હવે જો સરજત, શું ચહાય છે.
કિધું તે બદલ જંગ આવું જબુન,
લડે પાંઉપાયાદો, ધરી હું ઝનુન.
જમાનામે જમરૂદ ન હું સમ થશે,
નહિં માત જગની બિજો જણુશે.
હવે બાપ સાંભલ ઓ ઝાલેજર,
થશે વખ્ત મુશ્કીલ સહુની ઉપર.
જબર જંગ થાશે નવું હિયાં નક્કી,
હું રાખું છું એવી હરએક વકી.
મગર છે બરજો'ની મોટી ફિકર,
રખે તે થયો હોય જીરોજબર.
રખે તે પડયો હોય, ફસી કેદમા,
રખે તે પડયો હોય, નવાં ખેદમા.
પેદર, લઇ ફરાંમર્ઝ સંગ જલ્દ જા,
ખુદાને ખાતર વિલંબ કર ના.
સજી શસ્ત્ર પેહડી લે બખ્તર બદન,
લઇ જા તું સાથે સવારો ચૂનંન્દ.
અગર જાય પકડાઇ બરજોર જંગ,
બેશક કિરત પામશે બહુ કલંક.
મદદ કર વેહલો પૂગી જઇને,
રખે વખ્ત ખોટો મુઝવઇને.
લઇ સાથ લશ્કર, ઉલટને ધરી,
લઇ લે ફરાંમર્ઝની રેહબરી."

* * *

લઇ સાથ લશ્કર પીર ઝાલેજર,
બચાવા નિકલ્યો બરજો પિસર.
ફરાંમર્ઝ તેની હતો સંગમા,
ધરી ધુંન ધસ્યા સહું અંગમા.
મગર રંજીદા દીલ હતો ઝાલેજર,
રડી બોલિયો મનમા નાંમેવર:
"રખે થઇ ગયો હોય જંગે કતલ!
રખે આવી ગઇ હોય તેની અજલ!
રખે ખાઇ ખંજર ગયો હોય મરી!
રખે હોય પકડી ગયા લશ્કરી!
રખે તુંજ લહુથી, ઓ નેકફાલ,
થઇ હોય જંગે જમાન ખાક લાલ.!"

* * *

બરજોરના બચાવના બાબમા પેહલવાંન રૂસ્તમની સુચના, બુઝરેગ જાલેજર અને ફરાંમર્ઝને ઘણીજ પસંદ પડી, અને તે સુચના પ્રમાણે, ચુનંન્દા સવારોનુ એક લશ્કર લઇ, તેજ વખતે જાલેજર અને ફરાંમર્ઝ બહાર પડયા.

મગર બુઝરેગ જાલ, પોતાના નબીરા બરજોરની જીંદગી માટે ઘણોજ ફીકરમંદ હોવાથી, તે દરએક કદમપર બરજોરની સલામતી માટે ઘણોજ શકમંદ થઇ પડયો હતો, કેમકે તુરાંની ઘોડેસવાર લશ્કરની આગલ તે પાંઉપીયાદો કેવી રીતે પોતાંના નીભાવ કરી શકનાર હતો! એવી એવી કલ્પનાના આવેશમા તે વિચાર કરતો હતો, તેવામા ફરાંમર્ઝ સાથ, બરજોરના જંગના મયેદાંન નજદીક જાબુલી લશ્કર જઇ પુગ્યું.

જાલેજરે તુરતજ લાંબે નજર ફેંકી, તે લશ્કર ભીત્તર બરજોરને શોધતો હતો, તેવામા તેની નજર સેંહકડો ઘોડેસવાર તુરાંનીઓ વચ્ચે, પાંઉપીયાદા બરજોર ઉપર પડી, જે એખલે હાથે પોતાના હાથમા ગાવેઆંની ગુરઝ પકડી લડી રેહ્યો હતો.

---

[1] તકબ્બુર, યાને ગુમાની, ગરરી.

હતો એ વમાસણમા એટલાં,
દિઠો દુરથી બરજોને તેટલાં.
લડતો તે કુહી મીસલે પિલંગ,
હિકું જાલે લશ્કર તૂરાંની બતંગ.
દિઠો પાંઉપિયાદો, લડતો દલીર,
દિઠી ખાક વનની રંગે રૂઢીર.[1]
દિઠો કોઇ તૂરકી ના હમસર[2] હતો,
જે બરજો'સે લડવા પગભર હતો.
હતી ફોજ તૂરકી અતી બાંશિયાર,
મગર થઇ પડી'તી તે ખારજાર.
લડવાથી હરએક ડરતા હતા,
જતા'તા જે લડવા તે મરતા હતા.
નહી કોઇ રણમા હતું દસ્તગીર,
સિવા પાક યઝદાંન આલમગીર.
હતો ભેદનો ના કોઇ જાણકાર,
સિવા પાક ઇલાહી તે કેરદેગાર.

* * *

જોઇ હાંમે બરજોર, શિદેહ કહે:
"અરે આ ગજબ કેમ ગરદિશ સહે.
નથી કોઇ તૂરકી બિજો જોરવર,
બાંધે જે બરજોર સાંમે કંમર.
કરે કોણ સીહા રૂહને ખારજાર,
સિવા હોય રૂસ્તમ જેવા હજાર."

## જાલેજરે બરજોરને લડવા માટે ઘોડો આપવો.

બરજોરને તુરાંની લશ્કર વચે પાંઉપીયાદો એખલે હાથે ગુરઝ ઉઠાવી લડતો જ્યારે બુઝરોગ જાલેજરે જોયો, ત્યારે તેનો જીવ ઘણોજ ધુંજવા લાગ્યો. દરએક પળે તેને લાગ્યું, કે તુરાંનીઓના હાથ ઉપર બરજોર જખમી થઇ જશે. પણ બુઝરોગ જાલની તે સઘલી ધાસ્તી, બરજોરની હુંન્નરમંદીથી નાબુદ થતી હતી. તોપણ જાલેજર બરજોરની હાલત જોખમ ભરેલી માની લઈ તુરતજ એક નામચીન ઘોડાને, પોતાના લશ્કરમાથી મેલવી, તેની ઉપર લડાયક જીન લગાંમ અને રીકાબ બંધાવી, બરજોરની મદદે જવા તે હવે તઈયાર થઈ રહ્યો.

લિધો એક ઘોડો, અસીલ પૂર દમામ,
સજાર્વા જીન સાથ તેને લગાંમ.
બંધાવી સાબુત બંને રિકાબ,
સજાવી રણનો દિધો અસબાબ.
લઇને દોડયો, બૂઝરોગ વીર,
લડતો હતો જ્યાં બરજો' દલીર.
ગયો બેધડક તે લશ્કર ભિત્તર,
પૂકારી બોલ્યો: "ઓ જંગી પિસર.
સબર કર સબર, સુણ તું સૂખન,
ઓ જાહેલ ના તું તપી જા તદન.
કરી કાં જીવપર જબરી રહ્યો,
તૂને ખ્યાલ બાજો ના કંઇ થયો.
કજાનો જોખમ રહ્યો તું ખમી,
રહ્યો તું ગૂમાની અંદર રમી."

* * *

જોઇ ખુશ પીસરને થયો જાલેજર,
ગયો બેધડક તે લશ્કર ભિત્તર:
"કહું તે સાંભલ, ઓ દિલબંદ દલેર,
જરા કર ખાંમોશ દીલથી કહેર.
નથી પેહલવાંનોની એવી રસમ,
રખસ વંન જંગમા ભરે તે કદમ.
લે આ રખસ પર થા તું સવાર,
લડી જંગ કર દુશમંન ખારજાર.
કહું છું ખરેખર ખૂદાના કસમ,
સમજ્યો હું મનમા, થયો તું ખતમ.
ફિકર તારી કરતાં ગયો હું મરી,
મને તારી ચિંન્તા બૂરી બહુ પડી.
જવાંનીને હંમેશ પુર જોશ છે,
મગર કહાં કજાની તૂને હોશ છે."

* * *

નર્બારો સૂણી આ સૂખન દિલબહાર,
નમીને કીધો તૂરત એકરાર.
તજી દઇ મમત, ગૂમાની, ઘમંદ,
ઝૂકી કીધું જાલેજરને નમન.

૧ રંગે રૂઢીર, યાને લોહીને રંગની. ૨ હમસર, યાને હરીફ

સુખન સર ચહડાવી ઉભો મહાપાર :[1]
"પેદર તારો બંન્દો છું ખાકસાર.
સુખન પર તહારા સર છે નિસાર,
ન કર કંઇ ફિકર બરજોની નામદાર."

* * *

કહી એમ તુરત થાયો ઘોડે સવાર,
ખુશી થઇ ખીલિયો, મોસલે બહાર.
બોલ્યો તે બાહદુર, દીલથી હસી :
"પેદર લઇ સમશીર, જા તું ધસી.
મલી સંગ ફરામર્ઝ ફીરોઝગર,
કરો આએ લશ્કર જીરોજબર.
કરૂં હસ્તી નાબુદ હું તુરાંનની,
એ ઉમેદ છે આજ ઇરાંનની.
કરો ઢીલ નાહક તમો દીલજાંન,
મદદગાર છે આપણો યઝદાંન."

* * *

તૂરત ઘોડે બરજોર થાયો સવાર,
લિધો હાથ ગુરઝ ફરી ભારદાર.
નજર કીધી કાકા ફરામર્ઝ પર,
કહ્યું એમ હસીને : "ઓ ફીરોઝગર.
મલી સંગ પિદર તમ બેઉ નામદાર,
કરો કુલ તૂરાંનીઓને બિસમાર.
ધરી હાથ સમશીર, પડો એકદમ,
ભમે મોત તૂરકીઓના હરગમ.
દયા તમ દીલમા, જરા ના ધરો,
ચલાવી સમ્શીર, કતલ તમ કરો.
હુંબી ધરી દીલ અરમાંનમા,
પડું છું એકદમ મયદાંનમા.
કરો કાંમ પુરૂં તમો દિલપસંદ,
ફિતુર ફંદ ભરેલો છે દુશમંન."

* * *

થયો પળમા પીર અધીર જાલજર,
તુરત ખેંચી સમશીર, ચહડયો ખુંનપર.
પડયો જઇ ભૂખ્યા મિસલ શેર સમ,
ગુજારી રહ્યો તુરકો પર સિતમ.
ફરામર્ઝબી જોઇ બન્યો અધીર,
તેણેબી ખેંચી તૂરત સમશીર.
પડયો જઇ તૂરકી લશ્કર ભિતર,
ચલાવી રહ્યો તે કતલ બેખતર.
જોઇ હાલ બરજોર ઉભો હસી,
કંમર તેણે જલ્દી ફરીથી કસી.
ઉઠાવી લીધો ગુરઝ હાથમા,
ચલાવી કતલને ઘડી ઘાટમાં.
ગયા ત્રણે જન ફૌજ ઉપર ચહડી,
ચલાવી કતલની કારીગરી.

* * *

હતી રાત કાલી સિહા અંધકાર,
કતલ ચાલી કાતીલ, ચોમેર પૂકાર.
બોકટ બલાગત નોબત હતી,
નહિ જાંનોની કાંઇ કીમત હતી.
કતલ ચાલી ચોગમ સિહા રાતના,
નિકલતા પૂકારો હરેક જાતના.
હતી રાત ગોયા કિયામતની,
બની રહી જમીન જાણે તુરબતની.

* * *

અંતે વહીં રાત કાળી ગઇ,
ખલક કુલ ખુરશેદ ભાલી રહી.
જોઇ હાલ જીવતાંઓ કંપી રહ્યાં,
મૂવાં જંગે જેઓ, સૂખી થઇ ગયાં.

* * *

## અફ્રાસીઆબનો જંગના મયદાંનમા પોતાના સિપાહોનો હાલ જોઇ વિલાપ કરવો

પડી જ્યારે રોશંન રૂડી બામદાદ,
થયા કુલ સિપાહો લડી નામૂરાદ.
રહ્યા'તા લડી જે સિહા રાતમા,
પડયા સહું થાકી હવે રહાતમા.

૧ મહાપાર, યાને સુંદર રૂપવાલો.

ખબર થઇ ગઇ રાતના કાંમની,
ખરાબી, ખૂવારી, બદઅંજાંમની.
સૂણી થાયો સુનો અફ્રાસિયાબ,
હૂકમ કીધો નાખે રખસપર રિકાબ.
તુરત થાયો એકદમ ઘોડેસવાર,
નિકલ્યો જોવા થકી નામદાર.
દિઠો હાલ લશ્કરનો બહુ જબુંન,
ખૂવારી, ખરાબો, ઝનુંન, ધુંન, ખુંન.
લોઠોના ઢગલા, જમીનની ઉપર,
થયો જોઇ દિલથી દૂગી તાજવર.
ગજબ જોઇ તેનુ થયું દિલફિગાર,
આંખોથી આંસુ નિકલ્યાં બહાર.
રડી બોલિયો તે, કુટી સર-કપાલ:
"અરે મૂજ દલિરોનો શું આએ હાલ!
વિના મોત નાહક મરાઇ ગયા,
વિના કારણે તમ કપાઇ ગયા.
કજા થઇ કવખ્તે, સિહા રાતના,
જોઉ હાલ તમનો[1] હું પ્રભાતમા.
દલીરો મહારા, વતન પાસબાંન,
દલીરો મહારા ખરા મેહરબાંન.
લડી તમ મૂવા છો મહારે થકી,
કિનો લેઉ તમારો, એ જાણો નક્કી.
કસમપર કહું છું આ વાતને,
છોડું ન ખુની કમજાતને.
સિહા રાતે જેણે કિધાં તમ ખુન,
મારૂં હૂં શોધી, તે મરદૂદ મલુન."

* * *

અફ્રાસીઆબનું જંગના મયદાંનમા બરજોરને જોઇ ડીગમુઢ થઇ જવું.

તુરત તે ગયો ફેરવીને લગાંમ,
જોતો રહ્યો મામલો તે તમામ.
કિધી તેણે મયદાંને ચોગમ નજર,
જડયો કોઇબી વીર નહી નામેવર.
શોધીને ચોગમ થયો બેસબર,
કરતો હતો દુર-નજદીક નજર.
ધીરે 'ને ધીમે તપાસી રહ્યો,
જડે કોઇ વીર તો તલાશી રહ્યો.
જોઇ ખારજારી, ફેરવી લગાંમ,
દિઠો સાંમે બરજોર વીર, પુર દમામ.
જોઇ દંગ થયો તેને શાહ શેહરિયાર,
ધરી ધીર કરી ગૌર કીધો વિચાર:
"એ બુરઇ મુજથીજ પયેદા થઇ,
ઉભી આવી સાંમે બલાગત લઇ.
બીજ મે બૂરાઇ તણા વાવિયાં,
ફળ તે દરખ્ત પર હવે બાઝિયાં.
પડેલો હતો એ શંગાંનમા,[2]
ઉભો આજ લડવા એ મયદાંનમા.
લડાવી રાખ્યો લાડો હજાર,
ઇવઝ[3] તેનો આવો દિધો નાબકાર.
તૂંને મે ચાહયો જીગર જાંનથી,
ઇજ્જત કરી રાખિયો માનથી.
કિધો પ્યાર તુને પિસરથી જીયાદ,
નિકલ્યો તું આવો બૂરો બદનેઆદ.
થજો તારી હસ્તી દારૂલ ફના,[4]
થજો ખાક ઇરાંનની નામના.
આ ભેદ ન્યારો! આ શું ભરમ!
અએ ગરદાંને-ગરદું, કર કંઇ રહમ.
શિખવી હૂંનરને સુરવીર કિધો,
ઇવઝ[3] તેનો આજે મને આ દિધો.
પડેલો હતો જે અંધકારમા,
રહ્યો આજ ખીલી, ચમન બહારમા.
ન તનપર પુરાં વસ્તર હતાં,
ન પાપોશ પુરાં પગપર હતાં.
દહરમાં[5] કિધો મે તને આશ્કાર,
ઇલમ 'ને હૂંનર દઇ કિધો જાણકાર.
અગર હાથ એનો હું ધરતે નહી,
આ લશ્કર મહારૂં મરતે નહી.
પડેલો હતો જે મીટ્ટિ ઉપર,
ઉભો મે કિધો આએ ધર્તિ ઉપર.

૧ તમનો, યાને તમારો. ૨ શંગાંન, બરજોરનું અસલ વતન, જ્યાં અફ્રાસીઆબ સાથ બરજોર પહેલવેહલો સમાગમમાં આવ્યો હતો. ૩ ઇવઝ, યાને બદલો. ૪ દારૂલ ફના, યાને ફાંની દુનીયા. ૫ દહરમાં યાને દુનિયામા

હતે આજ કહાં તું, બૂરો બૂરજીગર,[1] | ઉભો મારી સાંમે બની દુશ્મન,
જો મરતે તો પડતે ન કોઇને ખબર. | બૂરૂં બખ્ત મારૂં, બૂરો મારો દન."

* * * *

## અફ્રાસીઆબે પોતાના દીકરા શીદેહને લશ્કરને બરોબર ગોઠવવાનો હુકમ કીધો.

જ્યારે પાદશાહ અફ્રાસીઆબે પોતાના લશ્કરના આવી કિસમના હાલ જોયા, અને મયેદાંનનો આવો પાયામાલી ભરેલો મામલો જોયો, ત્યારે તેણે પોતાનાં દીકરા શીદેહને બુલાવીને હુકમ કીધો કે: "હવે આ મયેદાંનમે એક મહાન મોટું જંગ થવાનો દરએક સંભવ આપણી સાંગે આવી ઉભેલો મારી નજરે પડે છે. ખુદાને ખબર આ ફરતું આસમાંન શું નવો રંગ તુરાંનીઓને દેખાડશે, તે કેહવું મુશ્કીલ થઈ પડયું છે. વાસ્તે ઓ દાંનેશમંદ દીકરા, તું આપણા આખાં લશ્કરને નવેસરથી ફરીને બરોબર રીતે ગોઠવ, અને લશ્કરની હરોલમાં તુંએ પોતે તારી જગ્યા લેવી, અને ઈરાંની લશ્કર ઉપર કોઈબી વખતે હુંમલો કરવા માટે, તારાં લશ્કરને તઈયાર થઈ રહેવા ફરમાવવું."

વલી તેજ વખતે અફ્રાસીઆબે, વઝીર પીરાંન તરફ નજર ફેરવી, તેને હુકમ કીધો કે: "જેહાં પેહલવાંન રૂસ્તંમ સાથ લડવા માટે, દીલાવર પીલસુમને દરએક રીતે તઈયાર થઇ બહાર પડવા માટે, તાકીદે જઇને જણાવવું."

શીદેહ પોતાના નામવર બાપના હુકમ મુજબ, તુરાની લશ્કરની નવેસરથી ગોઠવણ જંગના મયદાંનમા કરવા લાગ્યો. તેની આવી રીતની નવી હીલચાલ નામવર જાલેજરે દુરથી બારીકીથી જોઈ લીધી, અને તેની મતલબ સમજી જઈ તે બરજોરને કેહવા લાગ્યો:

"નજર કર, નજર સાંમે જો શું બને,
૧૩,૪૩૦ સજે છે દુશ્મંન નવા સાજને.
કરે છે ગણુતી નવાં જંગની,
અરમાંને-દીલ છે નવા રંગની.
રચે છે લશ્કર ગણુતી કરી,
રખે મારે છાંપો કોઇબી ઘડી.
કરે ગોઠવણ કાંઇ મતલબ થકી,
નવાં જંગર્નો રાખજે તું વકી.
જોઇશું જમાનો નવું શું કરે,
નવો શું સિતમ 'ને ગજબ ગુજરે.
મગર કર આરાંમ તું જઇને,
હશે જે થવાનું થશે રહીને. ૧૩,૪૪૦
જઇ તુજ તંબુમે કર તું કરાર,
પછી જંગ કરવા પડજે બહાર.
પડયા છે જીન્દાંને સુરા દલીર,
સહે છે દુખો, વિના તકસીર.
લડી જંગ મયેદાંન કર તું સફા,
દલીરોની નાબુદ કર તું જફા."

* * *

બુઝરોગ જાલેજરની ભલામણના સખુન પેહલવાંન બરજોરે તુરતજ માન સાથ માથે ચહડાવ્યા, અને બરજોરે તુરતજ પોતાના ઘોડાની લગામ ફેરવી તે ફરાંમર્ઝની આગલ ગયો, અને જાલેજરની ખાએશ તેની આગલ જાહેર કરી, ફુંકતા પવન મીસાલ, તે રૂસ્તમની તરફ નીકલી ગયો.

* * *

## પીરાંન વઝીરે અફ્રાસીઆબનો પયેગામ પીલસુમને પુગાડવો, અને પીલસુમનુ રૂસ્તમ સાથ લડવા બહાર પડવું.

પાદશાહ અફ્રાસીઆબનો હુકમ વઝીર પીરાંન, પેહલવાન પીલસુમને પુગાડવા તેજ વખતે તેની પાસે ગયો.

[1] બુરજીગર, યાને ખેડુત.

જઇ પીલસુમ પાસ તૂરત એકદમ,
પૂગાડયો પીરાંને શાહનો હૂકમ.
કે: "રૂસ્તમસે લડવા પડવું બહાર,
તજી એશ-આરાંમ, તજીને કરાર.
વધી બેકરારી શાહની ગઇ,
ખૂવારી, ખરાબી, ઘણી છે થઇ.
સિપાહો મૂવા છે ઘણા નાશથી,
લશ્કર ગયું છે ડરી ત્રાસથી.
શરૂઆત જંગની હજી થઇ નથી,
તેટલાંજ થઇ છે અર્તા દુરગતી.
લખી રાખ છાતી એ મારા સૂખન,
અગર છુટો રૂસ્તમ, તો સહૂનુ મરણ.
સાલારો કંઇકઇ કતલ થઇ ગયા,
બેજાંન હજારો સિપાહો થયા.
મયદાંને લશ્કર વિખરાઇ ગયું,
જુલમથી ત્રાસી ગભરાઇ ગયું.
તલબગાર દુશ્મન થયો જાંનનો,
બૂરો વખ્ત આવ્યો છે તૂરાંનનો.
રૂઠયો 'ગર રૂસ્તમ, ગજબ વાત છે,
મલે સંગ બરજો' નક્કી ઘાત છે.
તૂને છે શાહનો એવો હુકમ,
ફ્ના સહું કરો બસ લડી ચારોગમ.
લડો સહુ મળી તમ જીવ-જાંનથી,
હસારો ઇરાંનીઓ મયદાંનથી.
લડી રૂસ્તમ સંગ કરો સહુ જંગ,
ઉડે હોશ તનથી, ફ્ના થાય રંગ.
મને છે સાહારો,[1] હવે તાહરો,
મદદગાર તું યારગીર માહરો."
સૂણી સહું હાકકત પીરાંનથી,
થયો જાણીતો તે નુકસાંનથી.
જીકર તેણે કંઇબી ન કીધી જરી,
સરાહગાત ખોટી હતી કે ખરી
નમોને દીધો વઝીરને જવાબ,
તઇયાર છું હું લડવા શિતાબ.
મને આ જંગની નથી કંઇ ખબર,
ચલાવી કતલ કોઇ ગયો બાબગર.[2]
જે શખ્સ મુજસે ગયો છે લડી,
અજબ જેઇ તેની મે બહાદરી.
નથી જાણતો તેનુ શું નાંમ છે,
નથી જાણતો તેનુ શું કાંમ છે.
નથી જાણતો તેનુ કહાં છે વતન,
નથી જાણતો તેનુ કહાં છે સદન.
હોય જો તે રૂસ્તમ શકું શું કરી,
વધુ તેની સાથે શકું ના લડી.
અજબ જોર તેનુ, અજબ તેની હાંમ,
હું અજમાવી હારી છૂટો છું તમામ.
અગર હોય તે રૂસ્તમ તો બેચાર[3] છું,
પંજે-કજા[4] હું ગીરફતાર છું.
અંજામ નિરાસી, ઉદાસી થશે,
તૂરાંનીઓની નાસિપાસી થશે.
કજા મારી 'ગરજો જંગે બને,
બેશક દુશ્મન તુરાન હણે.
પડયો છે માલમ મને બેઅસર,[5]
નર છે અજીત[6] તે બડો નામેવર.
ન ખંજર, સમશીર, તીર કે કટાર,
જખમ તન ઉપર ન લાગા લગાર.
લડી કુશ્તી જંગે બળ-કળ કરી,
ન હિલવીં હિલાવી શકિયો જરી.
મગર ચાહું શાહને જીગર-જાંનથી,
ઉઠાવું છું ફરમાનને માનથી."
કહી એમ ઉઠયો તૂરત ફિલફૂર,[7]
નિકલ્યો કરતો પિલસુમ શોર.
પૂકાર એક કીધો જબરો શિતાબ:
"રખસ લાવો મારો, નાખી રિકાબ.
કરો તંગ જીન 'ને સાબુત લગાંમ,
લડું જઇ રૂસ્તમ રણસંગરાંમ.
કરો સહું હાજર તૂરત હથિયાર,
નેજો, 'ને બરછી, ગૂરઝ ભારદાર.

૧ સાહારો, યાને આધાર. ૨ બાબગર, યાને જાદુગર. ૩ બેચાર, યાને ઈલાજ વગરનો લાચાર છું. ૪ પંજે-કજા, યાને મોતના પંજામા ૫ બેઅસર, યાને તેના ઉપર કોઇબી પ્રકારની અસર થતી નથી ૬ અજીત, યાને જીતી નહી શકાય એવો. ૭ ફીલફોર, યાને તુરતજ,

કમંદને બાંધો જીન સાથ તમ,
ખોલી શકું હું તૂરત એકદમ."
પૂકારી રહેયો એમ પીલસુમ દલેર,
નિકલ્યો લડવા મિસલ એક શેર.
રખસ સંગ હાજર કિધાં હથિયાર,
જવા જંગે જંગી થયો તઇયાર.
પેહરીને બખ્તર ધરી દીલ હાંમ,
ચાહયું કરે જંગ આજે તમાંમ.
બદનપર બાંધી લીધાં હથિયાર,
કૂદી રખ્સ ઉપર થાયો સવાર.
કદમને ધરી ખુબ રીકાબમા,
ડોલી રહ્યો પીલ[1] સમ તાબમા.
લટકાવી જીનપર લાંબી કમંદ,
નિકલ્યો નીલ સમ[2] ધરીને ઘમંદ.
ઉભા જઇ ઇરાંનીઓ રૂ-બ-રૂ,
પૂકારી રહ્યો તે બની સુર્ખરૂ:
"સૂણો ઓ ઇરાંની; સુણો પેહલવાંન,
સૂણો કુલ સિપાહો ઇરાંનિઆંન.
સૂણો ઓ બહાદુર, સુણો દલીર,
બાલાવો તમારો વિકાલ વીર.
કહો રૂસ્તમને જલ્દી જઇ,
આવ્યો છે પીલસુમ, લડવા અહીં.
જિવું કે મરૂં હું કિનાને થકી,
થશે આજ સરજત, મહારી નક્કી.
રવાના કરો જંગે રૂસ્તંમને,
મરવું છે બેમાથી એક હમને.
છે જોરમંદ તે, વિના ખાંમનો,
મગર આજ છે મોતને કાંમનો.
ઉભો સાંમે લશકરની બેધડક,
રહ્યો થઇ તત્પર લેવાને બખ.[3]
કહીં એમ તે કિલકારી રહ્યો,
રૂસ્તંમને હાંક મારી રહ્યો.
નિકલ્યો તે લડવા ધરી હાંમને,
કરવું હતું બસ પૂરૂં કાંમને.

* * *

## પીલસુમને જંગ ઉપર ચહડેલો જોઇ બુઝરોગ જાલે, રૂસ્તમને ખબર કરવા જવું.

તુરકી પીલસુમને આવી બેઅંદાજ઼ રીતે લશકરની હરોલમા ઉભો રહી લાંન-તાંન બોલતો સાંભલી બુઝરોગ જ઼ાલ ઘણોજ ગુસ્સે થઈ ગયો, અને તેજ વખતે પવનની ઝડપે પોતાના દીકરા રૂસ્તંમને પીલસુમના આવવાના ખબર આપવા ગયો.

પોતાના બાપનો ફીકરમંદ ચેહરો જોતાંજ, રૂસ્તંમ તેની ઈંનતેજ઼ારી સમજી ગયો, અને તેને દિલાસાના બોલો કેહવા લાગ્યો. પણ બુઝરોગ જ઼ાલ પોતાના દીલનો જોશ તામોશ કરી શકયો નહી, અને પીલસુમની તમામ હકિકત વિસ્તારીને જણાવવા લાગ્યો :—

ફિકરમંદ દીલે બની ઇન્તેજાર,
તૂરત જઇ પુગ્યો રૂસ્તંમ દવાર.
દૂખી દીલે આપી બુરી ખબર:
"કહું વાત શું હું પ્યારા પિસર.
નિકલિયો છે મયેદાંને વીર-પીલતન,
હમસર[4] તહારો નામી ચૂનંન્દ.
બુલાવે પૂકારીં તૂને હરદંમ,
માગે છે લડવા હરીફ રૂસ્તંમ.
બીજા કોઇસે જંગ ચાહતો નથી,
રૂસ્તંમસે લડવા રહ્યો છે મથી.
વહી મારી ઉંમર સારી ગઇ,
બુઝોર્ગી સરપર આવી રહી.
મગર એવો દીઠો નથી પીફ઼ાલ,
દિસે છે પાજી, મિજાજી રજાલ.
બુલાવે છે લડવા એ રૂસ્તંમને,
નથી ચાહતો કોઇબી એ ઇસમને.

---

૧ પીલ, યાને હાથી. ૨ નીલ સમ, યાને નાઇલ નદીની માફક. ૩ બખ, યાને વેર, કિનો.
૪ હમસર, યાને હરીફ.

આવ્યો છે લડવા એ હટી-ચટી,
એવો તો કોઇબી મે જોયો નથી!
એ કદમા છે બુલંદ, કદાવર અતી,
એ બળમા છે પુરેપૂરો નરપતી.
એ કળમા છે કાબેલ બડો તરકટી,
એ છળમા છે છંદી, પાખંડી મતી.
એ ધુંજાવી રહ્યો છે ધરતી અતી,
એવો તો કોઇબી મે જોયો નથી!
દિસે છે સિતારાની ઉલટી ચલંન,
રખે થાય દુશ્મંન ચખેં કહંન.
રખે આવે તુજપર જુલ્મો-સિતમ,
રખે આવે તુજપર નવો કાંઇ ગમ.
રખે કરતો જંગે પિસર ગફલતી,
એવો તો કોઇબી મે જોયો નથી.

હરીફ છે તહારો બહુ જોરવર,
પિસર તારી મોટી મને છે ફિકર.
દિસે કોઇ જબરો કિનાખોર છે,
બડો બદગુમાની સરજોર છે.
નથી કાંઇ વીવેક, અદબનો ધણી,
ગરૂરી, તુંન્દી દિસે છે ઘણી.
કરે બદજબાંની, બની લાફઝન,[1]
ચશમચોર બેહકી, બકે બદસૂખન.
બૂરાંમા બૂરો છે અફ્રાસિઆબ,
કિધો પાછો બરપા આ ઇઝતેરાબ.
હરીફ જોઇ તારો થયો છું નિરાસ,
ખદા બર લાવે હવે મારી આસ."

* * *

## રૂસ્તમે જાલને ધીરજ આપી દીલાસાના સખુનો કહ્યા.

પેદરનુ જોઇ પરેશાંન મન,
દુખી થઇ બોલ્યો હવે તેહમતન:
"ન કર તું ફિકર ઓ પેદર નામેવર,
કરે કાં દૂખી તું તહારૂં જીગર.
ખુદાને ખાતર જરા કર વિચાર,
શું દૂશ્મંન મહારો છે પરવરદેગાર?
હશે આએ જંગે જો મારી કતલ,
મને કેમ છોડે મહારી અજલ.
લાખોબી તદબીર માનવ કરે,
મગર મોત હોય તો કદી ના ફરે.
જનમ લીધો જગમા મરવા થકી,
અમર્ગીનો રાખી ન શકીએ વકી.
કજા માનવીની કદી ના ચૂકે,
દયાહીન પળભરબી ના મૂકે.
હવેલી, મહેલે, પતાલે વસે,
મગર મોતને તે પંજે ફસે.
જશે વિદવાનો, જશે પેહલવાન,
જશે રંક-રાયા, જશે ગૂણવાંન.

હજારો જશે, 'ને હજારો થશે',[2]
મગર રહી ધરતી દાયમ હસે.[3]
વસે જઇ પાતાલ ખુશાલથી,
છૂટે મોતની નહી ચુંગાલથી.
નથી એનો ઇલાજ, અજીત મોત છે,
નથી કંઇ દવાઇ, અજબ ખોટ છે.
વહી જાય વરશો હજારો-હજાર,
મગર મોત છોડે ન પીછો લગાર.
જનમ્યું જગતમા જવાને[4] થકી,
સદા મોતની રાખવી છે વકી.
હજારો આફત, દુખનો ઉપાય,
ફકત ફાની માહે મોતેજ થાય!
હજારો હો હા, 'ને તદબીર રચે,
મગર મોતથી પળભર ના બચે.
તો જીવે કેમ પછી ફાનીમા રૂસ્તંમ,
અગર મોતનો હોય જો નહિ હુકમ."

* * *

૧ લાફઝન, યાને લાંબી લાંબી વાતો કરી ગપ મારનાર ૨ 'હજારો જશે, 'ને હજારો થશે,' યાને હજારો મોતને પંજે સપડાઈ મુવા, અને હજારો જનમ લઇ આ ધરતી ઉપર વસ્યા ૩ હસે, યાને હસવું. ૪ જવાને થકી, યાને મરવાને થકી.

## રૂસ્તંમે પોતાના નબીરા બરજોરને શીખામણના સખુનો કહ્યા.

પછી કીધી બરજોર ઉપર નજર,
સમજાવી બોલ્યો : "સાંભલ પિસર.
સદા તારૂ રેહજો રોશન રવાંન,
સદા રેહજે ઇરાંનનો પાસબાન.
નબીરો તું બેશક સાંમેસવાર,
સદા રેહજે રેહેબર, તું શેહરયાર.
પરસ્તાર રહેજે દરબારનો,
પિછો છોડતો ના ગન્હાગારનો.
ફેરવતો હરગીજ શાહથી ના સર,
હુકમપર સદા તંગ કરજે કંમર.
પિરીમા તું મારૂં સુખચેન છે,
તું મારૂં બેશક નૂરે-નયેન છે.
તૂંને હું જીગરથી આલા ગણું,
ગુલ તું પણોતું સોહરાબનુ.
ભવિશ છે ભુંડ, દિસે વિકરાળ,
કહું તે સાંભલ, સપુત તું હાલ.
વધુ સાંભલી લે દીલબંદ પિસર,
અગર આએ જંગે, હું પામુ ગજર.
તો આપું છું તુંને, હું એવા કસમ,
હિંમતને હારી, કરતો ના ગમ.
નૂરી ખુરશેદના, તૂંને છે કસમ,
આ જંગથી પાછલ ના ભરતો કદમ.
કસમ છે તૂંને આએ આસ્માંનના,
કસમ છે તૂંને પાક યઝદાંનના.
કસમ છે તૂંને આએ ખૂરશીદો-માહ,
કરજે આ મયદાંન 'ને લશકર ફના.
કિનામા તું કરજે કંમર તારી તંગ,
જમીન કરજે લહુથી તર લાલ રંગ."

* * *

ખરેખર ખરો નર સૂણી આ જહાંન,
બિજાંના સૂખન પર, આપે ન ધ્યાંન.
સદા મોતનુ રાખે મનમા વિચાંન,
જગતમા સૂખી તે ખરો ઇન્સાંન.
પરદુખે દાઝી દૂખી તું થજે,
બની સંતોશી, સૂખી થઇ જજે.
અબળને મદદ દેવી છે નેક ચાલ,
સદા થઇ રહેજે દુખિયાની ઢાલ.
મન રાખી મોટું, નિરમળ મહાંન,
સદા દેજે 'રોશન' નબળાને માન."

* * *

## રૂસ્તંમે પોતાના લશ્કરને ઉસકેરવા કરેલું ભાશાંણ.

બરજોરે, પોતાના બપાવા રૂસ્તંમના આ સોનેરી સખુનોને પોતાના જીગરમા કોતરી રાખવાની, અને તેના ફરમાનને દરએક રીતે બજાવવાની કબુલાત આપી, તે તુરતજ લશ્કરની હરોલે જઈ ઉભા, અને જહાં પેહલવાંન રૂસ્તંમ, તેજ વખતે પોતાના દીલાવર રખસ ઉપર જીન અને રીકાબ નાખવાંનો, તથા પોતાના સુનંન્દા સીપાહોને તઇયાર થવાનો હુકમ કીધો :

"સવારો દોડો, જલ્દી શિતાબ,
રખ્સ પર નાખો, જીન 'ને રિકાબ.
સિપાહો સજો સહું બખ્તર બદન,
સજી લો હથિયાર દરએક જન.
બિકટ જંગ ભારી છે સર ઉપર,
ખબરદાર રહેજો કસી સહું કંમર.
ના હરગીજ બનતા બેદિલ જરા,
કદમ રાખી સાબુત રેહજો ખડા.
ન હરગીજ ખોતા કોઇ ઇતબાર,
હંમેશ ફતેહનો કરજો વિચાર.
કરો જલ્દ તાકિદ સાલારે-જંગ,
કરો જઇ મયદાંને, દુશ્મંન તંગ.
લડો તમ જંગી, ધરી હાંમને,
ખતંમ તમ કરો દુશ્મંન કાંમને.
લડો તમ સિપાહ, ધરી દિલ ઉમંગ,
દેખાડો ઇરાંની ખરો તમ રંગ.
ઇરાંનીઓ જાગો, લડો કહેરથી,
ન હટતા જરાબી દિલે મહેરથી.
લડો તમ ઇરાંની, ખુદા નામથી,
લડીને મરો, યા જિવો કાંમથી.

રખે થઇ બુઝદિલ, જીવતા ફરો,
તેથી તો બેહેતર લડીને મરો."

* * * *

## રૂસ્તંમનુ પીલસુમ સાંગે લડવા બહાર પડવું.

કહી એમ પેહડી બબરેબયાંન,
તપાસી લિધાં સાથ તીરો-કમાંન.
ધરી હાથ ગુરજ અને તલવાર,
લિધું સાથ ખંજર ખુબ આબદાર.
લિધી સાથ જીનપર કમંદ મનપસંદ,
થયો સ્વાર રખસપર કહી તેહેમતંન.
ભરી આસ દીલની ચઝહાંનમા.
ગયો ભર ઉમેદ મયેદાંનમા.

* * *

નસિબનો અજબ છે ભારી ભરમ,
બંન્દો પિછાણે શું તેનો મરહમ.
સિતારો સરપર જો સુલટો ફરે,
દુશ્મંન હજારો ઉંધા પડે.
સિતારો સરપર જો ઉલટો ફરે,
જમીનપર નહીં થાગ તેનો ઠરે.
નસિબો સદા નહિ દેતો જવાબ,
બડો છે સિતમગર, અતિ બેહિસાબ.
નસિબપર રખે રાખતો વિસવાસ,
કદી બર લાવે ન બંન્દાની આસ.
ઘડીમા નસીબો દિયે સંમ્પત્તિ,
ઘડીમા નસીબો કરે દુરગતિ.
ઘડીમા ખૂશાલી દિયે જાબજા,
ઘડીમા કજાની બતાવે મઝા.
ઘડીમા દિયે નાન, રોટી, કબાબ,
ઘડીમા કરે તે ખાણું ખરાબ.
ઘડીમા દિયે તે ઇજ્જત મહાંન,
ઘડીમા કરે ખાક તે માનપાંન.
નસીબ સાથ લઇને ગયો રૂસતમ,
હવે ઝટ ખુલશે નસીબનો ભરમ.

* * *

ગયો જંગી જંગપર મયદાંનમા,
રહ્યું જોઇ લશ્કર સન્માંનમા.
પૂકારી નિકલ્યો દિલાવર દલીર,
કહાવી રખસ તે રહ્યો શેરગીર.[1]
ઉભો જઇ સાંમે, હરીફ જંગમા,
ધરી ધુંન ભારી ઝનુન અંગમા.

* * *

## પીલસુમે રૂસ્તંમને પોતાની સાંગ [illegible] જોઇ કહ્યું.

હરીફ જોઇ બોલ્યો, તુરત પીલસમ:
"શું મરવા થકી આવિયો રૂસતંમ.
તું આવ્યો છે લડવા શું જોઇને,
હું ધારૂં છું આવ્યો, અકલ ખોઇને.
કહું છું કસમપર, લેવસ હું વેર,
સલગે છે દિલમા, તૂને જોઇ કહેર.
જીગરનુ મહારા એ અરમાંન છે,
લડી તુને મારૂં, મને માન છે.
ખૂદા પાક સરપર મેહેરબાંન છે,
કજા આજ તુંજપર કુરબાંન છે.
હવે કેહ મને કેમ તૂંજસે લડું,
લડો કેવી રીતે તૂને હું હરૂં.
કહે તો લડું લઇ સમ્શીરથી,
કહે તો લડું લઇ તબર તીરથી.
કહે તો ગુરઝ લઇ તુંજસે લડું,
પછી તું મરે કે ભલે હું મરૂં.
રહેબાર આ જંગે તે યઝદાંન છે,
તું છે, 'ને હું છું, આ મયદાંન છે.
અગર હોય મુરાદ દીલમે ભરી,
કહી દે આ જંગે, તું આ ઘડી.
ફરી વખ્ત બીજો મલશે નહી,
કજાની ઘડી કાંઇ ટલશે નહી.
કહું છું તે સાંભલ, ઓ રોશંન રવાંન,
કહે કેમ લડી તારૂં તોડું ગુમાંન.

---
1. શેરગીર, યાને સિંહને પકડનાર

સાંભલ મે લીધા છે આજે કસંમ,
કરૂ તારી ગરદન, તીરથી કલંમ.
તૂંને મારી જાણુલ કરૂં કુલ ખાક,
કરૂં લાલ આતશ લગાડી હૂં આગ”.

* * * *

## રૂસ્તંમે તુમાખી પીલસુમને જવાબ દીધો.

સૂણી થાયો ગુસ્સાથી રૂસ્તમ લાલ,
પૂકારી બોલ્યો: “ઓ બદખિસાલ
તું ગુરખર પિલંગ પાસ છે શું બિસાદ,
કરે લાફબાઝી વિના કાયનાત.
નિભી કેમ શકે તું પિલંગ સાંમને,
ન પોંહચી શકે રૂસ્તંમ કાંમને.
બશે છે અતી બહુ અફરાસીઆબ,
ફસી તેને ફંન્દે થયો લાજવાબ.
ફસાવી સિફતથી કીધો શિકાર,
રવાના કીધો જીહુંન આરપાર.[1]
આવ્યો તું રૂસ્તમસે કુશ્તી થકી,
મગર ચાહયું ખૂન તેણે તહારૂં નક્કી.
સુખન બોલી મિઠા, મધુર કાંનમા,
રવાના કિધો તુને ઇરાંનમા.
કિધી તેણે તુંજ સંગ બાજીગરી,
સમજ્યો કરે છે, તે દીલબરી.
કથુ મારી કિરતીનું શું હૂં કથન,
સૂણી તુંજ બદનમા ભડકે અગન.
ગરૂરે ફૂલી બકી તું રહ્યો,
મગર તાંન તોડું, છકી તું ગયો.
બની સુરવીર જંગમા આવિયો,
મગર મોતને સાથ તું લાવિયો.
જંગ જોઇ જ્યારે ચહડી ઘુંજરી,
નિકલિયો પરાઇ લઇ લશ્કરી.
તકબ્બુર બદન બળપર તું કરે,
મગર એ કાયમ કદી ના ઠરે.
દિલાવર, કદાવર, બની દમ કરે,
તૂને જોઇ બાળાઓબી[2] નહી ડરે.
ડરાવી રહ્યો છે શું તું મને,
મગર હું સમજુ ઝનાની[3] તને.
કિધા છે તુજ સમ હજારો હવા,
લડી જંગ મુજસે થયા છે ફના.
તું જાણે શું મારી હકિકત તમામ,
દુનિયામે શું શું કિધાંછે મે કાંમ
ફતેહ મે કિધું જ્યારે માઝીંન્દરાંન,
કિધા ખાક તુંજ સમ દેવો મહાંન.
ગયો જ્યારે કાઉસ મઝીન્દરાંનમાં,[4]
પડયો થઇ પરેશાંન જીન્દાંનમા.
કિધો દેવ સુફેદ, મે ત્યાં કતલ,
તુંજથી જીયાદા હતું તેનુ બળ.
કિનામા કિધો દેશ, તે મે ખૂવાર,
કતલ ત્યારે તુંજ સમ, થયા’તા અપાર.
ફનામે કિધાં તોડીને હફતેખાંન,
તૂજ સમ મૂવા ત્યારે કંઇ પેહલવાંન.
મગર આવે મુજને તુંજપર રહેમ,
કતલ હું એકદમ કરૂં તુને કેમ.
કરૂં તુંજ જવાંનીનો જ્યારે વિચાર,
તૂંને મારવાનો સૂઝે ઇનકાર.
મગર મોત તારૂં શિતાબી કરે,
જરૂર મારે હાથે તું આજે મરે.
જમાનો અગર આજ તારો હશે,
બચી મારે હાથે તૂં બેશક જશે.
ઇરાદો અગર તુંજ દિલમા હશે,
કે જીવતો તું આજે પાછો જશે.
એ ખ્યાલ તારો, છે લાઅકલ,[5]
સમજ તારે સર આજ ઉભી અજલ.

* * * *

૧ રવાના કીધો જીહુન આરપાર,’ યાને જ્યારેગી તુરાંનીઓને ઇરાંન ઉપર હુમલો કરવો પડતો હતો, ત્યારે જીહુન નદી તેઓને ઓલંગીને ઈરાંન તરફ લડવા માટે આવવું પડતું હતું.
૨ બાળાઓ, યાને જવાંન છોકરીઓ. ૩ ઝનાની, યાને જનાનામા રેહતી ઓરત. ૪ મઝીન્દરાનમાં, યાને માઝીન્દરાંનમા. કાવ્ય રચનાના નિયમાનુસાર, ‘મઝીન્દરાન’ લખી એક માત્રા ઘટાડી છે.
૫ લાઅકલ,યાને હેમાકાત ભરેલા, અકલ વગરનો.

## રૂસતંમ અને પીલસુમ વચ્ચે જંગ

રૂસ્તમને પીલસુમે ગુમાન અને ગરૂર માટે કહેલા સખુનો.

હવે વાત સાંભલ અજીજ મેહેરબાંન,
સંભલાવું પીલસુમનુ દાસતાંન.
* *
ફરી ચાલી બંન્નેની વચ્ચે લડાઇ,
લડે બંન્ને જંગી, એકેકથી સવાઇ.
સૂણી વાત રૂસ્તમની ધ્યાંનથી,
પિલસુમ બોલ્યો ધિરે માંનથી:
"સાંભલ અએ રૂસ્તંમ તેહમતન,
તું છે દિલાવર દૂનિયાવરણ.[1]
વલી તું છે દાંનેશ, અકલમંદ અપાર,
છે ઇરાંનનો તું બડો ચકતેદાર.
બડો તું બહાદુર, રોશન રવાંન,
મગર તુંજ મગઝમા છે બહુ ગમાન.
ગમાનીની ધુંનમા છે બેબાક તું,
થયો ખાક જમશેદ, થશે ખાક તું.
નથી શાંત જંગે તહારૂં જીગર,
ગમાને પડે પળમા ખાક પર.
તું બંન્દો ખૂદાનો, હું, હું કરે,
ખૂદાને પસંદ બીલકુલ નહિ પડે.
કરી જંગ લીધું તેં માઝીન્દરાંન,
મગર તારો રેહેબર હતો યઝદાંન.
ખૂદા તારો રહેબર હતે જો નહી,
કરી શું શકતે, જઇ તું તહીં.
ભુલી જઈ યઝદાંન, નાપાક તું,
કરી રેહ્યો બકવા બેબાક તું.
હવે કહું સાંભલ, સૂખન મારો એક,
ફુલ ના ગરૂરે તજી તું વિવેક.
જવાંની ગુજરતી એક દિન થશે,
આજે છે, કાલે ફના થઇ જશે."
* * *

### જંગે તીર.

ચહડયા બંન્ને જંગી પુર રંગમા,
ભડકી જવાલા અગન અંગમા.
તૂરત કાહડી પીલસુમે પકડી કમાંન,
તપાસી લિધું તેનુ ખેંચાને તાણ.
જોઇ હાલ રૂસ્તમ થયો હૂશિયાર,
શરૂં જંગ કરવા પડિયો બહાર.
પીઠ પરથી ખેંચી કિયાંની કમાંન,
તબરમાથી કહાડી લિધો ઝટ બાંણ.
થયું જંગ જારી, બંન્ને લડે,
બેમાંથી કોઇબી ન મરવા ડરે.
રહ્યા તીર છોડી, ખુબ ધ્યાંનથી,
હવા ગઇ વીંધઇ પયેકાંનથી.[2]
જમીન ગઇ રખસના કદમથી ડરી,
દરખ્તો રહ્યાં ચારો ગમ ઠરઠરી.
લડે બંન્ને જંગી, ના કોઇ હરે,
સિતારા સિતમ જોઇનેબી રડે.

લડી થાકિયા બેહુ વીર પેહલવાંન,
તબર[3] થાયું ખાલી, પડી તીર તાંણ.

### જંગે-ગુરઝ.

પીલસુમે રૂસ્તમની મશકરી કરી.

તબર થાયું ખાલી, તીરો ખલાસ,
હાંરી જઇ બેહુ ઉભા નિરાસ.
પડી પાર કોઇનીબી અરમાંન નહીં,
તુટ્યું કોઇનુંબી ગુમાંન નહીં.
વીંધઇ થયાં બખ્તરો ચાળણી,
બદનના જખમથી જલે અગની.
દરદ અંગ અંગે, જલન રહી જલી,
મગર બંન્ને ઉભા રહ્યા ખલબલી.

૧ દુનિયાવરણ, યાને દુનીયાનું માન પામેલા. ૨ પયેકાંનથી, યાને તીરોની નોકથી. ૩ તબર, યાને તીરોને રાખવાનો દાબડો યાને ભાથો

ઉમેદ બંન્નેને મન ઉભાતી હતી,
ધડકતી બંન્નેની છાતી હતી.
જીગરમા હજી જોર જારી હતું,
કપટ, વેરનુ બળ ભારી હતું.
લડી જંગે મારી યા મરવું હતું,
કજાનુ કરજ બસ ભરવું હતું.
જીગરમા પીલસુમ કીનો ધરી,
ફરી જંગ લડવા કિધી ગંતરી.
થયો ક્રુર કહેરી, ધરી હૈ.લ વીષ,
ચાહયું ગુજારે ફરી રસ્તખીઝ.
કરી જંગ સંગ રૂસ્તમે જાબુલી,
કરે તંગ સંમ્શીરઝન કાબુલી.[1]
હતી થાક જંગની તન ધમધમી,
તુરત તેણે કીધી બહદનથી ક્મી.
હસી બોલિયો તે કરી મશ્કરી:
"અજબ કીધી રૂસ્તમ તૂએ બહાદરી.
જરા કર રૂસ્તમ ગગનપર નજર,
વિંધઇ કેમ ગયું જો ગગનનું જીગર!
વળી થાયું વાંકુ જો આસ્માંન છે!
દિસે તુંજ તીરની એ મોહકાંણ છે!
મગર હું પુછું તુને દલીર,
કહાં છે તહારા સિતમગાર તીર.
તું કેહતો'તો જંગે, ઓ નામેવર,
કે ધ્રૂજે તુંજ તીરથી માહી મગર.
મગર વાત તારી, ગલત તે હતી,
પડી તુંજ તીરની માલમ ગતી.
કરાંમત કહાં તુંજ તીરની ગઇ,
બધી લાફ[2] તારી જાહેર થઇ.
કેહતો'તો તું છે બડો રણપતી,
પવનનીબી કરતો બધ તું ગતી.
મગર તેવુ તુંજમા બળ કંઇ નહીં,
હવે તારૂં મુજ સંગ વસે કંઇ નહીં.
દિગર[3] જાણુતો હોય જંગનો હુંન્નર,
મને તે દેખાડ હવે સત્વર.
હવે તે બંન્ને લશ્કર[4] તમામ,
પહુંચે આફરીનના તૂજપર કલાંમ."

*  *  *  *

રૂસ્તમે પીલસુમ ઉપર ગુસ્સે થઇ જંગ શરૂ કરવું.

ક્રોધીને રૂસ્તમે કીધો અવાજ:
"બસ, બસ, બંધ કર, જબ્માં જાલસાજ.
ગૂન્હાગાર જબ્માં ઝેરી છે તુંજની,
કરી તું રહ્યો મશ્કરી મુજની.
દિગર જંગનો તું તલબગાર છે,
તો રૂસ્તંબી લડવાને તઇયાર છે."
કહી એમ ગુરઝને ધરી જોરથી,
પડયો બહાર એકદમ ફિલફોરથી.
નિકલ્યો પીલસુમ એકદમ શિતાબ,
ગૂરઝનો ગૂરઝથી દીધો જવાબ.
હવે હાથ ગુરઝ ધરી જોરથી,
લડે બેહુ જંગાં બતો તોરથી.
ફૂટે જેમ ઢાખડ, ફૂટે તેમ સર,
નહી કોઇ આજેજ, થયું પળભાર.
જરબના ઝપાટા, ગુરઝના અવાજ,
મગર એક જનબાં થયો ના પરાજ.
જંગ જોઇ વેરાંન લરજી રહ્યું,
ગગન થાઇ ગંભીર, અરજી[5] રહ્યું.
તુટ્યા બંન્ને ગુરઝ, બીનચા બકાજ,
ઉભા બેહુ વીરો, બની લાઇલાજ.

*  *  *

૧ સમશીરઝન કાબુલી, યાને રૂસ્તમનુ કાબુલી લશ્કર. જે તલવારની લડાઈ કરવામા ઘણુંજ વખણાયલું હતું, અને જેની તલવારબાજીથી તુરાનીઓ ઘભરાટ કરતા હતા. ૨ લાફ, યાને ગપ ૩ 'દીગર જાણતો હોય, જંગનો હુંન્નર,' યાને લડાઇનો હવે જો તું કોઈ બીજો હુંન્નર જાણતો હોય, તો તે દેખાડવા બહાર પડ. ૪ બંને લશ્કર, યાને તુરાની અને ઇરાંની બંને લશ્કરો, જે મયદાંનમા ભેગાં થયાં હતા તે. ૫ અરજી રહ્યુ, યાને ગગનબી રૂસ્તમના ગુરઝનુ જંગ જોઇ, અરજ કરવા લાગ્યું કે હવે જંગ મોકુફ કરો.

## જંગે-કમંદ.

જંગના જખમથી ન જલતા જરા,
મગર આ નિરાસિથી જલતા ખડા.
લડીને લડીને બેહુ થાકિયા,
મગર કોઈથી કો'[1] નહી હારિયા.

* * *

મુઝાઇ મનમા બહુ ફડફડે,
મગર એકથી ના બીજો મરે.
ખૂટી આસ અંતર, ખુટી સબર,
મગર ખુટિ હિંમત નહી પળભર.
નવી ઝાંજ 'ને ઝુમ દીલમા ધરી,
નિકલ્યા બેહુ જન લડવા ફરી.
ક્રોધિને રૂસ્તમે કીધો પૂકાર,
ખેંચીને કહાડી કમંદ પેચદાર.
પિલસુમે જોઇ રૂસ્તંમ વલણ,
કિધી તેણે ખૂલ્લી તુરકી કમંદ.
દઇ વિંટ ફાંસો કિધો ગુંચદાર,
ફેંકી તે કરવા રૂસ્તંમ શિકાર.
જોઈ તે તુરકીનો એવો કિસબ,
બચાવવા બદનને કીધી ઝડપ.
નજર સાંમે જોઇ ગજબની ઘડી,
ચહડી ઝાંજ ઝટ, તન-બદન ઠરઠરી.
તુરત ખેંચી કાહડી કમંદ કાબુલી,
ફેરન કિધો ફાંસ અજબ ઝાબુલી.
ટાંકીને રૂસ્તમે ફેંકી કમંદ,
પડયો ફાંસમા પીલસૂમ-પીલતન.
સિકડઇ ગયું તેનું સર 'ને કમર,
પડયો ફાંસ અંદર સુરવીર નર.
થયો હાલ તેનો જોતાંજ તંન્ગ,
રહ્યો નહીં છૂટકાનો કંઇબી હિરંન્ગ.
ખેંચીને રૂસ્તંમ રહ્યો ઉસ્તવાર,
જોતા રહ્યા સહુ લશ્કર સવાર.
ઝટક મારી ચાહયું કે પટકે જમીન,
પડે ખાક અંદર છોડીને જીન.

મગર તે સિફતથી બેઠો તત્તાર,
ન હીલિયો જરાબી મિસલે પહાડ.
બિકટ મામલો 'ને બિકટ જોઇ હાલ,
થયો રંગે-પિલ્સુમ ગૂસ્સાથી લાલ.
થયો દિલથી દલગીર તે પીલે મસ્ત,
કમંદ ઝટ કહાડી, લંબાવી દસ્ત.
કિધો ફાંસ તૈયાર ફંન્દી-ફરીબ,
ચાહયું કરે રૂસ્તંમ કમનસીબ.
ટાંકીને ફેંકી રૂસ્તંમ ઉપર,
સિકડઇ ગયું તેનું સર 'ને કમર.
થયો હાલે-રૂસ્તંમ જોતાંજ તંન્ગ,
રહ્યો નહિ છૂટકાનો કંઇબી હિરંન્ગ.
જબરદસ્ત ખેંચી રહ્યો ઉસ્તવાર,
જોતા રહ્યા સહુ લશ્કર-સવાર.
પૂકારી પૂકારે પિલંગ અફકન,[2]
કરે ખેંચતાનો મળી બેહુ જન.
ગરજનાથી ગરજી રહ્યું તે વન,
બરાડો બરાડે બેહુ પીલતન.
બેમાથી એક જનબી ના હરે,
બેમાથી એક જનબી ના પડે.
બેમાથી એક જન કંઇ ના કરે,
બેમાથી એક જનબી ના ડરે.
લડે બેહુ મયેદાંને જાલમજોર,
લડતાં પડી ગઇ પુરી બપોર.
પડી ફાળ[3] હરએકને દિલશીકન,
રખે થાય મયેદાંનમા તે દફન.
નહીં કોઇ આવ્યો કંઇ લાગમા,
નહીં કોઇ પડિયો જમીન ખાકમા.
જકડી કમંદને ધરી કાબલી,
જીગરથી ખેંચી રહ્યા જાબૂલી.
જોઇ એવી રૂસ્તમ તણી જાસ્તી,[4]
પડી પીલસુમને જીગર ધાસ્તી.

---

૧ કો' યાને 'કોઈ.' કોઇ શબ્દને બદલે કાવ્યમાં વપડાતો પ્રકાર. ૨ પીલંગ અફકન, યાને શેરને પકડનાર. ૩ ફાળ, યાને ધાસ્તી ૪ જાસ્તી, યાને જોર.

દિમાગે ધરી જોર અને ખુંનને, | કરી જોર એકદમ ખેંચી કમન્દ,
રગ રગ ચહડાવી દિધું ખુંનને.[1] | તૂટા બેહુ વીરના કંમરબંધ બન્દ.૧૩,૯૮૦

## રૂસ્તમની ફતેહ માટે બુઝરેગ જાલે બંન્દગી કરવી.

જોઇ આવું મયેદાંને જાલમ જંગ, | પિસર મારો રૂસ્તમ લડે રણમા,
થયો જાલ દીલથી ધ્રુંજી બતંગ. | રખે આએ જંગે પડે રણમા.
જોઇ હાલ પિસરનો થયો ખારજાર, | ઝૂંકાવી સરને કરૂં બંન્દગી,
આંખોથી નિકલી આંસુની ધાર. | નકાંમી છે રૂસ્તમ વિના જીન્દગી.
તુરત છોડી ઘોડાની તેણે લગાંમ, | તૂં જાહેર 'ને બાતેન તણો જાણકાર,
ઉતરિયો ધરી દીલ અંદર હાંમ. | ફતેહ બક્ષ રૂસ્તંમને કેરદેગાર.
ગયો છોડી લશ્કર એકાંતમા, | નકાંમુ છે ઇરાંન રૂસ્તંમ વના,
કિધી બંન્દગી ત્યાં નિરાંતમા : | થશે વન રૂસ્તંમ સઘલું ફના."૧૪,૦૦૦
"અરજ મારી સાંભલ એ દાદગર, | * * *
૧૩,૯૯૦આ મૂશ્કીલ મહારી તું હલ કર.[2] | ઝૂંકાવી સરને મૂકી ખાકપર,
અરજ એ ગુજારૂ ઓ યઝદાંન પાક, | ગુજારી અરજ દરગાહે-દાદગર.
આ પીરીમે મારી તું લાજ રાખ. | જીગરથી દૂઆ ચાહી કીધી નિમાઝ,
| મૂકી ખાક ઉપર સરપરનૂ તાઝ.

## જંગે-કમંદનો અંજામ.

એક હાથ ઉપર જ્યારે બુઝરેગ જાલ પોતાના લશ્કરની છાવણીમાથી દુર નિકલી જઇ, એકાંત જગ્યાએ પરવરદેગારની દરગાહમા પોતાના દીકરા રૂસ્તંમની ફતેહ માટે બંદગી કરતો હતો, ત્યારે બીજા હાથ ઉપર જંગના મયેદાંનમા રૂસ્તમ પોતાના હરીફ પીલસુમની સાથે, કમંદનું જંગ જીતવા માટે જીગર તોડ લડત કરી રેહ્યો હતો.

બંન્ને પેહલવાંનો એક બીજાને કમંદમા પકડી, એક બીજાને તેના ઘોડા ઉપરથી નીચે નાખી બંદીવાંન કરવા માટે, પોતાનુ સઘળું જોર વાપરવા લાગ્યા. મગર જબરી ખેંચતાંણ કરતાં, બંન્નેની કમંદો તુટી ગઈ, પણ બેમાથી કોઈનીબી શીકસ્ત થઇ નહી.

આવા નિરાસી ભરેલા સંજોગને લીધે બંન્ને પેહલવાંનો થાકીને પરેશાંન થઇ ગયા, અને એક બીજાથી છુટા પડી, આસાએશ લેવા માટે જંગને પડતું મુકી, થોડો વખત દુર જઇ ઉભા. બંન્ને પેહલવાંનો હવે એક એકના લોહીના તરસ્યા થઈ, એકએકનો જીવ લેવા તલપી રેહ્યા.

## જંગે-કુસ્તી.

જયારે કમંદની લડાઇનો આવી રીતનો અંજામ આવેલો રૂસ્તમે જોયો, ત્યારે તે દીલાવર પેહલવાંન નવેસરથી લડવા માટે પોતાના હરીફ પીલસુમ સામે પાછો મયેદાંનમાં લડવા માટે જેઈ ઉભો. રૂસ્તમને લડવા માટે પાછો બાહર પડેલો જોઈ, પીલસુમ પોતાના દીલમા તાજુબ થવા લાગ્યો. રૂસ્તમે પુકાર મારી પીલસુમને કહ્યું કે :—

"એ સાહેબે સકલાબે-ચીન, આપણ બંન્ને જને કીનો લેવા કંમર બાંધી છે, અને આપણ બંન્ને એક બીજાના લોહીના તરસ્યા બની, આ જંગ ચલાવી રહ્યા છીયે. મગર હજી

[1] ખુંનને, યાને લોહીને. [2] હલ કર, યાને આસાંન કર

આપણી મુરાદ પાર પડી નથી. હથિયારની લડાઈ આપણ કરી ચુકયા છીયે, મગર હવે આ જંગનુ સેવટ લાવવા માટે છેલ્લી લડાઈ ફકત કુશ્તીની બાકી રહી છે, તે લડવા હવે તું તઈયાર થા."

જ્યારે દીલાવર પીલસુમે રૂસ્તમને ગોહડેથી કુશ્તીની વાત સાંભલી, ત્યારે તેણે તેજ વખતે કુશ્તીનુ જંગ કરવા માટે તેણે મંજુરીઆત આપી, અને પોતે પોતાની તઈયારી કરવા લાગ્યો.

રૂસ્તમ તેજ વખતે મયેદાંનના એક એકાંત ભાગમા જઈ, પાક યઝદાંનની બંદગી કરવા, અને જંગમા પોતાની યારીઅ પોંહચવા માટે તેની મદદ ચાહવા લાગ્યો :—

## કુશ્તીમા ફતેહ મેલવવા રૂસ્તમે ખુદાની બંદગી કરવી.

ગયો છોડી લશ્કર એકાંતમા,
કિધો યાદ યઝદાં નિરાંતમા.
કિંધી બંન્દગી સર મૂકી ખાકમા,
ભરી કુલ ઉમેદ ખૂદા પાકમા.
ઝૂંકાવી સરને કીધી નમાઝ :
"ઓ આલમના માલેક, ગરીબનવાઝ.
તું જાહેર 'ને બાતેનનો જાણહાર,
તું અવ્વલ 'ને આખેરનો રમ્ઝદાર.
નમે તુંને આલમ, જમીનો-જમાંન,
તુંથી ખલક 'ને ફલક આસ્માંન.
અરજ મારી સાંભલ ઓ દાદગર,
આ જંગ છે મુશ્કીલ, તું રહમ કર.
થયું દીલ જંગથી છે દરદમંન્દ,
તૂટી મારી કાબુલી કિમતી કમંન્દ.
પડયા બેકસુર કએદ ઇરાંની સવાર,
બેજન 'ને ગોદરેઝ, ગેવ કારઝાર.
વલી સાથ ગશ્તહમ અને તુસ છે,
કરી કએદ તૂરકી થયા ખુશ છે.
સહે દુખ સઘલા સિહા ગારમા,
ઉમેદ છે હવે તું ગફ્ફારમા.
નથી ચાલતું બળ, કળ લાઇલાજ,
હસે છે ખલક જોઇ રૂસ્તમ આજ.
હરીફ મારો જંગે જબરદસ્ત છે,
બળમા 'ને કળમા પૂરો મસ્ત છે.
ઇરાંનની હસ્તી હવે તારે હાથ,
હવે લે બચાવી બની તેનો સાથ.
બચાવી લે રૂસ્તમ ઓ કેરદેગાર,
જનાબે તહારી ઉભો ખાકસાર.
ખતા માફ કર ઓ નુરે-નૂરાંન,
અરજ એ ગુઝારે જેહાં-પેહલવાંન.
અરજ એ ગુઝારે બંન્દો અધીર,
ધરી હાથ મારો થા દસ્તગીર.
કહાં તારી મ્હોબત; કહાં તારો પ્યાર,
કરે કાં આલમમે રૂસ્તંમ ખૂવાર."

* * *

કિંધી જઇ એકાંતમા બંન્દગી,
ખિલી રહી તેહ્મતન તણી જીન્દગી.
થયો દુર દીલથી ગમ 'ને ગુબાર,[1]
ખિલી થાયું જીગર મિસ્લે બહાર.
થઇ દુર શંકા મનની તમામ,
સમજ્યો ફતેહ છે હવે મારૂં કાંમ.
ખૂશી થઇ બોલ્યો, બની સુર્ખરૂ,
ખૂદાવંન્દ મારો છે તું-ઇ-તું.
તૂરત જઇ ઉભો હરીફ સાંમને,
બશારત સરોશે કિંધી હાંમને.
ઉભો જંગે જંગી કરતો પૂકાર :
"કહાં છે પીલસુમ, નિકલ ઝટ બહાર.
લડી તું રહ્યો હર કિસમની લડઇ,
હવે શું રહીછે દીલમા નવઇ.
અગર હોય ફતેહની જો કંઇ કદર,
પડી બહાર કર તું કુશ્તી હૂંન્નર.
હવે કર જલ્દી, કમર તારી તંગ,
શરૂ કર મયેદાંને કુશ્તીનું જંગ.
પાઇ-પિવાડી ઝેરી શરાબ,
કિધા હમ પહેલવાંનોને ખરાબ.

૧ ગમ 'ને ગુબાર, યાને ધામ્ની. રંજીદગી, આફત.

નથી કીધી મર્દી, નામર્દી કરી,
બનાવી બેહોશ, ગયો તું હરી.
અએ ગાફેલ, જાહેલ, ઓ લાફ્ઝન,
કરૂં તારૂં બખ્તર હૂં આજે કફન.
કરી તું રહ્યો છે અતી સરકશી,
કરૂ તારી આજે હું જંગે હસી."

*   *   *

તનપરથી હથિયારો બાજુ કરી,
કંમર બાંધી રૂસ્તમે જકડી ફરી.

જબાંપર ધરી નામ યઝદાંન પાક,
બોલ્યો: "હવે લાજ રબ મારી રાખ."

## પીલસુમે રૂસ્તમનું ઝેન જોઇ તાજુબ થવું.

જોઇ એમ રૂસ્તંમને રંગમા,
પડયો ઘુંજવા પીલસુમ અંગમા.
વમાસણ કરી તે વિચારી રહ્યો:
"નવો રૂસ્તંમ એ કેમ થઇ ગયો.[1]
નથી દીસતો કાલનો તેહેમતન,
નથી કાલ જેવી આજે ચલન.
નથી કાલ જેવી ચમક 'ને ઝમક,
નથી કાલ જેવી ધમક 'ને દમક.
નથી કાલ જેવાં દિસ્તાં નયેન,
નથી બોલતો કાલ જેવાં એ વેણ."[2]
જોઇને એ સઘલું કિધો તેણે ગમ,
આ તો દિસે છે નવો રૂસ્તંમ.
નવા રૂસ્તંમની જોઇ ઘરફ્રરી,
નિકલ્યો પીલસુમ, કમર તંગ કરી.
પડયો બહાર જંગે મિસલે બબર,
ઉભો સાંમે રૂસ્તંમ પૂરો શેરનર.

*   *   *

પૂકારી બોલ્યો જોઇ રૂસ્તંમ:
"હવે ચાલ પડ બહાર ઓ પીલસમ.
છે આજનો દિન હવે કુશ્તીનો,
ખતમ દિન તારો કરૂં હસ્તીનો.
કરી લે દૂનિયાને છેલ્લી નજર,
ભમે તુંજ સરપર કજાનો કહેર."

## પીલસુમે રૂસ્તંમને જવાબ દીધો.

જોઇ મામલાને નજર રૂ-બ-રૂ,
પૂકાર્યો પિલ્સુમ જઇ મુ-બ-મુ:
"અએ પેહેલ્વાંન ઇરાંની, ઓ નામેવર,
કરે મુજ કજાની કાં તું ફિકર.
કરે બદઝબાંની બની તેહમ્તન,
ઘટે નહિ તુંને, એ બુરા વચન.
તૂંને મુજ કજાની ફિકર કાં પડી,
કફનને થકી કાં રહ્યો તું રડી.
ડરાવે મને તું કજા નાંમથી,
હું ડરતો નથી મોતના ધાંમથી.
અંમર કોણ અવનિની[3] અંદર રહ્યું,
અગર હું મૂવો, તો શું થઇ ગયું.
મરવું છે સહુને, અંમર કોઇ નથી,
જન્મ બાદ એક રોજ છે એ ગતી.
નજર મોતની એક સરખી સદા,
ગણે એક સરખા ગની[4] કે ગદા.
દયા મોત દીલે ન હરગીજ ધરે,
હજારો માહેતમથી ના ડરે.
હજારો જવાંનો, હજારો હસીન,[5]
હજારો વીરો, નર નામચીન.[6]
જમશેદ જેવો બી-મોત[7] નર,
ઝોહાક જેવો કાળો-કહેર.
ફ્રેરીદુન જેવો શાહ શેહરયાર,
એરચ[8] જેવો ભલો નેકકાર.

---

૧ બંદગી કરી રૂસ્તમ જયારે પાછો જંગે મયેદાનમાં આવ્યો, ત્યારે તેના શરીરમાં નવું જોર, અને નવું ઝેન આવ્યાથી, રૂસ્તમની ચલવલ અજબ જેવી વધી ગયેલી જોઇ, પીલસુમ તેને 'નવો રૂસ્તમ' જેવો બનેલો જોઈ, અજબ થયો હતો. ૨ વેણ યાને બોલો, વચનો. ૩ અવની, યાને દુનિયામા. ૪ ગની, યાને માતબરો. ૫ હસીન, યાને ખુબસુરત. ૬ વીરો નર નામચીન, યાને નામીચા બહાદુર નરો. ૭ બી-મોત, યાને અંમર કાયાનો. જમયાદ યશ્તમાં શાહ જમશેદ માટે કેહવામા આવ્યું છે કે તેણે પોતાના રાજમાંથી મોતને બંધ કીધું હતું. ૮ એરચ, પાદશાહ ફરીદુનનો દીકરો જેનું ખુન તેના ભાઈઓ તુર અને સલમે કીધું હતું.

બુલંદ બખ્ત નર તેહેમૂરસ દેવબંદ,[1]
મિનોચહેર[2] જેવો શાહ નુરમંન્દ.

હજારો તુર[3] 'ને હજારો સલમ,[4]
હજારો માલીકે—માલો—હશમ.

હજારો રૂસ્તંમ જેવા સવાર,
થયા છે સહુ મોતથી ખ્વારજાર.

તો મારી 'ને તારી શું છે મજાલ,
અગર મોત આવે, તો બચવું મહાલ.

લિધો મારી માદરને પેટે જનમ,
તું'ને મારી મરવું, એ મુજ ધરમ.

નથી મોત વન કોઇ પયેદા થયું,
જન્મ લઇ ના કોઇ કાયમ રહ્યું.

કિધા કએદ તારા ઇરાંની જવાંન,
ગણાતા ઇરાંનમા બળવાંન.

નહિ નામરદી આ બંન્દો કરે,
મરદી વિના કેમ દુશ્મન હરે.

નથી એ નામર્દી, મે મર્દી કરી,
સિકલ મે ઇરાંની ઝર્દિ[5] કરી.

કિધા કએદ વીરો કુહે-કાફ્મા,[6]
પડયા છે સઘલા ગીરી-નાફ્મા.[7]

ગજબ જો મહારી હવે મસ્તીનો,
છે રોજ આજે બૂરી કુશ્તીનો.

ઇરાદો અગર તારો છે કુશ્તીનો,
ખતમ હું કરૂં તારો દિન હસ્તીનો."

* * *

## પીલસુમ અને રૂસ્તમની કુશ્તી.

જમાનાનો જંગી પડિયો બહાર,
કસીને કંમરબંધ બનિયો તત્તાર.

અજલની અજાએબ હિકમત હતી,
ખૂદાને ખબર કો'ની કિયામત હતી.

અજબ કુશ્તીની બલાગત હતી,
નસીબમા કોણની એજાલત હતી.

ગરૂર 'ને ગૂમાને જઇ ખુબ છકી,
પડયા બહાર બંન્ને કુશ્તી થકી.

* * *

હતા બન્ને સુરવીર, મર્દે[8] દલીર,
હતો એક પીલંગ, બિજો એક શીર.

કંમરબંધ ખેંચ્યા બહુ કસકસી,
ફતેહ બેહુ જનને રહી મન વસી.

એકાએક રૂસ્તંમે મારી છલંગ,
પડયો વલગી પીલસુમ જાણે ભૂજંગ.[8]

મિસલ એક અઝદાહ વિટલઇ ગયો,
બદન બળ છત્તે જકડઇ ગયો.

ઘણુંબી કરી જોર પીલ્સુમ રહ્યો,
મગર પેચ[9] રૂસ્તમ ન ઢીલો થયો.

ન આગલ, ન પાછલ હિલતું કદમ,
ભરતો તે હરએક મૂશ્કીલે દમ.

એક હાથ રૂસ્તમે પકડી કમર,
બિજે થાપ મારી ગરદન ઉપર.

ચાહ્યું કે ઉંચકી પટકે જમીન,
મગર હાલી શકિયો નહિ નામચીન.

હટાવી, ઉઠાવી ન શકિયો જરી,
ગૂજારી સિતમ બહુ રહ્યો હર ઘડી.

ઘણી તાલ કીધી, ઘણી લેઇ તક,
થયાં બંન્ને લશ્કર જોઇને છક.

તપે તાપ સરપર, અગન અંગ બળે,
મગર વીરલાઓને ના કંઇ કળે.

તપાકે[10] તપીને રહ્યા વન ઢાલ,
લડીને લડીને થયા વીકરાળ.

૧ તેહમુરસ દેવબંદ, પેશદાદી વંશનો ત્રીજો પાદશાહ, જેણે દેવોને બાધી જેર કીધા હતા; અને એટલાં ઉપરથીજ, એને 'દેવબંદ' કેહ છે. ૨ મીનોચેહર, કિયાની વંશનો ઇરાંનનો પાદશાહ. ૩-૪ તુર અને સલમ, ફરીદુનના દીકરાઓ, જેઓએ પોતાના નાહલ્લા ભાઈ એરચને ઈરાંનની ગાદી માટે કતલ કીધા હતા, ૫ ઝર્દિ યાને ફીક્કી. ૬ કુહે-કાફ્મા, યાને પાહડી ગારમા. ૭ ગીરી-નાફ્મા, યાને પાહડના પેટ માહેલા ભીત્તરના ભાગમા. ૮ ભુજંગ, યાને સાંપ. ૯ પેચ, યાને વળ ૧૦ તપાકે, યાને સુર્યના તાપે.

કિધો જીંન્દગીનો જરાબી ન ખ્યાલ,
રહ્યા થઇ બંન્ને જના ખસ્તહાલ.
લડે બેહુ પૂકારી વિધવિધ રંગ,
ગગનબી ગભરઇ ગયું થાઇ દંગ!
ધરતીબી વનની ધ્રૂજી કમકમે,
સિતારાઓ લરજી ગયા એ સમે.
હરોલે ઉભો આવી અફરાસીયાબ,
જોઇ રણ રંગને થયો પેચોતાબ.[1]
બની બહુ બેતાબ જૂવે લશ્કરી,
કરે આસમાં કોણુની રેહબરી. ૧૪,૧૮૦

* * *

## બરજોરે પોતાના બપાવા રૂસ્તમની જંગના મયેદાંનમા મુલાકાત લીધી.

હજી જંગ અધુરૂં, ન પુરૂં થયું,
મરવામા બાકી ના કંઇ રહ્યું.
મરવા તો તત્પર હતા બેહુ જન,
મગર કોઇનું ના નિપજ્યું મરણ.
નહીં કોઇ પટકઇ પડિયો જમીન,
થયું કોઇનુબી નહીં બખ્ત હીન.
થયાં પાણી-પાણી, લડતાં બદન,
દરદ અંગ-અંગે સહે બેહુ જન.
અતીશે ચહડી થાક, હવે હાંફતા,
પડી બેહુ છુટા ઉભા કાંપતા. ૧૪,૧૯૦
બની મહાવીરો ઉદાસી અપાર,
ઉભા મસ્ત કિલ્લા સમ ઉસ્તવાર.
છપાયા છૂપા છાપ અજીત હાંમના,
હતા બંને બ્હાધર જગત કાંમના.

* * *

## બરજોરે રૂસ્તંમને કરેલી અરજ.

જોઇ બેહુ લડતા અજીત મ્હાવીર,
થયાં બંન્ને લશ્કર અતીશે અધીર.
પરેશાંન જોઇ હાલ રૂસ્તમનો,
રહ્યો પાર ઇરાંની નહીં ગંમનો.
દપટાવી ઘોડો, સાબુત રિકાબ,
૧૪,૨૦૦ નિકલ્યો મયેદાંને બરજો શિતાબ.
જઇ પાસ રૂસ્તમ કીધું નમન,
અદબથી નર્મા બોલિયો તે વચન:
"હવે ઓ મહાવીર, તંહેમતન પેદર,
અજબ જોર તારૂં, અજબ છે હૂંન્નર.
લડી તું રહ્યો છે, તપી તાપમા,
પડયા છે ઇરાંનીઓ સંતાપમા.
અરજ એ કરૂં ઓ પેદર નેકનામ,
જરા જા હવે તારે લશ્કર મૂકાંમ.
જરૂરત તૂંને છે આરાંમની,
ચહડી થાક જબરી છે સંગ્રામની. ૧૪,૨૧૦
પકડી લે ઘોડાની લઇ તું લગાંમ,
ખતમ હું લડીને કરૂં તારૂં કાંમ.
કરૂં કુશ્તી જંગે તહારી બદલ,
પલકમા દેખાડું, પીલ્સુમ અજલ.
ન હરગીજ઼ ટકે એનો મુજ પાસ ટેક,
ન હરગીજ઼ સમજું હું એનો વિવેક.
ઉઠાવી એ ધીર્ત રહ્યો છે સર,
લડે તારી સાથે કરી કરરોફર.
જરૂરત તુને છે આરાંમની,
ફિકર ના જરા કર સંગ્રાંમની. ૧૪,૨૨૦
હું લાઉ છું બાંધી કરી દસ્ત તંગ,
દેખાડું એને હું આસમાંનો રંગ."

## રૂસ્તમે દીધેલો બરજોરને જવાબ.

હરખથી હરખી ફૂલાવી બદન,
હસી રૂસ્તમ બોલયો બે સૂખન.:
"ન કર ગમ મહારા ગુન્ચેદહન,
ન કર કંઇ ફિકર મારી ઓ જાનેમન.

---

[1] પેચોતાબ, યાને ધાસ્તી, બેચેની.

ડરૂં નહીં ગગડાટ આકાશથી,
ડરૂં નહી ખવીસ-ખંજ્ઞાસથી.
મદદગાર મહારો ખુદા પાક છે,
દુશ્મનો રૂસ્તમ તણા ખાક છે.

લડે મુજ બદલ તું કહે શા થકી,
છૂટે મારે હાથે છે મુશ્કીલ વકી.
પીસર તું હવે જલ્દ હિયાંથી સિધાર,
ઉભો રહી દુર, જો કુશ્તી બહાર."

* * *

## વજીર પીરાંને લડાઇના મયેદાંનમા પીલસુમની મુલાકાત લીધી.

પોતાના બુઝરોગ બપાવાના આવા હિંમત ભરેલા સખુનો સાંભલી, દીલાવર બરજોર તેજ વખતે જંગના મયદાંનમાથી પોતાના ઘોડાની લગાંમ ફેરવી, હસ્તે મોહડે રૂસ્તમની આગલથી પોતાના લશ્કર તરફ નિકલી જઈ હરોલમા ઉભો રહી, દુરથી તેની કુશ્તીને બહાર જોતો રહ્યો. જેહાં પેહલવાંન રૂસ્તંમ હવે પુરતી આસાએશ લઈ, ફરીથી કુશ્તીનુ જંગ પીલસુમ સાથ કરવા માટે, પોતાની કંમર તંગ કરવા લાગ્યો,

રૂસ્તમને કુશ્તીની તઈયારી, આવી રીતે કરતો જોઈ, તુરાંની લશ્કરની હરોલમાથી વઝીર પીરાન પાદશાહ અફરાસીયાબના હુકમથી બહાર પડી, અંઃ ફાડી ખાનારા સીંહની મિસાલ પોતાનો ઘોડો દપટાવતો આવી પીલસુમને કેહવા લાગ્યો :—

પુગ્યો જઇ પલકમા, છુટે જેમ તીર,
મલ્યો જઈ મયદાંને પીરાંન પીર.
પડયો તે નમી પીલસુમ કાંનપર,
પૂગાડીં શેહનશાહની તેને ખબર:
"સુખન કહું સાંભલ, ઓ નામદાર,
લાવ્યો છું પયેગામે-શાહ શહરિયાર.
જોઇ તારી કુશ્તી 'ને હુંન્નર રૂઆબ,
થયો છે ખૂશી શાહ અફ્રાસીયાબ.
પરસ્તાર તારો થયો બે-હિસાબ,
પડયો તેને મન છે અજાએબ છાપ.
મને તેણે કીધો છે એ હૂકમ,
જાહેર કરવું તૂને એકદમ.
અગર જંગ ફતેહ જો તું કરે,
કરી કએદ રૂસ્તમ જો તું ફરે.
તો બેમુલ ખઝાનો 'ને માલો-હશમ,
બદખ્શાંન-લાલો, ગૌહર, નિલમ.
બગીચા 'ને બાગો અતી દીલબહાર,
મહેલો, અએવાંનો ખુબ ઝરનિગાર.
કિધા છે આરાસ્ત અફ્રાસીયાબ,
તૂને માન સાથે દિયે તે શિતાબ.
હજારો દીનાર ઠેલી ભરી,
વલી શાહી ગૌહર, કમરબંધ ઝરી.

બુનિયાદે આલા રખસ નામચીન,
સમ્શીર હિંન્દી નામી ઝરીન.
કિધું છે તઇયાર તખ્તે-ફિરૂઝ[1],
વલી જામે-બેમુલ ગેતીફરૂઝ.[2]
કિધા છે તઇયાર રૂમી ગુલાંમ,
દિલારાંમ બાંદીઓ ચીની ઇનામ.
સેંહકડો પીરૂઝી અનમોલ જાંમ,
અંમ્બર[3] અને મુશ્કથી[4] તર તમામ.
ફતેહમંદ જો તું અને નામચીન,
તૂને બક્ષે શાહી સકલાબો-ચીન.
હવે એ લડે નહી નવાં જોરથી,
થયો છે ઢીલો ગજબ શોરથી.
થયો છે થાકી અબળ મસ્તાંન,
હવે તક તહારી છે પેહલવાંન.
લડે જોરથી તું ધરી હાંમને,
ફતેહ જંગ કરે આજના કાંમને.
દુઆ દઇ કરે હરઘડી બંન્દગી,
ખૂદા તારી કરજો સફલ જીન્દગી.
બનીને ફહત્તેમંદ, હવે જલ્દ ફર,
બાંધીને રૂસ્તંમ, તું તંગ કર."
કહી એમ પીલ્સુમને શાહી ખબર,
ગયો નિકલી પીરાંન, લશ્કર ભિત્તર.

* * *

૧ તખ્તે-ફીરૂઝ, યાને ફીરોઝાનુ બનાવેલુ તખત. ૨ ગેતી ફરૂઝ, યાને દુનીયાને રોશન કરનારી. ૩-૪ અમ્બર અને કસ્તુરીથી ભરેલી.

## નવી કુશ્તીનું નવું જંગ.

નવી વાત સુણી, નવાં માંનની,
પૂગી ગઇ અશારત શયતાંનની.
ચહડયું જોશ જબરૂં ગુમાંનનુ,
રહ્યું ધ્યાંન નહી કંઇ યઝદાંનનુ.
હરખી ઉઠી તેણે મારી છલંગ,
કમરબંધ બાંધ્યો પકડી ઉમંગ.
કંમરબંધ બાંધ્યો અતી કસકસી,
નિકલ્યો એકદમ રણમે ધસી.
ઉભો સાંમે રૂસ્તંમ, જઇ શેર સમ,
પૂકારી બોલ્યો, બનીને ગરમ:
"ડરી કેમ ઉભો, ઓ જમાને દલીર,
ગયો કેમ ગભરાઇ ઓ નામગીર.
અધુરી મૂકી જંગે કુશ્તી ગયો,
સમજ્યો નવો શું તૂં રૂસ્તંમ થયો!
ભલે હોય જો તું લસ્કરશીકન,[1]
મગર મારે મન છે તું અહેરેમન.
ગલત વાત જંગે તું હરદમ કરે,
ભમાવી, ભૂલાવી તું પાછો ફરે.
અગર કરતે નહી તું ગલત એકરાર,
તો બેશક જંગે થતે તારી હાર.
બની પેહલવાં આશ્કારે-જહાંન,
કરે કાંમો જંગે તું મિસ્લે જનાન.
લિધું જોર જોઇ, જોયો હૂંનર,
દિસે છે મને તું બડો બાજીગર.

વધુ તુંજસે ના કરૂં ગૂફ્તગુ,
બેશક છે મક્કાર તું હૂ-બ-હુ."

## રૂસ્તંમે પીલસુમને જવાબ દીધો.

હસ્તો ઉભો સુણી રૂસ્તમ સુખન,
બાદઅ બોલ્યો ખોલી વદન.
"ભલે બોલ ચાહે જે કંઇ જબાંન,
હસું છું જીગરથી સૂણી દસ્તાંન.
હસું છું તહારી હેમાકત ઉપર,
હસું છું તૂજસમ લટખટ ઉપર.
હસું છું હું તારી નવી ગત ઉપર,
હસું છું તહારી તરીકત ઉપર.
ખૂદા તુંજ તરીકત ગારત[2] કરે,
બૂરી તારી જાલમ દિયાંનત ખરે.
હું લિયાનત મલામત કરૂં તુજપર,
બની તું પેહલ્વાં, બને બાબગર.[3]
જીગરમા વસે તુજ કાળો કહર,
દિસે તે સબબ તુંને કાળું-ભંમર.
નહી તારી કુશ્તીથી હું ડરૂં,
તમીજ રાખ જંગે બને સૂર્ખરૂ.
કપટ, વેર, મન તુંજ વસી છે રહ્યું,
તેથીજ લહુ તારૂં કાળું થયું.
થયો છે તૂં જંગે ખસ્તાજીગર,
તેથીજ હું લાગું તૂંને બાજીગર.
હિસું હું અગર તુંને સિર્ફ બાજીગર,
તો મુજથી છે બ્હેતર ચર્ખ બાજીગર.
તજી દે બકવા હેમાકત ભરી.
નિકલ ઝટ પડ બહાર લઇયે લડી,"

* * *

## જંગે રૂસ્તંમ.

કહી એમ અચબુચ મારી છલંગ,
મિસલ હોય છૂટયો દિવાંનો પિલંગ.
વલગી બે હાથે પકડી કંમર,
દબાવી સતાવી રહ્યો ખુબતર.
કસી કસ રૂસ્તમ ઘણુબી કરે,
મગર બાજી પીલ્સુમ નહિ સુધરે.
વલગી વલગતો, કરી શોર-શાર,
સટકતો, છટકતો, પિલ્સુમ પહાડ.

---

૧ લસ્કર-શીકન યાને લશ્કરને મારનાર. ૨ ગારત, યાને નાબુદ, ફના. ૩ બાબગર, યાને બદજબાન યાને હલકી ભાશા વાપરનાર.

ધડકી ધડકતો અંતર મહીં,
'શું આવ્યો કજાનો કહેર છે અહીં?'
લડી બેહુ રહ્યા પેહલવાંને-જહાં,
જોઇ જંગ હયરત રહ્યું આસ્માં.
દિમાગે ચહડી ધુન અતી બેહિસાબ,
કહે વીર મીસ્લે દર્યાએ આબ.[1]
લડે બેહુ જંગી બર્નાને અધીર,
હવા થાઇ અબ્નુસ, ઉચિત ચર્ખ-પીર.
નહિ થાઇ કોઇનિબી રણમાહે હાર,
નહીં જોર કોઇનુ થયું કારગ્રાર.
હતા બેહુ બળવંત બડા ગોર્દગીર[2],
હતા બેહુ બેશક કેરદારે શીર.[3]
હતા બેહુ દલીરો આતશ મિજાજ,
જમાનોબી જોઇ થાયો લાઇલાજ.
હતી આસ બંન્ને જનોને મન,
પટકી જમીન પર કરવું દફન.
મગર આસ કોઇની ન ફળતી હતી,
બની ગઇ બંન્નેની બુરી ગતી.
કહે જોઇ લશ્કર: "હવે થાય શું!
પડે છે ત્હેમતન કે હાય શું!"
દિઠા લશ્કરે થાકતા બેહુ વીર,
બનેલા દિઠા સુસ્ત બેહુ ગોર્દગીર.
હારીને રૂસ્તંમ ફસતો હતો,
મગર જોમ ધારી ધસતો હતો.
લડતો તે હરપળ નવાં બળથી,
કરતો પકડ[4] તે નવાં છળથી.[5]
મગર તેનું કંઇબી ન વળતું હતું,
પરીણામ કંઇબી ન ફળતું હતું.
બર્નાને કાહેલ[6] કાયર[7] થયો,
નહિ બીજો ઇલાજ કંઇબી રહ્યો.
પૂકારી રહ્યો: "કેરદેગારે જહાં,
હવે કર કરમ મુજપર મેહરબાં."
તુરત અર્જ વીરની પોંહચી ગઇ,
બશારત ફૌરન રૂસ્તંમ થઇ.
અબળ બળ તેનુ, સબળ થઇ ગયું,
નજર સાંમે મયદાંન ઝલકી રહ્યું.
ધરી નામ યઝદાંન, રૂસ્તંમ જવાંન,
કદમ રાખી સાબુત, જમીન દરમિયાંન.
કરી જોર, સંગ શોર, જબરૂં જનુંન,
ઉઠાવ્યો પીલસુમ, ધરીને ઝનુંન.
જમીનપર પટકયો, ઉઠાવી અધ્ધર,
ચહડી બેઠો રૂસ્તંમ, છાતી ઉપર.
કમંન્દથી જકડી લિધું તન-બદન,
ગયો લઇ ઘસડી, તૂરત ત્હેમતન.

* * *

## જંગી પીલસુમનુ સેવટ. રૂસ્તંમની ફતેહ.

જેના નસીબનો સીતારો જ્યારે ઉલટો ફરે છે, ત્યારે તે હીનભાયગને કોઈનીબી સાથે મલતું થવાનુ સુઝ પડતું નથી! તેના સીતારાની તેવી ઉલટી ચલનને લીધે, તે કોઈને પણ બીસાદમા ગણતો નથી, અને પોતાના તેમજ બીગાનાઓ આગલ, તે અલખાંમણો થઈ પડે છે. જ્યારે તેનો વખત તંગ આવે છે, ત્યારે તે છળ-કપટ, કે કાવાદાવા કરવાને જરાએ ભુલતો, કે અચકાતો નથી.

જ્યારે પીલસુમ જેવા મહાવીર પેહલવાનનુ નસીબ બરગશ્ત થયું, ત્યારે તેના બદનનુ જોર, અને તનની તમામ તાકાત અબળ થઈ ગયાં. તેના બદનનો તમામ બાંધો, જે દુનિયાના તમામ મયદાંનોને ધ્રુંજાવી. ધડકાવી રહ્યો હતો, તે ઢીલો પડી કમજોર થઈ ગયો. તેના હાથ-પગના સાંધા તાકાત વગરના થઈ ગયા, અને પીલસુમની ઘણીબી મરજી છતાં, અને ઘણીબી તજવિજ કરવા છતાં, તેની મરજી પ્રમાણે તે કાંમ કરી શકયા નહી. રૂસ્તમનો પાહડી પુકાર

---

૧ દર્યાએ આબ, યાને દરીયાના પાણી મીસાલ. ૨ ગોર્દગીર યાને પેહલવાંનોને પકડનાર. ૩ કેરદારે શીર, યાને વાઘના જેવા ઝનુની, જોરવાલા. ૪ પકડ, યાને કુસ્તીના અમુક 'દાવ-પેચ'નું પકડના નામથી ઓલખવામા આવે છે. ૫ નવાં છળથી, યાને નવીજ કીસમની હિકમતથી. ૬ કાહેલ, યાને બેચેન થઇને. ૭ કાયર, યાને કંટાલી જઇને.

**રૂસ્તમે પીલસુમને ઉઠાવી જમીન પર પટક્યો.**

ધરી નામ યઝદાંન. રૂસ્તમ જવાન,
કદમ રાખ્યા સાબુત, જમીન દરમિયાંન.
કરી જોર સંગ શેર, જબરૂં જનુન,
ઉઠાવ્યો પીલસુમ, ધરીને ઝનુન.
જમીન પર પટક્યો, ઉઠાવી અધ્ધર,
ચઢી બેઠો રૂસ્તમ છાતી ઉપર.

(જુવો પાનું ૨૨૪.)

સાંભળતાંજ, તે વનનો વનરાજ ધ્રુંજવા પડયો. તે સીંહ જેવો સુરો, દલીરોનો દલીર, જેના બળ ઉપર જેહાંન આફરીન કરતી હતી, તે કમજોર થઈ રૂસ્તમ આગલ લાઈલાજ થઈ પડયો.

સમજ ઓ દાનેશ વાંચનાર, કે પીલસુમના બંન્ને હાથો, જાણે કોઈએ બાંધી લીધા હોય, તેમ તે કબ્જ થઇ ગયા ! અને રૂસ્તમના જોર અને જોમ આગલ, તે લા-ચાર ! લા-જવાબ ! અને લા-ઈલાજ થઈ ગયો. તેજ વખ્તે રૂસ્તમે, તે મહાવીરને જમીન ઉપરથી ઉઠાવી, પોતાના માથાં સુધી ઉંચો ઉંચકયો અને ત્યાર પછી એક પત્થર મીસાલે જમીન ઉપર તેને જોરથી પટકી, તેની છાતી ઉપર રૂસ્તમ ચહડી બેસી, પોતાની મજબુત કાબુલી કમંન્દથી તેના તન-બદનને એવી તો રીતે બાંધી જકડી લીધું, કે તે કદીબી છુટી શકે નહી.

## પીલસુમનુ કએદ પડવું. ઈરાંની લશ્કરમા ખુશાલીનું ફેલાવું.

ખૂશીના પૂકારો 'ને પડઘમ અવાજ,
'શાદમાંન, શાદમાં, ઉંમરદરાજ.'
પૂકારી રહ્યા કુલ ઇરાંની સવાર,
કહાડી મૂબારકબાદી પૂકાર.
હરખથી હરખ્યું લશ્કર ઇરાંન,
થયો જેર જાલમ પીલ્સુમ મહાંન.
કરનાય, ભુંગલ 'ને સરનાઇ નાદ,[1]
નિકલ્યા ઢોલક 'ને ડમરૂના સાદ.
હરખ્યા હરખઇ પુર હોશથી,
ગાજી 'ને વાજી રહ્યા જોશથી.
સિપાહો 'ને સાલાર સહુ ગાજતા,
મલકાઇ, મલકાઇ સહુ વાજતા.
સૂણી શોર ઇરાનિઓ ગળગળી,
ખૂશાલીથી વનબી રહ્યું હળમળી.
વધાવી લિયે રૂસ્તમ માતથી,
દુઆ ચાહે હરજન ભલાં ચીતથી.
ખૂશાલી ફેલઇ ગઇ લશ્કરે,
વધાવી રૂસ્તંમને આદરે.[2]

* * *

## બરજોરે જેહાં-પેહલવાંનને મલવા મયદાંનમા નીકલી પડવું.

જેહાં-પેહલવાંન રૂસ્તમે એ મુજબ પોતાના હરીફ પીલસુમને કુશ્તીમા જેર કરી કએદ કીધો, અને તેને કમંદથી બાંધી પોતે ઘોડેસવાર બની, ઈરાંની લશ્કર તરફ ખુવારીથી ઘસડી લાવતો, જ્યારે દીલાવર બરજોરે તેને જોયો, ત્યારે તેણે તુરતજ પોતાના ઘોડાને મયદાંનમા દપટાવી તે રૂસ્તમની સામે જઈ ઉભો.

ફત્તેહમંદ જોઇ દલીરે-જહાંન,
ગયો સાંમે બરજોર રોશન રવાંન.
દપટાવી ઘોડાને સોંપી લગાંમ,
રહ્યું જોઇ લશ્કર ઇરાંની તમાંમ.
નમી રૂસ્તંમને કીધી નમાઝ,
કહ્યું : "તુને રાખે ખૂદા સર્ફરાઝ.
ફત્તેહ તારી બેશક છે બેનમુન,
હવાલે મને કર આ કએદી મલુન.
સજાને એ તારી સજાવાર છે,
ગૂન્હાગાર એ કાબીલે-દાર છે.[3]"

* * *

## રૂસ્તમે પીલસુમને બરજોરને સ્વાધીન કરવો.

ખૂશી થાયો રૂસ્તમ જોઇ પિસર,
દૂઆ દીધી: "ખુશ રહો લખ્તે જીગર.
કરૂં હું ઇનાયત તૂંને બંદિવાંન,
તપાસીને લઇ જા લશ્કર મિયાંન.
બૂરો છે દુશ્મન, ના ભુલ તું,
દયા દીલે ધરતો ના બિલકુલ તું.
આવ્યો છે મુશ્કીલથી હાથમા,
લે આ કમંન્દ તું ધરી બાથમા.

૧ નાદ, યાને અવાજ. ૨ આદરે, યાને માન આપે. ૩ કાબીલે દાર, યાને સુલી ચહડાવવાને લાયક છે.

ખબરદાર રહેજે તું હુશિયાર,
પડે નહિં ખતરો રાહમે લગાર.
સજાને છે લાયક, ચાહે તે કર,
મને છે ભરૂસો તહારી ઉપર."
* * *
હરખથી હર્ખાઇ થાયો મગન,
ખૂશીથી બરજોરે લીધી કમંદ.
દિઠો તેણે પીલસુમ પડેલો જમીન,
પરાગંદે હાલતમા છીન-ભીન.
પડયો'તો જમીન પર, બની બેકરાર,
બંધાઇ, રૂધાઇને ઉસ્તવાર.
પડયો'તો જમીન પર ઘાયેલ બની,
આધીન નસીબને ગાફેલ બની.
પડયો'તો જમીન પર થઇને ફિગાર,[1]
આધીન નસીબને થઇ બેકરાર.
પડયો'તો જમીન પર, સહેતો કલંક,
આધીન નસીબને બની તે બતંગ.

તૂરત તેણે પકડી કમંન્દ બાથમા,
હવાલે કિધી બરજોને હાથમા.
નિકલિયો બરજોર પીલ્સુમ સાથ,
પડયો મારગે તે હવે સડસડાટ.
ઘસડતો ગયો પીલસુમ લઇને,
શરીર થાયું જખ્મી અફડાઇને.
કઢણુ 'ને ઢલણુ પર ઉછલતો હતો,
કીચથી 'ને ગોચથી કકલતો હતો.
ઘસડાતો અથડાઇ, પછડાઇને,
અફડાતો, કચડાતો ભચડાઇને.
પૂગ્યો મસ્ત બરજોર અંતે મૂકાંમ,
હરોલે જઇ તેણે છોડી લગાંમ.
જોઇ સહુ સિપાહો ગાજી રહ્યા,
મલકાઇ મલકાઇ રાજી થયા.
ખૂશાલીથી વનબી રહ્યું હળમળી,
થયો જેર દશ્મન મહાવીર બળી.[2]
* * *

## બરજોરને હાથે પીલસુમનુ સેવટ આવવું.

ઇરાંની તૂરાંની સીપાહ, સવાર,
જોતા રહ્યા સહુ અંજામે-કાર:
હજારો અટકલ લશ્કર કરે:
"હવે કેવી રીતે પીલસુમ મરે.
કરશે સમ્શીરથી એને કતલ,
કે આવશે શું ખંજરથી એની અજલ.
ગૂરઝથી કૂટાશે હવે એનુ સર,
કે, લટકાવી દેશે હવે દાર[3] પર.
કે, ભાલાથી ભોકાઇ પડશે જમીન,
કે, તીરોથી વીંધાઇ મરશે કમીન.[4]
કજા પીલ્સુમની નક્કી હતી,
ઘડીપળ તેની જીંદગી હતી.
નહી મોતથી તે ડરતો હતો,
કજાને કદી નહિ વિસરતો હતો.
નર તે ખરેખર નિવડિયો હતો,
સિંહ સમ ગાજી ગરજિયો હતો.

મગર લોભે લલચાઇ લડિયો હતો,
ફરેહ થકી નહિ સરજિયો હતો.
ન સંતોશ દિલમાહે વસિયો હતો,
કજા કફસમાંહે[5] ફસિયો હતો.
હવે હારી ભારી કજા કુખમા,[6]
પડયો તે જમીન પર અતી દુ:ખમા.
* * *
ધરી ઝાંજ ભારી, કરી એક શોર,
નિકલ્યો બરજોર હવે ફિલફોર.
ઉઠાવી જમીન પરથી પીલ્સુમને,
પટકિયો પત્થર સમ તે મજલુમને.[7]
કાપી કમંન્દને ધરી હાથમા,
લિયાનત કિધી ખુબ ખિજવાટમા.
તુરત કાહડી સમ્શીર અતી ધારદાર,
કિધું તન ટુકડા, વિંધી આરપાર.

૧ ફિગાર, યાને જખમી. ૨ બળી, યાને બળવંત. ૩ દાર, યાને સુળી. ૪ કમીન, યાને કમીનો ૫ કફસ માહે, યાને ચુંગાલમાં. ૬ કજા કુખમાં, યાને મોતની બગલમાં ૭ મજલુમને, યાને જખમી થઇ પડેલો, નિરાધાર.

પડયો ખાકમા શેરદીલ નામચીન,
જોઇ હાલ હયરત, જમાનો-જમીન.
પડયા તન ટુકડા, ખુંન-ખાકમા,[1]
જોઇ કુલ તૂરાંની પડયા આગમા.

*　*　*　*

## રૂસ્તમની ફત્તેહ માટે જાબુલી લશ્કરની ખુશાલી અને જાલે શુકર ગુજારી કરવી.

કરનાયા, સરનઇના સુણી અવાજ,
ખુશી કુલ ઇરાંની થયા સર્ફરાજ.
જબરદસ્ત દુશ્મન તણો જોઇ હાલ,
ખુશી થઇ ખિલ્યો બૂઝરોગ જાલ.
શેરદીલ જવારેહ,[2] જંગી દલીર,
ફરાંમર્ઝ[3] બહાદુર રોશનઝમીર.
ગયા તુર્ત દોડી રૂસ્તંમ પાસ,
અગલગીર બનીને દૂઆ ચાહી ખાસ.
બનેલો ફત્તેહમંન્દ જોઇ પિસર,
દૂઆ ચાહી જાલે ઝૂંકાવી સર:
'ઓ માલીકે-દૂનિયા, જમીન, આસ્માંન,
લિધી દાદ મારી, થઇ મહેરબાંન.
આ પીરીમે[4] મારો બની દસ્તગીર,
બખશિયો તૂંએ મારો ત્હેમતન વીર.
કરી દુર દીલથી ગરૂર'ને ગૂમાન,
તૂને તનમનથી નમુ યઝદાંન.
મને તેં બખશ્યો રૂસ્તમ પિસર,
કરૂં હું તહારા લાખો શુકર.
ખૂદા મારો તું છે સદા દાદગર,
સદા મારી એવીજ બૂજજે કદર.
તું છે નિરંજન, નિરાકાર આપ,
કરી દુર સંકટ મુશ્કીલ કાપ.
મને આપ સાહેબ, સદા કાંમ તું,
કરૂં આએ જગમા ભલાં કાંમ હું.
કિધો મારો દુશ્મન તૂંએ ખારઝાર,
થયો પાડ મુજપર અપરંમપાર.
બચાવી તેં રૂસ્તંમ લિધો દાદગર,
કરી મેહર તુંએ કિધો બખ્તવર.
સદા રાખજે તારી તે પર નિગાહ,
સદા થાઇ રહેજે તું દાદખાહ.
ઝૂંકાવી સરને કરૂં હું નમાઝ,
પૂગે તારી દરગાહે મારો અવાઝ."

## અફ્રાસીયાબે ઇરાંની લશ્કર ઉપર હુમલો કરવાનો, પોતાના દીકરા શીદેહને હુકમ કરવો.

જંગના મયદાંનમાં ઇરાંની અને તુરાંની લશ્કરો વચ્ચે કીનાની જબરી આગ બળી રહી હતી.

તુરાની લશ્કરની, તેમજ પાદશાહ અફ્રાસીયાબ અને તેના પેહલવાંનોની નજર મયદાંન તરફ હવે ખેંચાઇ રહી હતી. ખુલ્લાં ચોગાંનમા બંને લશ્કરોની નજર રૂબરૂ, પીલસુમ જેવા મહાવીરના તનના કાપી ટુકડે ટુકડા કીધા પછી, તુરાંનીઓની લાગણી કેટલીબધી ઉશ્કેરાઈ હતી, તેની બરજોરને બરોબર ખબર હોવાથી, તે દીલાવર પેહલવાંને ઇરાંની લશ્કરને, જરૂર પડે તો લડવા માટે ખબરદાર બની હુશીયાર રેહવાનો હુકમ કીધો.

જ્યારે બુરી મનશાનીના અફ્રાસીયાબે પોતાના માનીતા પેહલવાંન પીલસુમની આવી કમકમાત ભરેલી કતલ થાયલી જોઈ, ત્યારે કીનાનો આતશ તેની છાતીમા એકદમ ભડકું લઈ ઉઠયો, અને તેની આંખો લોહીથી ખુંખાર જેવી બનેલી થઈ ગઈ. અફ્રાસીયાબે તેજ વખતે પોતાના દીકરા શીદેહને, તમામ તુરાની લશ્કર સાથે ઈરાનીઓ ઉપર એકદમ તુટી પડી, ખુંનખાર કતલ ચલાવવાનો હુકમ કીધો.

---

૧ ખુન-ખાકમા, યાને લોહી અને ધુલમા. ૨ જવારેહ, રૂસ્તમનો ભાઇ ૩ ફરાંમર્ઝ, રૂસ્તમનો બેટો. ૪ પીરીમા, યાને બુઢાપામા.

## પાદશાહ કયખુશરૂનુ એક લાખ લશ્કર સાથ મયેદાનમા આવી પુગવું.

આવો ભયંકાર હુકમ અફરાસીયાબને મોહડેથી સાંભલી વઝીર પીરાંને અફરાસીયાબને ઘણુંબી સમજાવી, એવી કીસમના જાહેલ જંગથી હાથ ઉઠાવવાની અરજ કરવા લાગ્યો, અને રૂસ્તમ જેવા જોરેમંદ અને બરજોર જેવા બળવંત પેહલવાંનોના જોર અને જોમની હકીકત જણાવી, એવા જાહેલી ભરેલા વીચારો ફેરવવાની તે તજવીજ કરવા લાગ્યો.

આવી કીસમની ગુફતગુમા તેઓ મશગુલ હતા, તેવામા કેટલાક તુરાંની તલાયાઓએ પવન વેગે આવી, અફરાસીયાબને ખબર આપી, કે ઈરાંનનો પાદશાહ કયખુશરૂ, એક લાખ સીપાહોનું લશ્કર લઈ આવતો માલમ પડયો છે અને તે લશ્કરના ધુલાડાંથી વેરાંન વનની તમામ હવા બિલકુલ કાળી થઈ ગઈ છે.

એ ખબર બેશક ખરી પડી, કેમકે પાદશાહ કયખુશરૂ, એક લાખ ઈરાંની લશ્કરના સીપાહો સાથ સેહજ વારમા તે વેરાંનમાથી આવતો દેખાયો

નામનો ઉઠાવનાર પેહલવાંન બરજોર, તથા જેહાં પેહલવાંન રૂસ્તંમ અને બીજા ઘણાક નામુલી બુઝરેગો, તથા બુઝરેગ જાલ અને બીજા સઘલા તેને યસ્તકબાલ લેવા માટે સામે ગયા, અને અદબથી તે નામદારને નમન કરી, જમીનને બોસો દઈ તેની રૂબરૂ ઉભા.

## વજીર પીરાંન અફરાસીયાબને મનાવવા અરજ કરે છે.

જ્યારે ઈરાંની પેહલવાંનો પોતાના નેકબખ્ત પાદશાહનં યસ્તકબાલ લેવાની દોડધાંમમા પડેલા હતા, ત્યારે કયખુશરૂ પાદશાહ કીનો લેવાના હેતુથી એક લાખ લશ્કર લઇ આવી પુગ્યો છે, એવી ખબર જ્યારે જાસુસો તરફથી અફરાસીયાબે અને પીરાને સાંભલી, ત્યારે વજીર પીરાંન પોતાની બંન્ને આંખો આંસુથી ભરીને બોલ્યો:—

આફતથી ભરપુર નવી આ ખબર,
સૂણી થાયો પીરાંન, બહુ બેસબર.
થઇ તેની આંખો આંસુ ભરી,
કહ્યું શહનશાહને હવે કરગરી:
"અએ-માલીકે તુરાંન, ઓ શહરિયાર,
ખૂદાને થકી છોડ વાહી[1] વિચાર.
અગર જંગ એવું કરે ખૂનખાર,
થશે હિંયાં બેશક રોઝે-શુમાર.[2]
નવું છે લશ્કર, દરિયાએ આબ,
ખરાબી, ખૂવારી થશે બેહિસાબ.
નવા છે સિપાહો, નવા પેહલવાંન,
વલી છે ખુશરૂ રોશંન રવાંન.
નવા છે પયદલ, નવા છે સવાર,
નવા છે સાલાર, નવાં હથિયાર.
નવા છે તિરંદાઝ,[3] તીર 'ને તબર,
નવા છે કાબેલ સમ્શીરગર.
નવા છે ગર્દનકશ નામદાર,
નવા છે સાથે ખંજરગુઝાર.
નવા છે સાથે નેઝાવરાંન,[4]
વલી સાથ છે અખ્તરે-ગાવેયાંન.[5]
તાજુબ છું હું, એ શું તું કરે!
લડીશું કેમ, જયાં ફિરેસ્તા ડરે!
નથી પાસ નામી કોઇ પેહલવાંન,
લડે જઇ જંગે, જે બરજો' સમાન.
નથી કોઇ લડે જે રૂસ્તમ સમ,
ભરે તેની સાંમે જઇને કદમ.
નથી કોઇ તૂરકી લશ્કરશિકન,
નથી કોઇ કાબેલ સમ્શીરઝન.[6]

૧ વાહી, યાને ઘેલા, અકલ વગરના. ૨ રોઝે-શુમાર, યાને કિયામતનો દીવસ. ૩ તીરંદાઝ, યાને તીર મારનારાઓ. ૪ નેઝાવરાંન યાને, નેઝા મારનારાઓ. ૫ અખ્તરે-કાવેયાંન, ગાવીયાંની ઝુંડા માટે આ ઇશારો કરે છે. ૬ સમ્શીરઝન, યાને તલવારના મારનારા.

નથી કોઇ હાંમી[1] ખંજરગુઝાર,[2]
નથી લશ્કરે કોઇ વીર આશ્કાર.
તબાહ કુલ લશ્કર પરેશાંન છે,
પરાગંદે હાલત તુરાંન છે.
જરા ખ્યાલ કર, રૂસ્તમે પીલતન,
જરા ખ્યાલ કર, જાબૂલી અંજુમન.
જરા ખ્યાલ કર, બરજો' કાઝાંર,
જરા ખ્યાલ કર તેના મર્દાને કાર.
જરા કર તિરંદાઓ પર તું નિગાહ,
પળપળ વિંધાશે તૂરકી સિપાહ.
રહું તું થકી હૂં, ઓ શહરિયાર,
સૂઝે કેમ તૂને આવું બરગશ્તે કાર.
રહું હું મહારાં વતનને થકી,
બૂરો હાલ તેનો થાશે નક્કી.
રહું દેશ અને ખેશ પ્યારાં થકી,
રહું રાજવંશી તહારાં થકી.
રહું તારા બરગશ્ત સિતારા થકી,
રહું તાહરા આ ધકારા થકી.

અફસોસ કિધું તૂંએ કારે જબુંન,
એકજ ભુલથી હજારો ખુન.
એકજ ભુલથી લશ્કર તબાહ,
એકજ ભુલથી હજારો જબાહ.
ઓ મક્કાર સુસન! ઓ બદ ઝન,
થયું તૂંથી બરબાદ હમારૂં ચમન.
એક ઔરતનો માની તું એ સુખન,
બરપા કીધી બલા આજ દન.
બલા છે સુસનથી આવી પડી,
હજારોની ફોજોમે મરશું લડી.
કિધા કએદ ઇરાંની પાઇ શરાબ,
કિધું તૂરકીઓનું ખાંનુખરાબ.
લિધો માની ઓરતનો તેં સૂખન,
કિધું તુંએ બરબાદ તારૂં ચમન.
સમજ્યો તું ઓરત, ગુલની કળી,
મગર આ જ્વાળા જો રહી જલી.
*કિધી મર્દે[3] હક પાસ,[4] એ બન્દગી,
અકારી છે ગેતીમા[5] આ જીન્દગી.

* કેટલાંક ધાર્મીક પુસ્તક પ્રમાણુ 'ઓરત'ની હસ્તી જગતમા કેવી રીતે થવા પામી હતી. તેનો ખલાસો એવી રીતે થઈ શકે છે કે: જગતમા પેહલવેહલી માનસન્નતની હસ્તી તરીકે, પરવરદેગારે 'આદમ' (પુરૂશ) ને એકલો પેદા કીધો હતો મગર 'આદમ' (પુરૂશ) એકલો રેહતાં જ્યારે કંટાલી ગયો ત્યારે તેણે એક દાહડો પરવરદેગાર પાસ એવી બંદગી કરી, કે આ ગેતીમા મને મારી જીંદગી કંટાલા ભરી થઇ પડી છે, માટે મને એક સાથી (હમદમ) જો તું આપે, તો હું મારી જીન્દગીના દીવસો ખુશીમા ગુજરૂં.

આદમ (પુરૂશ) ની આ બંદગી પરવરદેગારે મંજુર કીધી. અને એક રાતે જ્યારે આદમ પુર નિંદમા પડેલો હતો, ત્યારે તેણે એક સ્વપ્ણો જોયો! તેણે એવો સ્વપણો જોયો, કે તે પુર નિંન્દમા પડેલો છે, તેવામા હવામાથી એક ગેબી હાથ તેની છાતી ઉપર આવી પડયો. અને જોત જોતામાં, આદમ (પુરૂશ) ની છાતી જોરથી ચીરી નાખી, અને તેમાંથી તેની એક પાંસલી ખેંચીને બહાર કાહડી, અને તે પાંસલીમાંથી એક ખુબસુરત સીકલની ઓરતને બનાવી દીધી.

આ સ્વપણામાથી 'આદમ' જ્યારે જાગી ઉઠયો. ત્યારે તેની પાર વિનાની અજા-યબી વચ્ચે, તેણે પોતાની સાંમે એક સુંદર સીકલની ઓરતને ઉભેલી જોઈ, જે ઓરત કોઇજ નહી, પણ સ્વપણામાં પોતાની છાતીમાંથી ખેંચી કાહડેલી પાંસલીમાથી બનેલી ઓરત હતી.

ઓરતની અસલ હસ્તીનો આ ખ્યાલ ફકત ઉપર ટપકેથી દરશાવેલો છે. ખરૂં જોતાં તો 'ઓરત' પોતાની હસ્તી માટે આ દુનિયામા મરદને આભારી છે. જ્યાં સુધી એક ઓરત, ભલી, દાનેશમંદ, પાકદામન અને રૂડા ખવાસની હોય છે, ત્યાં સુધી તે મરદોનુ આ ગેતીમા એક 'બેહશ્ત' સમાન થઈ પડે છે; પણ જ્યારે તે કમઅકલ, બેવકુફ, બુરી ખાસીયત અને બુરા-ખવાસની (બદઝન) હોય છે, ત્યારે મરદોને તે એક જીવતાં દોજખ જેવી થઈ પડે છે.

૧ હામી, યાને હિમતનાલા. ૨ ખંજરગુઝાર, યાને ખંજરના મારનારા. ૩ મર્દે યાને મરદે, યાને પુરૂશે ૪ હક પાસ, યાને ખુદા પાસ. ૫ ગેતીમાં, ફાની જગતમાં

મને આપ હવે એક હમદમ[1] તું,
હું ચેનમા હિયાં, હરદમ હું.
ઇલાહીએ સુણી લેઇ અરજી,
ફાંનીમે ઓરત તુરત સરજી.
ચિરી તુર્ત આદમ તણી પાંસલી,
બનાવી ઓરત સિકલ ગુલ કળી.
મગર કેવી નિકલી જો ફાંનીમા,
મરદોની મેહેનત ગઇ પાંણીમા.

વલી યાદ કાઉસના[2] કર સૂખન,
'મિસલ એક અઝદાહ, છે બદઝન'.[3]
હતું તારૂ લશ્કર આરાંમમા,
જુલમ આએ પડિયો સંગ્રાંમમા.
ગજબ એ થયો નારના કાંમથી,
હજારો તહારી મૂવા ખાંમથી.
હજીબી સમજ તું ઓ શહરિયાર,
થશે હાલ બદતર કર કંઇ વિચાર."

* * *

## પીરાંનની દલીલ સાંભલી અફ્રાસીયાબનુ તેની ઉપર ગુસ્સે થવું.

દલીલની વાતો સૂણી શહરિયાર,
પૂકારી રહ્યો તે બેઅખ્તીયાર:
"અએ પીરાંન વાતો તું વાહી[4] કરે,
અજબ મારી સાંમે દમ તું ભરે.
મેહેરબાંન મુજપર તે ગફ્ફાર છે,
સદા મારી યારીએ દાદાર છે.
મદદ છે મને પાક રેહેમાંનની,
રેહેમ છે મુજપર યઝદાંનની.
અએ અહેમક બકે બેહૂંધા કલાંમ,
કરે એમ બોલી મને ના-હાંમ.
હૂં ઓલાદે આલા, પશંગનો પિસર,
નબીરો ફરીદુન ફરરોખ ફર.
ડરે મુજથી વનના શીરો-બબર,
ડરે મુજથી દર્યાએ માહી-મગર.[5]
તો ડરૂં કેમ જંગે, હું પેહેલ્વાનથી,
ડરૂં કેમ પીસરે-દસ્તાંનથી.[6]
ડરૂં નહિ તાજે તખ્તે-કિયાંન,
કરૂં ફાડી રજ દરફ્શે ગાવેયાંન.[7]
ડરૂં નહી કોલાહ, કમાંન, તીરથી,
ડરૂં નહી બરજોર સમ્શીરથી.
ભલે હોય હજારો સમ્શીરઝન,
ભલે હોય લાખ એક લશ્કરશિકન.
ભલે હોય દલીરો અતી કાર્ઝાર,
ભલે આવે ખુશરૂ, લડવા બહાર.

તોબી આ બન્દો ન હરગીજ ડરે,
ભલે હું મરૂં કે ભલે તે મરે.
કસંમ લઇ કહું પાક યઝદાંનના,
કસંમ લઇ કહું પાક આસ્માંનના.
કસંમ લઇ કહું ચર્ખે પીરના,
કસંમ લઇ કહું આએ સમ્શીરના.
કસંમ લઇ કહું પાક ખુર્શિદો-મહા,
લડી હું કરશ કુલ ઇરાંન ફના.
કરૂં કાંમ એવું બાંધી કંમર,
ફરી કોઇ ઉઠાવે ન હરગીજ સર.
લડી જંગ કાતીલ ખૂશરૂની સાથ,
કરૂં તંગ આજે હું બાંધીને હાથ.
બિજો લાગ એવો ન આવે ફરી,
કરશે મહારી ખૂદા રેહેબરી.
હોય ગર સિતારાઓબી ખેરખાહ,
તોબી કરૂં તેને પકડી જબાહ.
સર તેનુ કાપી કરૂં હું કલમ,
કસમ છે ખૂદાના, કરૂં ના રહમ.
રજરજ કરૂં અખ્તરે કાવેયાંન,
ન છોડુ હું કોઇબી ઇરાંનીયાંન.
સૂણી લે કહું છું જે કંઇ હૂકમ,
જણાવી દે લશ્કરને એકદમ."

* * *

૧ હમદમ યાને સાથી યા આશનાવ. ૨ કાઉસ, કીયાની વંશનો ઇરાનનો પાદશાહ કય કાઉસ ૩ બદ ઝન યાને બુરી ઓરત. આ આખી બેત ફીરદોસી પ્રમાણે કરતાએ તરજુમા કરી રજુ કીધી છે. ૪ વાહી, યાને અકલ વગરની. ૫ દર્યાએ માહી મગર, યાને દર્યામા વસતાં મગર અને માહી. ૬ પીસરે-દસ્તાંન, યાને દસ્તાંન (જાલ)ના દીકરા રૂસ્તમથી. ૭ દરફ્શે ગાવેયાંન, યાને કાવેયાંની ઝુંડો.

## પાદશાહ કયખુશરૂએ ઇરાંની પેહલવાંનો કએદ પડવાની ખબર સાંભલી લડાઇ કરવા ફરમાવ્યું.

પેલી તરફ પાદશાહ કયખુશરૂ જંગના મયદાંનમા ઠરી ઠાંમ થયા પછી, પોતાના પેહલવાંનોની એક મીજલસ બનાવી, તેઓની ખેરઆફીયત વિશે પુછપરછ ચલાવવા લાગ્યો. સઘલાઓને માન અને ઇજ્જતથી નવાજી પોતાની રૂબરૂ બેસાડયા, મગર તે સઘલા પેહલવાનોમાં તુસ અને ગોદરેજ, તથા ગેવ અને બેજન, તેમજ ગસ્તહમને ગેરહાજર જોઇ, તેઓ માટે રૂસ્તમને સવાલ કીધો.

એ ઉપરથી જેહાં પેહલવાંન રૂસ્તમે, દલગીર ચેહરે, પાદશાહ કયખુશરૂ આગલ, તેઓના બાબમા ખરી બનેલી બીના જાહેર કરી જણાવ્યું, કે તેઓ સઘલા અફરાસીયાબની ફીતુરી જાળમા સપડાઈ કએદ પડયા છે, અને સુસન નામની એક તુરકી રામીશગરે, સકલાબના મુલકના એક પેહલવાન સાથ મલી જઈ, તેઓને બેહોશ દારૂ પાઈ પકડીને કએદ કીધા છે.

આ અહેવાલ સાંભલી કયખુશરૂ ઘણોજ દલગીર થઈ ગયો, અને ખુબ વિચાર કરી રૂસ્તમને કહ્યું, કે અફરાસીયાબના આ ફીતુરથી, આપણા કએદ પડેલાં પેહલવાંનોના જાનને અગરજો કાંઈબી હાંણી પુગી નહી હોય, તો હવે તેઓને જીન્દાંનમાથી છોડવવાની તજવીજ કરવી ઘટે છે. તમો સઘલાઓએ એક થઈ, જંગ મચાવી તે નામદારોનો તુરતજ છુટકારો કરવો ઘટે છે.

## તુરાંનીઓ ઉપર હુમલો કરવા માટે ઇરાંનીઓએ પોતાના લશ્કરને તૈયાર કરવું.

સૂણી થાયો દીલથી દૂખી ખુશરૂ,
પડેલા કએદ સાંભલી ખુબરૂ.
નમનર્થી દરબારને એમ કહ્યું:
"હવે શું કરવાનું બાકી રહ્યું.
પડયા વીર મહારા જીન્દાંનમા,
તમોએ કિધું શું મયદાંનમા.
પડી કએદ સહુ વીર જુલ્મો સિતમ,
અજબ છે તમોએ કિધો કં ન ગમ.
તમોએ મને નહી આપી ખબર,
બૂજી નહી ઇરાંનની કંઇ કદર.
હવે તમ કસો સહુ મલીને કંમર,
કરો જંગ જાહેર બની બેખતર.
હવે છે તમુને મહારો હુકમ,
કહું તેમ લશ્કર રચો એકદમ.
હવે ઘીલ કરવી છે નારવા,
અગર ઘીલ થશે, તો થશો રૂસવા.
કરો ખ્યાલ દીલમા જરા વીરનો,
કરો ખ્યાલ તમે ગોદરેજ પીરનો.
ગેવ અને બેજન, પિદર'ને પિસર,
ગયા કેમ ભુલી તમો નામેવર.
દૂખી હું દીલથી વિના તુસ છું,
સૂણી વાત તેની નાખુશ છું.
પડયો કએદ જીન્દાંનમા ગસ્તહમ,
અજબ તેને ભુલી ગયો રૂસતમ.
રફીકો તે શું નહી તમ હતા?
નહી શું તમારા એ હમદમ હતા!
એ મારી શાહીના અરકાંન હતા,
એ મારા લાલે-બદખ્શાંન હતા.
બેશક એ તાજે-ગૌહર હતા,
દરબારે માહે-મૂનવ્વર હતા.
બેશક હતા, એ સવારે-દલીર,
બેશક હતા, એ કેર્દારે-શીર.[1]
હતા મારી ચશ્મોના નુરે-નજર,
હતા મારી દરબારે દાનેશ્વર.
ભૂલું યાદ તેમની હું કેમ કરી,
મને યાદ આવે છે હર ઘડી.

૧ કેર્દારે-શીર, યાને વાઘ જેવા જુરસાદાર.

સુની મારી દરબાર, સુનું ચમન,
દલીરો વિના હું છું દિલ-શિકન.
લડો તમ લડાઇ, ના તમ ડરો,
દલીરોને ખાતર કંઇબી કરો.”

## ઇરાંની લશ્કરે જંગ માટે તૈયારી કરવી.

હુકમના સુખનને સરપર ધરી,
કિધી રૂસ્તમે જંગની ગણતરી.
હરોલે રચિયા નામી સવાર,
લગાડી પિલગોની[1] હારો કટાર.
પિઠે આવી ઉભા સમ્શીરગર,
મારીને મરવા થયા તત્પર.
હતા એવા બ્હાદુર કુલ તીસ હજાર,
સમારી સફને ઉભા નામદાર.
કોલાહ 'ને બખ્તર, કમંન્દો, કમર,
સમ્શીર, ભાલા, ગુરઝ 'ને તબર.
તીરો, કમાનો 'ને ખંજર, કટાર,
ખખડાટ, ગગડાટનો નહિ સૂમાર.
સફની હરોલે પયદલ સિપાહ,
રહ્યા સહુ તલપી બની કીન્હેખાહ.[2]
દિલાવર બરજોર કંમર કસી,
ફરતો રહ્યો તે બની વેરસી.
મુખડે ઉભો જઇ જેહાં પેહલવાંન,
લઇ સંગ ખુશરૂ, શાહ સુલતાંન.
ફરીબુર્ઝ,[3] ફરામર્ઝ[4] મલી બેહુ સાથ.
ઉભા ઘેરી મયદાંન પુર દમદમાટ.
લશ્કરની વચ્ચે ઉભો જાલેજર,
ધરી હાથ ગુરઝ, બની બેફિકર.
ધજા ગાવેયાંની ઉડી ફડફડી,
જૂવે આસમાં ખુશ બની બે ઘડી.

* * * *

## અફરાસીયાબે પોતાના લશ્કરને ઉશ્કેરવા ભાષણ કરી, જંગની તૈયારી કરાવવી.

લશ્કર 'ને પયદલની ધુમ 'ને બરાડ,
સવારો 'ને સાલારની ધાંધલ ધસાર.
ચમકિયા ભાલા 'ને ખંજર, કટાર,
હા-હા-'ને હો-હોના ઉઠિયા પૂકાર.
સમારી સફને પયદલ તમામ,
સજી શસ્ત્ર સઘલાં વિના કાંઇ ખાંમ.
દિઠું કુલ લશ્કર ઘોડેસવાર,
હરોલે હાથીઓ હારો કટાર.
લશ્કરને મુખડે દિઠો તહેમતન,
તપાસી રહ્યો'તો ચોખુણુ વન.
દિઠા જગજગે પેહલવાંને-ઝમીન,
બખ્તર 'ને કોલાહ, કંમર-ઝરીન.
હરોલે હતો ખુશરૂ નામદાર,
સજેલાં શરીરે હતાં હથિયાર.
પિલંગપર તેની સવારી હતી,
ખૂદા પાકની તેને યારી હતી.

* * *

જોઇ એવો ઇરાંનીઓનો હિસાબ,
કહે એમ પીરાંનને અફરાસિયાબ :
“કરે છે અંદેશ શું તારે મન,
શું ધડકી ગયો તું જોઇ આ રણ.
આ લશ્કરની ધાંધલથી ડરતો તું ના,
કદમ એક પાછલ ધરતો તું ના.
જરાબી હિંમત હરતો તું ના,
પશેમાની અંદર પડતો તું ના.
રચાવટ લશ્કર હજારો કરે,
નસીબો ફરે તો પલકમા મરે.
પકડ હોશ થઇ જા જલ્દી બિદાર,
તુબી લશ્કર જઇને સમાર.
કહે જઇ શિદેહ, પિસર દિલજાંન,
નિકલ્યા છે મયેદાંને ઇરાંનિયાંન.
હુકમ કર હવે તારા લશ્કરને,
હુકમ કર સાલારો અફસરને.

૧ પિલંગોની, યાને હાથીઓની. ૨ કીન્હેખાહ, યાને કીનામંદ. ૩ ફરીબુર્ઝ, પાદશાહ કાઉસનો દીકરો. ૪ ફરામર્ઝ, રૂસ્તમનો દીકરો. ૫ કંમર-ઝરીન યાને સોનેરી કમરબંધ.

અને સહું તઇયાર લડવા થકી,
બૂરો મામલો સરપર છે નક્કી."
કહી એમ પૂકાર એક જબરો કરી,
જગાડી મયેદાંને કુલ લશ્કરી.
કહ્યું કે: "ન ડરતા સૂણો સૂરવીર,
લડી જંગ જગમે બનો નામગીર.
સાંભલ શિદેહ, પિસર દિલબંન્દ,
હુકમ કર તહારા પહેલ્વાં ચુનંન્દ.
પડે બાહેર જંગે એકદમ શિતાબ,
ગીરફ્તાર ગીરદથી કરે આફતાબ.
હરોલે ખડા રેહ સિહા લઇ ધજા,[1]
બની રહે અક્સર, જ્યાં તક કજા.
મરો યા તો મારો, છે મારો હુકમ,
કરો તમ નાબુદ, દુશ્મન અધમ.
મરો યા તો મારો, ન જીવતા ફરો,
પરાગંન્દે દુશ્મન એકદમ કરો."

* * * *

## અફ્રાસીયાબનુ લડવા માટે બહાર પડવું, અને કયખુશરૂને માટે બદઝબાંની કરવી.

ઝુમમા ચહડીને પૂકારી રહ્યો,
કસીને કંમર તત્પર થયો.
લિધું પેહડી બખ્તર, બાંધી કંમર,
સજી સહુ શસ્ત્રો લિધાં તન ઉપર:
"ગુલગુન[2] લાવો, જલ્દ આ સમે,
હવે વખ્ત ખોવો જરા ના તમે.
સજો તેને તુરનુ[3] બખ્તર તમામ.
પડયું છે મને આજ હવે તેનું કાંમ.
જલ્દીથી બાંધો જીન 'ને રિકાબ,
બાંધીને લાવો એકદમ શિતાબ."
ચહડયો જોશે-જુન્નું,[4] દિમાગે ઝનુન,
ચહડયો તે રખસપર ધરી ખુબ ધુન.
પૂકારી પડયો બાહેર અફ્રાસિયાબ:
"ગયો કાંહ કય ખુશરૂ બેહિઝાબ.[5]
નથી કંઇ જીગરમા ખૂદાની શરમ,
મમાવાનું[6] સર ચાહે કેરવા કલમ.
નિકલ્યો તું ફરઝંન્દ એવો નકાંમ,
થયો તારી જંણુતીને[7] નમકહરાંમ.
ગૂન્હાગાર, પાપી, થયો તું પૂરો,
નિકલ્યો પેદરનો તૂં કરવા ચૂરો.
એ મનહુસ, મરદુદ, એ બદલગાંમ,
કરૂં તારો કિસ્સો, હૂં આજે તમામ.
બડો બેશરમ તું સરજોર છે,
થયો તું યઝદાંનનો ચોર છે.
પેદરથી ફેરવી તું એ છે ચશમ,
શા માટે રાખું હું તારી શરમ.
આલમથી ફેસાદ કરવાને દુર,
બેમાથી એકને છે મરવું જરૂર.
નિકલ્યો તું લડવા એ બેતમીઝ,
મગર મારી આગલ તું શું ચીઝ?
ધરી દીલ કીનો નિકલ્યો તું આજ,
ચશમચોર તું છે બડો બેલેહાજ.
અગર હોય લડવું તુંને મારી સાથ,
પડી જંગ જો તું હવે મારો હાથ.
અગર તુંજમા છે જો હાંમ પુર,
તો શું છે લશ્કરની જંગે જરૂર?
વિના ફોજ લડવા નિકલ મયેદાંન,
કરે રેહબરી કોણુની આસ્માંન.
જણાઇ જશે કોણુ સિહાબખ્ત છે,
ફલકપર તહારો સિહા વખ્ત છે."

* * * *

૧ સીહા ધજા, યાને અફરાસીયાબનો કાળા રંગનો ઝુંડો. ૨ ગુલગુન, યાને ગુલગુંન રંગનો અફ્રાસીયાબનો માનીતો લડાયક ઘોડો. ૩ તુરનું બખ્તર, યાને ફરીદુનના દીકરા તુરની તરફથી વારસામા અફરાસીયાબને મલેલું, ઘોડાનું બખ્તર. ૪ દીવાનાપણા જેવો જોશ. ૫ બેહિઝાબ, યાને બેહયા. ૬ અફરાસીઆબની દીકરી ફીરંગીઝ અને ઇરાંનના પાદશાહ કાઉસના દીકરા શિયાવક્ષના લગનથી કય ખુશરૂ પેદા પડેલો હોવાથી, અફરાસીયાબ કય ખુશરૂનો મમાવો થતો હતો. ૭ જંણુતી યાને જનમ આપનારી.

## કયખુશરૂએ અફરાસોયાબ સાંમે લડવા માટે તઇયારી કરવી.

જ્યારે પાદશાહ કય ખુશરૂએ જંગના મયેદાંનમા બાહર પડી અફરાસીયાબને આવી રીતે બુલંદ અવાજે બુમો પાડી બદઝબાંની કરતો સાંભલ્યો, ત્યારે તે નેકબખ્ત પાદશાહ પોતાના દીલમા દલગીર થઈ, પોતાની આંખોમા આંસુ લાવી બોલ્યો:

"ઓ પાકના પાક પરવરદેગાર,
બંન્દાની તું દસ્તગીરી કરનાર.
તું જાણે છે જાહેર, જાણે ભિત્તર,
હમોમાથી છે કોણ બેદાદગર.
ખૂદાવંદે આલમ, ખુરશીદો-માહ,[1]
તમો છો મહારા બેશક ગવાહ.
નથી બદઝબાંની[2] મે કંઇ કરી,
લા-કલાંમી[3] મે ઓચરી.
ગવાહ મારો તું છે ઓ યઝદાંન પાક,
એ આવ્યો છે કરવા ખુશરૂ હલાક.
બખેડાવાલો, બડો ઝનઝટી,[4]
ગઇ કેમ ફેરવઇ એની મતી.
શિકાયત કરે જંગ મયેદાંનમા,
એ આવ્યો ભરી ઝેહેર જુબાંનમા.
બકે બદસખુનો, કરે બદઝબાંન,
વિના કંઇ સલુકનો છે બદગુમાંન.
મારી મહારો પેદર પાકઆદ,
ધરાયો નથી શું એ નામૂરાદ?
કતલ કીધો મારો નિરદોશ બાપ,
કિનો લેઉ તેનો મને ઝોર આપ.
જબેહ કીધો શિયાવક્ષ, અશો નેક નર,
મને મારવા એ થયો બેસબર.
તજી ઘર વસ્યો એને જઇ બારણે,
કતલ કીધો શ્યાવક્ષ, વિના કારણે.
વતનને છોડાવી દીધું વચન,
વચન પર લોભઇ કીધું સહન.[5]
ભરી આસ દીલમા, મૂકી વિસવાસ,
કિધો ઘાત તેનો વિના કંઇ કિયાસ.
જબેહ કીધો જકડી, તે રોશન રવાંન,
ગવાહ દસ્તબસ્તા પીરો જવાંન.
નિકલ્યો છે મયદાંને કમંર કસી,
ખુશરૂસે લડવા એ આવ્યો ધસી.
હું જાણુ છું એમા ગુણો શું છે,
હું જાણુ છું એના પુણો શું છે.
હું જાણુ છું એનું છે કેવું દિમાગ,
હું જાણુ છું એનાં કેવાં છે ભાગ.[6]
હું જાણુ છું એમા છે કેવી અકુળ,
હું જાણુ છું એના કેવાં છે છળ.
હું જાણુ છું એનો છે કેવો મિજાજ,
હું જાણુ છું એ છે શાનો મોતાજ.
હું જાણુ છું એની કેવી છે હાંમ,
હું જાણુ છું એના કેવાં છે કાંમ.
હું જાણુ છું એની કેવી છે ચાલ,
હું જાણુ છું એ છે કેવો રજાલ.
હું જાણુ છું એ છે પુરો કઠોર,[7]
હું જાણુ છું એની હરએક ખોડ.
પ્રપંચી પાખંડે ભરપુર છે,
હૈયાંનો મેલો, અતી દુર છે.
થયો છે મને મારવા તત્પર,
મગર છે કજા[8] એની મુજ પેશતર.
મને નહી કંઇબી એ શકશે કરી,
મગર મારી આગલ, જશે એ મરી.
મરણ 'ને જીવનનો ધણી દાદગર,
ખૂદાની કુદરત નથી બેસબર.
કરેલું મુકરર તેનું ચલન,
ફરે નહિ હજારો કરો તમ હવન."[9]

૧ ખુરશીદો-માહ, યાને સુરજ અને ચંદ્ર ૨ બદઝબાંની, યાને ગલીચ બાશા. ૩ લા-કલામી, યાને બુરા કલાંમ ૪ ઝનઝટી યાને ગાલો દેનાર ૫ અફરાસીયાબે, શીયાવક્ષને તુરાંનમાં સલામતી સાથે રેહવા દેવાનુ વચન આપ્યાથી, શીયાવક્ષે તુરાંનમા જઇ વસ્વાટ કીધો હતો, અને અફરાસીયાબના વચન ઉપર તે લોભાઇ દુશ્મનના મુલકમા જઈ વસ્યો હતો. ૬ ભાગ યાને ભાગ્ય, નસીબ, બવિશ. ૭ કઠોર, યાને ઘાતકી. ૮ કયખુશરૂને નજુમીઓએ કેહલું હતું, કે અફરાસીયાબની કજા તારી નજર સાંમે, તારી હઇયાતીમા થશે, અને તેનુ મોત તારી આગમચ થનાર છે, આ ભવીશ વાણી જાણ્યાથી કયખુશરૂ પોતાના મમાવા માટે એવો ઇશારો કરે છે. ૯ હવન, યાને ભોગ.

કૂદરતની એવીજ છે મરજી,
નથી મારૂ મરવું એની પછી.
કરી ખુને-નાહક, કરે સરકશી,
કરૂં જઇ મયેદાને એની હસી.
તપી દિલ કિનાનું રહ્યું તાપથી,
મગર દીલ ખટકે સંતાપથી.
જીગરમા સંતાપ ઉભરાય છે,
પેદર મારી માદરનો એ થાય છે.
જીગર મારૂ લડતાં લજવાય છે,
શરમ મારી ચશ્મોમાં ધાય છે.
મગર એ નિકલ્યો મને મારવા,
નિકલ્યો કરવા ખુન નારવા.

કરૂં શું ? કંઇ મારો ચારો નથી,
લડવા સિવાયે નિવારો[1] નથી."

## ઇરાંની પેહલવાંનોએ ખુશરૂને જંગમા ઉતરતાં અટકાવવું.

જ્યારે ચારો તરફના ઈરાની લશકરોએ કયખુશરૂને મયેદાંને જંગમાં અફ્રાસીયાબ સામે લડવાની તઈયારી કરતો દુરથી જોયો, ત્યારે જાણીતા ઈરાની નામી અને જંગી પેહલવાંનો લશકરની સફમાથી એકદમ પોતાના ઘોડાઓ દપટાવતા બાહર પડી, પુકાર અને શોર કરતા ખુશરૂની આગલ આવી સર નમાવી ઉભા. ખુઝરોગ જાલ, જંગ જીતનાર પેહલવાંન કારન, દલીર બરજોર, અને પીલતન રૂસ્તમ, તેમજ જંગેહ સાવરાંન અને રેહાંમ, તથા કેશવાદના ખાનદાંનનો ફરહાદ, એ સઘલા એક પછી એક, પાદશાહ કયખુશરૂને અફ્રાસીયાબ સામે લડવા જતો અટકાવવા મનાવીને અરજ કરવા લાગ્યા.

દલેરી દીલમા હતી ભરપુર,
જીગર તેનું કીને હતું ચકચુર.
વિચારી ઉતરિયો સવારી તજી,
ઉતારી દિધો સાજ, શસ્ત્રો સજી.[2]
"હવે મારૂં સાંભલ તું સાવરાંન,
ઉતાવલ કર તું જરા મેહરબાંન.
જલ્દી કર તઈયાર બેહજાદને,
બર લાવું જઇ મારી મુરાદને.
તે અસ્પો મે આલા બુનીયાદ છે,
તે મારો હમદમ દીલશાદ છે."
ધરીને જુબાપર યઝદાંનુ નામ,
લિધું પેહડી બખ્તર, તનપર તમામ.
શસ્ત્રો બદનપર સહુ બાંધિયાં,
કમર બંધ ખેંચી ખુબ તાણિયાં.
કમરપર બાંધી તૂરત તલવાર,
લિધો હાથમાહે ગરઝ ભારદાર.
પીઠપર બાંધી તીર 'ને તબર,
જોઇને ધ્રુંજી રહ્યું લશકર.
જોઇને ખુશરૂની દુરથી વલાણ,
તુરત દોડી પુગા નામી જવાંન.
કારન 'ને બરજોર, રૂસ્તમ દલીર,
ખુઝરોગ જાલ 'ને ફરહાદ શીર.
દિલાવર રેહાંમ અને સાવરાંન,
ઉભા જઇ સાંમે શાહે જહાંન.[3]
સજેલાં તનપર જોઇ હથિયાર,
નર્માં બોલિયો રૂસ્તમ નામદાર:
"અરજ મારી સાંભલ, ઓ શહરિયાર,
દૂરંદેશ બની તું કર કંઇ વિચાર.
તજી સાજ શાહી, સજી હથિયાર,
નિકલે તું લડવા, એમ કેમ બહાર ?
ખડા હમ હિયાં પેહલવાંને-જમીન,
બિજા સુરવિરોબી છે નામચીંન.
હમો હોઇ જીવતા 'ને તું લડે,
તો દૂનિયાની લ્યાનત હમપર પડે.
એ તો ખૂદાબી નામંજુર કરે,
અજબ છે હમુને તું રંજુર કરે.

1 નિવારો યાને છુટકો. 2 કયખુશરૂ, જે હાથીની ઉપર સવાર થઈ લશ્કરની હરોલે ઉભો હતો, તે પોતાની સવારી છોડી નીચે ઉતર્યો, અને પાદશાહી સાજ ઉતારી લડાઈના હથિયારો સજવા લાગ્યો. 3 શાહે જહાંન, યાને જહાનના પાદશાહ કય ખુશરૂ માટે આ ઇશારો છે.

પડયા છે હજારો તહારા સવાર,
ધરી તેગ-અલમાસની[1] ખુંનખાર.
હજારો ઉભા છે લઇ તલવાર,
હજારો ઉભા છે ખંજર-ગુઝાર.
હજારો તિરંદાઝ પ્રીરૂઝગર,
ખડા છે હુકમ થકી બેસબર.
અએ શાહ દુર કર, તહારૂં ગુમાંન,
થશે એથી ગમગીન સ્યાવક્ષ રવાંન.
હજારો સિપાહ, 'ને હજારો સવાર,
છત્તાં જઇ જંગે લડે શહરિયાર.
એ વાત કહે તું બને કેમ કરી,
ગયા તારા જંગીઓ છે શું મરી?
ધરી ધીર અગરજો સબર તું કરે,
તો એ કાંમ મુશ્કીલ બરજોર હરે.
લડશે એ જઇ સંગ અફ્રાસિયાબ,
થશે અસ્ત તુરાંનનો આફ્તાબ.
સમજ ના અબળ છે અફ્રાસિયાબ,
તપે છે સૂરજથીબી બહેતર તાબ.
એ બળમા છે બેશક બહુ જોરવર,
રહેછ એથી ધ્રુજી ધર્તિ જીગર.
બૂરો છે મિજાજે પાજી શાહ,
બસ્લતે-શયતાંન, નર અઝદાહ.
કળમા કુશળ છે, બલામા બૂરો,
નથી કોઇ મયેદાંને એથી સૂરો.
ફિતુર 'ને ફંન્દથી એ ભરપુર છે,
કિના 'ને કપટથી એ ચક્ચુર છે.
જવા ચાહે જંગે તું મયદાંનમા,
મગર કોણ તૂંજ વન ઇરાંનમા.
કરે કોણ તૂંજ વન હિયાં સરવરી,
કરે કોણ તૂંજ વન હિયાં અફસરી.
નથી ખ્યાલ કરતો વતનનો જરી,
કહું કેટલું હું તૂને કરગરી.
કહ્યું જો અગર મારૂં તું નહિ કરે,
મગર અન્જુમન તાહરી કરગરે.
ખૂદા ન કરે જો તું જંગે મરે,
તુંજ વન વતન, દેશ, પળમાં પડે.
કહાં છે તુંજ વન બિજો બાદશાહ,
બને જે ઇરાંનનો દાદખાહ.
કહાં છે તુંજ વન બિજો ખુશરૂ,
તુજ સમ દાંનેશ અને હોશરૂ.
કહાં છે તુંજ વન બિજો શહરિયાર,
બને શાહ ઇરાંનનો હકદાર.
આ કોલાહ, કમર[2] 'ને તખ્તે-કયાંન,[3]
આ મહેલો, બગીચા, માલો અયવાંન.
આ લશ્કરના લાખો 'ને લાખો સવાર,
ખઝાના 'ને ગોહર, 'ને લાલો હજાર.
આ મૂલ્કે નેગારીન, 'ને આ સર ઝમીન,
વફાદાર દલીરો, વીર નામચીન.
એ સહુ તહારૂં ઓ શાહે જહાંન,
વિના તુંજ હસ્તી, ફના ધુલધાંન.
સુખન માન મારો, ઓ નામેવર,
હવાલે મહારે તું આ જંગ કર.
લડી આએ લશ્કર, ફના હું કરૂં,
બૂરી આ બલાને જઇને હરૂં.
કરૂં આએ મયેદાંન, નાઇલ નદી,[4]
ભૂલે નહી તવારીખ હજારો સદી"

* * * *

## કયખુશરૂએ રૂસ્તમને જવાબ દીધો.

દુખી થાયો ખુશરૂ, સૂણી આ સખુન,
મગર દિલ કીનો હતો બેનમુન.
પેદરની ચહડી યાદ હૈડે શિતાબ,
ચશ્મોથી વેહતાં થયાં ખુને-આબ.
બાદઝ કહ્યું એમ રૂસ્તમને:
"દફા કર દીલથી હવે ગમને.
ના થા દલગીર જેહાં-પેહલવાંન,
ના થા દૂખી મૂજ થકી મેહરબાંન.

૧ તેગ-અલમાસ, યાને અલમાસની તલવાર. ૨ કમરબંધ. ૩ કયાંની તખત. ૪. નાઇલ નદીના પાણી મીસાલ, જંગના મયદાંનમા 'લોહીની નદી' ચલાવવા રૂસ્તમ કયેખુશરૂને ખાતરી આપે છે.

કરે અર્દ કાં તુંજ રૂખાંનને,
ઘટે નહીં કલપાંત બળવાંનને.
બની કેમ રહ્યો છે તું દિલશિકન,
તૂંને જોઇ દૂખી, દૂખી અંન્જુમન.
મમાવો એ મારો, પશંગનો પિસર,
નબીરો ફરીદુનનો સુરવીર નર.
બૂલાવે મને જંગ મયેદાંનમા,
રહ્યો છે પૂકારી અતી તાંનમા.
અગર જઇ બરજો' લડે મુજ બદલ,
જગત કેહશે ખુશરૂ હતો નિર્બળ.
એ કાંમ મુજને નથી મનમાંન,
દૂખી થાશે તેથી મહારૂં રવાંન.
નથી અન્જૂમનને મહારી ખબર,
નથી જોયું મારૂં બળ, કળ, હુંનર.
નથી જોયો મારા ગુરઝનો ગઝબ,
નથી જોયો મારી સમ્શીર જરબ.
નથી જોયો મારી કુશ્તીનો રંગ,
નથી જોઇ મારી ઝડપી છલંગ.
નથી મુજ તીરનો કોઇને ખિયાલ,
છૂટે તો કરે છે ગઝબ તંગ હાલ.
વિના જાણવે સહુ બન્યાછે અધીર,
ભરો કાં ચશ્મોથી નાહક નીર.
પેદર મારો શ્યાવક્ષ, અશો નેકનામ,
પિસર હું તેનો, બંન્દો ગૂલાંમ.
કિધું ખુન તેનુ વિના કંઇ કસુર,
જલું છું કિનાથી, અગન ભરપુર.
કિનો જો લિયે નહી પેદરનો પેસર,
કહે કોણ એવો કપુત બદતર.
ઝમીન પર છત્તર છે આસ્માંનનુ,
મુજપર છત્તર છે યઝદાંનનુ.
પેદર મારો શ્યાવક્ષ અશો નેક નર,
કિનામા તેહના બાંધુ કમર.

લડીને કરૂ દુશ્મન સર કલમ,
મિટે આગ દિલની, ટલે મારો ગમ."

## બુઝરોગ જાલે કયખુશરૂને સમજાવવું.

જ્યારે પાદશાહ કયખુશરૂને લડવા માટે બજીદ થયેલો બુઝરોગ જાલે સાંભલ્યો, અને રૂસ્તંમની મીનત અને મનાવટ તેના ધ્યાનમા જ્યારે જરાબી નહી ઉતરી ત્યારે, બુઝરોગ જાલ અદબથી નમન કરી શાહને કહેવા લાગ્યો:

"અય જહાનના પાદશાહ, તારી જનાજમા આટલા બધા શાહી ખાનદાનનાં નબીરાઓ હોવા છતાં, તું મયદાંનમા લડવા જાય, અને હમો હિયાં ઉભા રહી જોયા કર્યે, એ હમો હરગેજ તામોશા કરી શકયે નહી."

કયખુશરૂએ બજીદ થઈ જવાબ દીધો: "ઓ સામે સવારના સપુત, તારી દલીલ બેશક વાજબી છે, મગર તું શું એમ કેહવા ચાહે છે, કે મારા અશો બાપના ખુની ઉપર હું મારો કીનો નહી લેઉ, અને મારે બદલે મારો કીનો કોઈ બીજો તેની સાથે લડીને લીયે."

રડી આંખ આંસુથી જાલે ભરી,
બોલ્યો સૂખન તે બહુ કરગરી:
"અએ શાહ બજીદઇ કાં તું કરે,
તું શું હમારી કજાથી ડરે?
દલીલ તારી કોઇને મંજુર નથી,
લડે શાહ જંગે, એ દસ્તુર નથી.
અગર જઇ જંગે જો તું લડે,
આ ફાંનીમે હમપર લયાંનત પડે.
વળી તુંજ પેદરનુ રોશન રવાંન,
કંપી રહે તે મિનોઇ જહાંન.
અગર તું લડે જઇ બાંધી કમર,
થશે શું હમારૂં, જરા ખ્યાલ કર.
કરે જઇ જંગ સંગ અફરાસીયાબ,
મિનોઇમા હું શું દેવશ જવાબ.
બહાનુ શું કહાડશ શ્યાવશ[1] હજુર,
કર ખ્યાલ તેનો ઓ સાહેબ-શહુર.[2]

---

૧ શ્યાવશ યાને શ્યાવક્ષ ૨ સાહેબ શહુર યાને અકલનો માલેક

અરજ મારી સાંભલ ઓ નુરમંન્દ,
કસમ લઇ કહું છું આગે-બૂલંન્દ.
કસમ છે મને પાક યઝદાંનના,
કસમ છે મને આએ આસ્માંનના.
કસમ છે મને ગુર્ઝ-ગાવેચાંનના,
કસમ છે મને તખ્તે-કિયાંનના.
કસમ છે મને તુંજ પિદર પાકના,
કસમ છે મને તેહની ખાકના.

લડું સાથ જઇ જંગે અફરાસિયાબ,
કરૂં જેર પકડી, એ વાહી કઝાબ.
નજરમા હું તારી અગર પીર છું,
મગર જંગે હું પીર, વીર શીર છું.
લડું કેમ જંગે તું કરજે નજર,
મગર ખ્યાલ જંગનો તું દુર કર."

* * *

## કયખુશરૂએ બુઝરોગ જાલને શ્યાવક્ષની કજા માટે બલાપો કરી જવાબ દીધો.

સુખન સાંભલી સુરવીર સામના,[1]
બોલ્યો ખુશરૂ: "વધો નામના.[2]
સુખન છે તહારા વિના ખામના,
મગર કેમ લાગે મને કાંમના?
દલીલ છે તહારી બિલ્કુલ નકાંમ,
અમલ જો કરૂં તો બનું બદનામ.
વનના દરખ્તો અને ડાળ, પાત,
સૂકાઇને જ્યારે પાંમે વફાત.[3]
ઘસી બાંધો તે પર મૂશ્ક, અંબરી,[4]
તોબી ન જીવી શકે તે ફરી.
તેમજ સમજ ઓ દાંનેશમંદ,
અગર આવી ચૂકયો હશે મારો અંત.
બને કેમ કજા શીખથી[5] ખુરસંદ[6],
ફરે નહી હરગીજ પાછું મરણ.
શિખામણ સૂણીને કજા જો ફરે,
તો માનવ જગતમા ન હરગીજ મરે.
મગર મોત મારૂં નસીબ જો હશે,
શિખામણથી શું તે પાછું જશે?
કિધું ખુને-શ્યાવક્ષ એણે[7] નિશંક,
જમાનાને લાગો બુરો કલંક.
હતુ નહી બખ્તર, તેને[8] બદન,
હતાં નહી હથિયાર કંઇ તેને તન.

નહી તેના સરપર કોલાહ હતી,
કતલ કીધો પટકી તે નરપતી.
જલે આ જીગર ખ્યાલ કરતાં સહન,
જુલમ છે, સિતમ છે ચર્ખે-કહન.
દિલાવર, કદાવર, હતો પુર મસ્ત,
બે દસ્ત છતાં તે હતો બીદસ્ત.[9]
નહી એક કમર પર હતી તલવાર,
નહી એક ગુરઝ, નહિ એક કટાર.
નહી પીઠ ઉપર તીર કે કમાંન,
ન બરછી, ન જમધર, ન ખંજર નેહાંન[10].
ન સુણી અરજને જરા ધ્યાંનથી,
ન જોયું નજર નાખીને માનથી.
હતો નહી સંગી, ન કોઇ પાસબાંન,
મગર એક અંગી હતો યઝદાંન.
દિવાનો થયો છું, પેદર ખ્યાલમા,
પડયો છું કિનાની ચુંગાલમા.
પેદરના કિનામા જલું દીન રાત,
નથી જોઇ સુખની ભલી એક સાત.[11]
વહે નીર નયેનોથી જો દીન રાત,
જો હાલ મારા તું ઓ નેકજાત.
તું જાણે છે સઘલો એ મારો હાલ,
છતાં તું કરે કાં દલીલ નેકફાલ?

૧ સામના ખાનદાંનના દલેર દીકરા જાલને ઘણીક વાર 'સામના'ની અટકે ઓલખાવતા હતા.
૨ નામના યાને કિરતી. ૩ વફાત, યાને મરણ ૪ મુશ્ક-અંબરી, યાને કસ્તુરી અને અંબર.
૫ શીખથી, યાને શીખામણોથી. ૬ ખુરસંદ, યાને સંતોષ પામવું. ૭ એણે, યાને અફરાસીયાબે.
૮ તેને, યાને શ્યાવક્ષને જ્યારે અફરાસીયાબે કતલ કરાવ્યો, ત્યારે તેના બદન ઉપર બખ્તર વટીક નહી હતું, તે માટે ખુશરૂ આ ઇશારો કરે છે. ૯ બીદસ્ત, યાને બે હથિયાર, હથિયાર વગરનો.
૧૦ ખંજર નેહાન, યાને છુપું ખંજર. ૧૧ સાત, યાને ઘડી.

કેસરીવજ બુરો, પૂરો તરકટી,
લ્યાંનત પડો પુત એ સમ જંણુતી.
ગીબત 'ને શિકાયત ખોટી કરી,
કિંધી તેણે બરપા કતલની ઘડી.
ગલત જો ગીબત એ કરતે નહીં,
પેદર મારો શ્યાવક્ષ મરતે નહીં.
કિધું એવું બ્હોતાંન, ફંન્દ દિલશકન,
જબેહ કીધો શ્યાવક્ષ મિસલ ગોસ્પંદ.
દરદ તેનું મનમા, દરદ તન બદન,
જલે છે જીગરના જીગરમા અગન.
તુંને શું ખબર, ઓ પીર જાનેમન,
કરૂં છું અગન કેવી રીતે સહન.
કહું જઇ કો'ને અગનની એ વાત,
નહીં થાય પુરી, વહી જાય રાત.
હું જાણું છુ બેશક, મને છે યકીન,
કજા એની મુજ હાથ છે મુમકીન.
વધું શું કહું હું બીજાુ તને,
કાં રોકે તું ત્યારે, હવે કેહ મને.
તું જાણે છે મારી હકિકત તમામ,
દખલના કરે કાં નાહક કલાંમ.

હું ચાહું છું ના કર તૂ એવી દલીલ,
ન હરગીજ થશે મારૂ બેદીલ દીલ.
હું ચાહું બિજો કોઇબી નહી લડે,
એ કીનો છે મારો, કાં ભલતા મરે.
એ વાત વાહી, કાં તું બકે,
કિનો કેમ મહારો બિજો લઇ શકે.
એ હક મહારો, એ મુજ મિરાસ,
હું છોડું ન હરગીજ એ મારી આસ.
દલીલ બંધ કરો પેહલવાંને-જમીન,
સૂણી લેઓ કહું છું તમો નામચીન.
ન કારન કે રૂસ્તંમ, ફરાંમર્ઝ મહાંન,
નહીં જાલ, બરજોર, કોઇ પેહલવાંન.
ઘટે નહીં બોલે બીજા સુખન,
મને એવું બિલ્કુલ નથી કંઇ પસંદ.
ખૂદાયા ખૂદાવંદ મદદ આપશે,
દુઃખ મારાં સઘલાં હવે કાપશે.
ફરે નહી હરગીજ મહારા સૂખન,
પેદરના કિનાની સલગી અગન.
અગનથી જલે તન, મિસલ કોહેતુર,
છોડું ન પળભર એ મરદુદ જરૂર.

અગર સાંમે સો આવે અફ્રાસિયાબ,
તોબી લડું જઇ જંગે શિતાબ."

* * * *

### કયખુશરૂએ જંગેહે સાવરાંનને રખ્સ અને હથિયારો માટે હુકમ કરવો

સૂણી ખુશરૂના શાહી કલાંમ,
થયા કુલ લાચાર, ઇરાંની તમામ.
બંધ થઇ દલીલો, બંધ થઇ મિનત,
ખતમ આજીજી થઇ, ખતમ મસલેહત.
થયા સહુ આજેજ સૂણી શાહ-જહાંન,
પડી બંધ ગૂફતાર, થઇ બંધ જબાંન.
બાદઅ બોલ્યો, નુરે નૂરાંન:
"બૂલાવો કોઇ જંગેહ સાવરાંન."

* * *

સૂણીને જંગેહ હાજર થયો,
નમાવી સરને ઝુકી રહ્યો.

જોઇ તેને ખુશરૂએ કીધો હુકમ:
"બજાલાવ જે કંઇ કહું એકદમ.
સૂણી લે કહું તે સૂખન નેકનામ,
તૂરત જલ્દ કર તું હવે મારૂં કાંમ.
બહેજાદને[1] જલ્દ તઇયાર કર,
બુનિયાદે આલા, બડો જોરવર.
સજી તન બખ્તર તેને તમામ,
તૂરત કર હાજર હિયાં નેકનામ.
તપાસીને ધરજે, જીન 'ને લગાંમ,
કર એકદમ મારૂં સાબુત કાંમ.

૧ કયખુશરૂનો માનીતો ઘોડો.

તપાસી નવી મુકજે તું રિકાબ,
કર રખ્સ તઇયાર જલ્દી શિતાબ.

સવારી હું તેની ઉપર કરૂં,
કિનામા કદમ મારાં આગલ ધરૂં."

### કયખુશરૂએ પોતાની સવારીના ઘોડાની તપાસ કીધી.

હુકમ એ તૂરત સાવરાંને સૂણી,
બહેજાદ ચુનિયો, ચૂનંન્દો ગૂણી.
સજી સાજ, બખ્તર, રિકાબો–લગાંમ,
પીઠપર સજાવ્યું જીન વાઘ ચાંમ.[1]
કિધો રખ્સ હાજર સરે-દરબાર,
જોતા રહ્યા ડગમગીરૂ સહુ સવાર.
રખસ જોઇ ખુશ ખુશ થયો ખુશરૂ,
તપાસી રહ્યા તે જઇ રૂબરૂ.

તપાસી ઘોડાની જીન 'ને લગાંમ,
તપાસી જોયું બખ્તર તમાંમ.
તપાસી દબાવી પીઠ[2] 'ને કંમર,[3]
તપાસી ઉઠાવી પગો 'ને ભંમર.[4]
તપાસી જોયું સર, નાક, કાંન,[5]
તપાસી છાતી કિધી ઇમ્તેહાંન.[6]
તપાસી નિરખી ચશમ,[7] મુખને,[8]
તપાસી દાબી જોઇ કુખને.[9]

*  *  *  *

### કયખુશરૂ જંગના હથિયાર સજી તૈયાર થાય છે.

બદનપર બાદઝ સજી હથિયાર,
ગૂરઝ ગાવેચાંની લિધો ભારદાર.
કમરપર કંમરબંધ જરી જરદાર,
લટકાવી સમ્શીર એક આબદાર.
બખ્તર ફોલાદી તનપર ધરી,
દંમક જોઇ લશ્કર રહ્યું ઠરઠરી.
કંમરમા ખંજર ખુબ ધારદાર,
દિપે ઢાલ સોનેરી પીંઠે અપાર.
પીઠપર બાંધી તીર 'ને તબર,
કમાંન એક ચાચી[10] લિધી ખૂબતર.
પેદર યાદ દીલમા તાજી કરી,
નિકલ્યો આંખોમે આંસુ ભરી.
ધરી વેર કીનો દિલની ભિત્તર,
લિધું નામ શ્યાવક્ષ જબાંની ઉપર.

ખૂશી થઇ રખસને જોઇ નામદાર,
કૂદી થાયો એકદમ ઘોડેસવાર.
કમંદ લીધી બાંધી તૂરત જીનપર,
નિકલ્યો જંગે જવા નામેવર.

*  *  *

જોઇ તેની સજધજ રૂબાબદાર,
જોઇ તેની સમ્શીર અજબ આબદાર.
જોઇ તેની પીઠપર ચાચાં કમાંન,
હયરત રહ્યા જોઇ જહાં પહેલવાન.[11]
સજધજ, સિકલમાં શ્યાવક્ષ હતો,
અજબ તેનો રૂઆબ, 'ને રખ્સ હતો.
કદમા કદાવર, પુરો હતો,
જણાતો જોતાંજ સુરો હતો.

*  *  *

૧ વાઘ–ચાંમ, યાને વાઘના ચામડાનુ બનાવેલુ જીન ૨ પીઠ, યાને ઘોડો પોતાના સવારનો ભાર ઉઠાવી શકશે કે નહી તે તપાસવાની રીત. ૩ કંમર યાને ઘોડો કંમરમા મજબુત છે કે નહી તે તપાસવાની રીત ૪ ભંમર, યાને ઘોડો ભાગ્યશાલી છે એવું દેખાડનારી ઘોડાના શરીર ઉપરની નીશાણીઓ. ૫ કાંન, યાને ઘોડાનો મીજાજ તેના કાંન પરથી તપાસવાની રીત. ૬ ઇમ્તેહાંન, યાને પરીક્ષા ૭ ચશમ યાને, ઘોડાની આંખોમા કાંઇ ખાંમી છે કે નહી, તે જાણવાની રીત. ૮ મુખને યાને, ઘોડાની સામાન્ય તબીયત તેમના ઘોડાની ઉંમર તેના દાંતની ઉપરથી તપાસવાની રીત. ૯ કુખને, યાને બગલને ૧૦ ચાચી યાને ચાચના મુલકની કમાંન ખાસ વખણાતી હતી. ૧૧ જહાં-પેહલવાંન યાને, રૂસ્તમ ઈરાંની પેહલવાનોમા આ જેહાં પેહલવાનનો શાહી ખેતાબ, રૂસ્તમ સીવા કોઇને મલેલો નહી હોવાને લીધે, જહાં-પેહલવાંન, એ મોટા રૂસ્તમનુ બીજુંનામ પડયું હતું.

## રૂસ્તમ કચ ખુશરૂ માટે પોતાના વિચાર જાલને જણાવે છે.

જ્યારે કચ ખુશરૂને એવી રીને હથિયારો સજી ઘોડેસવાર થયલો જેહાં પેહલવાંન રૂસ્તમે મયદાંનમા દુરથી જોયો, ત્યારે તેની નજર સાંમે, ગુજર પામેલા શાહઝાદા શીયાવક્ષનો આકાર, તેની નજરે પડતો હોય, એમ તેને લાગ્યું. તેને એવુંજ નજરે પડ્યું, કે શીયાવક્ષ લડાયક હથિયારો સજી, પોતાના બેહઝાદ ઘોડા ઉપર સવાર થઈ, શીકારગાહે જવા નીકલ્યો છે. આ બેહઝાદ ઘોડો શીયાવક્ષનોજ હતો, અને શીયાવક્ષે તેને તુરાંનની ચરાગાહમા, કતલ થવા આગમજ છુટો મુકી છોડી મુકેલો હતો, અને તેને છુટો મુકવા આગમચ કહ્યું હતું કે : "મારો દીકરો જ્યારે મારો કીનો લેવા નીકલે, ત્યારે તું તેને તારી પીઠ આપજે, અને તે સીવા તું બીજા કોઇનેબી તારી પીઠ આપતો ના." શીયાવક્ષનો આ તેજ ઘોડો હતો, અને કચ ખુશરૂને તેજ ઘોડા ઉપર જ્યારે રૂસ્તમે સવાર થયલો જોયો, ત્યારે તેની નજર સાંમે શીયાવક્ષ જાણે જીવતો થયો હોય, એવું તેને દેખાવા લાગ્યું. રૂસ્તમે પોતાની આંખોમા આંસુ લાવી, પોતાના બાપ જાલને કહ્યું કે:

"અકળ મારી હયરત છે ઓ પેદર,
કહું શું તૂને સૂણ ઓ નામેવર.
જોઇ મારી આંખોથી આ ખુશરૂ,
દિસે છે શ્યાવક્ષ મને હુ-બ-હુ.
અસલ શ્યાવક્ષની નકલ એ દિસે,
નજરમાથી મારી જરા નહિ ખિસે.
મગર હું દૂખી એની છું ચાલથી,
બચે નહિ એ તૂરકીની ચુંગાલથી.
રડૂં છું એની સિકલ જોઇને,
રહું છૂં મહારી અકલ ખોઇને.
સમજતો નથી એ મહારૂં કહ્યું,
મનાવવા એને કોઇ ના રહ્યું."

* * *

ફરી લાખ વિચાર ગમ દીલ ધરી,
દૂખી થાઇ રૂસ્તંમ રહ્યો બહુ રડી.
પૂકાર એક મારી દોડયો તૂરત,
પકડિયો બગલમા ખુશરૂને ઝટ.
રડતો ઉભો તે બગલમા ધરી,
આંખોથી વેહતી બારાંન ઝરી.[1]
ખાતો તે ડચકાં, મિસલ એક બાળ,
રડતાં રડતાં થયો હાલહવાલ.
નરેશેર પીલતન, જેહાં પેહલવાંન,
ખોઇ હુશિયારી, ખોઇ ધક ધ્યાંન.
ભરી ધુલ સરપર, રડીને કહ્યું :
"બસ કર ખુશરૂ, ઘણુ થઇ ગયું!
સુખન સાંભલી લે ઓ શહરિયાર,
કસમ છે તૂને પાક પરવરદેગાર.
કસમ છે તૂને શાહી સર તાજના,
કસમ છે તૂને તાહરા રાજના.
કસમ છે તૂને તુંજ ગુરઝ, તીરના,
કસમ છે તૂને કુલ તુંજ વીરના.
કસમ છે તૂને આબ, હવા, ખાકના,
કસમ છે તૂને ફરેશતા પાકના.
કસમ છે તૂને આ દિવસ, રાતના,
કસમ છે તૂને રૂસતમ વાતના.
કસમ છે તૂને, તુંજ ચશમના કસમ,
ભરે જો આગલ એકબી કદમ.
જરા મુજ સેવાનો કર તું વિચાર,
ઉઠાવી શું શું જેહમત અપાર.
શું શું કિધું રૂસ્તમે તું થકી,
શું શું વેઠી છે રંજીદગી.
શું શું કિધાં જંગ ઇરાંન કાજ,
બચાવી તેને કિધું સર્ફરાજ.
અગર યાદ સઘલું જો તું કરે,
સુખનથી મારા ન હરગીજ ફરે.
બેજાલત લગાડે તું જાણી બૂજી,
ના કર કામ એવું, કરૂં આજીજી.

[1] બારાંન ઝરી, યાને વરસાદની જાણે ઝરી પડતી હોય તેમ.

## બરજોરનુ કય ખુશરૂ પાસે જવું, અને તેની પાસે અફ્રાસીયાબની લડાઇ માંગવી.

ઇરાંની લશ્કરની હરોલમા ઉભા રેહલા દીલાવર બરજોરે જ્યારે દુરથી શાહ કય ખુશરૂને હથિયારો સજતો જોયો, અને તેની આગલ બીજા ઈરાની પેહલવાનોને એકઠા મલેલા જોયા, ત્યારે તે દલેર જવાન તુરત પોતાના ઘોડાને દપટાવતો ખુશરૂ આગલ આવી ઉભો, અને અદબથી નમન કરી તેને અરજ કરવા લાગ્યો:—

"અએ માલીકે ઇરાંન, ઓ પાકઝાદ,
ખુદા બર લાવે તહારી મૂરાદ.
અરજ એક ગૂજારૂ નમન હું કરી,
અગર જાંન બક્ષે, બિના કહું ખરી.
અગર બર લાવે મૂજ અરમાન,
હું સમજું દિધું તુંએ જીવતદાંન.
અગર હોય હૂકમ તો બોલું સૂખન,
મગર પેશતર દે મને તું વચન.
વચનથી અગરજો પાછો ફરે,
તો સર મારૂં તુજ પાંઉ ઉપર પડે.
બંન્દો છે ખાકી ખૂદા પાકનો,
બનેલો છે આફાકની[1] ખાકનો.
અરજ જો મહારી તું મંજુર કરે,
તો કિરતી આ બંન્દાની કંગુર ચહડે."

સૂણી શાહ ખુશરૂએ દીધો જવાબ:
"અએ મારા જંગી, કહિ દે શિતાબ.
કહે તુંજ દીલમા શું છે મૂરાદ,
કહે શું ચાહે છે ઓ નેકઝાદ.
કહી દે મને તું ઓ ખુબરૂ,
કસમ પર કહું છું સહું રૂબરૂ.
મને કર જાહેર દીલની મૂરાદ,
કસમ પર કહું છું કરશ દીલશાદ.
પિસર તું છે સામની સાખનો,[2]
તું ચેરાગે સોહરાબ તન પાકનો.
ફરૂં જો સૂખનથી હું આપી વચન,
સમજ કે હું ભુલિયો ખૂદાનુ નમન."

* * * * * *

## બરજોરે ખુશરૂ આગલ પોતાની અરજ રજુ કરવી.

ખૂશી ખુશરૂના સુખનથી અપાર,
થયું દીલ બરજોર મિસલે બહાર.
નમીને ભરી એક આગલ કદમ,
બોલ્યો: "રેહો શાદ શાહ હરદમ.
અરજ મારી સાંભલ કય ખુશરૂ,
હું ફરઝંન્દે સોહરાબ ઉભો રૂબરૂ.
તું જાણેછ હકીકત મહારી તમામ,
કિધાં છે રણમે શું શું કાંમ.
કંમર જંગે બાંધી મે જ્યારથી,
નથી સુખ જોયૂં મે કંઇ ત્યારથી.
લડયો તુંજ જમીનપર હું વારવાર,
નથી એકબી રોજ પાંમ્યો કરાર.

લડયા મારી સાથે ઇરાંની સવાર,
લડયા બહાદુરો ખુબ ધરીને ખૂમાર.
કિધું જંગ ગૂરઝ હાથ લઇ ભારદાર,
બનાવી દિધું રણ દારૂલ બવાર.[3]
નથી તુએ બુજી મહારી કદર,
નથી તુએ કીધી રહમની નજર.
કિધો કએદ રૂસ્તમે જીન્દાંનમા,
ત્યાંબી પડયો હું પરેશાંનમા.
તૂને છે રોશન ઓ શહરિયાર,
તૂથી મુજ વડવાઓ પામ્યા કરાર.
દરજો દરબારે આલા થયો,
વલી મેહરબાંન હકતાલા થયો.

---

૧ આફાકની ખાનનો, યાને ધરતી ઉપરની ખાકનો. ૨ સાંમની ઓલાદનો તું દીકરો છે, અને સોહરાબનો તું ચેરાગ છે. ૩ દારૂલ બવાર, યાને દોજખ.

નવાજેશ ખિતાબોની તૂંએ કરી,
તૂંએ બક્ષ્યાં રૂસ્તમને અફસરી.
બક્ષ્યો જેહાં-પેહલવાંનનો ખેતાબ,
કિધો તેને રોશન મીસલ આફતાબ.
દરબારે તારી કરે છે ચમન,
મગર બખ્ત મારૂં છે દુશ્મન.
અગર બખ્ત મારૂં રોશન હતે,
દૂખી આજ તક હું ન હરગોજ થતે.
અગર બખ્ત મારૂં હતે સર્ફરાજ,
તો પડતે ન ઇરાંનથી દરદરાજ.
અગર બખ્ત મારૂં હતે જો બૂલંન્દ,
તો સેહેતે ન જીન્દાંનમે હું ગઅંન્દ.
નથી આજેબી ચેન મુજને જરા,
પડે છે મુજપર દુખના ઝરા.
લડું આએ જંગે કંમર કસી,
નથી ચેન મુજ મન પળભર વસી.
ન આરામ જીવને, 'ન તનને કરાર,
નહી નિંન્દ રાતે, કંઇ લૈલબાર.
સિવા આએ ગુરઝ 'ને સમ્શીર, વન,
નજરથી નથી મે દિઠો કોઇ દન.
અએ શાહ હૂં ફરઅંન્દે રૂસ્તમ છું,
મગર કહે હું કોણુથી કમ છું?[1]
અએ શાહ હું તારો ખીદમતગુઝાર,
કિધી તારી ખિદમત લયેલા-નહાર.[2]
કિધી તુએ બક્ષાસ રૂસ્તમ ઉપર,
ગઝની 'ને જાબુલ સાથે દમર.[3]
કાબુલબી તેને ઇનાયત કરી,
ઇજ્જતથી દાંમન તેની ભરી.
તો હું તારો બંન્દો હોઇ યારગાર,
પાંમુ ન ઇજ્જત જગ આશ્કાર.
કહે શું નથી બખ્ત હવે મારૂ હીન,
નથી મેહરબાં તું શાહે ઝમીન.
અગર મહેર તારી જો મુજપર પડે,
બંન્દાબી આલમમે હસ્તો ફરે."

* * *

## કય ખુશરૂએ બરજોરને જવાબ દીધો.

કબીબંધ દલીલને સૂણી ધ્યાંનથી,
વખાણી ખુશરૂ રહ્યો માનથી.
જફા 'ને સિતમ, 'ને અલમ 'ને મલાલ,
સૂણી લઇ સંકટ વિપતનો હેવાલ.
સૂણી બ્હાધરી 'ને બળનુ બયાંન,
સહન દુખ શું શું કિધા જીન્દાંન.
સૂણી કુલ હકીકત અજબ દાંમની:
"વિચાર્યું એ ઔલાદ છે સાંમની.
નહાસી નિકલ્યો એ જીન્દાંનથી,
હું ચાહું દલેરી દિલોજાંનથી.
કેમ નહી જીગરથી પહડું આફરીન,
નથી એવો બ્હાધર ઇરાંન જમીન.
જવાંની 'ને જોબંનવંતો જવાંન,
બળમા 'ને કળમા પૂરો મસ્તાંન.
સૂરતમા સૂંદર શિકલનો પૂરો,
દેખાવે બ્હાધર, દાંમે સૂરો.
કદમા કદાવર, મિસલ તન પોલ,
ધસે જાણે મયદાંન દરિયાએ નીલ.
જબાંને મિઠો, દિલચસ્પ અવાઝ,
બેશક બને એ બડો સર્ફરાઝ."
હકીકત સૂણી બરજોની તમામ,
કહ્યુ ખુશરૂએ: "ઓ નેકનામ.
કહે શું હવે તારી ફરિયાદ છે,
મૂરાદે ચમન કેમ બરબાદ છે.
શું દીલમા છે ઉમેદ તારા ભરી,
તૂ ચાહે છે શું મુજથી કરગરી.
અએ જંગી ગીરફતારે રંજો-અલમ,
સૂણી હાલ તારો, મને થાયો ગમ.

૧ બરજોર પાદશાહ કય ખુશરૂને એવું સમજાવવા માંગે છે, કે હું રૂસ્તમની ઓલાદનુ ફરઝન્દ છું, મગર તારી દરબારના કોઇબી પેહલવાન કરતા વધારે જોરાવર છું. ૨ લયેલો-નહાર, યાને રાત દાહડો, ૩ પાદશાહ કય ખુશરૂએ રૂસ્તમને તેની સેવાના બદલામા, ગઝની, જાબુલસ્તાંન, કાબુલસ્તાંન, અને દમરના મુલકોની જાગીર ઇનામ તરીકે ભેટ આપી હતી.

સૂણી તારી ફરીયાદ હું ધ્યાંનથી,
કરશ તેનો ઇલાજ ઇમાંનથી.
મને તારી અંદર ભવિશ આસ છે,
તું મારી દરબારે મીરાસ છે.
કિરત તારી જંગે છે બેહિસાબ,
કિધા કુલ તુરકી તૂંએ લાજવાબ.
ખશી હું થયો છું સૂણી બહાદરી,
છે સરજમીનનો તું મુશ્તરી.[1]
હુકમ છે અગર પાક યઝદાંનનો,
ઇવઝ તુંને મલશે અહેસાંનનો.
હવે કહે ઓ નવજવાં પેહલવાંન,
જીગરની ખાએશ કર તું બયાંન."

* * * *

## બરજોરે કય ખુશરૂ પાસ વચન માંગવું.

સૂણી લઇ શાહના સુખન દીલપઝીર,
નમીને બરજોરે ઝુંકિયું શીર.
બાદઝ બોલ્યો તે ગમગુસાર,
પરસ્તાર હું તારો છું શહરિયાર.
જબાંથી બોલું શું બાદશાહ,
કર તું કરમની મુજપર નિગાહ.
કહું શું જબાંથી સુણુ દાદગર,
મગર છે મને એક મોટી ફિકર.
ફિકર તારો બંન્દો એવી કરે,
સૂણી અર્ઝ મારી, મન તુંજ ફરે.
અગર તું શહરિયાર આપે જો કોલ,
ફેરવે નહી તું બોલેલો બોલ.
તો મારી ખાએશ રજુ હું કરૂં,
બનું તારી દરબારે હું સુરખરૂ."

* * *

## કય ખુશરૂએ બરજોરની માંગણી મંજુર કરી વચન આપવું.

સૂણી બરજોર મુખ ફિકરના કલાંમ,
બોલ્યો હસી ખુશરૂ નેકનામ:
"ફૂઝૂલ છે ઓ બરજોર તારી ફિકર,
ભરૂસો નથી તુને ખુશરૂ ઉપર!
શું સમજે મને તું બેદાદગર,
કે બુજું ન લાયકની હું કદર.
મને કેમ હજી જાણતો તું નથી,
વચન ભંગ થયો છે મુજથી કદી?
હું તોડું ન હરગીજ મારો વચન,
જો આપું તો ફેરવું ન હરગીજ સુખન.
ફરે નહિ મહારો બોલેલો બોલ,
ફરે તો પછી કોણુ કરે મારૂં તોલ.
ખલકનો ખાવિંદ ખૂદા એક છે,
વચન ખુશરૂનો સદા એક છે.
સુખન મારો સાંભલ ઓ હોશરૂં,
કસમ લઇ કહું છું સહું રૂબરૂ.
નહી તુને દિલગીર હરગેજ કરૂં,
વચન પર આ જાંન આપી મરૂં."
કહી એમ લંબાવી દઇ દસ્તને,
દિધી હાથ ઉપર તાલ તે મસ્તને.[2]
"હવે કર જાહેર તહારી મુરાદ,
કસમ પર કહું છું કરશ દિલશાદ."

* * *

## બરજોરે ખુશરૂ પાસથી અફ્રાસીયાબના લડાઇ માંગવી.

વચન લીધું બરજોરે શાહ પાસથી,
જીગર થાયું ખૂશ ખૂશ નવી આસથી.
પડોસે ઉભેલા નામી સવાર,
રહ્યા સહું જોતા બરજો દિદાર.
ખડો પાસ રૂસ્તંમ હતો ઝાલનો,
જોતો રહ્યો મામલો હાલનો.
સમજ્યો બરજોરની તાલને,
જોતો ઉભો તે સપુત વહાલને.

---

૧ મુસ્તરી, યાને ભેરપતીનો સીતારો. ૨ મસ્તને યાને બરજોરને.

લઇ શાહ ખુશરૂ પાસે વચન,
બોલ્યો બરજોર થઇને મગનઃ
"અએ માલીકે ઇરાંન, શાહ તાજવર,
જનાબે તહારી ઉભો છે નફર
અરજ તારો બન્દો કરે ખાકઆદ,
લડું આજ જંગે, એ છે મૂરાદ.
રજા ચાહું તારી, મને દે શિતાબ,
કરૂં જંગ જઇ સાથ અફરાસિયાબ.
ઉમેદ મુજ દીલમા છે એ ભરી,
લડી મારૂં એને, યા જાઉં મરી.
મને આપી દે આજનુ જંગ તું,
લડીને દેખાડું તૂંને રંગ હું.
લડયા એની સાથે કંઇક જાબૂલી,
કિંધી કિરતી અંમર બહુ બેમૂલી.
મને એવી દીલમા છે એ ઉમેદ,
લડી હું કરૂં દીન મહારો સૂફેદ.
લડું જઇ મયદાંને અફરાસિયાબ,
અધીરો થયો છું લડવા શિતાબ.
મહેરના ઓ માલેક, હવે કર મહેર,
પડે નહીં વચનમાં જરા કાંઇ ફેર.
વચન તો દીધું, હવે દે રજા,
ચખાડું જંગે જઇને સજા.
અરજ એ સિવા મારી બીજી નથી,
હું લડવા તલપી રહ્યો તું વટી."

* * * *

### કય ખુશરૂએ અફરાસીયાબની લડાઇ બરજોરને આપવી.

સૂણી કાંનોથી આ સુખન પેચદાર,
મરોડાઇ તનપર રહ્યો શહરિયાર.
હસી બોલિયો તે જોઇ જાલને:
"જોઇ લે તૂં બરજોરની ચાલને?
જોઇ એનો ચારા ભરેલી અરજ,
છીનવી શી રીતે મારી ફરજ.
અજબ પેચ એના, અજબ તાલ છે,
દિસે એનો ઉસ્તાદ તું જાલ છે!
નબીરો એ તારો, બડો હિકમતી,
ભવિશમા થશે એ બડો નરપતી.
સમજ્યો ન મતલબ, હું એની જરી,
મને આપી ભુલથાપ એણે ખરી.
ખરી એની મતલબ જો જાણતે,
દલીલ એની હરગીજ નહી માનતે.
ન દેતે હું જીનહાર મારો વચન,
ગયો છું બંધાઇ આપી સૂખન."

* * *

"સાંભલ અએ પહેલવાંને-ઝમાંન,
સૂણી ધ્યાનથી મે તહારી જબાંન.
તલાવટ ચલાવી દલીલ તેં કરી,
લિધી દીલસોજી તેં મારી હરી.
ઉમેદ મે તહારી લિધી સાંભલી,
જીગર તુંજ દુઃખે, રહ્યું છે જલી.
બહારે જવાંની, પડયો કએદમા,
ઉંમર તેં ગુજારી કંઇક ખેદમા.
મગર કીધી હિંમત, ગજબથી ભરી,
અજબ છે નથી કેમ ગયો તું મરી.
મગર રહે સલાંમત, દુઆ મારી છે,
મને તારી જીન્દગી બહુ પ્યારી છે.
પિસર છે તું બેશક સોહરાબનો,
તૂં સાહેબે હિંમત રૂબાબનો.
મગર કીધો ચારો, અજબ ખેલથી,
લિધો કોલ મારો, બહુ સહેલથી.
વચન આપી હું કેમ પાછો ફરૂં,
અમલ હું બેશક તે પર કરૂં.
વચન વન વિચારે કરિયે નહીં,
જો કરિયે તો હરગીજ ફરિયે નહીં.
ભલે જા જંગે, તું ઓ નામવર,
ભલે બાંધ હવે આએ જંગે કમર.
ભલે જા લડવા, મહારી બદલ,
ભલે જા જંગે થા તું સફલ.
ફરી જે વચનથી, બને બેવચન,
મલે બેહુ જેહાંને રંજો-મહન.
લિધું તૂંએ તદબિરે મારૂં વચન,
પડેલો હું પાછો ન ખેંચુ સૂખન."

* * *

### કય ખુશરૂ બરજોરને અફરાસીયાબ માટે ખબર આપે છે.

સૂણી ખુશ થયા પહેલવાને-ઝમાન,
પૂકારી રહ્યા સહુ સદ આફરીન.
બાદઝ બોલ્યો શાહે સુર વીર:
"સાંભલ ઓ બરજો' દિલાવર દલીર.
જા જંગે સાવધ રહો હુશિયાર,
થજો તારો યઝદાં મદદગાર યાર.
બૂરો છે બલા સમ, એ શેરગીર,
ભરે છે તબરમા સદા ઝેરી તીર.
બળમા બબર સમ છે ખુનખાર,
ખબરદાર લડજે રહી હુશિયાર.
કિધા છે પલીદો 'ને દેવો ફના,
નથી કંઇ કપટ, વેર, છળની મના.
દગાબાઝ પુરો, બડો જાદુગર,
રખે રેહતો ગાફેલ ઓ નામેવર
તપાસીને લડજે છુપો છળદાર,
પૂરો છે ફસાદો, ઠગી કળદાર.
પ્રપંચી પુરો, પશંગનો પિસર,
હૈયાંનો મેલો, બડો બદગોહર.
છે જોરમા તે મિસાલે પિલંગ,
કુદિ મારે ઉછલી ભયંકર છલંગ.
પૂકારી બરાડે સિંહની સમાંન,
ખુદા તારો જંગે થજો પાસબાંન.
ભલે બાંધ કીનામે તારી કમર,
મગર રેહજે હુશિયાર ઓ નામેવર.
ફતેહ કર જંગી, હવે તું સિધાર,
ખિલો તારી કીરતી મિસ્લે બહાર."

* * *

### બરજોર ખુશરૂને દુઆ દઇ ઉપકાર માને છે.

મલકાવી મુખને, કીધું નમન,
બરજોર બોલ્યો: "ઓ બખ્તે બલંન્દ.
સદા તારૂ તાલે રહો બખ્તવર,
નિગેહબાંન તારો થજો દાદગર.
તપો તારો અમલ, ખુરશેદ સમ,
દફા તારાં હરએક, થજો ગમ-અલમ.
અમર તારી કીર્તિ તપો જાબજા,
રહો તારી દાયમ કયાંની ધજા.
થજો તારા દુશ્મન કુલ ખારજાર,
ચમન તારૂં રેહજો સદા ગુલઝાર.
ખાદીમ[1] હું તારો, છું ખાકઆદ,[2]
કરૂં જેર જઇ દુશ્મન બદનેઆદ[3].
મદદગાર મારો યઝદાંન છે,
તો જંગ મુજ મનથી આસાંન છે.
કરૂં આજ જઇ જંગ અફરાસિયાબ,
કરૂં આએ મયદાંન દરિયાએ આબ.
ભલે હોય અજગર, ભલે અઝદહા,
મગર દોરે-દુરકી, કરૂં હું ફના.
કિનામા કરૂં જેર અફરાસિયાબ,
કરૂં એની નાબુદ, આરાંમો-ખાબ.
લડી લેઉ કીનો, શિયાવક્ષ હસીન,[4]
કિનામા કરૂં લાલ વનની જમીન.
છૂટીને છુપે જઇ પાતાલમા,
તું. જો કેવો લોટે, લહુ લાલમા.
છૂટે નહી મુજ હાથમાથી કમીન,[5]
ઉઠાવી જીન પરથી પટકું જમીન.
કરૂં જેર પકડી, કરૂ દીલ તંગ,
સિહા હું કરૂં એનો રોશંન રંગ.
ઉમેદ એવી દિલમા રાખુ યકીન,
તું જોતો રેહ હિયાંથી, ઓ બેગુઝીન".

* * *

કહી એમ ઝુકી કીધું નમન,
ગયો ત્યાંથી નિકલી મીસ્લે પવન.
તુરત પેહડી લીધું, બખ્તર બદન,
કિધો તંગ કમરબંધ કસી મનપસંદ.

---

૧ ખાદીમ, યાને ગુલામ. ૨ ખાકઆદ, યાને ખાકી બંદો. ૩ બદનેઆદ, યાને બુરી બુનીઆદનો. ૪ હસીન, યાને નેક, ખુબસુરત. ૫ કમીન, યાને કમીનો, નીચ.

કમરપર બાંધી લિધી સંમ્શીર,
પીઠપર બાંધી કમાંન 'ને તીર.
લટકાવી જીનપર લાંબી કમંદ,
દંડપર બાંધી લિધા બાજુબંદ.
છલંગ મારી થાયો ઘોડેસવાર,
પવન વેગ પડયો મયદાંને બહાર.

* * *

### બરજોરનુ લડાઇના મયદાંનમા અફ્રાસીયાબ સામે લડવા જવું.

અફ્રાસીયાબનુ જંગ જે કુનેહભરી સીફતથી બરજોરે પાદશાહ કયખુશરૂ પાસે મેલવ્યું, તે જોઈ હાજર રહેલા તમામ જાબુલી તેમજ ઈરાંની પેહલવાનો બરજોરની જાબન્ત વખાણ કરવા લાગ્યા. કયખુશરૂએ બરજોરને આપેલો વચન તેજ વખતે અમલમા મુકયો, અને તેણે બરજોરને અફ્રાસીયાબના જંગમા જવાની પરવાનગી આપી, અફ્રાસીયાબ સાથ લડવાનો પોતાનો વીચાર, પોતાના વચનને ખાતર તેણે ફેરવી નાખ્યો. મગર તે તુરકી પાદશાહથી ખબરદાર રેહવા માટે, કયખુશરૂએ બરજોરને કેટલીક શાખામણ આપી, જંગના મયેદાંનમા જઈ ફતેહ કરવા માટે તે તેને દુઆ દેવા લાગ્યો.

કય ખુશરૂના ભલા આશીસ લેઈ, બરજોર તેજ વખતે પોતાના તંબુ તરફ વીજલીની ઝડપે જઇ, પોતાનુ ફૈલાદી બખ્તર પેહરી, તમામ હથિયારો બદન ઉપર સજી ઘોડેસવાર થયો, અને તેજ વખતે, પોતાની લાંબી કમંદને જીન ઉપર મજબુત બાંધી લઈ, અફ્રાસીયાબ સાથે લડવાની મતલબથી, વીજલીને ઝડપે પોતાના ઘોડાને એડ મારી દોડાવ્યો, અને આંખના પલકારામાં મયદાંનમા અફ્રાસીયાબની સામે જઈ તે ગુસ્સાથી પુકાર કરતો હવો:

"અએ જાહીલ, જફાકાર, સિતમગર શાહ,
જરા કર મારી સિકલપર નિગાહ.
પિછાંણી લે તું જોઇ મને,
કજા તારી છે આજ મારી કને.
ચહડયો જંગે તું આજ સુરપર ચહડી,
મગર જો અજલ તારી સાંમે ખડી.
ઘુંમી રહી અજલની સરપર ઘટા,
કરૂં તારી નાબુદ શાહી સત્તા.
ભલે હોય તારા હજારો સવાર,
ભલે હોય તારા નર કારઆર.
ભલે હોય હજારો સમ્શીરગર,
ભલે હોય હજારો તીરંદાજ નર.
ભલે હોય હજારો ખંજરગુઆર,
મગર છે મારો ગુરજે ગાવસાર.[1]
ગુજારૂં ગરઝથી ગજબ તારી પર,
કરૂં તુને નાબુદ કટી તારૂં સર.
કરે તારી રઇયત તુંજપર રૂદંન,
તુને આએ વનમા કરૂં હું દફન.
નિકલ્યો લડવા ગુન્હાગાર તું,
છે રેહઅંન ગમાંની એ મક્કાર તું.
છૂટે નહીં બરજોની ચુંગાલથી,
ઠગી નહી શકશે કોઇ તાલથી.
બેહરમ દયાહીન, તું બદનેઝાદ,
કરી લે હવે આગલાં પાપ યાદ.
કીધો કેવી રીતે શીયાવક્ષ કતલ,
જરાબી અકળ પર ન કીધો અમલ.
વિના કારણે સર કીધું કલમ,
કિધો નહીં દુખ્તરનો[2] કાંઇ ગમ.
ગરૂરી, ગુમાંની દેમાગે ધરી,
સૂણી નહિ તેની અરજ તેં જરી.
કિધો તુંએ સોદો એવો જબુંન,
નફામા કરૂં તારૂં મયદાંને ખુંન.
બરાડી બુમો પાડ હજારો ગરમ,
મગર તુને પળમા કરૂં હું નરમ.
ગીરેબાંન પકડી કરૂં સર કલમ,
સમજ તેં નથી જાણે લીધો જનમ."

* * * *

---

૧ ગાવસાર યાને ગાયની સીકલનો ગુરઝ. ૨ દુખ્તરનો, યાને પાદશાહ અફ્રાસીયાબની દીકરી, શીયાવક્ષ સાથ લગનના ગાંઠથી જોડાઈ હતી, છતાં અફ્રાસીયાબે તેણીના ખાવીંદને કતલ કરાવ્યો હતો.

## અફ્રાસીયાબે બરજોરને આપેલો જવાબ.

સૂણી બદજબાની બૂરી બેહિસાબ,
બોલ્યો ક્રોધીને અફ્રાસિયાબ:
"બંધ કર, બંધ કર, બંધ-કર જબાંન,
અએ મરદુદ તૂં બેનામો-નિશાંન.[1]
બંધ કર બકબક, ઓ બદઅફાલ,
કરૂ તંગ રંગ તુજનો બદખિસાલ.
ગુનહાગાર મારો, તું ચોર છે,
બનો બેવાલી,[2] સરજોર છે.
વિના કોઇ પેદરનો પિસર હોઇને,
લડવા નિકલ્યો તું શું જોઇને?
બેકસ,[3] બેબસ,[4] બેખાનો-માન,[5]
ભૂલી કેમ ગયો તું હતો લા-મકાંન.[6]
હતો કોણ જગતમા તહારો પેદર,
ભૂલી કેમ ગયો હાલ તું બૂરજીગર.
નહીં તન પુરાં વસ્તર હતાં,
ન પાપોશ[7] પગપર ચંમર હતાં.
ન ખાવાને પુરો નવાલો હતો,
ખુદાનો કહેર એવો કાળો હતો.
કરતો'તો શું કાંમ શંગાંનમા,
વસ્તો'તો કેવાં ધુલધાંનમા.
કિધી રહેબરી મેં બની મેહરબાંન,
ઇવજ તેનો આપે તું આ શયતાંન.
બગલમા બેસાડી કિધી દિલબરી,[8]
કરે બદજબાંની જંગે ચહડી.
શિખાડી જંગના હુંન્નર ઇલમ,
ઇવજ તેનો આપે આ બેશરમ?
લડે મારી સાંમે બની બેખતર,
લ્યાંતન કરૂં તારી ઔલાદ ઉપર.
બની તું રહ્યો પેહલવાંને-ઝમીન,
ગયું કહાં તારૂં ઇમાનો-યકીન.
લગાડી ગળે મે લિધી તારી દાદ,
મગર તું નિકલ્યો બૂરો બદનેઝાદ.
બક્ષી મે દોલત, દિરમ, માલો-ગંજ,
ઇવજ તેનો આપે, દઇ દર્દો-રંજ.
લડે આવી સાંમે તું અફ્રાસિયાબ,
છે લાજમ ફરે તું હિયાંથી શિતાબ.
પકડ જલ્દ આવી મહારી રિકાબ,
અદા કર વફાઇ તું બેહિસાબ.
બને તું વફાદાર આફાકમા,[9]
અંમર નામ તારૂં રહે ખાકમા.[10]
નિકલ્યો તું લડવા ફેરવી ચશમ,
ન કીધી જરાબી મહારી શરમ.
વિના હક લડે આવી મયદાંનમા,
બકે બદજબાંની ચહડી તાંનમા.
અગર બને શ્યાવક્ષ મુજથી થયું,
કહે શું લૂટાઇ તહારૂં ગયું?
ખુશામદ કરે તું બની પેહલવાંન,
મુખ તારૂં કાળુ, છે ઇબ્લીસ સમાંન.
તુરાંને અગર તેની કયાંમત હતી,
તુંને સાથ તેની શું નિસ્બત હતી?
લડે આવી જંગે બની કારઆર,
ચહડી છે દેમાગે ખુશામદ બૂખાર.
અએ વાહીં તું વાતો કરે બેજરૂર,
ચહડી તુંજ મગઝમે બૂખારે-ગરૂર.
અએ ગાફેલ ફૂલી જઇ ના કર ગરૂર,
ફના થઇ જશે આજ-કાલે જરૂર.
ગરૂરે હજારો થયા ખાક છે,
રહ્યા ફકત તનપાક, મનપાક છે.
બડો બેહયા છે તૂં આલી દિમાગ,
મગર આ ખલકમા ચુટકી[11] છે ખાક.

---

૧ બેનામો-નીશાંન, યાને નામ, નીશાણ વગરનો. ૨ બેવાલી, યાને ધણી યા બાપ વગરનો. ૩ બેકસ, યાને ઓલખાણ વગરનો, લાચાર. ૪ બેબસ, યાને કંમજોર, બળહીન. ૫ બેખાનો-માન, યાને ઘરબાર કે ઠરઠેકાંણા વગરનો. ૬ લા-મકાન, યાને ઘરબાર વગરનો. ૭ પાપોશ, યાને ખાસડાં. ૮ દિલબરી, યાને દિલાસો, વહાલ. ૯ આફાકમા, યાને દુનીયામા. ૧૦ ખાકમા, યાને અફ્રાસીયાબ બરજોરને એવું જણાવે છે, કે તારા મરણ પછીબી તારૂં નામ તારી વફાદારી માટે દુનિયામા અંમર રેહી જશે. ૧૧ ચુટકી, યાને ચમટી.

કહાં તારો ખુશરૂ ગુમ થઇ ગયો,
ડરી જંગે મુજથી છુપઇ રહ્યો.
ટરી મુજ જંગથી નાહસી ગયો,
'ને તું તેને બદલે હ્યાં હાજર થયો."

*    *    *

"મને નહી ખબર એવી તારી હતી,
થશે મારો દુશ્મન તું તરકટી.
મને નહિ ખબર એવી તારી હતી,
નિકલશે તું વેરી બની કપટી.
મને નહિ ખબર એવી તારી હતી,
પડશે તૂને સુઝ આ દુરમતી.
મને નહિ ખબર એવી તારી હતી,
થશે તું ઇરાંનનો નરપતી.
મને નહી ખબર એવી તારી હતી,
લઇ તું નિકલશે કપટ-કરવતી.
મને નહિ ખબર એવી તારી હતી,
લડશે તું મુજસે ખુશરૂ હટી.
મને નહિ ખબર એવી તારી હતી
ધ્રુંજાવી રહેશે તૂં આ ધરતી."

*    *    *

"ઓ નાપાક, મનહુસ અરે દેવજાદ,
જરા તારી હાલત કર તું ઇયાદ.
અજબ તારે ચહેરે પડયો છાપ છે,
કહે કોણ ગુમનામ તુંજ બાપ છે.
હતો બાપના નામથી બેખબર,
નિકલ્યો તું આજે બની નામેવર?"

*    *    *

"હું લડવા નિકલ્યો ખુશરૂની સાથ,
કૂદી કેમ પડયો તું, ભિડવાને બાથ.
અગર આવે ખુશરૂ લડવા થકી,
તો સેવટ સદાનુ આવે નક્કી.
લડી જંગ બેમાથી કોઇબી મરે,
જીવે તે સદાની શાહી કરે.
બને તે બંન્ને મુલકનો શહા,
ટળે દુનિયાની રંજો-જફા.
અગર મારૂં ખુશરૂને મયદાંનમાં,
કરૂં શાહી અમલ હું ઇરાંનમા.
અગર હું મરૂં ખુશરૂ હાથ પર,
બને તે તુરાંનનો તાજવર.
મને તેની પરવા જરાબી નથી,
બચી જાશે જગની થતી દુરગતી.[1]
બૂલાવું છું ખુશરૂને હું એ સબબ,
મગર તેણે કીધો નવો આ કસબ.[2]
રવાના કિધો છે તૂને જંગમા,
કૂદી તું પડયો જંગ ઉમંગમા.
મગર કેહ કહાં તે બદબખ્ત છે,
ઘૂમે તેને માથે સિહા-વખ્ત છે.[3]
મગર મારી સાંભલ ઓ બરજોર વાત,
લડી નહી શકતો હું તારી સાથ.
ભલે હોય કરતો તું સરવરી,
મગર તું નથી મુજનો હમસરી.[4]
ભલે હોય તૂં ઇરાંનનો દાદગર,
મગર છું શાહ હું, તું બૂરજીગર.[5]
ભલે હોય ઇરાંનનો સાલાર તું,
મગર છું તૂરકનો શહરિયાર હું.
કહે કેમ લડે બુરજીગરસેં શાહ,
નફર તું મહારો, હું આલમપનાહ.[6]
લડત તારી મંજુર નહીં હું કરૂં,
લડું તો બસ ખુશરૂસે લડું.
હવે જા પાછો, તું જલ્દ ફર,
રવાના જંગે ખુશરૂને કર.
લડીશું જંગે હમો શહરિયાર,
જગત જોઇ લેશે ખરો બળદાર.
નિકલ્યો તું લડવા, બાંધી કમર,
મગર કહાં તૂંને છે તહારી ખબર.

---

૧ દુરગતી, યાને ઇરાન અને તુરાન વચે જે ચાલુ લડાઇઓ થયા કરતી હતી, અને તેથી જે હજારો જાનની ખરાબી, અને બંન્ને રાજના મુલકોની દુરગતી થતી હતી, તે સદાની દુર કરવાની મતલબથી, અફરાસીયાબ આવા સખુનો સુચના રૂપે જાહેર કરતો હતો. ૨ કસબ, યાને હિકમત. ૩ સિહા-વખ્ત, યાને બુરો વખત. ૪ હમસરી, યાને બરોબરીઓ ૫ બુરજીગર, યાને ખેદુત. ૬ આલમપનાહ યાને આલમને પનાહનો આપનાર.

જરા તારી હાલત દરિયાફ્ત કર,
કહાં હું અને કહાં તું બૂરજિગર.
નહી ખ્યાલ કરતો દરજ્જો જરી,
નિકલ્યો લડવા કરી અફસરી.
પછી જ્યારે રેહતો'તો શંગાંનમા,
હતું ત્યારે ઇરાંન કહાં ધ્યાંનમા.
હતી ત્યારે ઇરાંનની કહાં ખબર,
થયો આજે ઇરાંનનો દાદગર!
ગગનના ભરમની ન પડતી ખબર,
બુજે ગેતીમા કોણ તેની કદર?
બનવાનું તે તો બનશે જરૂર,
ભવિશ છે ભરેલું ભરમથી પુર.
કિધી શું તુરાંને તારી કસુર,
થયો એવી રીતે તૂં હમપર કરૂર?[1]
કિધો શું તુરાંને તારો ગુનાહ,
છોડી ગયો તું હમારી પનાહ?
નિકલ્યો તું બેશક નીમકહરાંમ,
આલમમે તારૂં થજો ગુમ નામ.
નવાજી કિધો તુંને ગંજે નિહાલ,
શું આ તેનો બદલો ચગલ-ચંડાલ?
ભૂલી તું ગયો તારી હાલત ખરી,
શંગાંને કરતો'તો બુરજીગરી?"

* * *

**બરજોરે ગુસ્સે થઇ અફરાસીયાબને દીધેલો જવાબ.**

સૂણી તે મસ્તાંન શાહના સૂખન,
ગુસ્સાની અગનીની ભડકી અગન.
પૂકારીને બરજોરે મારી બરાડ:
"અએ કમઅકલના શાહ શહરિયાર.
બૂરી તારી કરણી, બૂરી કેરદાર,
બને છે તેથીજ તું ખારજાર.
સલકાઇ ઇરાંનસે નહિ કરી,
તેથીજ તું પર આ આફત પડી.
ગૂમાનીનો રાખી દેમાગે પવન,
ઇરાંનસે કરતા રહ્યો ફરફંન્દ.
ખમીર તારૂં તૂરકી, લહુ બદગૂમાન,
બને કેમ તારો ખૂદા પાસબાંન.
કરે બદઅબાંની, બુરી લાંન-તાંન,
શિકાયત કરે તું એ બેઇમાંન?
ચહડયો જ્યારે જંગે, લડવાને કાજ,
કરે કેમ બહાનાં, બની લાઇલાજ?
નથી તું શ્યાવક્ષથી બેહેતર જરી,
લડે ખુશરૂ તુજસે કેમ કરી.
દરજજે છે આલા કય ખુશરૂ,
નાચીઝ તું છે તે રૂબરૂ.
તું થી છે આલા હૂસ્નો-હસીન,
નથી તે સમ કોઇ પરદે-ઝમીન.
રૂબાબે ખુબતર મિસલ મૂશ્તરી,
તખ્તે-કિયાંનિનો તે સરવરી.
પેદર તેનો શ્યાવક્ષ, અશો નેક નર,
થયો તુંજ વતનમા જીરેઝબર.
કસુર વન તુંએ કીધો કતલ,
કિધું તુંએ નાબુદ શાહી કમળ.
જએહ કસરીવેજથી તે થયો,
ગૂન્હા તેનો તારે કપાલે રહ્યો.
મગર સૂણી લે તું મહારા સખુન,
કિધુ છે તૂએ એ કારે-જબુન.
ભુલશે ન ઇરાંન, કિયામત તલક,
લડશે જ્યાં તક હલકમા હલક.
નહી કીને-શ્યાવક્ષ ભુલશે કદી,
તૂરાંને વેહશે લહુની નદી.
કરમ તારાં કાતીલ, ગજબ ખુનખાર,
બચાં નહી શકે તું હવે જીનહાર.
અગર તું છૂપાશે, બની અઝદહા,
કરશ તુંને પકડી, ત્યાંબી ફના.
વસે જઇ હવામે, પરંન્દું બની,
ત્યાંબી હું મારશ, તુંને હણી.
અગર તું વસે આસ્માં'ની ભિત્તર,
ચિરૂં ત્યાંબી પકડી તહારૂં જીગર.

૧ કરૂર યાને ક્રુર.

કરશ હું પામાલ, તુરાંન જમીન,
સમજી લે મારૂં એ બખ્ત હીન.
લડત મારી તુંને જો મંજુર નથી,
જરાબી તેથી હું રંજુર નથી.
હિણે તું બરજોરને બેકસુર,
મગર હું લડશ તારી સંગે જરૂર.
છૂટે તું નહી મારી ચૂંગાલથી,
ઠગાઉ નહી તું કંગાલથી.
ભલે તુંને લડતાં છૂટે ધ્રુંજરી,
લડશ તારી સાથે, હું જબરી કરી.
તજ તારા ચારા! ને મક્કર તમામ,
હું જાણી ચૂક્યો છું, સહુ તારાં કામ.
હું જાણી ચૂક્યો છું, તારો ફરેબ,
હું જાણી ચૂક્યો છું, સહૂ તારી અયેબ.
હું જાણી ચૂક્યો તારૂં કેવું છે જોર,
હું જાણી ચૂક્યો તારો કેવો છે દોર.
હું જાણી ચૂક્યો તારી કેવી છે હાંમ,
હું જાણી ચૂક્યો તારી શું શું છે ખાંમ.

જબાં કર ખાંમોશ અફ્રાસિયાબ,
નથી મને પરવા તારો રૂબાબ.
ભલે હોય તારા હજારો પીલ,[1]
કરૂં આ જમીનને હું રંગે-નીલ[2].
ખાંમોશ બંધ કર તહારી જબાંન,
નથી ચાહતો તહારી વધુ લાન-તાન.
નજર કર હવે આ ગુરજની ઉપર,
એ તલપી રહ્યો છે, બની બેસબર.
કહું છું તે સાંભલ, ખૂદાના કસમ,
અગર જો હશે તું નરેશેર સમ.
ફિનામા નિકલ્યોછ, બરજો' બહાર,
કલમ સર કરૂં હું જંગને દવાર.
જરબ એકમા તુંને પુરો કરૂં,
પછી કસરિવજનો, ચુરો કરૂં."

* * *

કહી એમ ઉઠાવી ગુરજ હાથમા,
ધસ્યો એકદમ તે ખિજવાતમા.

## અફ્રાસીયાબ અને બરજોનુ જંગ.

જોઇ હાલ જંગનો અફ્રાસિયાબ,
ગરજી પૂકાર એક કીધો શિતાબ.
સૂણીને પરંન્દાંઓબી કિલ કરે,
ધ્રુંજિને વેરાંનબી થરથરે.
બોલ્યો પૂકાર એક પ્હાડી કરી,
જોતી રહી બેહુ તરફ લશ્કરી.
"અએ બબખ, બેકસ, બૂરા બરજિગર,
નિકલ્યો તું લડવા બની બેસબર.
બક્કે કેમ જબાંથી સૂખન બદતર,
છે લ્યાંનત તહારાં શસ્ત્રો ઉપર.
ઉઠાવી તું ગરદન ઉભો સાંમને,
લગાડે કલંક સાંમના[3] નામને.
અગર વરસે વરસાદ પત્થરનો,
પિછો નહી છોડું તૂં બદતરનો.

ભલે વરસે મુજપર બારાંને-સંગ,[4]
કરૂં તારી સાથે આ ગુરઝે જંગ.
ભલે હોય તું કોઇ પ્હાડી પિલંગ,
મગર જર્બ એકે કરૂં તુંને તંગ.
નિકલ્યો લડવા ઓ મુરદાર તું,
મૂકાબેલ મહારી મિસલ નાર તું.
અગર સો બરજો', લડે મારી સાથ,
કરૂં ખાક પળમા ભિડી સંગ બાથ.
લડત તારી વાહી મિસલ બાળ છે,
કહાં મુજ લડતનો તૂને ખ્યાલ છે.
અએ નાકાંમ, મરદુદ, બેખાનો-માન,[5]
લડે શાહ સાથે ધરી તું ગમાન.
ખુદને[6] તું સમજે આલા બૂલંન્દ,
મગર તારૂં કાહડું જો હું ઘમંન્દ."

૧ પીલ યાને હાથી. ૨ રંગે-નીલ, યાને આ મયદાનની જમીનને, તારી સાથ જંગ કરી, નીલના પાણીના રંગ જેવી બનાવીશ. ૩ સાંમના, યાને રૂસ્તમના ખાંનદાંનનો વડવો. ૪ બારાંને-સંગ, યાને પત્થરનો વરસાદ. ૫ બેખાનો-માન, યાને ઘરબાર વગરનો. ૬ ખુદને, યાને પોતાને.

કહીં એમ ધરી હાથ માહે કમાંન,
ચહડાવી તીરને ટાંકી નિશાંણ.
ખેંચ્યો ગઝબનો ભરી એક દમ,
દિધો તીર છોડી બરજોર ગમ.
છુટી તે નિકલ્યો સનન ન નંન,
ગયો જોશમા તે વીંધી પવંન.
હતી નેમમા નહીં જરાબી કચાસ,
કિધું કાંમ ધારેલું અંતે ખલાસ.
વિંધીને બખ્તર કીધો સિતમ,
પહેલુમે બરજોને થાયો જખમ.
થયું લહુ જારી, મિસલ ખુંને-આબ,
ખૂશી થાયો જોઇને અફ્રાસીયાબ.
જોઇ ખુંન રગીન, રંગે ગલાલ,
ચહડયું જોમ વીરને, થયો વિકરાલ.
બરાડ એક મારી, ક્રોધી થઇ,
ધ્રૂંજી તેથી વનની ધરતી રહી.
મૂકી દઇ ગુરઝને બાજુ ઉપર,
કિધી તેણે તીર 'ને તબર પર નઝર.
તૂરત હાથ લીધી ચાર્ચા કમાંન,
ચહડાવી ખડંગી તીરને નિશાંણ.
ધરી નેમ તીરો છોડી રહ્યો,
રંગ રૂપ જંગે સિહા થઇ ગયો.
લડે બંન્ને વીરો, ના કોઇ ડરે,
છુટે તીર ચોગમ, ના કોઇ મરે.
લડી બંન્ને વીરો થયા છિન્નભિન્ન,
થયાં કોઇનાબી નહીં બખ્ત દિન.
હવા ધમધમી રહિ, ગગન અંધકાર,
લડી રહ્યા બરજોર સગ શહરિયાર.
ઉડી ચોતરફ બસ રહ્યા બાંણ-બાંણ,
રહ્યાં બંન્ને લરજી ઝમીન 'ને ઝમાંન.
જમાનાના જંગી, ઝનુની થયા,
રહીં નહિ જીગરમા હયા કે દયા.
ન મહોબત કે માયા, જીગરમાં રહી,
ન હસ્તી કે નિસ્તી નજરમા રહી.

બંન્નેનું એકજ આરમાંન હતું,
બંન્નેનું એકજ ગુમાંન હતું.
બંન્નેની હાલત હતી બેકરાર,
બંન્નેની હાલત હતી દિલફિગાર.
હતો દિન મિસ્લે રોઝે-શુમાર,[1]
નહીં કોઇ તેમનો હતો ચારગાર.
નહીં કોઇએબી ભિડી હાંમને,
અટકાવે જઇ જંગના કાંમને.
નરેશેર જંગી જખમ બાંણથી,
વિધાયાં બખ્તર પયકાંનથી.[2]
તૂટા બંધ બખ્તર, બદનની ઉપર,
લહુથી વસ્તર થયાં લાલ તર.
રખસ થાયા જખમી, વીંધઇ શરીર,
થયા બંન્ને ઘાયેલ, પયકાંને તીર.
હરએક હતો તીર, તીરે—અજલ,
જોઇ હાલ હયરત ગગનની અકળ.
તબર અંતે ખાલી થયાં તીરના,
મગર ઠંડ લહુ નહિ થયાં વીરના.
બબડતો ઉભો જોઇ અફ્રાસીયાબ:
"થયો હાલ બેશક જંગે ખરાબ.
બૂરો વખ્ત આવી ઉભો સાંમને,
ન શકયો સૂધારી કંઇ કાંમને.
થઇ મારી બેશક મોટી કસુર,
મને રેહવું લાજમ હતું એથી દુર.
થયો છે એ જખ્મી વિંધઇ તીરથી,
જીવે છે તોબી એ તકદીરથી.
અજબ હાંમવાલો, દિસે બૂરજીગર,
ચહડયો છે કિનાને થકી રંગ પર.
મારેલો હરગીજ એ મરતો નથી,
તિરોના જખમથી એ ડરતો નથી.
ખૂદા થઇ કસુર મારી બેશક જનુન,
રખે આએ જંગે બને મારૂં ખુંન."

* * *

### બરજોર અફ્રાસીયાબની બાહદુરી વખાણે છે.

જખમ તીરના બરજોને બદન,
જલતી બદન પર જ્યાં ત્યાં અગન.
વેહતાં જખમથી લહુ નીર ધાર,
થયો તે ઝનુની જોઇ હોશિયાર.

૧ રોઝે-શુમાર યાને કિયામતનો દાહડો. ૨ પયકાંન, યાને તીરોની નોકથી.

કહી એમ ધરી હાથ માહે કમાંન,
ચહડાવી તીરને ટાંકી નિશાંણ.
ખેંચ્યા ગઝબનો ભરી એક દમ,
દિધો તીર છોડી બરજોર ગમ.
છુટી તે નિકલ્યો સનન ન નંન,
ગયો જોશમા તે વીંધી પવંન.
હતી નેમમા નહી જરાબી કચાસ,
કિધું કાંમ ધારેલું અંતે ખલાસ.
વિંધીને બખ્તર કીધો સિતમ,
પહેલુમે બરજોંને થાયો જખમ.
થયું લહુ જારી, મિસલ ખુંને-આબ,
ખૂશી થાયો જોઇને અફરાસીયાબ.
જોઇ ખુંન રંગીન, રંગે ગલાલ,
ચહડયું જોમ વીરને, થયો વિકરાલ.
બરાડ એક મારી, ક્રોધી થઇ,
ધ્રૂજી તેથી વનની ધરતી રહી.
મૂકી દઇ ગરઝને બાજુ ઉપર,
કિધી તેણે તીર 'ને તબર પર નઝર.
તૂરત હાથ લીધી ચાર્ચી કમાંન,
ચહડાવી ખડંગી તીરને નિશાંણ.
ધરી નેમ તીરો છોડી રહ્યો,
રંગ રૂપ જંગે સિહા થઇ ગયો.
લડે બંન્ને વીરો, ના કોઇ ડરે,
છુટે તીર ચોગમ, ના કોઇ મરે.
લડી બંન્ને વીરો થયા છિન્નભિન્ન,
થયાં કોઇનાબી નહી બખ્ત હિન.
હવા ધમધમી રહિ, ગગન અંધકાર,
લડી રહ્યા બરજોર સગ શહરિયાર.
ઉડી ચોતરફ બસ રહ્યા બાંણ-બાંણ,
રહ્યાં બંન્ને લરજી ઝમીન 'ને ઝમાંન.
જમાનાના જંગી, ઝનુની થયા,
રહી નહિ જીગરમા હયા કે દયા.
ન મહોબત કે માયા, જીગરમાં રહી,
ન હરતી કે નિસ્તી નજરમા રહી.
બંન્નેનું એકજ આરમાંન હતું,
બંન્નેનું એકજ ગુમાંન હતું.
બંન્નેની હાલત હતી બેકરાર,
બંન્નેની હાલત હતી દિલફિગાર.
હતો દિન મિસ્લે રોઝે-શુમાર,[1]
નહી કોઇ તેમનો હતો ચારગાર.
નહી કોઇએબી ભિડી હાંમને,
અટકાવે જઇ જંગના કાંમને.
નરેશેર જંગી જખમ બાંણથી,
વિધાયાં બખ્તર પયકાંનથી.[2]
તૂટા બંધ બખ્તર, બદનની ઉપર,
લહુથી વસ્તર થયાં લાલ તર.
રખસ થાયા જખમી, વીંધઇ શરીર,
થયા બંન્ને ઘાયેલ, પયકાંને તીર.
હરએક હતો તીર, તીરે-અજલ,
જોઇ હાલ હયરત ગગનની અકળ.
તબર અંતે ખાલી થયાં તીરના,
મગર ઠંડ લહુ નહિ થયાં વીરના.
બબડતો ઉભો જોઇ અફ્રાસીયાબ:
"થયો હાલ બેશક જંગે ખરાબ.
બરો વખ્ત આવી ઉભો સાંમને,
ન શકયો સૂધારી કંઇ કાંમને.
થઇ મારી બેશક મોટી કસુર,
મને રેહવું લાજમ હતું એથી દુર.
થયો છે એ જખ્મી વિંધઇ તીરથી,
જીવે છે તોબી એ તકદીરથી.
અજબ હાંમવાલો, દિસે બૂરજીગર,
ચહડયો છે કિનાને થકી રંગ પર.
મારેલો હરગીજ એ મરતો નથી,
તિરોના જખમથી એ ડરતો નથી.
ખૂદા થઇ કસુર મારી બેશક જખુન,
રખે આએ જંગે બને મારૂં ખુંન."

* * *

### બરજોર અફ્રાસીયાબની બાહદુરી વખાણે છે.

જખમ તીરના બરજોંને બદન,
જલતી બદન પર જ્યાં ત્યાં અગન.
વેહતાં જખમથી લહુ નીર ધાર,
થયો તે ઝનુની જોઇ બીશિયાર.

---

૧ રોઝે-શુમાર યાને કિયામતનો દાહડો. ૨ પયકાંન, યાને તીરોની નોકથી

**બરઝોર અને અફ્રાસીઆબ વચ્ચે ગુરઝ-તીરનું જંગ.**

તુરંત હાથ અંદર ગુરઝને ધરી,
ધસ્યો દુશ્મન પર બરજો ફરી.
શરૂં જંગ થાયું ફરી બાદમાર,
બરજોંની સાથે લડે શેહરિયાર.

(જુઓ પાનું ૨૫૩.)

રગ રગ ચહડયું જનુન જોશમા,
જોઇ સાંમે બરજો' ચહડયો રોશમા.[1]
તૂટેલું બખ્તર બદનપર હતું,
લહુમા લપટેલું વસ્તર હતું.
દિઠા બેકરારી ચેહરા ઉપર,
બનેલી લહુથી ચશ્મોને તર.
કિનો 'ને કેહેર બહુ હતા બીશિયાર,
જોઇને બરજોરે કીધો વિચાર:
"પિરીમા દિસે એવો જબરો જબર,
જવાંનીમા કેવો હશે જોરવર.
બદન જોકે તીરે વિંધઇ છે ગયું,
લહુ છે જખમથી વેહતું થયું.
નથી દુખ દરદ એને દીસતું જરી,
દિસે જંગ એને મન મશ્કરી.
તોબી ઉભો છે, એ ઠનઠન કરી,
દિસે છે મને એ સર્વોપરી.
અજબ બહાદુરી છે શહરિયારની
અજબ છે શકિત્ત જફાકારની.
નથી એવો દિઠો કોઇ જોરદાર,
પિરીમાબી દિસે ગુલે-ગુલઝાર.
અજબ હાંમ એની, અજબ જંગે કાંમ,
બને એની સાંમે નાકાંમ સાંમ.[2]
બેશક દિસે એ નર કમયાબ,[3]
જનમશે બિજો નહિ અફ્રાસિયાબ.
નહિ કોઇ જંનશે એવો પિસર,
ખળક રેહશે ખાલી, વીરની વગર.
છે એજ સુરો ખરો વીરપતી,
વીરોનો વીર છે, મગર દુરમતી.[4]
અગર જો મરે જંગે અફ્રાસીયાબ,
રેહેશે જગત વાંઝણી લા-જવાબ.
મગર છોડવો છે મને નારવા,
ફરજ મારી કરવી મને છે અદા."

*　*　*　*

## બરજોરે અફ્રાસીયાબ સાથે ફરી જંગ કરવું.

તૂરત હાથ અંદર ગરઝને ધરી,
ધસ્યો દુશ્મન પર બરજો' ફરી.
શરૂ જંગ થાયું ફરી યાદગાર,
બરજોની સાથે લડે શેહરિયાર.
નીરખી રહ્યો દુરથી રૂસ્તમ,
ભરઇ ગઇ તેની આબે ચશ્મ.
હરખથી હરખઇ આંસુ ભરે,
નર્બારો નાયાબ જંગે લડે.
જૂવે જાલ દુરથી બરજો, લડે,
રખે ગુર્ઝે અફ્રાસિયાબ એ મરે.
ન આગલ કે પાછલ જોતો જવાંન,
ગુરઝથી લડતો તૂખ્મે-કિયાંન.
અજબ ધડ પકડની ઉઠી જંગે બુમ,
થયો શોર જાણે દરિયાએ રૂમ.
ધડકાત, તડકાત, લશ્કર પૂકાર,
સવારોના ઘોડા કરે ખંખાર.
પૂગ્યો શોર બેહરામો[5]-કયવાંન[6] તક,
ધરતીબી ધડકી 'ને તડકી બેધક.
ધુલના ધુલાડાં, હવા અંધકાર,
દિસે નહી બરજોને કંઇબી લગાર.

## કય ખુશરૂ જંગના ગઝબથી હયરત બની બરજોને માટે દુઆ ગુજારે છે.

જોઇ જંગ ખુશરૂએ કીધો પૂકાર:
"ખૂદાયા ખૂદાવંદ બરજો' ઉગાર.
કરૂં હું અરજ સર ધરી ખાક પર,
ઉમેદ મારી છે યઝદાં પાક પર.
એ વીરતન મહારો છે દાદગર,
ધરી હાંમ લડવા થયો બેસબર.
બૂરો છે તૂરકી ગઝબનાક શાહ,
સદા રાખજે તારી એ પર નિગાહ.

---

૧ રોશમા, યને ગુસ્સામા. ૨ સાંમ, યાને રૂસ્તમનો વડવો. ૩ કમયાબ, યાને જવલેબી મલે નહી એવો. ૪ દુરમતી, યાને બુરી બુધ્ધી. ૫ બેહરાંમ યાને મંગલનો સીતારો. (Mars) ૬ કયવાંન યાને શનીશ્વર સીતારો. (Saturn)

આ જંગ ભારી જબરૂં ખુંખાર છે,
હરીફ એનો તૂરકી શહરિયાર છે.
મુજ સાંમે બાંધી રહ્યો છે કમર,
તું થા મારો મુશ્કીલોમે દાદગર.
એ માલીક થયો છે જબરદસ્તીનો,
થયો મારો દુશ્મન છે હસ્તીનો.
બચાવા મને બરજો' નામેવર,
ગયો છે જંગે બાંધી કમર.
લડી તે રહ્યો છે જીગર જાનથી,
લડે છે વતનને થકી માનથી.
લડે દેશ દાજે ખરાં તાંનથી,
લડે રાજ કાજે એ ઇમાંનથી.
બાંધી છે ઇન્સાફ ખાતર કંમર,
તું લે દાદ એની એ દાદગર.
નથી લોભ એને જીગરમા જરી,
નથી સ્વાર્થ ખાતર રહ્યો એ લડી.
એ ઓલાદે વીરો નરીમાંનથી,
હું ચાહ છું એને દિલોજાનથી.
દયાના એ દાતાર, તું દાદગર,
ફતેહ બક્ષ બરજો'ને, આ જંગ પર."

*    *    *    *

## બરજોરનુ જંગ જોઇ હોમાને અફરાસીયાબને જંગમાંથી પાછો ફરવા નસીહત કરવી.

જ્યારે એક હાથ ઉપર ગુરજની લડાઈ ખુવારીભરી રીતે બરજોર અને તુરાનના પાદશાહ અફરાસીયાબ વચ્ચે ચાલતી હતી, ત્યારે બીજા હાથ ઉપર પાદશાહ કય ખુશરૂ, તે ભયંકાર જંગને જોશ ઉપર ચહડેલું જોઈ, બરજોરની ફતેહ માટે ઈનતેજાર બની, પરવરદેગારની જનાબમાં પોતાનુ સર ઝુંકાવી તેની યારી અને મદદ ચાહી, દુઆ ગુજારવા લાગ્યો, અને અફરાસીયાબની સીતમગુઝારી માટે ફરીયાદનો પુકાર, તે બારે હકતાલાની દરગાહમે ઉડાવી રહ્યો હતો.

ગુરજની લડાઈ રફતે રફતે જોર પકડતી ગઈ. બંન્ને પેહલવાંનોના હાથ હવે એકમેક ઉપર જરબ મારતાં થાકી ગયા. તેમજ તેમના ઘોડાઓ પણ હાંરી જવા લાગ્યા. તોપણ આ બંન્ને સુરવીર લડવઈઆઓ જીવ ઉપર આવી લડવા લાગ્યા. અંતે બંન્નેના ગુંરજના દસ્તા વાંકા વલી જઇ જ્યારે નાકાંમ જેવા થઇ પડયા, ત્યારે બરજોરે પોતાનો ગુરજ, ઈરાંની લશ્કર તરફ મયદાંનમા ફેકી દેઈ, પોતાના ઘોડાની લગામ ખેચી પકડી, અને અફરાસીયાબને એખલો મુકી, મયદાંનની એક બાજુએ જઈ આસાએસ લેતો ઉભો.

અફરાસીયાબનો ગુરજ પણ જંગ કરવા માટે નકાંમો થઈ પડયા હતા. તેણે જ્યારે બરજોરને પાછલ હટી આસાએસ લેતો મયદાંનમા જ્યારે જોયો, ત્યારે તેણે પણ પોતાનો ગુરજ એક બાજુએ મયદાંનમા ફેકી દીધો, અને તેજ વખતે પોતાના ઘોડાની લગાંમને ખેચી પકડી, થોડે દુર જઈ હાંફતો ઉભો.

બંન્ને જંગીઓ લાચાર થઈ હાંફતા એક બીજાંની હાલત દુરથી તપાસતા ઉભા. બંન્ને વીરલાઓની એવી હાલત જોઇ, બંન્ને તરફના લશ્કર, તેઓની દીલાવરી અને જોરવરી તથા હિંમત ઉપર આફરીનના ઉદગારો ઉચારવા લાગ્યાં, અને હવે આ ખુનખાર જંગ કેવું રૂપ લેય છે, અને આ ગઝબનાક જંગનુ પરીણામ કેવું આવે છે, તે માટે વિચાર અને અંદેશો કરવા લાગ્યાં.

બરજોર અને અફરાસીયાબને હવે નવાં જંગની તૈયારી કીધા વગર બીજો ઈલાજ હતો નહી; અને નવાં જંગમા બબાદા અફરાસીયાબ બરજોરની સાંમે નીભી શકશે નહી, એવો વિચાર કરી દીલાવર હોમાન પોતાના લશ્કરની હરોલમાથી એકદમ, એક સિંહની માફક પોતાનો ઘોડો દપટાવતો જંગના મયદાંનમા નિકલી પડયો, અને અફરાસીયાબ જ્યાં ઉભો હતો, તેની આગળ જઇ તેના કાંન ઉપર પડી ધીમે અવાજે તેને કેહવા લાગ્યો:—

“પવન વેગ ઉડતો ગયો તે શિતાબ,
પુગ્યો જઇ ઝટ પાસ અફ્રાસિયાબ.
નમીને અદબથી પડયો કાંનપર,
કહ્યું કે : “ સાંભલ ઓ દાંનેશ્વર.
બેશક તુ આલમમે છે બળદાર,
વળી છે તુરાંનનો શહરિયાર.
છે મુલ્કે નેગારીનનો સાહેબ ધણી,
તુંથી છે તુરાંનની હસ્તી બની.
આલમમે તું છે બડો સર્ફરાજ,
પિસર તું પશંગનો ઉંમરદરાજ.
તું બુનિયાદે આલા ફરીદુન છે,
અજબ જોરની તુંજમા ધુન છે.
મગર કહું સુખન બે નમી માનથી,
લડી તું રહ્યો છે વિના શ્યાંનથી.
કહાં તું અને કહાં એ બૂરજીગર,
કહાં તું અને કહાં તહારો નફર.
ઘટે નહિ તૂંને ઓ શાહ શહરિયાર,
જરા કર દરજજાનો કંઇ તું વિચાર.
અએ શાહ નથી શું તુને ખબર,
નથી જંગે લડતા કદી તાજવર.[1]
લડે જંગે હરદમ સીપાહ-સવાર,
કરે છે હૂકમ તેઓને શહરિયાર.
લડે બે શાહો જંગે ચહડી,
તેમા છે ઇજ્જત બેશક ખરી.
મગર તું લડે એક નોકર સાથ,
ભિડે જંગમા તું તે સંગ બાથ.
લડે તું નાકાંમ ઓ તાજવર,
લડે કોણુ સાથે, તે ખ્યાલ કર.
કહાં એ અને કહાં તું શહરિયાર,
કહાં તું અને કહાં એ કઠિયાર.[2]
બની શેરગીર[3] તું મહા નરવર,
લડે જંગમે સંગ તારા નફર.
નફર શું તહારો હતો એ નહીં ?
લડે જંગ મયદાંને તે સંગ અહીં.
લડે રણધીર તું આલીવિકાર,
કહાં તું અને કહાં ખિદમતગૂઝાર.
અરજ હું કરૂં સુણ ઓ નામેવર,
તજી જંગ દે તું હવે સતવર.
નફર એ તહારો નમકહરાંમ,
નથી જેનો પેદર, નથી જેનુ ઠાંમ.
નથી જેની હસ્તી, જણાઇ કસી,
વસ્તો હતો જે સહી બેકસી.
બેકસ, બેબસ, હતો લા-મકાંન,
વસ્તો ‘તો જે એક જંગલ વેરાંન.
શિખાડી તેને હુંન્નર ’ને ઇલમ,
લડે તારી સાથે ફેરવી ચશમ.
બખશ્યો તૂંએ તેને માલો ’ને ઝર,
લડે તારી સાથે બાંધી કમર.
એ ખ્યાલ કેવો કર તું વિચાર,
લડે તારી સાથે બની ખુંનખાર.
અરજ શાહ તુંને ફરી હું કરૂં,
ખતા માફ કર, હું કહું છું ખરૂં.
હતી જ્યારે નહિ એને ખાવાને ખાક,
હતાં જ્યારે વસ્તર તનપર ચાક.
ન રહેવાને પુરૂં રહેઠાંણુ હતું,
વતન એક બિયાબાંન વેરાંન હતું.
ભૂલાવી તુંએ દિધું માનપાન,
શિખવી હુંન્નર તેં કિધો પેહલવાંન.
આજે તે લડવા નિકલ્યો બહાર,
નથી ડર ખૂદાનો દિલમા લગાર.
પડયા છે દલીરો તૂરાંની ઘણા,
પલકમા લડી એને કરશે ફના.
નવો છે મદદગાર સાલારે-ચીન,
તે આવ્યો છે લડવા છોડી ઝમીન.
લડી કએદ બરજોર કરશે જરૂર,
થશે ત્યારે નાબુદ એનો ગરૂર.
આ મયદાંને બરજોરસે તું લડે,
કલંક તારી કિરતીને બેશક ચહડે.
અગર તારે હાથે જો બરજો’ મરે,
અંમર એની કિરતી તવારિખ કરે.
અગર જો તું એને હાથે મરે,
તો તુરાંન નામોશિ અંદર પડે.

૧ તાજવર, યાને બાદશાહ ૨ કથિયાર, યાને કથિયારો. ૩ વાઘને પકડનાર.

જગત કેહશે મુવો અફ્રાસિયાબ,
નફર હાથ જીન્દગી થઇ ગઇ ખરાબ.
કિનામા નિકલ્યો છે ખાનાખરાબ,
ચહડયો છે ખુંનપર મરવા શિતાબ.
મરવાથી હરગીજ એ ડરશે નહીં,
એ મરશે મગર પાછો ફરશે નહીં.
મરી તારે હાથે થશે આશકાર,
એ ખ્યાલ જંગનો તું દિલથી ગૂજાર.
મૂકી જંગ પડતું એ શહરિયાર,
તું ફર મારી સાથે, લશ્કર દવાર.
દલીરો બીજા છે તૂરાંની ઘણા,
ખૂશી છે લડવા હર એક જણા."

* * * *

### અફ્રાસીયાબે હોમાનની નસીહતનો આપેલો જવાબ.

સૂણી લઇ બોલ્યો અફ્રાસિયાબ:
"સાંભલ ઓ હોમાન મારો જવાબ.
કરે છે જે કાંઇ તું ગૂફ્તગું,
સૂણી કાંનોથી મે લીધી બુ-બ-બુ.
દલીલ તારી બેશક છે લાજવાબ,
મગર હું જલું છું મિસ્લે કબાબ.
કિનાની દિમાગે ચહડી છે બૂખાર,
હું ચાહું લડે આવી ખુશરૂ બહાર.
મને ગમ જરાબી નથી જંગનો,
મગર ગમ બરજોરના ડંખનો.
જીગર મારૂં જખમી, ઘાયેલ દીલ,
વહે મારી ચશ્મોથી દરિયાએ નીલ.
મે ચાહીને લીધો લગાડી ગળે,
ઇવજ તેનો જો આ મને શું મળે.
વફા પર જફા છે, સિતમ છે અલમ;
નિકલ્યો એ કરવા સર મુજ કલમ
હું છોડું ન એને, ખૂદાના કસમ,
મરૂં એને મારી, પછી સહુ ખતમ."

### બરજોર અને અફ્રાસીયાબ વચે નવું જંગ.
### (જંગે-કમંન્દ.)

બરજોરના જોર અને જોમની હાલતને બરોબર રીતે જોઈ લીધા પછી, તુરકી પેહલવાંન હોમાન પોતાના પાદશાહની સલાંમતી માટે ચિન્તાતુર બની, જંગના મયદાંનમા એકદમ દોડી ગયો, અને પાદશાહ અફ્રાસીયાબને બરજોર સાથનુ જંગ મોકુફ કરી, પાછો ફરવા ઘણુંબી સમજાવ્યું, પણ તે ઝનુની અઝદાહે હોમાનની એકબી દલીલ માની નહી, જેથી હોમાન દલગીર થઇ પોતાના લશ્કર તરફ પાછો ફર્યો.

### તુરાંનીઓએ જંગની આફત દુર કરવા બંદગી કરવી.

આ ગુફ્તેગુ દરમીયાન, દીલાવર બરજોરને જંગની ચહડેલી થાક ઉતરી જવાથી, તે હવે અફ્રાસીયાબ સાથે નવું જંગ લડવાની તજવિજ કરવા લાગ્યો.

પડયા બંન્ને વીરો અંદેશમા,
નવું જંગ કરવું કિયા વેશમા.
જોઇ હાલ તુરકી શાહનો ખરાબ,
વીરો[1] 'ને પીરો[2] થયા સુર્ખઆબ
પડયું કુલ લશ્કર થઇ બેકરાર,
થયા ર્જદ ચેહરા અને રૂખસાર.
નજર મામલો બહુ પડિયો કઠણ,
રહ્યા ડગમગી સહુ બની દિલશિકન.
દુઆ સહુ ગુજારે: "ખૂદા રાખ લાજ,
થયો મામલો છે, મુશ્કીલ આજ.
અગર જંગે હારે જો અફ્રાસિયાબ,
તો થશે તુરકીઓનુ ખાનુખરાબ.
મુલક, માલ, દોલત થાશે ફના,
ન રેહશે ખૂવારીની કંઇબી મના.
જશે તાજ અને તખ્તે-તુરાનિયાંન,
ન રેહશે તૂરાંનીઓની કંઇ નિશાંણ.

૧ વીરો, યાને જંગી પેહલવાંનો. ૨ પીરો, યાને અનુભવી બુઝોર્ગો.

તારાજ થાશે વતન ગુલઝાર,
મહેલો, બગીચા, થશે સુંનકાર.
લગાડી વતન, દેશ, બેશોને આગ,
કિનામા કરશે ઇરાંનિઓ ખાક.
કિનાને બરજો' રહ્યો છે ધરી,
ધરી જોશ અને જોમ, રહ્યો છે લડી.
ઇલાહી આ મુશ્કીલ કર તું તમામ,
ઇલાહી હમો સહું તહારા ગૂલાંમ.
ઇલાહી તૂં આફતોને તારનાર,
ઇલાહી તૂં દુખોને નિવારનાર.
ઇલાહી તૂં છે ખતા બક્ષનાર,
ઇલાહી તૂં છે સદા રક્ષનાર.
ઇલાહી ખલક 'ને ફલકનો ધણી,
ઇલાહી અરજ કર કબૂલ રંકની."

*　　*　　*

હિયાં સહું સંતાપ કરતા હતા,
ત્યાં બંન્ને વીરો લડતા હતા.
હિયાં સહું કરતા હતા બંદગી,
ત્યાં બંન્ને સહેતા રંજીદગી.
હિયાં સહું દીલે હતા બેકરાર,
ત્યાં બંન્ને વીરો હતા ખારઝાર.

*　　*　　*

નવી ધુંન બરજોરે એકદમ ધરી,
નવું જંગ કરવા નિકલ્યો ફરી.
જબાં પર ખૂદાના લિધું નાંમને,
શરૂ કીધું જંગના નવાં કાંમને.
તુરત જીન પરથી ખેંચી કમંન્દ,
બનાવી દિધો એક ફાંસો ચૂનંન્દ.
ધીરૂથી ધારીને ટાંકી નિશાણુ,
ચપલાઇ કીધી રાખી ધિયાંન.
સિફતથી ફેંકી દુશ્મંન ઉપર,
પડયો ફાંસ જઇને ગરદંન ઉપર.
તુરત જઇ ફંન્દો પડયો નાશકાર,
જકડાઇ અચણુચ ગયો શહરિયાર.
જોઇ હાલ જોર એક જબરૂં કરી,
બરજોરે ખેંચી કમંન્દને ધરી.
સર સાથ ગરદંન પડયાં ફાંસમા,
પડયો શાહ એકદમ હવે નાશમા.
ખેંચીને તાણી રહ્યો જોરથી,
ગરજી પૂકારી રહ્યો શોરથી.
કિધું જોર બરજોરે સર્વોપરી,
ઘસડવા લાગ્યો જબરી કરી.
ઝટક મારી જાલમ, પકડી કમંન્દ,
પડે તો જમીનપર બને ખાકમંન્દ.
મગર તે ન હીલ્યો જીનપર જરી,
ઘણીબી બરજોરે તદબિર કરી.
ન. ઘસડઇ કદમ એકબી તે ગયો,
મિસલ અલબરૂઝ તે ભારી થયો.
જોઇ શાહે તુરાંનને લાજવાબ,
ખૂશી કુલ ઇરાંની થયા બેહિસાબ.
નિકલ્યા ખૂશાલીના પડઘમ અવાજ,
કરનાયા, બુંગલ, સરનાઇ સાજ.
પૂકારી લશ્કર રહ્યુ શોરથી:
"ખેંચો! ખેંચો જબર જોરથી.
તાંણો! તાંણો તદબીરથી,
રખે જાય છુટી તકદીરથી.
થયો છે બેશક કએદ શહરિયાર,
ઘસડીને લાવો લશ્કર દવાર."

*　　*　　*

## બરજોર ઉપર અફ્રાસીયાબે કમંન્દનો ફાંસો નાખવો. બરજોરનું કમંન્દમા સપડાવું.

જોઇ હાલ એવો અફ્રાસિયાબ,
સમજ્યો ખુદની હાલત ખરાબ.
તુરત જીન પરથી કમંન્દને ધરી,
ખેંચી કહાડી જબરી કરી.
કિધી તેણે છૂટી પળ વારમા,
પડયા સહું જોતા વીચારમા.
દિધી વિંટ થોડીક, વાળી કમંન્દ,
રહી જોતી તેને કુલ અંન્જુમન.

ધરી હાથ વિંટા, કમંન્દ ગુંચદાર,
બેઠો તે જીન પર સાવધ ટટાર.
લિધી તક તેને, જેહમત કરી,
ફેંકયો તે ફાંસો અદાવત ધરી.
પડયો જઇ ફાંસો, બરજો' ગળે,
રહ્યો ખેંચી રાજન[1], પુર બળ-કળે.

* * *

જોઇ એવી જંગની ફરેલી વલાંણુ,
ખૂશી થઇ પૂકારે તુરાંનીયાંન.
ખતમ થઇ ખૂશાલી ઇરાંની તમામ,
થઇ આસ નીરાસ, જંગને મૂકાંમ.
પડયા બંધ એકદમ, ભુંગલ અવાજ,
પડયા બંધ પડઘંમ, સરનાઇ સાજ.
ગયો રંગ બદલાઇ હવે જંગનો,
થયો વખ્ત રંગમા હવે ભંગનો.
ફસી ફાંસ અંદર પડયો શેરગીર,[2]
મગર ખેંચી શાહને[3] રહ્યો તે દલીર.

ન છોડી કમંન્દને 'જરા હાથથી,
ન છોડી ઢીલી જરા બાથથી.
ધરી ખેંચે રાજન[4] જીવપર કરી,
બરાડી પૂકારે તે હર ઘડી.
ભયાંનક ભારી કરી જોરને,
ખેંચે તે હર પળ બરજોરને.
મગર નહી બરજો' જરાબી હિલે,
રહ્યો બેસી જીનપર તે ખૂશ દિલે.
જોતો રહ્યો લાગ તે તકની,
જખાં પર હતી યાદ તે હકની.[5]
બિગડતો ગયો મામલો હર પળે,
નહી બેહુ વીરોને કંઇબી કળે.
નહી એ હટે કે નહી તે ખસે,
પડયા બંને વીરો ભવિશને બસે.
પહડે કોણ ભવિશની ભારી કિતાબ,
બની વસ કરમને સહે રંજો તાબ.

* * *

## અફ્રાસીયાબના દીકરા શીદેહનુ પોતાના બાપની મદદે મયદાંનમા લશ્કર સાથ દોડી જવું.

## બરજોરની કમંન્દમાં અફ્રાસીયાબનુ જકડાઇ જઇ સુસ્ત બની નિરાસ થવું.

પૂકારી રહ્યા શાહ અફ્રાસિયાબ,
હવે તાબ ખોઇ, ખોયો રૂઆબ.
હવે હાંમ ખોઇ, ખોઇ સબર,
જીગરમા પડી તેને જબરી ફિકર.
ઘસડતાં, ઘસડતાં થયો બેકરાર,
રખે જાય ઘસડઇ ખુશરૂ દવાર.
મગર ફાવિયો નહિ ઘસડતાં લગાર,
ચહડી ધીરે ધીરે સૂસ્તી બૂખાર.
હવે થઇ પડી વાત અતી મુશકીલ,
જોઇ મામલો સહું થયા ગમ દીલ.
જખમ હાથ ઉપર થયા બીશિયાર;
લહુની વેહતી થઇ ખુબ ધાર.

વિચારી કહે મન અફ્રાસિયાબ:
"થયો મામલો છે બેશક ખરાબ.
રખે આ મહુનને બસ જઇ પહું,
રખે એ મુજીને હાથે મરૂં.
રખે મારી કિરતી આ જંગે પડે,
રખે બરજીગર આએ જંગે હરે.[6]
રખે મારી હાલત કરે એ ખરાબ,
રખે અસ્ત મારો કરે આફતાબ.
રખે મારી જંગે કિયામત કરે,
રખે મારી રઇયત મુજ પર રડે.
જશે મારી શાહી, ને જાહોજલાલ,
થયું બખ્ત મારૂ બરગશ્ત હાલ.

---

૧ રાજન,=પાદશાહ. પાદશાહ અફ્રાસીયાબ માટે એ ઇશારો છે. ૨ શેરગીર, યાને વાઘને પકડનાર. ૩ શાહને, યાને અફ્રાસીયાબને. ૪ રાજન, યાને બાદશાહ. ૫ હકની, યાને ખુદાની. ૬ હરે, યાને જીતી જાય.

દુશ્મન મહારો જમાનો થયો,
હવે જંગ કરતાં દિવાનો થયો.
જમાના 'ને જંગનો હોઇને વીર,
ફસી ફાંસ અંદર થયો હું અસીર.
ઉખડી હથેલી 'ને હાથોની ખાલ,[1]
દિસે બખ્ત મારૂં હવે ખસ્ત હાલ.
નખો[2] 'ને નાખુંન[3] ઉખડી ગયાં,
અગનની જલનથી બલતન થયાં.
જખમમાથી વેહે છે લહુ બીશિયાર,
ઉભો સર દૂશ્મંન બની હુશિયાર.
નથી જેર થાતો એ બદઅફ્‌આલ,
હવે આસ જીતની બિલ્કુલ મહાલ.
બની મસ્ત ઉભો છે ખૂબ લાલ-લાલ,
અજબ છે ગજબથી ભરી ચુંગાલ.
જમાનાની ગર્દિશે બદલી છે ચાલ,
દિસે છે મહારો હવે અંતકાળ.
અજબ ચર્ખ તારી બાજીગરી,
ફના ચાહે કરવા કરી મશ્કરી."

* * *

## અફ્રાસીયાબના દીકરા શીદેહનું પોતાના બાપની બુરી હાલત જોઇ, તમામ તુરાંની લશ્કર સાથ અફ્રાસીયાબને બચાવવા દોડી જવું.

### ( તુરાંની લશ્કરને ઉસ્કેરવા શીદેહે ભાશાણ કરવું )

શાહજાદો શીદેહ, જે પોતાનુ તમામ લશ્કર લઈ જંગના મયદાંનમા હરોલે ઉભો રહી, આ મહાંન યુધ્ધમા પોતાના બાપ અફ્રાસીયાબની તમામ હીલચાલ ફીકરમંદ બની બારીક નજરે જોતા ઉભો હતો, તેણે જ્યારે અફ્રાસીયાબની હાલત ધામે ધીમે નબળી પડી સુસ્ત બનતી જોઈ, અને તેના બંન્ને હાથોની હથેલીમાથી લોહીની વેહતી ધારા જોઈ, ત્યારે તે પેહલવાંન બાજુના બેટો તુરત સમજી ગયો, કે હવે જે વખત જાય છે, તેમા તેનો નામદાર બાપ, પેહલવાંન બરજોરના હાથ ઉપર ગીરફ્તાર થઇ પડશે.

એવાં સેવટના પરીણામની દેખઈતી અચુક વકી રાખી, અને પોતાના નામવર બાપને ખુવારીભરી હાલતમા જ્યારે આવી પડેલો જોઇ જોયો, ત્યારે પોતાના તમાંમ તુરાંની લશ્કર તરફ ફરી, બાગેબુલંદ અવાજે પુકાર કરી તેઓને હુકમ કાધો.

જોઇ હાલ બેતાબ પિસર બપનો,
ભરી દમ રહ્યો ગમ સંતાપનો.
બોલ્યો ગજબનો મારી પૂકાર:
"અરે નામદારો, અફ્સર, સવાર.
ઉઠાવો ગૂરઝ, તેગ, સમ્શીર, કટાર,
ઉઠાવો તબર, તીર પચકાંનદાર.
ઉઠાવી પડો એકદમ તમ બહાર,
બચાવો તમારો શાહ શહરિયાર.
જૂવો શાહ જંગે થયો છે ખરાબ,
નથી રેહ્યો કાબુમે જંગનો હિસાબ.
લડી તમ કરો કએદ એ બુરજિગર,
બડો બદનસલ છે કાળો કહર.
જખમ હાથ ઉપર આલા થયા,
હથેલી ઉપર છે છાલા થયા.
વહે છે જખમથી લહુ રંગ લાલ,
ઘસડતાં કમંન્દને થયો તંગ હાલ.
દલીરો, સિપાહો, સાલાર તમ,
જૂવો સાંમે આવી ઉભો વખ્ત-કમ.[4]
લડે છે બરજોર બેબાપનો,[5]
દિસે વખ્તે-મયદાંન[6] સંતાપનો.
સૂણો તમ દલીરો, સૂણો નામદાર,
સૂણો તમ સિપાહો, સુણો સવાર.
સૂણો કુલ અફ્સર, સૂણો પેહલવાંન,
બચાવો તમે જઇ શાહે તૂરાંન.

---

૧ ખાલ, યાને ચામડી. ૨ હાથની આંગલીઓના નખ. ૩ અંગુઠાના નખ. ૪ વખ્ત-કમ, યાને બુરો વખત. ૫ બેબાપનો, યાને બાપ વગરનો દીકરો. ૬ વખ્તે-મયદાંન, યાને મયદાંનનો વખત,

પડો જઇ તમો કુલ સમ્શીરગર,
પડો બહાર લઇ તમ તીર 'ને તબર.
પડો બહાર લઇ તમ ગુરઝ ભારદાર,
ધરો હાથ નેજા પયકાંનદાર.
ઘેરી લો બરજોર નીમકહરાંમ,
કરો એનુ નાબુદ નીશાણુ નાંમ.
એ છૂટશે તો કરશે તારાજ વતન,
એ મરશે તો ટળશે વતનના વધન.
છે જોરેમંદ એ બુરો જાદુગર,
કરે કાંમ શયતાંનથી બદતર.
સૂણો લશકરીઓ, સૂણી લો હુકમ,
પડો જઇ સઘલા, સહુ એકદમ.
લડો એકદમ તઝ, તૂરાંની તમામ,
કરો તમ દુશ્મનનુ નાબુદ નામ.
પકડીને બરજોર પુરો કરો,
ન છોડો એ મુજીનો ચુરો કરો.
લડી તમ ધ્રૂંજાવો, જમીન આસ્માંન,
ચૂંટી-ચુટી મારો ઇરાંનીઆંન.
જમીન પર ચલાવો લહુની નહેર,
ગુજારો સહુ પર કાળો કહેર.
છોડો ના હરગીજ બરજોરને,
કતલ જઇ કરો એ સરજોરને.
પૂકારી કહું છું વધુ વાર વાર,
ધસો એકદમ સહૂ તમો નામદાર.
થયો છે તમારો શાહ નાસિપાસ,
થયો છે બરજોરથી બહુ નિરાસ.
અગર તેની જંગે થશે જો અજલ,
ફના થાશે તુરાંનીઓની નસલ.
લડો તમ ચૂકાદો કરો બખ્તનો,
બૂરો મામલો છે આ વખ્તનો.
કમન્દને કાપી છૂડાવો શાહ,
હવે જલ્દ જઇને આપો પનાહ."

* * * *

## બરજોરની કંમન્દમાથી અફ્રાસીયાબને છોડવવા તમામ તુરાંની લશકરનુ મયેદાંનમા ધસી જવું.

જ્યારે તુરાની લશકરે શાહઝાદા શીદેહને એવી રીતે પુકાર કરી બાગેબુલંદ અવાજે હુકમ કરતો સાંભલ્યો, ત્યારે તમામ લશ્કર તેજ વખત પુર જોશ ઉપર ચહડ્યું, અને રૂમના દરીયાના જોશ મારતાં પાણી મીસાલ, ઈરાની લશ્કર, તેમજ બરજોર ઉપર તે ધસી જવાની તઈયારી કરવા લાગ્યું.

સૂણીને શીદેહના આવા કલાંમ,
ચહડયા ખુંન ઉપર તૂરાંની તમામ.
હતું કુલ લશકર પૂરૂં એક લાખ,
સૂણી શીદેહને થયા કોફનાક.
લાખોએ મારી પૂકારોને બુમ,
થયો શોર જબરો, મિસલ કુલજુમ.[1]
હરહર કિસમના[2] હજારો સવાર.
નાહના 'ને મોટા થયા તઇયાર.
જવાંનો 'ને પીરો મિસલ સુર નર,
ન આગલ કે પાછલ કીધી નજર.
બદન પર પેહડી લિધાં બખ્તર,
પડી જંગે લડવા થયા તત્પર.
કસાંની[3] શકની[4] વહરી[5] દલીર,
હિન્દી,[6] નહરી,[7] સિન્ધી,[8] વીર.
ચીની[9] ચગાંની[10] 'ને સકલાબી[11] નર,
રૂમી,[12] ગહાંની[13] સમ્શીરગર.
બદન પર બાંધી લિધાં હથિયાર,
ચહડાવી નયેનો, થયા ખુંનખાર.
ગીરદથી થાયો અજબ આફતાબ,
હવા થઇ આજેજ, ચોગમ ખરાબ.

૧ કુલજુમ, યાને આજના વખતમાં જણાયલો રાતો સમુદ્ર. ૨ હર હર કીસમના, યાને એક લાખ માણસનું બનેલુ તુરાંની લશ્કર જુદાં જુદાં દેશો અને મુલકોના જુદી જુદી જાતના લોકોનું બનેલું હતું. ૩, ૪, ૫ ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ અને ૧૩ એ સઘલા જુદાં જુદાં મુલકોનાં નામ છે, કે જે અફ્રાસીયાબને તાબે હોવાને લીધે, ત્યાં વસતાં લશ્કરો, તુરાંની લશ્કરમાં આ જંગમા સાંમેલ થઇ ઇરાંનીઓ સાંમે લડવા નીકલ્યા હતા.

ચંમકારા નેજાની નોકે થયા,
ઝંમકારા મયેદાંને ઝંમકી રહ્યા.
ચરન્દાં, પરન્દાં સુણીને શોર,
તજી વન[1] છુપઇ ગયાં ફિલ્ફોર.[2]
સવારો, સિપાહો 'ને ઘોડાની બુમ,
થયો શોર મિસલે દરિયાએ-રૂમ.
રહ્યો શોર ફાડી ધરતિ જીગર,
પુગ્યો જઇ બહેરાંમ,[3] કયવાંન[4] ઉપર.
ધસ્યું કુલ લશ્કર મલી હમસંગ,
છૂટ્યા હોય જાણે દિવાના પિલંગ.[5]
છૂંડાવવા કમન્દથી શાહ શહરિયાર,
પડયું બહાર લશ્કર બની ખુનખાર.

* * * *

## ઇરાંની અને તુરાંની લશ્કર વચે જાગેલું ઝુંબેશ ભર્યું જંગ. રૂસતમ અને ઇરાંનો પેહલવાંનોનું જંગે પડવું.

તુરાંની લશ્કરની તમામ હીલચાલ જોદ્ધા પેહલવાંન રૂસ્તમ દુરથી જોતો ઉભો હતો, અને તે જંગનો અનુભવી પેહલવાંન, તુરાંનીઓના જંગની વલાણ તુરતજ સમજી ગયો હતો. દીલાવર બરજોરની કમન્દની લડતમા સમાયલી હીકમત પણ તે નામદાર સમજી ગયો હતો. બરજોરની પેચદાર કમન્દમા સપડાયલો તુરાનનો પાદશાહ, જેમ જેમ બરજોરને પોતાના લશ્કર તરફ ઘસડી જવાની મતલબથી જ્યારે પુર જોરમા જેહમત કરી રહ્યો હતો, ત્યારે બરજોર પોતાના જીન ઉપર એવી તો લડાયક હીકમતથી બેસી રહ્યો હતો, કે તેમ કરતાં તેને સેહજબી થાક કે રંજ લાગતાં નહી હતાં, તેમજ તેનુ જોર અને જોમ જલવાઈ રેહતાં હતાં.

પણ જાહેલ અફરાસીયાબના બાબમાં તેથી ઉલટુંજ બનતું હતું. બરજોરને તુરાંની લશ્કરમા ઘસડી જવાની મતલબથી પોતાનાં સઘલાં જોરનો તે જીવ પર આવી ઉપયોગ કરતો હતો, અને તેમ કરતાં તેના હાથ અને હથેલીના ચાંમડાં છોલાઈ જઈને, તેમજ તેનાં આંગલાઓના નખો ઉખડી જઇને, તેમાથી લોહીની ધારા નીકલવા માંડી હતી.

જ્યારે બરજોરનુ જોર અને જોમ આ કમન્દની લડતમા તમામ જલવાઈ રેહ્યું હતું, ત્યારે પાદશાહ અફરાસીયાબ બરજોરને ઘસડતાં ઘસડતાં અંતે થાકી જવા લાગ્યો હતો. તેના હાથોમાથી વેહતાં લોહીની ધારા, શીદેહે દુરથી જોઇ લીધી હતી. તે ધીમે ધીમે જ્યારે સુસ્ત બની જતો શીદેહને દુરથી જણાયો, ત્યારે તેને બચાવી લેવાનો છેલ્લો ઈલાજ તુરાંનીઓ અખત્યાર કરવાની તજવીજમા પડયા હતા. શાહઝાદા શીદેહના હુકમને માન આપી, તેનુ તમામ લશ્કર, અને સઘલા તુરાંની પેહલવાંનો તુફાની બની જંગના મયદાંનમા એકદમ બરજોર ઉપર ધસારો લઈ જઈ, અફરાસીયાબને બચાવવાની તજવીજ કરવા લાગ્યા

## રૂસ્તમે પોતાના જાબુલી અને કાબુલી લશ્કરોને કીધેલો હુકમ.

ઈરાંની લશ્કરની હરોલમા ઉભેલા રૂસ્તમ અને તેના બુઝરોગ પેદર ઝાલે જ્યારે એવો મામલો દુરથી જોયો, ત્યારે તે બંને જનોએ તુરતજ પોતાની તલવારો મીયાંનમાથી ખેંચી બાહર કાહડી, અને પોતાના જાબુલી તેમજ કાબુલી અને ઈરાંની લશ્કર ઉપર બુલંદ અવાજે પુકાર કરી, બરજોરની મદદે મયદાંનમા એકદમ પુગી જવાનો, અને તુરાંનીઓને પાયમાલ કરવાનો હુકમ આપ્યો:

જોઇ એવી લશ્કરની ધુંમધાંમ,
રહ્યા કાંપી હરએક ઇરાંની તમામ.
બરજોની હાલત એવી ખરાબ,
જોઇને રૂસ્તમ થાયો બેતાબ.
ફિકરમંદ થાયો બુઝરોગ ઝાલ,
હવે શું થાશે પિસરનો હાલ.
પૂકારી રૂસ્તંમે મારી બરાડ:
"અરે ઓ સિપાહો, પડો તમ બહાર.

1 વન યાને જંગલ, વેરાંન. 2 ફિલ્ફોર યાને, તેજ વખતે તુરતજ. 3 બહેરામ યાને મંગલનો સિતારો. 4 કયવાંન, યાને શનીશ્ચરનો સિતારો. 5 દિવાના પિલંગ, યાને દિવાના સિંહ.

પડો બહાર એકદમ કુલ કાબુલી,
ધરી જોમ અને ઝુંમ કુલ જાબુલી.
કસો તમ કમરને, કરો જલ્દ તંગ,
ગયો છે ઘેરઇ બરજોર જંગ.
લડો કુલ સિપાહો, પયદલ સવાર,
કરો કુલ તૂરાંનીઓને ખારજાર.
લડો કુલ ઇરાંની સમ્શીરગર,
મરો યા મારો બની બેસબર.
પડો બહાર એકદમ ગૂરઝ મારનાર,
પડો બહાર એકદમ ખંજર ગૂઝાર
પડો બહાર એકદમ નેઝાવરાંન,[1]
જૂવો આવે છે ગર્દીશે આસ્માંન!
લડો તમ સિપાહો, ધરી હાંમને,
બચાવો ઇરાંનના નામને.
લડો તમ સિપાહો, બહાધુર સવાર,
છોડો તૂરાંનીઓને જીનહાર.
લડો તમ સિપાહો, જંગી દલેર,
લડો તમ દિલમા ધરીને કહેર.
જવાંનો જંગી સૂણી લો સુખન,
મરવું તો આખર છે એક દન.
મગર દેશ ખાતર મરે નામગીર,
ખરો વીરમા વીર તે છે દલીર.
જૂવો હાલે-બરજો થયો છે ખરાબ,
કરે છે હજારો સિપાહો અજાબ.
અગર છૂટે જંગે જો અફરાસિયાબ,
નવો થાશે બરપા વળી પેચોતાબ.
કરો ખ્યાલ દિલમા તમે એટલો,
હજારોમે બરજો લડે એખલો.
મળી હમ સંગ સહું લડો એકદમ,
ન હરગીજ ભરતા પાછલ કદમ.
જીર્તા તૂરકીઓને કરો તમ ફના,
ન હરગીજ ફરતા ફતેહ વના.
કરો જેર જીતી ફત્તેહ તૂરાંન,
મદદગાર છે આપણો યઝદાંન.
થયો છે ગીરફતાર દાંમે-કમંન્દ,[2]
થયો છે સિહા, તેનો રોશન દન.
કફન તેનુ બખ્તર જઇ તમ કરો,
ન હરગીજ કજાથી કંઇ તમ ડરો.
બિસ્તર[3] કરો તેનુ ખુન-ખાકમા,[4]
ન રાખો જીવતો આફાકમા.[5]
કરો કએદ પકડી અફરાસિયાબ,
તો અંજામ આવે જંગે શિતાબ.
જીતો શાહી કિરતી, જીતો એનુ નાંમ,
લડીને પૂગાડો અંજામે-કાંમ.
અગર હાંમ દિલમા તમો નહિ ધરો,
તો બેશક બરજોનો થાશે મરો.
સૂરા જાબૂલીઓ, ઉમંગી બની,
ચલાવો કતલ તમ રંગી બની.
સૂરા કાબૂલીઓ તજી દિલ ખેદ,
બનાવો દૂશ્મનની જંગે લહેદ.[6]
કરો દીન રોશન તમારો સૂફેદ,
મકાશી રહો તમ મિસલ ખુરશેદ.
વતન દેશની તમ ધરો દાજને,
કરો જેર દુશ્મન, લૂટી તાજને.
છે ફંન્દી ફિતુરી બડો જાલસાજ,
ગૂમાની, ગૂરૂરી, પાજી મિજાજ.
પરાગંન્દ કરો તમ, તૂરાંની તમાંમ,
સફા તમ કરો કુલ રણસંગરાંમ.
બચાવી બરજો બનો આશકાર,
છૂટે હાથથી નહી, શાહ શહરિયાર.
જકડી પકડજો બદ અતવાર,
અગર જો છટકે, તો કરજો શિકાર.
બનો સુરર્વારો, તમો હમજોર,
ટાળો એ તુરકીનો દુનિયાથી દોર.
સૂણો કુલ લશ્કરીઓ સર્ફરાજ,
બચાવો આજે ખુશરૂનુ તાજ.
ન જીવવાનો હરગીજ કરતા ખિયાલ,
કરો આજને આજ, દુશ્મન નિકાલ.

૧ નેઝાવરાંન યાને નેઝાવાલા જંગીઓ. ૨ દામે-કમંન્દ, યાને કમંન્દના પેચમા. ૩ બિસ્તર, યાને બિછાનું. ૪ ખુન-ખાકમા, યાને લોહી અને મીટ્ટિમા. ૫ આફાકમા, યાને આ દુનિયામા. ૬ લહેદ, યાને કબર.

અની એક દીલ તમ ધસો એકદમ,
પૂઠે છે તમારી રફીક રૂસ્તમ."

* * *

### રૂસ્તમનુ પોતાના લશ્કર સાથ બરજોરની મદદે ધસી જવું.

કહી એમ તપાસી રખસની રિકાબ,
થયો સ્વાર ફોરન રૂસ્તમ શિતાબ.
હવાલે રખસને કીધી લગાંમ,
વિજવેગ પહોંચ્યો રણસંગરાંમ.
ઉઠાવી ખભાં પર ગરઝ ગાવેયાંન,
નિકલ્યો પુઠે પીર-પેહલવાંન.[1]
તૂરત તેણે ખેંચી સમ્શીર બહાર,
કરવા તૂરાંનીઓનો સંહાર.[2]
પડયા બાપ-બેટા જઇ એકદમ,
ચલાવી કતલને વિના કંઇ રહમ.
પડયું જઇ લશ્કર ઇરાંની તમામ,
કતલ ચાલી ચોમેર રણસંગરાંમ.
કિના 'ને કપટથી બની બેકરાર,
કલમ સર કીધાં હજારો-હજાર.
ફરી રહી સપસપ સમ્શીર તેજ,
બની રહી મયદાને રસ્તા:ખેજ.
ગજબ થાયો બરપા, કજાનો કેહેર,
રૂઠી રહી કયાંમત લેવાને વેર!
ન જંગે પિછાણે, પેદરને પિસર,
પિસર નહિ બુજે પેદરની કદર.
સમ્શીરો, ખંજર, ઝેરી કટાર,
વીરોના વીંધે જીગર આરપાર.
કબી રેહ ચાલી બારાંને તીર,[3]
કબી તો વરસે બારાંને શીર.[4]
કઇંક નામગીરો મરે તરફડી,
કંઇ એક ગયા, તીર-તબરથી મરી.
ઉડી ગઇ ચશમમાથી એવી શરમ,
પિસરની કજાનો પેદરને ન ગમ.
પિસરથી પેદરબી કતલ થઇ ગયા,
રહી નહી અજીજોને દિલ કંઇ દયા.
લોઠોના ઢગલા, કદમ-દર-કદમ,
પૂકારી કહાડે જખ્મીઓ દમ.
થયો સુસ્ત ખુરશેદ, ગેતીફરૂઝ,[5]
જોઇ જંગ ધુંજી રહ્યો અલબરૂઝ.
જમીન થઇ વનની દરિયાએ ખુન,[6]
દરંન્દાં પરંન્દાં થયાં કુલ સુન.
ધુલના ધૂલાડાં, સિહા ધંનઘોર,
પૂકારો પડે રણ, શોરો-બકોર.
જમાન 'ને જમાનો થઇને કફા,
પૂકારી રેહે હમપર શું જફા.
ઝલક થાઇ ઝાંખી, ખલક અંધકાર,
પૂગ્યો જઇ ફલક તક, જંગનો પૂકાર.
જોઇ હાલે-કયાંમત, કજાબી રડે,
સિતારાઓ નાહીદ[7] સંગ ઠરઠરે.
પૂકારી રોશન કહે તાલે હિન,
સદા શાદ રેહે પડેહલવાંને-ઝમીન.
તીર સમ સીધ્ધી રેહો સર ઝમીન,[8]
દુઆ ચાહું હરપળ, સદ આફરીન.
લડે વીર બન્ને જીગર જાંનથી,
બચાવા બરજોરને હાંનથી.
જરાબી ન કાયર, કાહેલ થયા,
લડીને ગદા[9] તેગ,[10] તીરે રહ્યા.

---

૧ પીર-પેહલવાંન, તે બુઢો જાલ. ૨ સંહાર, યાને નાશ. ૩ બારાંને તીર, યાને તીરોનો વરસાદ ૪ બારાંને શીર, યાને તલવારોથી લશ્કરીઓનાં માથાં (શીર) કપાઇ જઇ માથાંનો વરસાદ વરસનો હતો. ૫ ખુરશેદ ગેતીફરૂજ, યાને દુનીયાને રોશન કરનાર, ખુરશેદ યજદ. ૬ દરિયાએ ખુન, યાને લોહીનો દરિયાવ. ૭ નાહીદ, યાને શુકરનો સિતારો. ૮ 'તીર સમ સિધ્ધી રહો સર ઝમીન', એટલે હે ઇરાન ઝમીન, જેવો તીર સીધ્ધો છે, તે મીસાલ તું પણ સિધ્ધી રેહજે એવી હું 'રોશન' દુઆ ગુજારૂં છું. ૯ ગદા, યાને ગુરઝ. ૧૦ તેગ, યાને તલવાર.

હજારો. લડે જાબુલી સંગ મળી,
ન ડરતા કજા જોઇને મહાબળી.
હતા કાબુલી સંગ કંઇ એક હજાર,
લડી નાશ કરતા બની ખુનખાર.
લડી રેહ્યો રૂસ્તમ ચોગાંનમા,
હતું તેને મન રણ હાલાંનમા.[1]
ઘૂમાવી રેહ્યો તે ગૂરઝ ગાવેચાંન,
ન બચતા પીરો કે પિલતન જવાંન.
લડે જંગ વીરો, નહિ નેહ[2] ધરી,
તપોતપ મૂવા તુરકીઓ લડી.
જનુનીએ[3] જાણે ન જણ્યા હતા,
મૂવા કેટલા કોણે ગણ્યા હતા.

* * *

લડે જંગી કારન[4] અને પીર જાલ,
મળી સંગ તૂરકીનો કરતા નિકાલ.
લડે બેહુ વીરો મળી સંગમા,
ચલાવી કતલ તે રહ્યા જંગમા.
એકએકે બબ્બે બાજુ ધરી,
ચલાવી કતલ તુરકોસે લડી.
હિંચાબી લડે 'ને ત્યાંબી લડે,
કદમ એકબી નહી પાછું ફરે.
લહુથી થઇ લાલ રંગી જમીન,
દિસે સારૂં મયદાંન દરિયાએ ચીન.

* * *

## લેહાક અને ફરશીવરદ દારોગાનું[5] બંદીખાંનુ છોડી નાહસી જવું.

સુસન રામીશગરના મક્રર ભરેલા ચારાથી, જે જે ઈરાંની પેહલવાંનો બેહોશ દારૂની અસરથી બેકાંમ થઈ બંદીખાંનામા કએદ પડી રંજો-તાબ સેહતા હતા, અને જે બંદીખાંનાની ઉપર પીલસુમ રાત દિવસ દેખરેખ રાખતો હતો, તે બંદીખાંનુ, પીલસુમના મારયા ગયા પછી, લેહાક અને ફરશીવરદ નામના બે તુરાંની પેહલવાંનોને હસ્તક કરી, તે માહેલા ઈરાંની બંદીવાનો ઉપર નીગેહબાંની રાખવાનુ કાંમ તેમને સપુરદ થયું હતું.

હવે પેહલવાંન બરજોરની પેચદાર કમંન્દમાં પાદશાહ અફરાસીયાબ સપડાઈ જવા પછી, અને અફરાસીયાબની કમંન્દમા બરજોર જકડાઈ જવા પછી, બરજોરના બચાવમા જે ખુનખાર લડાઈ રૂસ્તમ અને જાલ, પોતાના જાબુલી અને કાબુલી લશકરની ભેગી મદદથી તુરાંનીઓ સામે ધસી જઈ ચલાવી રહ્યા હતા, તે ખુનખાર જંગનો શોર-બકોર અને લશકરની પાયમાલીના પુકારોના અવાજે, પાહડ ઉપર બંદીખાનાની રખેવાલી કરતા બે પેહલવાંનો, લેહાક અને ફરશીવરદને કાંને પડયા, અને તેઓએ પોતાના પાહડી મકાંન ઉપરથી, તુરાની લશકરની ચાલી રેહલી કતલ, અને ખુવારી થતી જોઇ, તેમજ પાદશાહ અફરાસીયાબનો અઝદાહ પયેકર ઝુંડો, મયદાંનમાથી તેઓને ગુમ થાયલો જણાયાથી, તે બંન્ને પેહલવાંનો, પોતાના જીવની સલાંમતીને ખાતર, કીલ્લાના દરવાજો અને બંદીખાનાની રખેવાલી છોડી દેઈ નાહસી ગયા, અને અફરાસીયાબ તથા તેના વઝીર પીરાંનને શોધવા માટે તુરાંની લશકરની છાવણીમા ગયા, મગર મયદાંનમા તુરાંની લશકરની ખુવારીભરી કિયાંમત જોઈ તેઓ હેબતી ગયા.

કિધો એવો કયાંમતે કાતીલ કહેર,
ઉલટયા ઇરાંની લેવાને વેર.
જમીન લહુથી રંગઇ બની ગઇ લાલ,
હજારો જંગે થયા ખસ્તહાલ.
હજારો જખ્મીઓ મારે બરાડ,
તરફડે જમીન પર બની નિરધાર.
હજારોના તનથી થયાં સર કલમ,
જમાનાએ કીધી ના કંઇ રહમ.

૧ હાલાંનમા, યાને મેહલના દિવાનખાનામાં. ૨ નેહ, યાને હેત, પ્યાર, દયા. ૩ જનુનીએ યાને જનમ આપનારી (માતા)એ ૪ કારન, પાદશાહ કયખુશરૂનો એક જાણીતો પેહલવાંન. ૫ દારોગા, યાને બંદીખાનાનો રખેવાલ. અફરાસીયાબના બે પેહલવાનો લેહાક અને ફરશીવરદ, જેઓને પાહડ ઉપર આવેલાં ઇરાંની પેહલવાંનોવાલાં બંદીખાંનાના રખેવાલ તરીકે નેમ્યા હતા.

જોઇ આવો તુરાંનનો તંગ હાલ,
હારી છૂટા હાંમ વીર વીકરાલ.
હતો સાંમે મયદાંનમા જે પહાડ,
પડયા'તા કએદ જ્યાં ઇરાંની સવાર.
સેહતા કુહ અંદર દુખ પેહલવાંન,
પડયા'તા કરી કીચ અંદર મકાંન.
પીઇ જાંમ ઝેરી કાતીલ શરાબ,
થયા'તા સુસન હાથે ખરાબ.
થયા'તા બેહોશ ખોઇને ફાંમ,
કિધા'તા કએદ પીલસુમ બદલગાંમ.
પડી કએદ સેહતા હતા બહુ અજાબ,
નહિ પુરૂં પકવાંન, નહિ પુરૂં આબ.
હતા તે કુહ પર બે પાસબાંન,
બળવંત, બહાદુર, તૂરાંની જવાંન.
લહાક એક અને બીજો ફરશિવરદ,
ગયા હેબતી જોઇ જંગની ગિરદ.
જોઇ જંગ જાલમ બનિયા નિરાસ,
ગયા નાહસી બંન્ને છોડી મિરાસ.
મૂકી બંદીવાંનોને જીન્દાંનમા,
ગયા બેહુ નાહસી મયદાંનમા.
ફરાંમર્ઝ જંગે હતો કારઝાર,
જતા પાહડ પરથી જોયા સવાર.
પડી બેહુ ઉપર દુરથી નજર,
સમજી ગયો મામલો ખુબતર.

* * * *

## ફરાંમર્ઝે ઇરાંની પેહલવાનોને બંદીખાનામાંથી છોડવવા જાબુલી લશ્કરને મોકલવું.

જોઇ નહાસતા બે તૂરાંની સવાર,
સમજયો ફરાંમર્ઝ મતલબે-કાર.
તુરત કીધો લશ્કરને એવો હુકમ:
"કસી તંગ કમરને ધસો એકદમ.
ઘેરો તે કુહને જઇ ચારોપાસ,
પડયા છે પેહલવાંન સેહતા તરાસ.
શોધો તે કુહને જઇ પાહડ પર,
પડયા છે ગીરફતાર ત્યાં નામેવર.
જૂવો જઇ જલ્દી, કરો તમ તલાશ,
સેહતા હશે દુખ, થઇને નિરાસ.
રખે તે કજાને થયા હોય શરણ,
રખે પામિયા હોય તેઓ મરણ.
રખે હોય મુસિબત પડી જાબજા,
રખે હોય કીધી કાતીલ સજા.
બેશક દુખથી હશે નાતવાંન,
મદદ જઇ આપો તમો મનમાન.
સિફતથી કહાડો તમો જઇ બહાર,
એ પેહલવાંનો ઇરાંની છે આશ્કાર.
અગર હોય જંજીર બદનની ઉપર,
કરો તોડી ટૂકડા બની બેફિકર.
વિજ વેગ કુચ તમ સઘલા કરો,
બની સૂર્ખરૂ તમ જલ્દી ફરો.
લઇને જઇશું સહું નામદાર,
કરીશું હાજર ખૂશરૂ દવાર.
કિધી કિસ્મતે એવી હાલત બતંગ,
હકિકત નીબ ગઇ અજાએબ રંગ.
ખૂદાની મેહરો-મહોબત થઇ,
જીન્દગી સલાંમત હજી તક રહી.
ખૂલાસો થશે સહું પછી વાતનો,
હુંન્નર છે એ સુસન કમજાતનો.
થયું જંગ આ છે એ નારથી,
હજારો મુવા છે એ મક્કારથી."

* * *

સૂણી દોડિયા સહું કસીને કમર,
ધરી આસ, ઉમંગ, ઉલટ 'ને જીગર.
ધરી હાથ શમ્શીર, ગુરઝ, તીર, તબર,
પવન વેગ પોંહચો ગયા પાહડ પર.
તુરત જઇ શોધી લિધું જીંન્દાંન,
દિઠા નહી દરોગા કે પાસબાંન.
દિઠો એક કુહ ત્યાં અતી અંધકાર,
મિસલ એક દોજખ, હતું ગંધકાર.
હતી ગારમા બહુ બદબુ ભરી,
નહી દમ લેવઇ શકાયે જરી.

નજર સહુ કરતા ઉભા ગાર પર,
સિહાઇ સિવા ના પડયું કંઇ નજર.
ઉપરથી પૂકાર એક કીધો શિતાબ:
"અરે નામદારો, જરા દો જવાબ.
અગર જો તમો હોવ આ ગારમા,
કહો કાંઇ બોલી ઝટ વારમા.
નથી હમ દુશ્મંન તમારા કંઇ,
નથી હમ તૂરકી આવ્યા અહીં.
હમો છેયે જાબુલી કુલ લશ્કરી,
કરીશું તમારી હમો બહેતરી."

*     *     *

## ઇરાંની બંદીવાનોએ ગારમાથી જાબુલી લશ્કરને જવાબ દેવો.

ઉપરથી આવો સુણી પૂકાર,
થયા ગારમા પેહલવાંનો બિદાર.
પરેલા હતા સહુ અંધારમા,
ઉઠયા સહુ ઝપકી સૂણી ગારમા.
પૂકારી બેજન રહ્યો નામવર:
"અરે કોણ બોલે છે ગાર પર.
કહો કોણ છો તમ, કહો નામ શું,
આવ્યા છો હિયાં કાં, કહો કાંમ શું.
પડે નાંહિ નજર કંઇ સિહા ગાર છે,
પરેશાંન હાલત, દિલ અફગાર છે.
કહો કોણ છો, દોસ્ત કે દુશ્મંન,
રખે હોય દગાનો નવો કાંઇ ફંદ."

*     *     *

પૂકારી ઉપરથી કહે લશ્કરી:
"અએ નામદારો, ધીર લો ધરી.
હમો સહું છેયે, તમારા હબીબ,[1]
ન સમજો હમુને દુશ્મંન, રકીબ.[2]
હમો છેયે જાબુલી લશ્કર સવાર,
ખેરખાહ તમારા અજીજ યારગાર.
નથી આએ ફન્દા-ફરેબનો સમો,
ન ગભરાવો હમથી જરાબી તમો.
નથી હમ દુશ્મંન ઇરાંનના,
વતનદાર હમો જાબલુસ્તાંનના.
કિધો છે ફરાંમર્ઝે હમને હૂકમ,
ઘેરી લો જીન્દાંનને એકદમ.
દરોગા[3] નહાસી ગયા બેહુ જન,
નથી કોઇ તમારો રહ્યો દુશ્મંન.
થયો દિન તમારો રોશન આજ,
થયા સહુ તમો છો બડા બખ્તઆજ.
છૂટકારો સહુનો હવે થઇ જશે,
જોવો એક પળમા હવે શું થશે.
ફરાંમર્ઝ આવી પુગ્યો નામવર,
જરા રાખો દીલમા હવે તમ સબર."

*     *     *

## ઇરાંની પેહલવાંનોના જીન્દાંન આગલ ફરાંમર્ઝનું આવી પુગવું.

થતી'તી સિપાહોસે આ ગૂફતગુ,
આવી ફરામર્ઝ ઉભો રૂબરૂ.
તૂરત છોડી ઘોડાની તેણે લગાંમ,
ઉતર્યો જીન પરથી નેકનામ.
તૂરત દોડિયો ગારના મુખપર,
જોઇ ગારને તે થયો દુખભર.
જોઇ ગાર દોજખ સમ નાશ્કાર,
ભરી દમ ગમનો થયો દિલફિગાર.
વીરોને જોઇ સિહા ગારમા,
પડયો ભારી એકદમ વીચારમા:
"આ ગારે-દોજખ અંદર દલીર!
પડયા છે બેબસ બનીને અસીર.
કિધું આવું જીન્દાંન અફરાસિયાબ,
થજો તારી હસ્તીનુ ખાનુખરાબ.
ખૂદાનો તું બેશક બડો ચોર છે,
ગૂજારે સિતમ તું, દગાખોર છે.
જીવે છે જગમે શું એ કાજ તું,
કરે કાંમ એવું, કરી રાજ તું.
નથી કાંમ હરગીજ એ ઇન્સાંનનુ,
બેશક એ છે કાંમ શયતાંનનુ.

---

૧ હબીબ, યાને દોસ્ત. ૨ રકીબ, યાને હરીફ. ૩ દરોગા, યાને (દારોગા) કેદખાનાનો રખેવાલ

રખે દમ થયો હોય કોઇનો હવા,
હવે ઢીલ કરવી છે નારવા."

* * *

### અફ્રાસીયાબના પાહડી કેદખાનમાથી પાંચ ઇરાની પેહલવાંનાને બાહર કાહડવા.

દિઠા ગાર અંદર પડેલા દલીર,
ગલીચ કીચ અંદર બનીને અસીર.
ફ્રરાંમર્ઝ બોલ્યો મારી પૂકાર :
"અએ બેજન! બેજન! ઓ નામદાર?
હું બોલું છું તે પર તું ધ્યાંન ધર,
સાંભલ ઓ બેજન, તું કાંન કર.
સાંભલ ઓ બેજન, હવે હાંમ ધર,
સંભાલીને તું હવે કાંમ કર.
હું નાખું છું ઉપરથી મારી કમંન્દ,
પકડી ચહડો તમ એકએક જન.
છે ગાર ઉંડો, સિહા અંધકાર,
તપાસી પકડજો, રહો ઓસ્તવાર.
અગર હોય જંજીર તનપર પડી,
તદબીરે લેજો કમંન્દને ધરી.
જબાંપર ખૂદાના લઇ નામને,
પૂરૂં તમ કરો આ હવે કાંમને."

તુરત ગાર અંદર ફેંકી કમંન્દ,
નિકલ્યા એકએક પછી પાંચ જન.
તુસ અને ગોદરેજ, ગસ્તહમ દલીર,
ગેવ અને બેજન બળવાંન વીર.
બદન પર જંજીર ભારી હતી,
મુદત દુખ અંદર ગૂજારી હતી.
ખુશાલી-ખૂશીને નિવારી હતી,
મગર આસ દિલમે ભારી હતી.
થવાનુ હતું તે થયું બસ હતું,
થવાનુ ન બાકી રહ્યું બસ હતું.

* * *

લગાડી ફ્રરાંમર્ઝ સહુને ગળે,
હરખથી ખુશી થઈ સહુને મળે.
કિધી દુર જંજીર તનથી અલગ,
વીરોના છૂટતા કિધા હાથ-પગ.

* * * * * *

### બુઝરેગ જાલનુ પાહડી બંદીખાંના ઉપર જઇ પુગવું.

પડી રણુ મયેદાને ઉડતી ખબર,
ગયું છે લશ્કર જીન્દાંન ઉપર.
પડયા છે જીન્દાંને નર પીલતન,
સહે છે મુદત થઇ ભારી ગઝંદ.
ગયો છે ફ્રરાંમર્ઝ રોશન રવાંન,
ફતેહ કરશે બેશક પહાડી મકાંન.
ગઇ એ ખબર જાલના કાંન પર,
સૂણીને ચમકી રહ્યો નામેવર.
કિધી પાહડ ઉપર દુરથી નજર,
શિખર પર દિઠું જાબુલી લશ્કર.
તુરત કીધી શમ્શીર તેણે મિયાંન,
ગયો પાહડ ઉપર પીર-પેહલવાંન.

* * *

ચહડી પહાડ ઉપર ગયો પીર-જાલ,
જોઇને બેજન થયો ખુશહાલ.
લગાડી બેજનને આગોશમા,[1]
પૂકારી બોલ્યો બહુ જોશમા :
"અએ મારા લખ્તેજિગર દિલબંદ,
આ હાલ તારો એ ગૂન્ચેદહન.
સહી દુખ-વીપત કુહમે હજાર,
આ જીન્દાંને તૂરકી, દારૂલ બવાર.[2]
પડયો તું નિસ દિન સિહા ગારમા,
કિધો કએદ બે વખ્ત અંધારમા.[3]
દગાથી લિધા હમ વીરો હરી,
ખબર ફેંન્દની નહિ કંઇબી પડી.

---

૧ આગોશમા યાને બગલમા. ૨ દારૂલબવાર, યાને દોજખ ૩ બેજનને અફ્રાસીયાબે અંધારા ગારમા બે વખત કએદ કીધો હતો. એ ઈશારો બેજન અને મનીજેહની મોહબતના બાબમા બેજન ઉપર અફ્રાસીયાબે જે જુલમ ગુજારયો હતો, અને કર્ગસારના જંગલમા બેજનને અંધારા ગારમા તેણે કએદ કરાવ્યો હતો, તેની યાદ જાલ બેજનને આપતો હતો. એ દાસ્તાંન માટે જુવો કરતાનુ સંપુરણ શાહનામુ. (ધ૦ ન૦ પટેલ).

અગર કએદ સહું તમ પડતે નહી,
હજારો મયદાંને મરતે નહી.
કોઇ નાર સુસન રામીશગર,
કિધું આવી વેરાંન વન માહે ઘર.
બેશક તે બદઝન-બઝારી[1] હતી,
નારોમે બિલકુલ નકારી હતી.
ધરી હાથ તેનો અફ્રાસિયાબ,
પાયો તમુને ઝેરી શરાબ.
એ કારે-દોજખ કિધું નાબકાર,
લ્યાંનત તે પર હઝારો-હઝાર.
જમીન 'ને જમાનાની લ્યાનત પડો,
કિધો છે હઝારોનો તેણે મરો.
હજી જંગ જારી છે મયદાંનમા,
પડયા છે તૂરાની પરેશાંનમા.
ઠગનનાઝ જબરી, બૂરી બદઝન,
કરી જેર તમને, કિધા હિયાં બંદ.
હવે હાંમ પકડો તમો નામવર,
કરો કુલ તૂરકી ઓરોઝબર.
રહ્યો છે લડી રૂસતમ પોલતન,
તમાશો જુવે છે કુલ અન્જુમન.[2]
પડો બહાર તમ પેહલવાંને-જમીન,
હૂઆ હું ગુજારૂં સદ આફરીન.
ખરેખર તમો છો ખરા બખ્તબાજ,
ચૂમો જઇ ઇરાંનના તખ્તો-તાજ.[3]
ખુદા પાર પાડે તમારી ઉમેદ,
સિહા દિન તમારો થયો છે સૂફેદ.
ખુદા રાખે દાયમ 'તીર સમ ઇરાંન,
થજો કુલ તુરાંન મિસલે કમાંન."[4]

* * * *

## ફ્રાંમર્ઝનું જંગના મયેદાંન તરફ નિકલી જવું, અને ઇરાંની પેહલવાંનોનુ પાદશાહ ખુશરૂની આગલ જવું.

બોલ્યો ફ્રાંમર્ઝ : "ઓ પરવરદેગાર,
શુકર છે તહારા હજારો હજાર.
થવાનું હતું તે બસ થઇ ગયું,
સૂણી લો હવે તમ મહારૂં કહ્યું.
કરો તમ શિતાબી ઓ બહાધૂરો,
મૂકો આએ દોજખ પર તમ પૂરો.
હવે તમ સિધારો શાહ રૂબરૂ,
કરે છે તમારી સદા જુસ્તજુ.
દૂખી તે રહે છે સદા તમ થકી,
ખુશી તે થશે જોઇ તમને નકી.
તમો પર તેનો બહુ પ્યાર છે,
દરશનો[5] તમારાં તલબગાર છે."
કહી એમ રાખી સાબુત રિકાબ,
ગયો રૂસ્તંમ ગમ નિકલી શિતાબ.

* * *

## ફ્રાંમર્ઝનું જંગના મયદાંનમા રૂસ્તમ આગલ જઇ પુગવું.

એવી રીતે દીલાવર ફ્રાંમર્ઝ, તુસ, ગોદરેઝ, ગસ્તહમ, ગેવ અને બેજનને, તેમના પાહડી બંદીખાંનામાથી બહાર કાહડી, તેઓને બુઝરોગ જાલની સાથે પાદશાહ ખુશરૂની આગલ જવા માટે જણાવી, પોતે જંગના મયેદાંનમા પોતાના બાપ તેહમતન રૂસ્તમને આ ખુશ ખબર આપવા, એકદમ તે પાહડ ઉપરથી નીચે ઉતરી જંગના મયેદાંન તરફ નિકલી ગયો.

જંગના મયેદાંનમા રૂસ્તમ પોતાના દીકરા ફ્રાંમર્ઝને પોતાની આગલ આવતો જોઇ ઈનતેજારીથી ઈરાંની પેહલવાનોની ખબર પુછવા લાગ્યો. ફ્રાંમર્ઝે જે કાંઈ બન્યું હતું તે રૂસ્તમને કહ્યું, કે તેઓ સઘલાને પાદશાહ કય ખુશરૂની આગલ જવા કહી, હું તુંને એ ખુશ ખબર

---

૧ બદઝન-બઝારી, યાને બુરા કરમો કરનારી ઓરત. ૨ કુલ અન્જુમન, યાને બંને બાજુના લશ્કરો. ૩ ઈરાંનના તખ્તો-તાજ, યાને પાદશાહ કય ખુશરૂ માટે એ ઈશારો છે. ૪ ખુદા ઈરાંનને દુનિયામા તીરની મીસાહ સિધ્ધું રાખે, અને તમામ તુરાંનને ઇરાંનની આગલ, કમાન જેમ વલીને વાંકો થાય છે; તેમ તેને તે નમેલું રાખે. ૫ દરશનો, યાને દિદારનો.

આપવા હિંયા આવ્યો છું. બેશક તેઓ સઘલા, બુઝરોગ જાલની સાથે કય ખુશરૂની દરબારમાં તુંને મલશે.

રૂસ્તમ આ ખુશ ખબર સાંભલી ઘણોજ ખુશી થયો, અને પાછો પોતાનો ગુરજ ઉઠાવી, તુરાંની લશ્કર ઉપર ધસી ગયો, અને ફરાંમર્ઝબી પોતાના બાપની પાછલ તેને મદદ કરવા દોડયો.

તુરાંની લશ્કરમા નામુલી પેહલવાંનો અને સિપાહોએ જીવપર આવી ચલાવેલી છુટા હાથની લડાઈથી, અને રૂસ્તમના ગુરજથી ભારી ખુવારી થઈ ગઈ હતી. તુરાંની લશ્કરના નામીચા પેહલવાંનો, સરદારો, સિપાહો અને સાલારો રૂસ્તમના ગુરજથી મારયા જવાને લીધે, તુરાંની લશ્કર કોઈનીબી સરદારી કે રેહબરી વગર, વેર વિખેર થઈ નાહસ ભાગમા પડયું હતું. એવા સંજોગ વચે આ ખુનખાર જંગમાં, તુરાંનીઓની શીકસ્ત બરપા થઈ હતી.

મગર એક હાથ ઉપર પાહડ ઉપર આવેલાં કએદખાનામાથી ઈરાંની પેહલવાંનોનો છુટકો કરવામા જ્યારે ફરાંમર્ઝ રોકાયલો હતો, ત્યારે બીજા હાથ ઉપર જંગના મયેદાંનમા બરજોર અને અફરાસીયાબનુ કમંન્દનુ જંગ, જેવી અને તેવીજ હાલતમા હજી સુધી ચાલુ રહ્યું હતું.

## અફરાસીયાબનુ બરજોરની કમંન્દમાથી છટકી નાહસી જવું.

મગર જંગ હજી નહિ થયું તું ખતંમ,
લડતો'તો મયદાંનમા રૂસતંમ.
ફરાંમર્ઝ લડતો પેહર સંગમા,
મળી બંન્ને લડતા અતી રંગમા.
ઉમેદો ફળી'તી દીલની ભલી,
ફિકર તેમણી બસ ગઇ'તી ટળી.
છૂટા'તા દલીરો જીન્દાંનથી,
બચી સહુ ગયા'તા જતા જાંનથી.
ગજબની ઘડીઓ ગઇ'તી ટળી,
વિખુટા પડેલા ગયા'તા મળી.
મગર મયદાંને અફરાસિયાબ,
હતી તેની સાબુત જંગે રિકાબ.
હજી તે ફસેલો કમંન્દમા હતો,
દિમાગે ભરેલાં ઘમંન્દમા હતો.
હતો કબ્જ બરજોરના હાથમા,
હવે તે પડયો કાંઇ ગભરાટમા.
જખમ હાથો ઉપર જલતા હતા,
બલાં દુખ દર્દે કલતાં હતાં.
ન શકતો ઘસડી તે બરજોરને,
પૂકારી રહેતો કરી શોરને.
જોઇ હાલ બરજોરે એવો ખરાબ,
લિધો લાભ એકદમ તેનો શિતાબ.
ઘસડયો કરી જોર અફરાસિયાબ,
તણાવા લાગ્યો, ખોઇને તાબ.
રહ્યો ડગમગી તે રીકાબમા,
નહીં જીનપર તે રહ્યો તાબમા.
જોઇ હાલ બરજોરે મારી ઝટક,
પડે જીન પરથી ખાઇ પટક.
મગર તેનુ બુલંન્દ હતું ચકબાલ,
નસીબે બદલી હતી નહીં ચાલ.
હજી દુર હતી બહુ તેની કજા,
હજી દુર હતી બહુ તેની સજા.
હજી દિન બાકી હતા હસ્તીના,
હજી દિન તેના હતા મસ્તીના.
હજી બખ્ત તેનુ હતું બહૂ બૂલંન્દ,
પકડીને મજબુત રચો તે કમંન્દ.
ન શકતો તે નાહસી જંગથી હવે,
અને હાલ બૂરો નહાસી જવે.
ન શકતો તે છોડી કમંન્દને જરી,
પકડી રહ્યો જેમ તેમ તે કરી.
મુસીબત મુશ્કીલ જોઇ શિતાબ,
બોલ્યો તે મનમા: "ખાનુખરાબ!
નથી તાબો–તાકત હવે હાથમા,
અજબ જોર છે એ કમજાતમા.
રખે હું પડું મોતની ગોદમા,
રખે આવે અંજાંમ નખોદમા.
રખે તેગથી સર કરે એ કલમ,
રખે એ ગુજારે પકડી જૂલમ,"

* * * *

## અફ્રાસીયાબની ડગમગતી હાલત જોઇ, તેના દીકરા શીદેહનુ લશ્કર સાથ મયેદાંનમા ધસી જવું.

પેદરની જોતાંજ ડગમગ ચાલ,
સમજ્યો શીદેહ થશે બદ હાલ.
બધી નાતવાની લિધી જોઇને,
રડયો આંખ આંસુ વડે ધોઇને.
નહિ કાંઇ સુઝે, શું તે કરે,
પેદરને બચાવા ન તદબિર જડે.
કિધો ખ્યાલ દિલમા ધરી હાંમને:
"ઘટે કાંઇ કરવું હવે કાંમને.
પેદરને બચાવા નહી હું ડરૂં,
અગર મોત આવે તો જંગે મરૂં."
કરી ખ્યાલ મનમા કીધો વિચાર,
તુરત કાહડી ખેંચી, શમ્શીર બહાર.
પૂકારી બોલ્યો: "સૂણો લશ્કરી,
હવે આવી છે જંગની આખરી.
લડો દીલથી સહું તુરાંની સવાર,
સૂણી લો મહારો સહુ કોઇ પૂકાર.
કરો તમ સાબુત તમારી રિકાબ,
પડો દુશ્મન પર જઇને શિતાબ.
પૂઠે મારી ધાઓ[1] લશ્કર તમામ,
સૂધારો જંગનુ બગડેલું કાંમ."

* * *

કહી એમ ઘોડાને સોંપી લગાંમ,
ગયો વીજ વેગે જંગને મૂકાંમ.
ઉભો જઇ એકદમ બરજોર પાસ,
નાહ કાંઇ અંદેશ, નહિ કંઇ કિયાસ.
પૂકારી બોલ્યો શીદેહ દલીર:
"મોકૂફ કરો જંગ! તમો શેરગીર.
ધ્રૂજી તમ ગજબથી રહ્યું આસમાંન,
ધ્રૂજી કુલ રહ્યું છે બિયાબાંન-રાંન.
પડો તમ છૂટા, છોડો કમંન્દ,
બેશક બેહુ છો ફિરોઝમંન્દ."
કહી એમ કાહડી શમ્શીર બહાર,
કમંન્દ કાપી નાખી, કરી એક વાર.[2]
છૂટા બંન્ને વીરો, કપઇ ગઇ કમંન્દ,
પડયા બંન્ને છૂટા, બખ્તેબૂલંદ.

* * *

## બરજોરની કમંન્દમા છુટી જઇ, અફ્રાસીયાબનુ નાહસી જવું. ઇરાંની પેહલવાનોનું કય ખુશરૂ આગલ જવું.

બેશક હતો શાહ બખ્તે-બૂલંદ,
કપઇ ગઇ બંન્ને વિરોની કમંન્દ.
જો લડતે તો બેશક જતે જાંનથી,
મયદાંને મરતે ધુલધાંનથી.
જખમથી થયો'તો અતી નાતવાંન,
ગયો'તો થાકી તે બળવાંન.
ન પકડી કે ખેંચી શકયો કમંન્દ,
ગયું'તું નિકલી દેમાગે ઘમંન્દ.
ઘુમી સર ઉપર રહીતી અજલ,
રહી'તી નહી સૂદ્ધ બૂદ્ધ કે અકળ.
શિદેહે આવી દિધું જીવદાંન,
કાપી કમંન્દને દીધું અમાંન.[3]
હતી તેગ[4] અલ્માસની આબદાર,
કપઇ ગઇ કમંન્દ ઝટ પડતાંજ વાર.[5]
જરબ એવો આબાદ હતો ધારદાર,
બંન્ને કમંન્દો કપઇ થઇ ચાર.
ગઝબ 'ને ગઝંન્દથી છૂટો શહરિયાર,
થયો'તો થાકી બહુ બેકરાર.
તુરત તેણે ઘોડાની ફેરવી લગાંમ,
નાહસી છપાયો લશ્કર મૂકાંમ.
ફિકર તેને દીલ માહે એવી હતી,
ધરી પુઠ બરજો' કરે દુરગતી.
દપટાવી ઘોડાને કીધી ઝરફ,
ગયો નાહસી તુરાંની લશ્કર તરફ.
પડયો જઇ એકાંત કરતો વિલાપ,
થયો દીલે બેતાબ, બહુ બેહિસાબ.

* * *

૧ ધાઓ, યાને દોડો. ૨ વાર, યાને ઝટકો. ૩ અમાન, યાને બચાવ છુટકારો. ૪ તેગ, યાને તલવાર. ૫ વાર, યાને ઝટકો, જરબ.

જોઇ એમ છૂટેલો અફરાસિયાબ,
થયો બહુ ફરાંમર્ઝને પેચોતાબ.
મપંચી શિદેહની જોઇ વલણુ,
ગયો હાથમાથી છૂટી દુશ્મંન.
"ધરપચથી ખેલી કપટ-છળ ખેલ,
કિધાં તેણે જંગે ઝનાની ફએલ.
કમંન્દોને કાપી નવા ખેલથી,
છોડવી પેહરને ગયો સહેલથી.
હતું છુટવું તેહનુ મુશકેલ,
છૂટીને નાહસી ગયો બદફેલ.
ફરી હાથ હરગીજ એ આવે નહીં,
સિવા કોઇ બરજોર ફાવે નહીં.
હવે જંગ કરવું છે બહુ ફુઝુલ,[1]
નફામા હાંસલ થશે ખાકો-ધુલ.
છૂપાયો એ છટકી લશ્કર ભિતર,
હવે હાથ આવે ન બારે ડીગર.[2]
નવું જંગ નથી લાભકારી જરી,
નિરદોશ નાહક મરશે લડી.
અજીજો છૂટા છે જીન્દાંનથી,
બચી તે ગયા છે સહું જાંનથી.[3]
ઘટે નહી કરવી વધુ કંઇ જફા,
હવે જંગ કરવું છે નારવા."
દપટાવી ઘોડો ગયો પાધરો,
ઉભો જઇ બરજો' હતો જ્યાં ખડો.
મલકાવી મુખ બોલિયો સર્ફરાજ:
"બસ કર ઓ જંગી, ઓ બખ્તબાજ.
છૂટી તારો દુશ્મંન નહાસી ગયો,
ફતેહમંદ થઇ તું ખડો હિયાં રહ્યો.
કિધું એ ફિતુરી શિદેહે કાંમ,
બચાવી ગયો બાપને બદલગામ.
અગર તેગથી નહિ કપાતે કમંન્દ,
થઇ જેર આખર થાતે શરણ.
ગયો દુમ દબાવી નહાસી શિતાબ,
ઠિકાંણે હતી નહી તેની રિકાબ.
ઘટેલી હતી તેની તાબો-તવા,
તેથીંજ નહાસી થયો રૂસવા.
હવે જંગ મોકુફ કર નામદાર,
જઇ તુંજ તંબુમે કર તું કરાર.
પડતો મૂકી દે હવે શાહે તુર,[4]
તૂટો છે બેશક તેનો ગરૂર.
નાહઠો છે હિયાંથી મિસ્લે ઝનાંન,[5]
ફરશે ન હરગીજ પાછો મેદાંન.
ગયા છે અજીજો[6] શાહ રૂબરૂ,
જઇ સાંભલીશું જૂની ગૂફ્તગુ.
નિમા શાંમ[7] થઇ છે હવે લે રહાત,
પલકમા પડશે સિહા કાળી રાત.
સુખન સાંભલી લે ઓ ચશ્મે-નુર,
જઇને કરીશુ હવે બઝમે-સુર."[8]

* * * *

## કય ખુશરૂની મજલીસમા સઘલા ઇરાંનીઓનુ એકઠા થવું.

દીલાવર બરજોર પોતાના કાકા ફરાંમર્ઝના સખુનોને માન આપી, તુરતજ જંગના મયેદાંનમાથી પોતાના તંબુ તરફ ફરાંમર્ઝ સાથે પાછો ફરયો, અને પોતાનો લડાયક પોશાક બદલી, પાદશાહ કય ખુશરૂની મજલીસમા પોતાના કાકાની સાથે તે સામેલ થયો.

નીમા શાંમ થયા પછી ખુરશેદ અસ્ત પાંમ્યો. અને જંગના મયેદાંનમા રાતની સીહાઈ ફરી વલી. બંન્ને તરફના લશ્કરે ખુદાના શુકર કરી રાહતનો દમ ભરયો. હજારો નીરદોશોની કતલ થઈ ગઇ હતી. કોણ કોણ આ ખુંનખાર જંગમા મારયા ગયા હતા, તેની કાંદબી ખબર કે અટકલ થઈ શકતી નહી હતી. જંગના મયેદાંનમા રોકાયલા સીપાહોમાંથી જેઓ જીવવા પામ્યા હતા, તેઓ ખુદાના શુકર કરી, રાત પડવે પોતાની છાવણીમા આવી પડયા.

૧ ફુઝુલ, યાને નકામું, ફોકટ. ૨ બારે ડીગર, યાને બીજી વખત. ૩ બેજન, ગેવ, ગોદરેજ, તથા તુસ અને ગસ્તહમ પેહલવાંનો, જે સુસન રામીશગરના ચારાથી કએદ પડયા હતા, તેઓ હવે છુટા થયા છે, તે માટે ફરાંમર્ઝ આ ઇશારો કરે છે. ૪ શાહે તુર, યાને તુરાંનનો પાદશાહ. ૫ મિસ્લે ઝનાન યાને ઓરતોની મીસાલ. ૬ અજીજો, તે કએદ પડેલા ઇરાની પહેલવાંનો. ૭ નિમા શાંમ, યાને સમી સાંજ. ૮ બઝમે-સુર, યાને ખુશાલીની મીજલસ.

જેહાં પેહલવાંન રૂસ્તમ, જંગના મયદાંનનો આવો ફત્તેહમંદ અંજામ આવેલો જોઈ, ખુશી થતો પાદશાહ કય ખુશરૂની નજદીક આવી હાજર થયો. રૂસ્તમની પછવાડે સરફરાજ જાલ પોતાના નબીરા બેજનને,[1] અને તેની સાથે પાહડી જીન્દાંનમાથી ફરાંમર્ઝે છોડવેલા નામચીન ઈરાંની પેહલવાંનો, ગોદરેજ, ગેવ, ગસ્તહમ, તુસ, વગેરેને પોતાની સાથે લેઈ, કય ખુશરૂની આગલ તેની મજલીસમા દાખલ થયો. નામનો ઉઠાવનાર ફરાંમર્ઝ પણ પોતાના દીલાવર ભત્રીજા બરજોરને પોતાની સાથે લઈ આવી લાગ્યો, અને બહાદુર જંગહે શાવરાંન પણ શાહજાદા ફરીબોર્ઝ[2] સાથે હાજર થયો.

મલી રહી મેહેફિલ, ખીલી બહાર,
હતો તખ્ત ઉપર શાહ શહરિયાર.
રજુ કીધો રૂસ્તમે અહેવાલે જંગ:
"કિધા કેવી રીતે તૂરાંની બતંગ.
મૂવા કેવી રીતે સવારો હજાર,
થયા કેવી રીતે પયદલ ઠાર.
લડયા કેવી રીતે ઇરાંની સિપાહ,
થયા કેવી રીતે દુશ્મન જબાહ.[3]
પડયું કેમ લશકર જઇ જાણુલી,
રહ્યા'તા કતલ કેમ કરી કાણુલી.
ધ્રૂંજી કેવી રીતે રહી રઝમગાહ,[4]
થઇ જહાંન કેવી જંગે સિયાહ.
થયું કેવી રીતે જંગે-કમંન્દ,
તૂટું કેવી રીતે શાહી ઘમંન્દ.[5]
કિધું કેવી રીતે બરજોરે જંગ,
થયો કેવી રીતે કમંન્દે બતંગ.
છૂટો કેવી રીતે અફરાસિયાબ,
ગયો કેમ નહાસી થઇ લાજવાબ.
કપઇ કેમ શિદેહને હાથે કમંન્દ,
થયા કેમ નહાસી તૂરાંની શરણુ.
કિધું કેમ ફરાંમર્ઝે કારે-મહાંન,[6]
કિધા કેમ છુટા સહું પેહલવાંન.
પડી જંગે લડિયો હુંદું થકી,
કિધો જાંન નીસાર તૂંજપર નક્કી.
ધરી હાથ અંદર ગૂરઝ ગાવસાર,[7]
ખતમ મે કીધા સવારો હજાર.
પવનથી પડે પાતડાં જેમ ખરી,
પડયા તેવી રીતે દુશ્મંન લડી.
સપોસપ ચાલી રહી શમ્શીર,
તપોતપ પડતા જમીનપર દલીર.
તરાતર છુટી રહ્યા'તા તીર,
મરતા'તા વીંધઇ પહેલવાંન વીર.
મલી સંગ ગૂરઝવર,[8] 'ને શમ્શીરદાર[9],
કિધું છે મયદાંને મર્દાને કાર.
થયો હાલ મયેદાંનનો છે ખરાબ,
જમીનબી લરજી થઇ લાજવાબ.
જગેજગ દિસે હાથ, પગ, પીઠ, કમર,
કપઇને પડેલાં શીર[10] સરબસર.
પરંન્દાંબી જોઇ રડે જારજાર,
કરે કુલ દરંન્દાં હેબતી પૂકાર.
ફત્તેહમંદ થયા પેહલવાંને-જમીન,
કરૂં છું હું તે પર સદ આફરીન.
ગૂજારૂ દુઆ તુંજ હકમા હજાર,
રહો તખ્ત તારૂં સદા બરકરાર."

* * * * * *

કય ખુશરૂએ ઇરાંનીઓની ફતેહ માટે શુકર ગુજારી કરવી, અને શબેખુન અટકાવવા તલાયાઓ નેમવા.

હકીકત જંગની સુણી તમામ,
ખૂશી થાયો કય ખુશરૂ નેકનામ.
ખૂશી થાયો સુણી અંજામે-જંગ,[11]
ખૂશી થાયો જોઇ તૂરાંની બતંગ.

૧ બેજન. જેહાં પેહલવાંન રૂસ્તમની દીકરી બાનુ ગોશસ્પનો દીકરો થતો હોવાથી, બુઝરોગ જાલનો તે નબીરો થતો હતો. ૨ ફરીબોર્ઝ ઇરાંનના પાદશાહ કય કાઉસનો દીકરો થતો હતો. ૩ જબાહ, યાને કતલ. ૪ રઝમગાહ. યાને જંગનુ મયદાંન. ૫ શાહી ઘમંન્દ, યાને અફરાસીયાબના ઘમંન્દ માટે આ ઇશારો રૂસ્તમ કરે છે. ૬ કારે-મહાંન, યાને મહાભારત કામ. ૭ ગુરઝ ગાવસાર, યાને ગાયની સીકલનો ગુરઝ. ૮ ગુરઝવર, યાને ગુરઝ મારનારા. ૯ શમ્શીરદાર, યાને તલવાર ધરાવનારા. ૧૦ શીર, યાને માથાં. ૧૧. અંજામે-જંગ, યાને, જંગનુ સેવટ.

કિધી પેહલવાંનો ઉપર આફરીન,
કહ્યું કે : "આબાદ રેહો સર જમીન."
ઝૂંકાવી દરગાહે હક માંહે સર:
"એએ માલીકે દુનિયા, શમ્સો-કમર.[1]
એએ સાહેબે-આસ્માંન, સિતારા જમીન,
હસ્તી 'ને નિસ્તી તારે અધીન.[2]
તું હસ્તી 'ને નિસ્તીનો બક્ષેસગર,
હું બાંધું સદા રાસ્તી પર કંમર.
કરૂં શું સિફત તારી એ દાદગર,
ગૂન્હાગાર હું સર ધરૂં ખાકપર.
આ રસ્મે-ફાંની[3] બડી દીલફરીબ,
ઘડીકમા ફિરોઝી, ઘડીક બેનસીબ.
ઘડીમા ચહડાવે કિરતી મિનાર,
ઘડીમા કરે પાડીને ખાકસાર.

એ દોરે ફાંનીની રેહશે રસમ,
જરાબી ન આંખોમા રાખે શરમ.
ઓ દુનિયા! દુનિયા! અજબ કારીગર,
ભરમ તારો પાંમે ના કોઇ બસર.[4]
એકને ચહડાવી દિયે આસ્માંન,
બિજાને કરે એકદમ ખાકસાંન.
એકને હસાવી કરે ખુશહાલ,
બિજાને રડાવી કરે પાયમાલ.
નથી તુંને કોઇ સંગ મ્હોબત જરી,
તોપણ અજબ કાંમ રેહ તું કરી.
તુંથીજ મોટાઇ બુલંદી તમામ,
તુંથીજ હસ્તી 'ને નિસ્તીનું કાંમ.
ન પડતી સમજ કાંઇ એ શું હશે,
હું જાણું બસ એ, કે એ તું હશે."

* * * *

## કય ખુશરૂએ જંગહે સાવરાંન અને શાહઝાદા ફ્રીબુર્ઝને તલાયા તરીકે મુકરર કરવા.

બાદઅ બોલ્યો શાહ ખુશરૂ:
"સૂણો તમ દલીરો અને હોશરૂ.
જરા ધ્યાંનથી તમ સૂણો ગુફતાર,
કિધું છે તમોએ મદાંને-કાર.
મગર હોશ રાખો હરએક સિપાહ,
જરા તમ કરો આસમાં' પર નિગાહ.
બૂરા છે તૂરાંની બડા બદનેઆદ,
રખે રેહતા ગાફેલ બની દિલશાદ.
હજી રાતની તો શરૂઆત છે,
સિહા રાત કાળી તણી વાત છે.
કંમરની[5] કંમર[6] જ્યારે થાશે બતંગ,
અબરમાં[7] છૂપાશે બની દિલ-તંગ.
થશે રાત ત્યારે કાળી ભંમર,
શબે-ખુન[8] પર બાંધશે એ કંમર.
જરૂરત છે લશ્કરને રહાતની,
ફિકર છે મને આજની રાતની.

સૂણો નામદારો રોશંન-રવાંન,
સૂણો તમ સહુ પેહલવાંને-ઝમાંન.
નજર રાતને વખ્ત ચોગમ ધરો,
ઇફાઝત[9] લશ્કરની તમ કરો.
મલ્લુનોથી રહેશો અગર બેફિકર,
થશે કુલ લશ્કર ઝીરોજબર.
હુકમ જઇ કરો તમ લશ્કર તમામ,
રહે સહુ સાવધ લશ્કર મૂકાંમ.
રખે છોડતા કોઇબી હથિયાર,
રેહજો શબે-ખુનથી હુશિયાર.
બેશક શબે-ખું'નની છે વકી,
રહ્યા જો ગાફેલ જશે ઝીન્દગી."

* * *

"હવે કહું સાંભલ ઓ સાવરાંન,
કસી લે કમરબંધ, ઓ પેહલવાંન.

૧ શમ્સો કમર, યાને સુરજ અને ચાંદ. ૨. અધીન યાને આધીન. ૩ રસ્મે ફાની, યાને ફાની દુનિયાનો કાયદો. ૪ બસર, યાને માનસજાત. ૫ કંમરની, યાને માહતાબની. ૬ કંમર, યાને કેડ. ૭ અબરમાં, યાને વાંદલામા. સારાંશ, ચંદ્રમા વાદલામા છુપાઇ જવાને લીધે આસ્માન ઉપર કાલાશ ફેલાશે. ૮ શબે-ખુન, યાને રાતના દુશ્મનના લશ્કર ઉપર તુટી પડી, કતલ ચલાવવી ૯ ઇફાઝત, યાને સંભાલ કરો.

ભરૂસો મને છે તહારી ઉપર,
બેશક તું છે બડો જોરવર.
સુખન કહું સાંભલ ઓ નામદાર,
દલેરી તહારી છે આશકાર.
પિછાણું તૂને છે કુલ લશ્કરી,
હિસે છે મને તું સર્વોપરી.
તલાયાનુ[1] બેશક હવે કાંમ છે,
જોખમભરેલો આ અઇયાંમ છે.
એ કાંમ ફોરન તું હાથ ધર,
સિવા તું નથી કોઇ બિજો નામેવર.
લઇ જા તું સાથે કાઉસ પિસર,
ફરીબુર્ઝ છે જે બડો હાંમવર.
લઇ લે સંગમા ચૂનંન્દા સવાર,
જરૂરત પડે તો બને ગમગુસાર.
ફરો તમ શબ-ગશ્ત[2] સહુ સારી રાત,
ન ગાફેલ રેહતા, તમો એક સાત.[3]
ખબરદાર રેહજો સજી હથિયાર,
રેહજો સદા ફંન્દથી હુશિયાર.
કરો તમ લશ્કરને માલુમ હૂકમ,
ભરે નહિ હૂકમ વન એકબી કદમ."

* * *

સજી શસ્ત્ર અંગે, શમ્શીર મિયાંન,
નિકલ્યો બહાર જંગહે સાવરાંન.
લિધો સંગ ફરીબુર્ઝ કાઉસ પિસર,
હતો બળ કળમા કાબેલ નર.
દલીરોની સફમા હતો તે દલીર,
પિસર શાહ કાઉસનો નામગીર.
લિધા સંગ ઇરાંની ચૂનંન્દા સવાર,
શબ ગશ્ત ફરવા નિકલ્યા બહાર.

* * *

કહ્યું સાવરાંનેઃ "સવારો ચૂનંન્દ,
સજી લો હથિયાર, કમાંનો-કમંન્દ.
ફરો ગશ્ત ગૂપચૂપ, તલાયા બની,
ફરી તમ પુરી કરો રજની.[4]
થયો છે હુકમ એવો કય ખુશરૂ,
હમરાહ તમારો હું થઇ ફરૂં.
રાખે છે મન માહે એવી વકી,
શબે-ખુન તુરકીઓ કરશે નક્કી.
ધરી હાથ અલ્માસની શમ્શીર,
ફરો ગશ્ત રાતે બની દસ્તગીર.[5]
હમરાહ તમારો છૂં હું સાવરાંન,
બજાવો ફરજને તમો મનમાંન.
સંગમા ફરીબુર્ઝ શાહેઝાદ[6] છે,
જે ઔલાદે શાહી બુનિયાદ છે."

* * *

સૂણી શાહનો આ હુકમ માંનથી,
નિકલ્યા તલાયા દિલોજાંનથી.
હમરાહ થયો જંગહે સાવરાંન,
રહ્યા સહુ ફરતા બની ગશ્તીઆંન.

* * *

## અફ્રાસીયાબે પોતાને મલેલી શીકસ્તગી માટે સંતાપ કરવો.

હવે કહું સાંભલ ઓ દાંનેસ્વર,
લખું દાસ્તાંન હું હવે સર બ સર.
કમંન્દમાથી છુટી અફ્રાસિયાબ,
નાહઠો લશ્કરમે કરતો વિલાપ.
તબાહ થઇ તબિયત, આરામો-ખાબ,
પયેદા જીગરમા થયો પેચોતાબ.
દિઠી તેણે આફ્ત સિહા સર ઉપર,
પડે નાશ વીનાશ સઘલે નજર.
સમજ નહિ પડે તે હવે શું કરે,
ખોઇ હાંમ બરજોરથી તે ડરે.
રડી બોલિયો તેઃ "અરે આસમાંન!
આ હાલ મારો જંગ દરમિયાંન!
પકડતો પિલંગો જે ચૂંગાલમા,
કિધો તેનો આ હાલ તત્કાળમાં.
ધ્રુંજતા'તા જેથી પિલંગો 'ને શીર,[7]
ગણાતો જે બેશક દલીરમા દલીર.

૧ તલાયા, યાને રાતને વખત લશ્કરની સંભાલ લઇ તેમની પાસબાંની કરનારા જાસુસો.
૨ શબ-ગશ્ત, યાને રાતની ફેરી ફરવી. ૩ એક સાત, યાને એક ઘડી. ૪ રજની, યાને રાત.
૫ દસ્તગીર, યાને બચાવનાર. ૬ શાહેઝાદ, યાને શાહઝાદો. ૭ પિલંગો 'ને શીર, યાને વાઘ અને સિંહ.

ફ્‌ના થઇ ઇજ્જત, બની રૂસવઇ,
એ મારી હાલત જંગ માંહે થઇ.
અજબ જોરવાલો છે બુરજીગર,
ઉઠાવી રહ્યો છે ખલક સર ઉપર.
અરે એ જમાના! કિધો કાં કહેર!
નહીં તુંને આવી મુજ પર મહેર!

કિધો શું તહારો એવો ગૂનાહ,
તું ચાહે છે કરવા, મને શું ફ્‌ના?
બૂરો બૂરજીગર દુશ્મન ફાવિયો,
આ અંત મારો હિયાં આવિયો!
થયો છું નમાવી સર લાઇલાજ,
હવે હાથ તારે રહિ મારી લાજ."

**અફ્રાસીયાબને દુખી હાલતમાં જોઇ તેના બેટા શીદેહે તેને હિંમત આપવી.**

રડી આંખ આંસુઓથી ભરી,
રહ્યો તે વિચારો કરતો પડી.
બાદઅઝ કિધો તેણે એવો હુકમ:
"બૂલાવો શિદેહ પિસર એકદમ.
કહો કે તનાહીમે આવી મળે,
મુઝવણુ મહારા મનની ટળે."

* * *

સવારો દોડયા લઇને હુકમ,
પૂગાડયો શાહનો હૂકમ એકદમ.
હુકમને ઉઠાવી તુરત સર ઉપર,
ઉભો આવી શિદેહ બની બેસબર.
પડેલો જોયો દૂખી બાપને,
દિઠો ભારી ચેહરે સંતાપને.
નમીને બોલ્યો: "પેદર નામેવર,
બની કાં રહ્યો એમ ખસ્તાજીગર.
મૂકી કાં હિયે જંગની આસને,
પડયો કાં પકડી નીરાસને.
અગર એમ છોડી હિયે હાંમને,
થશે ભારી નુકસાંન જંગ કાંમને.

અગર હાલ તારો થશે આશકાર,
થશે કુલ લશ્કરબી બેકરાર.
બેદિલ બની સહુ જશે એકદમ,
લડવાથી પાછાં ભરશે કદમ.
હજી હાંમ છે બહુ હર તુરમાં,[1]
હજી છે લશ્કર પુર સુરમા.
સમજ ના થયું બખ્ત બરગશ્ત છે,
હજી તો દલીરો અનેક મસ્ત છે.
હજી તો બાકી રહ્યા નિઝેદાર,[2]
હજી તો છે બાકી ખંજરગૂઝાર.[3]
હજી તો છે બાકી શમ્શીરગર,[4]
હજી તો છે બાકી ગુરઝગર.[5]
હજી તો રહ્યા છે ચિની પેહલવાંન,[6]
હજી તો રહ્યા છે ખુતનના જવાંન.[7]
હજી તો વરસશે બારાંને તીર,[8]
વિધઇને મરશે ઇરાંની દલીર.
લડી જેર કરશે તે બરજોરને,
ન છોડીશું હરગીજ એ સરજોરને."

**અફ્રાસીયાબે રાતો રાત લશ્કર સાથ નાહસી ચીનના મુલક તરફ જવાનો ઠરાવ શીદેહને જણાવવો.**

બોલ્યો સૂણીને સુખન તાજવર:
"બસ કર બકવા શિદેહ પિસર.
હેમાકત તહારી હવે બંધ કર,
ચમકતો નસીબનો નથી અખ્તર.[9]

સૂણી લે કહું છું, તૂને જુદતર,[10]
હુકમ પર મહારા અમલ ઝટ કર.
હૂં જંગે લડયો છું, મિસલ એક પીલ,
મે રોકી દિધો છે દરિયાએ નીલ.

૧ હર તુરમા, યાને હરએક તુરાંની અંદર. ૨ નિઝેદાર, યાને નેઝાની લડાઈ કરનારા. ૩ ખંજરગુઝાર, યાને છુટાં ખંજર મારનારા. ૪ શમ્શીરગર, યાને તલવાર ધારાવનારા. ૫ ગુરઝગર, યાને ગુરઝ મારનારા. ૬ ચીની પેહલવાંન, યાને ચીન દેશના લડવા માટે આવેલા પેહલવાંનો. ૭ ખુતનના જવાંન, યાને ખુતનના પેહલવાંનો. ૮ બારાંને તીર, યાને તીરનો વરસાદ. ૯ અખ્તર, યાને સીતારો. ૧૦ જુદતર, યાને તુરતજ.

અસીર મે કિધા છે મર્દે-દલીર,
પકડયા છે ચુંગાલે બબરો 'ને શીર.
મગર થાયો બરજોરથી નામૂરાદ,
કિધું મારૂં આબાદ જંગ બરબાદ.
દિસે છે મને એ બડો જાદુગર,
નિકલ્યો અજબ જોરવર બૂરજીગર.
ગૂજારી કમંન્દમે મુજ પર જફા,
કિધી મારી તાબો-તાકત દફા.
ગયા હાથ છોલઇ, છાલા થયા,
જખમ હાથો ઉપર આલા થયા.
મે ચાહ્યું કે ઝટકીને પટકું જમીન,
મગર નહિ હિલ્યો જરાબી કમીન.[1]
જોઇ મસ્ત એવો થયો નાઉમીદ,
થયો હાલ મારો 'ગૂલે-શમ્બલીદ'.[2]
હવા હોશ થઇ ગઇ, તન મન હીમ,[3]
પૂકારી રહ્યો હું કરીમો-રહીમ.
અગર જો થતે તું નહી દસ્તગીર,
બેશક બરજોર કરતે અસીર.[4]
થશે શું કાલે ખૂદાને ખબર,
નથી કોઇ જંગી બિજો નામેવર.
લડે જઇ જંગે પડતાં સહવાર,
ધરી હાંમ લડવા પડે તે બહાર.
નથી કોઇ જંગી રહ્યો સંગમાં,
લડે કાલે જંગે ચહડી રંગમાં.
અગર કાલે બરજોર જંગે ચહડે,
કહે કોણુ તે સંગ જઇને લડે.
જંગમા ન જોડી તેની જડે,
લડી જે એ બુરજીગરને હરે.
પરાગંન્દ થાયું લશ્કર તમામ,
તૂટા હાથ, પગ, 'ને ખૂટી મારી હાંમ.
કિધો હાય ગરદીશે મુજપર ગજબ,
પલકમા પડયો ખાકપર બેસબબ.
કિધો કેવો ભારી મૂજપર અજાબ,
થયું કુલ લશ્કર ખાનાખરાબ.
બલા છે ઇરાંની ઘુંમે સર ઉપર,
રખે હું પડું થઇ જીરેજબર.
થઇ મારી હાલત મિસલ એક ખાબ,
થયો અસ્ત મારો હવે આફતાબ.
સજાવાર મને છે હવે નાહસવું,
છે લાજમ મયદાંન છોડી જવું."

* * *

"હવે કહું સાંભલ શિદેહ પિસર,
કહું છું જે કંઇ, તે જલ્દ કર.
લઇ લે ચૂનંન્દા થોડા સવાર,
નિકલ આજ રાતે ફરવા બહાર.
બનીને તલાયા તમો સહુ સિપાહ,
જંગલમે રાખો, ચોગમ નિગાહ.
વધુ વાત સાંભલ પિસર દીલજાંન,
હું જાઉં છું નાહસી મુલ્કે તુરાંન.
સંગમા છે મારી પીરાંન વજીર,
વલી કુલ લશ્કર, સિપાહ નામગીર.
હવે નાહસવાની પડી છે જરૂર,
જો રહીશું તો બેશક કરશું કસુર.
કરૂં કુચ ઉઠાવી લશ્કર તમામ,
સહવારે દિસે નહી નીશાણુ નામ.
કહે જઇ હોમાનને એ હુકમ,
કરે કુચ તઇયાર સહું એકદમ.
નથી આસ જીતની હવે કંઇ રહી,
કરીશું ફરી તપે આવી અહીં.
તજી જંગ જતાં થાય દર્દો-શરમ,
રગ રગ તપે મારૂં ખુંને-ગરમ.
જમા જઇ કરૂં લશ્કર બેશૂમાર,
કરૂં જંગ ફરી મરતબે આશ્કાર.
લખાવત કરૂં જઇ ખાકાંન ઉપર,
રવાંના કરે લાખ સુરવીર નર.
રૂમ અને શાંમનુ લશ્કર ચલાક,
મંગાવું તાકીદે એક એક લાખ.

૧ કમીન, યાને કમીનો. ૨ ગુલે-શમ્બલીદ, એ નામનું ઇરાન જમીન ઉપર થતું ફિક્કા રંગનું ફુલ. અફરાસીયાબ કેટલો બધો ફિક્કો પડી ગયો હતો, તેની સરખામણી માટે આ ઇશારો કરે છે. ૩ હીમ, યાને બરફ. ૪ અસીર, યાને કેદ.

બૂલાવું ખૂતનથી પચીસ હજાર,
કરે જાંન પટકી બની ખુંનખાર.
મોકલૂં છું મુલકે મુલક હુકમ,
રવાંના લશ્કર કરે એકદમ.
મોકલૂં છું સંદેશ હરએક દેશ,
મલે આવી સત્વર કોઇબી રવેસ.
ગૂરઝગર મેલવું બડા હુશિયાર,
તિરંદાઝ, શમ્શીરઝન બીશિયાર.
હું લાવું હઝારો નેઝાવરાંન,
કરે આવી તારાજ ઇરાંનીઆંન.
હું લાવું હઝારો રૂમી સવાર,
કરે આવી ઇરાંનીઓને ખૂવાર.
તિરંદાઝ હઝારો મૂલક શાંમના,
કાંમો તે કરશે વિના ખાંમના.
કસાંની,[1] 'ને શકની[2] ખંઝર ગૂઝાર,
કતલ કરશે બરજો' વિંધી આરપાર.
સકલાબી[3] નરવર, જંગી જવાંન,
ચીની[4] 'ને રૂમી[5] ગર્દનકશાંન.
હિંન્દી[6] 'ને સિંન્ધી[7] શમ્શીરઝન,
જબેહ કરશે દુશ્મન મિસલ ગોસ્પંદ.
ચગાંની[8], ને ગહાંની[9] ખુબ-પુર હુનર,
કરશે તે સગઝીને[10] જીરોજબર.
નહરી[11] 'ને વહરી[12] હજારો-હજાર,
કરશે તે મયદાંન બિલ્કુલ ઉઝાર.
ડરે કેમ જીગરમા તું અયે પિસર,
થશે કુલ લશ્કર અતી પુર-હુંનર.
મદદ કર પિદરને, ઓ તું દલીર,
બને કેમ બુઝદીલ હોઇને વીર.
બતંગ મારી હાલત કમંન્દે કરી,
હજારોનું લશ્કર ગયું છે મરી.
થયા કંઇક જંગે પેદર બેપિસર,
થયા કંઇક જંગે પેસર બેપિદર.
કતલ થઇ ગયા કંઇ હજારોના સર,
જોઇ હાલ મયેદંન ફાટે જીગર.
મને લે સમજી હવે ધ્યાંનથી,
જરાબી ન ડરતો હું ઇરાંનથી.
હું બરઝો' 'ને રૂસ્તમથી ડરતો નથી,
કજા વન હરગાજ હું મરતો નથી.
કિનાની દિલમા ધરી આરઝુ,
લડે મારી સાથે કય ખુશરૂ.
કહે છે તુખ્મ મારી છે કમજાત,
કહો કોણુ દાંનેશ મૂવો એ વાત?
મગર જો એ સમજે મને બદજાત,[13]
તો કેમ મારી ઓલાદ હોય નેકજાદ.[13]
જો બદજાત હું, તો બદકાર એ છે,[13]
જો પાપી છૂં હું, તો ગૂન્હાગાર એ છે.[13]
પિસર છે એ દુખ્તરે અફરાસિયાબ,
કરે એ મમોવાનુ ખાંનુખરાબ.
પિસર મારી તુખમનો હોઇને,
કરે બદગોઇ એ, અકલ ખોઇને.
સમજ ના ઉંમરમા હું પીર છું,
મગર જંગ મયદાંને હું શીર છું.
જમા કરૂં લશ્કર અગણીત અપાર,
ગણી નહી શકે કોઇ હિંસાબી લગાર."

* * *

### અફ્રાસીયાબનુ જંગના મયેદાંનમાથી રાતોરાત નાહસવું, અને રાહમાં ઇરાની તલાયાઓનું તેની સામસામા થઇ જવું.

પોતાના નામવર બાપ અફરાસીયાબને મોહડેથી આવી રીતની નવી ગોઠવણનુ ફરમાન

૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, અને ૧૧, ૧૨ એ સઘળા મુલકોમાંથી અફરાસીયાબ પોતાનું નવું લશ્કર મંગાવવાની ગોઠવણુ કરે છે. ૧૦ સગઝી જાબુલનો મુલક જે રૂસ્તમનો પોતાનો ગણાતો હતો, તે મુલકમા આવેલો એક પાડ્ડી ઇલાકો 'સગઝ'ને નામે જણાયલો હતો. રૂસ્તમનો જનમ એ સગઝના મુલકમા થયલો હોવાને લીધે, બાજે વખતે રૂસ્તમ 'સગઝી'ને નામે ઓલખાતો હતો. ૧૩ અફરાસીયાબના આ સખુનો કય ખુશરૂને માટે ઇશારો કરે છે, કેમકે અફ્રાસીયાબની દીકરી ફિરંગીઝ સાથ શીયાવક્ષના લગન થયા હતાં, અને ફિરંગીઝને પેટે કય ખુશરૂ પયેદા પડેલો હતો. અફરાસીયાબ દલીલ કરે છે, કે ખુશરૂ મારી દીકરીનો દીકરો થાય છે, અને મને જો એ બદજાત સમજે, તો એ પોતે નેકજાદ કેમ હોઇ શકે. શયાવક્ષ ફિરંગીઝના લંબાણુ હેવા લવાલા દાસ્તાંન માટે વાંચો મારૂં સંપુરણુ શાહનામું. (ધ ન. પટેલ).

મલતાંજ, શાહજાદો શીદેહ પોતાના માનીતા ચુનંન્દા તુરાની સીપાહોનું એક હથીયારબંધ લશ્કર લેઇ, પોતે ઘોડેસવાર બની અંધારી રાતના તલાયા તરીકેનુ કાંમ કરવા તઈયાર થઈ ગયો.

અફરાસીયાબે પોતાના માનીતા પેહલવાંન હોમાનને બુલાવી, તમામ લશ્કરમા મનાદી ફેરવી જાહેર કીધું, કે તમામ લશ્કરે, મયદાંન માહેલા તમામ તંબુ અને છાવણીનો સઘલો આસબાબ પડતો મુકી, રાતોરાત કાંઈબી ગડબડ કે ઘોંગાટ કીધા વગર, પોતાના જાનની સલાંમતીને ખાતર, તુરાન જમીન તરફ એકદમ નીકલી જવા કુચ કરવી.

આ શાહી મનાદીનો હુકમ તમામ લશ્કરમા હોમાને તેજ વખતે ગુપચુપ કાંઈબી ગડબડ કે ઘોંગાટ વગર જાહેર કીધો, અને તમામ લશ્કર મોડી રાતે પાદશાહ અફરાસીયાબની સાથે કુચ કરવા તઈયાર થઇ રહ્યું.

હુકમ મુજબ અરધી રાતનો સમો થતાંજ, અફરાસીયાબ પોતાના તમામ લશ્કર સાથ, જંગના મયદાંનમાથી ઘોડેસવાર થઈ આગલ ચાલ્યો, અને તેની પછવાડે, તેના તમામ પેહલવાનો, સીપાહો અને પયદલ લશ્કર, કુચ કરતું તુરાંન જમીન તરફની રાહ માપવા લાગ્યું.

અંધારી રાતને સમે વેરાંન વનમાંથી કુચ કરતાં અફરાસીયાબને, આ જંગમા થયેલી ખુવારી, અને હાંસલ કીધેલી નામોશીની દુખમરી યાદ હૈડે ચડુી આવી, અને તેજ વખતે તેણે પોતાના માનીતા વજીર પીરાંનને કહ્યું, કે આ મહાભારત જંગની શરૂઆત, એક નાચીઝ ઓરતના ફરેબમા ફસ્યાથી થઈ છે. અગર જો સુસન રામીશગર પોતાની ફરેબી ફસાહત દરબારમાં જણાવતે નહી, તો આ સુલતાંની જંગ હરગીજ બરપા થતે નહી, અને હજારો નીરદોશોના જીવ જતે નહી.

## અફરાસીયાબે ઓરતજાત માટે પોતાના વીચારો પીરાનને જણાવવા.

બિયાબાંન વેરાંન ઘંનઘોર[1] ઘટા[2],
ખિલી રહી સિહાઇની ભંમર જટા.
ઝાડો 'ને ઝાડી, બિયાંબાન ગીચ,
ઢેકા 'ને ઢેયા, કાદવ 'ને કીચ.
પવનના સપાટાથી વેરાંન વન,
ઝૂલે ડોલતાં દર્ખતો[3] બહુ બૂલંન્દ.
તૂમાખી તોરે ઉભેલા પહાડ,
દિસે દુર કાળા હારોકટાર.
સરપ સમ સસડતાં ઝરણના નીર,
પડે પહાડ પરથી બનીને અધીર.
હતી રાત એવી સિહા અંધકાર,
લરજતું બિયાબાંન, થઇ ઠંડગાર.
જતો'તો એ રસ્તે અફ્રાસિયાબ,
હતો સાથ પીરાંન વજીર પુર-તાબ.
હતા સાથ સિપાહ 'ને જંગી સવાર,
હતું સંગ પયદલબી બીશિયાર.

બિજા પેહલવાંનો હતા સંગમા,
સજેલાં શસ્ત્રો હતાં અંગમા.
દિલાવર હોમાન જંગી દલીર,
હતો સાથ બાર્માન શમ્શીરગીર.
હરોલે હતો તુરકી પાદશાહ,
પડોસે પીરાંન હતો નેકખાહ.
કરતા'તા સહુ કુચ કાળાતમા,
જતા'તા તુરાંને નીરાંતમા.

* * *

ભરી દમ નિરાસી તણો શહરિયાર,
બોલ્યો સૂખન તે બની બેકરાર:
"અયે પીર પીરાંન રોશનઝમીર,
તૂં છે મારો રેહબર અને દસ્તગીર.
કરૂં જ્યારે વીચાર જંગનો જરી,
બને મારી આંખો આંસુ ભરી.

---

૧ ઘન ઘોર, યાને બિહીક લાગે એવા કાલાં. ૨ ઘટા, યાને વાદલાંઓ. ૩ દર્ખતો, યાને ઝાડો.

બલા ભારી સરપર પડી છે જબુન,
થયાં છે નાહક હજારોના ખુંન.
કરૂં ગમ રડી યાદ જ્યારે પડે,
ખૂદા હાલ એવો ન કોઇનો કરે.
ગજબ 'ને ગઝન્દ, સાથ આફત, સિતમ,
કપટ, ચિલઝપટ સાથ; રંજો-અલમ.
એ સઘલાંનુ મુળ છે ઓરતજાત,
અજીત[1] એ જગે[2] ભારી, કાએલ કલાંત.
ભુલ કીધી ભારી મે બેશક જબુંન,
એક ઓરતનો માની મે લીધો સખુંન.
ઓરત! ઓરત! છે દોજખનો ગાર!
પડો તારી ઉપર ખૂદાનો માર!
સરૂપે તું સુંદર, નયેનો નલીન,[3]
બાતેન વિષારી,[4] બુરી મલીન.
જગે જંગ થયાં છે, જબરાં જબુન,
એક ઓરતનો માની મે લીધો સખુન.
થયા નારે નરવર લાચાર છે,
થયા નારે કંઇએક બિસ્માર છે.
થયો હાલ શ્યાવક્ષનો નારથી,
થયો શેહરબદર[5] તે લાચારથી.
જોઇ શિકલે[6] શ્યાવક્ષ, ખોઇ કરાર,
થઇ માત સોદાબેહ તે પર નિસાર.
બનીને કાયર તે માતથી,
વસ્યો આવી તુરાંન તે રહાતથી.
અગર માત આશક થાતે નહી,
કજા તેની તુરાંને પાતે નહી.
બિજો દાખલાબી લે સાંભલી,
રહ્યું છે મહારૂં જીગર જલબલી.

પડી એક રોજે મને એ ખબર,
મનીજેહ[7] મહારી લખ્તેજીગર.
જશ્નગાહથી લાવી બેજન સાથ,
મહેલે છૂપાવ્યો ધરી તેનો હાથ.
સજા મે સુલીની તેને કરી,
મગર તુંએ મારી કરી રેહબરી.
જતો'તો તે ફાંસી, થતું'તું ખુંન,
મગર તારો માની મે લીધા સખુન.
કીધો કએદ બેજન કરગસારમા,
મનીજેહને ખાતર સિહા ગારમા.
અગર રૂસતંમ ત્યાં જાતે નહી,
છુટકારો હરગીજ તે પાતે નહીં.
જગે નારીઓથી થયાં ભારી જંગ,
જગે નારીઓથી થયાં સુખ ભંગ.
જગે નારીઓથી દુઃખો અપાર,
જગે નારીઓથી વીપત હજાર.
જગે નારીઓથી થયા બહુ ઘાત,
જગે નારી નામે સદા બુમરાત.
સૂખનની સાચી જરાબી નથી,
પલકમા બદલઇ ફેરવે ગતી.
વચન દામ વનના, નાકાંમ તમાંમ,
તકલીદ મિસલ રેતી ઉપર કલાંમ.
હસ્તી 'ને નિસ્તીની પુછે જો વાત,
દુનિયાના પાપો છે ઓરતજાત.
અગર માનતે નહિ હું સુસન સુખન,
પડતે નહી કેદ સુરો બેજન.
જગે નાર જો તું શું શું કરે,
એ નારોને ખાતર કંઇએક મરે."

* * * *

૧ અજીત, યાને જીતી શકાય નહી એવી. ૨ જગે, યાને જગતમા. ૩ નયેનો નલીન, યાને કમળના ફુલ જેવાં નેનો. ૪ વિષારી, યાને વિખથી ભરેલી. ૫ શેહર બદર, યાને દેશપાર. શ્યાવક્ષ પોતાની સાવકી માતા સોદાબેહની સતાવણીથી કાયર થઈ, તુરાંન સામે જાહેર થયલી લડાઈમા સામેલ થઈ પોતાના વતનથી દુર થઇ, અંતે તુરાંનમા જઈ વસ્યો હતો, અને ત્યાં કસરીવેજના કારસ્તાંનથી, અફ્રાસીયાબના હુકમની રૂએ તેને કતલ કરવામાં આવ્યો હતો. એ દાસતાનની લંબાણ વિગત માટે જુવો માંરૂ સંપુરણ શાહનામુ (પ. ન. પટેલ. ૬ શિકલે-શ્યાવક્ષ, યાને શ્યાવક્ષનો ચેહરો. શ્યાવક્ષની ખુબસુરતી જોઈ તેની સાવકી માતા સોદાબેહ, તેની ઉપર મોહી પડી હતી, તે માટે અફ્રાસીયાબ આ ઇશારો કરે છે. ૭ મનીજેહની મોહબતમા ઇરાની પેહલવાન બેજન કેવી રીતે ગીરફતાર થયો, અને રૂસતમે તેને કેવી રીતે કરગસારના જંગલ માહેલા અંધારા ગારવાલાં કેદખાનામાથી છોડવ્યો, તેનુ આખું દાસ્તાન મારા સંપુરણ શાહનામા અંદર વિગતવાર દરશાવ્યું છે. (પ. ન. પટેલ)

## વજીર પીરાંને અફરાસીયાબને ઓરતજાતની સિફારસમા કેહલા સખુનો.

સુણી લઇ શાહની દલીલ દીલપઝીર,
મલકાવી મુખને બોલ્યો વઝીર:
"અએ શાહે આલમ, બૂલંન્દ ચકતેદાર,
દલીલ છે તહારી નાપાયદાર.
મને વાત તારી એ મંજુર નથી,
દલીલો વજુદથી ભરપુર નથી.
આ ફાંનીમા નારીથી હાંણી નથી,
નારીથી કોઇબી લાસાંની નથી.
નારીથી દુનિયાની હસ્તી બને,
વિના નાર દુનિયાની નિસ્તી બને.
રૂડી નાર તનપાક, મનપાક છે,
ખૂદાનો જીગરમા સદા ધાક છે.
જીંન્નત આ જેહાંને રૂડી નાર છે,
ખૂદાનો તે ઉપર બહુ પ્યાર છે.
દયાલુ, દાંનેશ, ભલી નાર છે,
આ ફાંનીનો સંસાર ગુલઝાર છે.
સૂરીલા સરોદે મધુર વેણથી,
રીજવી રિજાવે, નલીન નેનથી.[1]
મિનોઇનુ જંન્નત, બાગે-ઇરમ,
મિનોઇની રેહેબર, અને હમદમ.
કરૂં શું જબાંથી સિફત નારની,
સૂકાંની છે કાબેલ સંસારની.
એ બુ[2] સમ બુ[2] કોઇ બુ મા[2] નથી,
એ ગુલ[3] સમ ગુલ આ દું[4]મા નથી.
જનુની[5] આ જગની 'ગુલે-યાસમીન',[6]
પહડે છે ફરેશ્તાઓબી આફરીન.
જલાવી જિગરને, કરે રેજ-રેજ,
કરે દીલરૂબા જેહાં રસ્તખેજ.
કરે છે શિગુફતા,[7] મરેલાં જીગર,
કરે છે સૂકેલાં ચમન લીલોતર.
એ આપે અપંગોને રોશંન-ચશમ,
કરે લહુ બરફ સમ, હોય જો ગરમ.[8]
હવે કહું સાંભલ ઓ શહરિયાર,
જગે નાર વન છે સૂનો સંસાર.
જગતમા જીવે નાર બે જાતની,[9]
ભલી 'ને બૂરી છે, બે ભાતની.
જનીતા બૂરી જેની બદજાદ છે,
બૂરી નાર મિસલ એક જલ્લાદ છે.
જનીતા જણે નેક બુનિયાદની,
ગરજ સારે સંસારે, ઉસ્તાદની.
જગે તેની તુખ્મ અને આશ્કાર,
વતન દેશના તે બને યારગાર.
છે દુનિયામે ઔરત જાદ જાદ અલગ,
મગર જાત એકજ છે મુતલક.
નજર હાથ પર કર ઓ નામેવર,
દિસે આંગલીઓ જો ચહડ ઉતર.
નહિ એકબી તે દિસે એકસાંન,
તેમજ નારોની કર તૂં પિછાંણ.
બધી નાર 'સુસન' હોતી નથી,
ઝરો-માલ ઉપર મ્હોતી નથી.
અયે શાહ એ ખ્યાલ ખ્યાલાત છે,
જગે નારની બુ વીખિયાત છે.
અજબ નાર નેકીતણી બુ છે,
મુશ્કો-ગૂલાબે ભરી રૂહ છે.
એ ખ્યાલે ઔરત, અતી ખાંમ છે,
જગે નાર હરદમ સદનામ છે."

*   *   *   *

૧ નલીન નેનથી, યાને કમલ જેવી આંખોથી. ૨ બુ યાને ખુશબો. યાને એ ખુશબોના જેવી ખુશબો કોઇબી ખુશબોમા હોતી નથી. ૩ ગુલ, યાને ગુલાબનુ ફુલ. ૪ દું, યાને દુનિયા, યાને એ ગુલાબના ફુલ જેવુ બીજુ ફુલ આખી દુનિયામાં નથી. ૫ જનુની, યાને જનમ આપનારી. ૬ ગુલે યાસમીન, યાને ચંબેલીના ફુલ સમ પમરતી. ૭ શિગુફતા, યાને સજીવન ૮ ગુસ્સામાં આવી લોહી અગર જો ગરમ થયું હોય તો તે બરફ જેવું ઠંડુ કરી શકે છે. ૯ બે જાતની, એટલે નેકજાત, અને બદજાત.

## જંગેહ સાવરાંન અને ફરીબુરઝનુ રાતને સમે નાહસી જતા તુરાંનીઓની સામસામે થઇ જવું.

હજી રાત કાળી હતી અંધકાર,
કરતા હતા કુચ તૂરાંની સવાર.
હતો સંગ પીરાંન અને શહરિયાર,
મળી બંને કરતા હતા તકરાર.
હજી તો દલીલો હતી જોશમા,
હજી તો લશ્કર હતું હોશમા.
દિઠા દુર સવારો અંધારમા,
પડયા સહું જોતા વીચારમા.
તુરત સહૂએ રોકી ખેંચી લગાંમ,
વળી શું નિકલ્યું નવું આએ કાંમ.
હશે કોણ વનમે, જૂવો શું કરે,
દિસે કોઇ લશ્કર ભમતું ફરે.

*  *  *

હતું તે ઇરાંની લશ્કર દલીર,
અફસર ફરીબુર્ઝ હતો નામગીર.
વળી સાથ હતો જંગેહ સાવરાંન,
સમજી ગયો રાતને દરમિયાંન.
તલાયાને હુકંમ કિધો એકદમ :
"ઘેરી લો લશ્કર તમ ચારોગમ."
સૂણી આ ગડબડ સિહા રાતના,
નિકલ્યો ફરીબુર્ઝ તુરત વાટમા.
સિંહ સમ ગરજીને કીધો પૂકાર :
"સૂણો નામદારો, સૂણો તમ સવાર.
ખબરદાર રોકો, તમારી લગાંમ,
જણાવો તમે કોણ છો નેકનામ.
કહાં જાવો છો સહુ તમો આ સમે,
શુ ચાહો છો કરવા, આ વનમા તમે.
જણાવો તમો કોણના છો સવાર,
પડયા આ સમે કેમ તમો છો બહાર.
ખૂલાસો ખરો સહુ રજુ તમ કરો,
ખરૂં મારી આગલ હોય તે ધરો."

*  *  *  *

શાહઝાદો ફરીબુરઝ આવી રીતે તુરાંનીઓની રાહ રોકી દલીલ કરતો હતો, તેટલાં કેટ-લાક બાહોશ તુરાંની સવારોએ, લશ્કરના ભીતરમાથી બાહર પડી, રાતની અંધારીમા તે બીયાબાંનમા દુર નજર કરી જોયું, તો માલમ પડયું કે પાદશાહ કય ખુશરૂના તલાયાઓનુ એક જબરદસ્ત લશ્કર રાહની વચેઆડે પડેલું હતું. આવો મામલો જોઈ, કાંઇબી નવો બનાવ બનવા પામે, તે અટકાવવાની મતલબથી એક સવારે તુરતજ લશ્કરની હરોલમા પુગી જઈ, પેહલવાંન હોમાનને તેના કાંનમા કહ્યું કે: "અએ નામદાર હોમાન, આ સવાર જે રાહ રોકી ઉભો છે, તેની પછવાડે એક મોહટું લશ્કર ઉભેલું હમણાજ હું જોઇ આવ્યો છું, વાસતે આ સમો સંભાલી લેવો રવા છે."

પેહલવાંન હોમાનને આ નવી ખબર ઘણીજ વખત સર મલી ગઈ, અને તે ખબર મલતાંજ તે પોતાના લશ્કરમાથી એકદમ બેહાર નિકલી પડી, શાહઝાદા ફરીબુરઝને ભમાવવાના ઈરાદાથી તે નવું રીતુર જાહેર કરવા લાગ્યો.

નિકલ્યો તૂરત બહાર હોમાન વીર,
ઉભો જઇ સાંમે મિસલ એક શીર.
ધીમેથી સમજાવી બોલ્યો સુખન :
"અએ સુર વિર જંગી, શમ્શીરઝન.
હૂં જાણું છું તમ છો કોણ હોશરૂ,
તમો છો તલાયાએ કય ખુશરૂ.
હું ચાહે છે તેનો હું આપું જવાબ,
હમો છીયે લશ્કરે અફ્રાસિયાબ.
હમો સાથ શિદેહ છે નામદાર,
અફસર હમારો તે આલીવિકાર.
પિસર છે તે શાહ અફ્રાસિયાબ,
બની તેની તબિયત જંગે ખરાબ.
થયો છે તે નાખુશ જંગી જવાંન,
ફરે છે તે પાછો મૂલ્કે તૂરાંન.
હમો તેના હમદમ, હમો બંન્દેગાંન,
હમારો તે સાહેબ રોશંન રવાંન.

હમો તેના ખાદીમ, ખિદમતગુઝાર,
હમારો તે શહેઝાદ, છે તાજદાર.
ઘણી થાક જંગે ચહડી સર ઉપર,
કરે છે વતનની તરફ તે સફર.
હું જાણુ છું તુંને છે એવું ગુમાંન,
શબે-ખુન થશે રાતને દરમિયાંન.
મગર અયે જંગી સાંભલ સુખન,
જરાબી હમારી નથી એ વલણ.
શબે-ખુન હમુને કરવું નથી,
જો કરિયે તો હમને ડરવું નથી.
હવે કહું સાંભલ હકીકત ખરી,
સફર આ સમે, કેમ કરવી પડી.
જોઇને આ લશ્કર સિહા રાતના,
પડે વેહમ બેશક ગભરાટમા.
મગર વાત જુદિજ છે નામવાર,
બનાવ એક બન્યો, મયદાંન પર.
કિધો જેર બરજોંએ, અફરાસિયાબ,
જકડાઇ કમંન્દમા થયો લાજવાબ.
બદનમા રહી નહીં, તાબો-તવા,
થઇ હોશ શાહની બિલકુલ હવા.
જોઇ હાલ શિદેહે, કમરને કસી,
ધરી હાથ શમ્શીર ગયો તે ધસી.
જઇને કમંન્દ પર, કિધો ઝટ વાર,
કમંન્દો કપઇ 'ને છુટો શહરિયાર.
બેશક થયું જંગ, તેથી ખતંમ,
મગર શાહને લાગો ઘણો તેનો ગમ.
થયો તે શિદેહ ઉપર કોફનાક,
બુલાવી સખુનો, કહ્યા દર્દનાક.
કિધું ભારી અપમાન, સહું રૂબરૂ,
સૂણાવી બુરી ઘણી ગુફ્તગુ.
કહ્યુ કે: "નામર્દ, બૂઝદિલ, મલુંન,
કિધું કાંમ બેશક તુંએ જબુંન.
કોણુના હૂકમથી કિધું તુએ કાંમ,
લિધી મારી ઇજ્જત તૂએ બદલગાંમ.
કોણુના હૂકમથી કાપી કમંન્દ,
બનીને ફરઝંન્દ, થયો દુશ્મન.
લગાડી ખેજાલત, પેદરને રહ્યો,
જુલમ મારી ઉપર જબરો થયો.
શકલ તારી મનહુસ[1] હવે દુર કર,
નથી કાંમ તારૂં રહ્યું જંગ ઉપર."
દૂખી એ સુખનથી બની નામદાર,
તુરત તે નિકલ્યો લશ્કર બહાર.
ધરી છાતીમા ગમ લીધા કસમ:
"ભરૂં નહીં જંગે લડવા કદમ.
લડું નહીં હરગીજ બરજોર સાથ,
ભલે જાય તૂરાંન ખુશરૂને હાથ.
મને હિયાં રેહવું છે નારવા,"
કહી એમ નિકલ્યો તૂરાંને જવા.
પેદરથી ફેરવી લિધું તેણે સર,
કિધી તેણે મધરાત પડતાં સફર.
હમો તેના હમદમ, ખિદમતગુઝાર,
નિકલ્યા કુચપર બનીને સવાર.
શબે-ખુંનની ના ફિકર તમ કરો,
હમો દોસ્ત તમારા ન હમથી ડરો."

## ફરીબુર્ઝ અને જંગેહુ સાવરાંને તુરાંનીઓ સાથે અંધારી રાતે જંગ કરવું.

ફરીબુર્ઝ સૂણીને થયો લાલ લાલ,
પૂકારી રહ્યા તે બની વિકરાલ.
સૂણી નામ શિદેહ થયો તે ગરમ,
તપી ખુબ બોલ્યો: "ઓ બેશરમ.
કરે વાત વાહી[2] છપાવી ભરમ,
મગર હું સમજી ગયો છું મરહમ.
સૂણી સારી લીધી તહારી જબાંન,
દિસે તારી વાતો મિસલે અનાંન.
કરે છે ભલતી શિદેહની વાત,
કહાં છે કહે તે બૂરો બદશિફાત.
ગુન્હાગાર તે છે ઇરાંનનો,
પિછો નહી છોડું તે મસ્તાંનનો.

૧ મનહુસ, યાને અભાગ્યો. ૨ વાહી, યાને ડીવાંની

હું છોડું ન હરગીજ તે નાબકાર,
કરૂં તેને પકડી હું ખ્વારજાર.
વિના હક નિકલ્યો બની પેહલવાંન,
પડયો બહાર જંગે તે બદગમાંન.
કોણુના હુકમથી કાપી કમંન્દ,
ધરાવી રહ્યો શું મનમા ઘમંન્દ.
છુડાવી કમંન્દથી ગયો ચોરને,
હૂં છોડું ન હરગીજ એ સરજોરને.
કહાં છે છુપાયો તે બદલગાંમ,
[4]કરૂં તેનું નાબુદ દુનિયાથી નાંમ."

* * *

કહી એમ એકદમ ગરઝને ધરી,
પૂકારો કિધો લશ્કર ગમ ફરી:
"તલાયા દલીરો, બનો હુશિયાર,
જૂવો સાંમે દુશ્મન, બડો નાબકાર.
તલાયાઓ બહાદુર ધરી હાંમને,
પૂરૂં તમ કરો રાતના કાંમને."

* * *

કહી એમ ઉઠાવી ગરઝ ભારદાર,
ધસ્યો દુશ્મનો પર તે નામદાર.
તૂરત ખેંચી શમ્શીર ઇરાંની સિપાહ,
ગૂજારી રહ્યા તૂરકીઓ પર જફા.
ન જોતા તે આગલ, કે પાછલ જરી,
ચલાવી કતલ સહુએ શમ્શીર ધરી.
ગરઝ લઇ ફરીબૂર્ઝ ગર્દનફરાજ,
લડી રેહ્યો જંગે ધરી દીલદાજ.
બિજા હાથ પર જંગેહ સાવરાંન,
લગાવી રહ્યો તીર ટાંકી નિશાણુ.
નવી જોઇ આફત સિહા અંધકાર,
તુરાંનીઓબી બહુ થયા ખુંનખાર.
બિચાબાંને તે રાત કાળી હતી,
કજાને તે બેશક વહાલી હતી.
ખવારી ખરાબી હતી એકસાંન,
ઘણુાએક મૂવા જંગને દરમિયાંન.
ઇરાંનીઓબી બહુ મૂવા બીશિયાર,
લડે બેહુ લશ્કર બની ખુંનખાર.

* * * *

## અફ્રરાસીયાબે તુરાંનીઓનો તંગ હાલ જોઇ, હોમાનને હુકમ કરવો.

જોઇ હાલ લશ્કરનો એવો ખરાબ,
બન્યો બહુ ઝનુની અફ્રરાસિયાબ.
અજબ થાઇ જોતો ઉભો રમખાંન,
દિઠો દુર તેણે દલીર સાવરાંન.
ઉભો રહી અંધારમા તે દલીર,
રહ્યોતો વરસાવી બારાંને તીર.[1]
દિઠા તેણે મરતા તૂરાંની સવાર,
પૂકારી પડતા હર ઠાર-ઠાર.[2]
સિહા રાતના જોઇ એવો જૂલમ,
ચહડયો રોશ[3] ભારી, થયો તે ગરમ.
પૂકારી કહ્યું એમ હોમાંનને:
"જૂવે છે ઉભો રહી શૂં મિજાંનને.
જો હિયાં મરે છે તૂરાંની સિપાહ,?
નથી કેમ કરતો તે પર નિગાહ?
સિપાહો તહારા મદદ કરગરે,
બની તું બેહેરો, જોયા કરે[4]?
શબે-ખુન કિધાં છે સિહા રાતના,
મરે છે સિપાહો હરેક જાતના.[5]
મૂકો ના જતા એ બદજાતને,
કિનામે ન ખાંચો હવે હાથને.
કરો તંગ તલાયા ઇરાંનના,
બનો તમ તરસિયા લહુ-જાંનના."

* * * *

૧ બારાંને તીર, યાને તીરોનો વરસાદ. ૨ ઠાર-ઠાર, યાને જગેજગ, ૩ રોશ, યાને ગુસ્સો, ૪ અફ્રરાસીયાબ પોતાના લશકરની ખુવારી થતી જોઇ, હોમાનને આ સખુનો કેહ છે. ૫ અફ્રરાસીયાબનુ લશકર જુદા જુદા મુલકના સીપાહોનું બનેલું હતું, અને તે આ અંધારી રાતે મચેલાં યુધ્ધમાં મારયું જતું જોઇ, અફ્રરાસીયાબ બલાપો કરતો હતો.

## હોમાનનુ ઇરાંનો લશ્કર ઉપર ધસી જવું. પીરાંન વજીરે પોતાના લશ્કરને હુકમ કરવો.

સૂણી પાદશાહના ઝનુની કલાંમ,
હોમાને કીધી સાબુત લગાંમ.
તૂરત દીલ અંદર ધરી હાંમને,
શરૂ ઝટ કિધું જંગના કાંમને.
લિધો હાથ અંદર ગૂરઝને ધરી,
પડયો દુશ્મન પર તૂરત જઇ પડી.
જોઇ એવી હોમાંનની ધાંમધુંમ,
પિરાંનેબી મારી પૂકારીને બુમ.
તુરત એમ લશ્કરને કીધો હુકમ:
"તૂરાંની સિપાહો જૂવો આ સિતમ.
શરમ છે ઇરાંની દલીરો ઉપર,
કરે કાંમ કાળાં અંધાર અંદર.
બની'ને દલીરો, બડા નામવર,
કરે ખેલ ઝનાની,[1] બની બેજીગર.[2]
છે કામ કાળાં, મિસ્લે ઝનાંન,
કરે નહી હરગીજ કોઇ પેહલવાંન.
તૂરાંની સિપાહો, બનો સુરવીર,
જરીદેહ[3] 'ને હોમાંન બહાદુર શીર.
લડીને કરો આજે જંગને ખતમ,
થશે તે લખેલું, હશે જે કરમ.
તૂરાંનીઓ એકદમ ધરો તમ ઉલટ,
લડો અંધકારે પકડી હિંમત.
કિધું છે દુશ્મને કારે-ઝનાંન,[4]
બનો તમ હરએક ગર્દનકશાંન."

* * * *

## જંગેહ સાવરાંનનુ અફરાસીયાબને હાથે જખમી થવું.

સૂણી પીર પીરાંનના આ સખુન,
ઉલટયા તૂરાંનીઓ પકડી ઝનુન.
લઇ હાથ ગુરઝ પીરાંન પીર,
જરીદેહ 'ને હોમાન જંગી દલીર.
પડયા જઇ તૂરાંની તલાયા ઉપર,
ચલાવી કાતીલ કતલ બુખતર.
કિના 'ને કપટનુ ઉઘડયું બજાર,
હા-હા 'ને હો-હોના ઉઠયા પૂકાર.
ના-ના 'ને હા-હાની બુમ પર બુમ,
ચહડયો જોશપર જાણે દરિયાએ રૂમ.
તુરત બાહર પડિયો અફરાસિયાબ,
કિધી તેણે ખૂલ્લી કિનાની કિતાબ.
ધરી હાથ અંદર તીર 'ને કમાંન,
છોડી રહ્યો બાંણ ઉપર બાંણુ-બાંણુ.
હતી જાણે બારાંને-તીરની બહાર,
હરગમ ઇરાંનીઓ મારે પૂકાર.
મૂવા કંઇ ઇરાંની વીંધઇ શરીર,
ઘણાએક મુવા એ રીતે દલીર.
ધરી હાથમા એક તીર ધારદાર,
હવામા છોડી રહ્યો શાહરિયાર.
ટાંકી 'ને કીધી શાહે નિશાણુ,
લાગો તે જઇ જંગહે સાવરાંન.
જખમ થાયો સરપર તૂરત તે ઘડી,
સરપરથી કોલાહ જમીનપર પડી.
વ્હેતું થયું લહુ જખમથી અતી,
જંગેહની શક્તી લહુ વન ઘટી.
તલાયાઓ જોઇ થયા બહુ નિરાસ,
જખમ જોઇ જંગેહ થયા સહૂ નિરાસ.
તબાહ કુલ તલાયા એકદમ થયા,
ઘણા જુજ જીવતા બાકી રહ્યા.
ખરાબી ખૂવારી થઇ બેહિસાબ,
થયો જોઇ ફરીબુર્ઝ હવે લાજવાબ.
જંગેહને લીધો બગલમા ધરી,
રખે જાય પટકઇ જમીનપર પડી.
મલી સંગ જંગેહ લશ્કર તમાંમ,
લિધી સહુએ ખેંચી ફેરવી લગાંમ.

---

૧ ઝનાની, ઓરતોના જેવા. ૨ બેજીગર, યાને હિચકારા. ૩ જરીદેહ, અફરાસીયાબનો એક માનીતો પેહલવાંન હતો. ૪ કારે-ઝનાને, યાને ઓરતોના જેવાં કાંમ.

ગયા નાહસી ખુશરૂની દરબારમા,
અંજાંમ આવ્યો બૂરી હારમા.

* * * *

### ફરીબુર્ઝનુ જખમી જંગેહ સાવરાંનને લઇ તલાયાઓનો ટુકડી સાથ ખુશરૂની દરબારમા જવું.

મધરાત કાળી સિહા ઘંનઘોર,
થયો ધીમે-ધીમે નાબુદ શોર.
થઇ બંધ ધાંધલ અને ધુમધાંમ,
બેશક થયો જંગનો અંજાંમ.
તલાયા ઇરાંની મૂવા બીશિયાર,
રહ્યા જુજ જીવતા, કોઇકોઇ ફિગાર.[1]
થયો જંગે જખમી, દલીર સાવરાંન,
નિરાસી થયા સહૂ ઇરાંનીઆંન.
ગજબનાક હતું જંગ બહુ દર્દનાક,
તલાયા ઇરાંની મૂવા તણુ ભાગ.
પલકમા સફા થાયું રણસંગરાંમ,
સફરનુ થયું સેહેલ આસાંન કાંમ.
થયો ખુશ જોઇને અફ્રાસિયાબ,
શરૂ કુચ પાછી કીધી શિતાબ.
લિધી રાહ સત્વર તુરાંનની,
મગર યાદ ભૂલતો ન રમખાંનની.

અજીત તેનુ લશ્કર હતું લાખનુ,
રહ્યું'તું હવે ફક્ત પા ભાગનુ.
દુશ્મનથી નાહસી છુટો શિતાબ,
ગયો'તો થાકી અતી બેહિસાબ.
બતંગ જોઇ હાલત રડે શહરિયાર,
રડે જોઇ શિહેહ પિસર ગમગૂસાર.
રડે દાલે દિલગીર પીરાંન પીર,
રડે પેહલવાંનો જંગા દલીર.
રડે તે બરજોરના કાંમથી,
રડે તે ડરી તેહના નાંમથી.
પળપળ જીગર તેનુ બહુ ઠરઠરે,
કરી યાદ રૂસવઇ, હિંમત હરે.
અંગીને સંગી મળી કરગરે:
"જાના જંગને યાદ કાં તું કરે."
ખૂદા પાસ માગી રહ્યો તે મૂરાદ,
પડી તેટલાં તો રૂડી બામદાદ.

* * * *

### ફરીબુર્ઝ અને સાવરાંનનુ ખુશરૂની દરબારમા હાજર થવું. અફ્રાસીયાબનુ જીહુન નદી પાર કરી ચીનના મુલક તરફ નાહસી જવું.

અફ્રાસીયાબના લશ્કર સાથ જંગેહ સાવરાંન અને ફરીબુર્ઝને મધરાતને સમે વેરાંન બીયાબાંનમા જે સખત પ્રકારનુ ખુનખાર જંગ કરવું પડયું, તે જંગમા ઈરાંની તલાયાઓના લશ્કરની મોહટી સંખ્યાનો નાશ થયો હતો. એ જંગ દરમિયાંન ઈરાંની તલાયાઓના લશ્કરનો લગભગ અરધો અરધ ભાગ, તુરાંનીઓના હાથ ઉપર, રાતની સિહા અંધારીમા મારયો ગયો હતો, તેમા મોહટે ભાગે જે ઈરાંનીઓ મારયા ગયા, તે અફ્રાસીયાબે અંધારાંમા ઇરાંનીઓ ઉપર વરસાવેલા તીરોના વરસાદને લીધે હતા. અફ્રાસીયાબની તરફથી એવી રીતે અંધારામા છુટેલો એક તીર, ઈરાંની પેહલવાંન જંગેહ સાવરાંનની કોલાહમા જઈને લાગ્યો, અને તેથી પેહલવાંન જંગેહ સાવરાંનના માથાં ઉપરની ફોલાદી કોલાહ વિંધી, તેના કપાલ ઉપર સખત પ્રકારનો જખમ થયો, અને તેની કોલાહ તેના માથાં ઉપરથી ઉડી ગઈ.

જંગેહ સાવરાંનને થાયેલા જખમમાથી બીશિયાર લોહી વેહતું થયાથી સાવરાંનની હાલત ઘણીજ તબાહ થઈ જવા લાગી. તુરતજ ફરીબુર્ઝને એ બનાવની ખબર કરવામા આવી, અને તે ખબર પડતાંજ, તે દીલાવર પેહલવાંન, પોતાનુ જંગ પડતું મુકી સાવરાંનની મદદે ગયો,

[1] ફિગાર, યાને જખમી,

અને ત્યાં જતાંજ તેણે સાવરાંનની હાલત ઘણીજ તબાહ થયલી જોઈ, તેમજ પોતાના તલાયા લશ્કરની સંખ્યામા મોહટો ઘટાડો થયલો તેને માલમ પડયો.

આવો મામલો જણાતાંજ, ફરીબુર્ઝે પોતાના લશ્કરને પાદશાહ કયખુશરૂની દરબાર તરફ એકદમ પાછા ફરવાનો હુકમ કીધો, અને જંગેહ સાવરાંનને તે પોતાની સાથે લઈ, તે જગ્યા પરથી નિકલી જવાની તે તજવીજ કરવા લાગ્યો.

તુરતજ સઘલા તલાયાઓ પણ તેજ વખતે પોતાના સરદારના હુકમ મુજબ એકઠા થયા, અને ફરીબુર્ઝ તથા સાવરાંનની પાછલ પોતાના ઘોડાઓની લગાંમને ફેરવી, જંગનુ મયદાંન તેજ વખતે છોડી ગયા.

તેઓ સઘલા રાતોરાત આ દુખભરી ખબર જાહેર કરવા પાદશાહ કય ખુશરૂની નજદીક હાજર થયા. પાદશાહ કય ખુશરૂએ તેઓને તબાહ હાલતમા પાછા ફરેલા જોઈ, દલગીર થઈ હકીકત જાણવા માટે તેઓને સવાલ કીધો :

જમાનાની એવી છે ચાલુ રસમ,
કહું શું હશે એની અંદર ભરમ!
દાંનાની દાનાઇ પોંહોચી નથી,
ફાજેલ 'ને કાબેલે સોંચી નથી.
કફોડી છે એવી જમાનાની ચાલ,
કભી આપી અમૃત કેરે તે વહાલ.
કભી તો તે આપે કાતેલ ઝેહેર,
કભી તો કરે તે લીલાં લહેર.
કભી તો હસાવી કરે તે મહેર,
કભી તો રડાવી ગુજારે કહેર.
રહી ગઇ જમાનાની અંધેર ચાલ,
કહો કોણે એની કહાડીછ ભાલ.
હતા કાલે જંગે જે સર્ફરાજ,
ગયા આજ હારી, થઇ લાઇલાજ.
હતા કાલે જંગે જે ગરદનફરાજ,
ફરયા આજ પાછા ખોઇને લાજ.
ઘણાકો કપાયા શમ્શીરથી,
ઘણાકો વિંધાયા તબર-તીરથી.
ઘણાકો ગૂરઅથી છૂંદાઇ ગયા,
ઘણા જુજ બાકી જીવતા રહ્યા.

*　　*　　*

જઇને ઉભા સહુ શાહ રૂબરૂ,
દૂખી થાયો જોઇ ઘણો ખુશરૂ.
દિઠા ઝર્દ ચેહરા, તન પર ખાક,
બદન પર બખ્તર, દિઠાં ચાક ચાક.
આંખોમે આંસુ ભરેલાં હતાં,
રંજો અલમથી ડરેલા હતા.
દલીરોનો એવો જોઇ ખસ્તહાલ,
દૂખી થાઇ શાહે કિધો સવાલ:
"દલીરો જંગી, અજીજ પેહલવાંન,
કહો જલ્દ શું છે, તમારૂં બયાંન.
દૂખી છું તમુને જોઇ હું હલાક,
થયાં કેમ બદન પર બખ્તર ચાક.
ગજબ શું, સિતમ શું, અલમ શું થયો?
નવો તમ ઉપર ગમ શું થયો?
બયાં કર અજીજ જંગેહ સાવરાંન,
થયુ શું સિહા રાતને દરમિયાંન.
આ હાલ સહુના કહો કેમ થયા,
કહો કહાં બિજા પેહલવાંનો ગયા!"

*　　*　　*　　*

### જંગેહ સાવરાંને કય ખુશરૂ આગલ જંગની હકીકત જાહેર કરવી.

અદબથી બોલ્યો નમી સાવરાંન:
"કહું શું હકીકત શાહે કિયાંન.
કહું હાલ તુંને પૂરો મૂખ્તેસર,
દૂખી કર ના તું તહારૂં જીગર.
ભયંકર સિહા રાત કાળી હતી,
દરૂજો 'ને દેવોએ પાળી હતી!
હતા નહીં ગગન પર, સિતારા કે મહા,[1]
ખૂદાને ખબર સહુ ગયા'તા કહાં.

---

[1] મહા, (માહ) યાને ચાંદ.

ફરતા હતા ગશ્ત, મળી સહું દલીર,
ગગનપર ન કયવાંન,[1] ન બહેરાંમો[2] તીર[3]
શબ-ગશ્ત ફરતા હતા રાતના,
તૂરાંની લશ્કર મલ્યું વાટમા.
હતી રાત જબરી સિહા અંધકાર,
દિઠું ચારોબાજુ લશ્કર ચિકાર.
રખે હોય જતા તે શબેખુન પર,
તેથી પૂછી રાહ રોકી ખબર.
મગર આપ્યો નહિ સિધ્ધો જવાબ,
કિધી વાત ભલતી, રાખી નિકાબ.
સૂણી છંન્દ, ફિતુર, સબર થાઇ ગુમ,
મચી તે ઉપરથી રહી ધાંમધુંમ.
કહું શું થયું જંગ જબરૂં અજબ,
અંધારે ગૂજરી રહ્યો પુર ગજબ.
લશ્કરનાં પયદલ, 'ને જંગી સવાર,
પડયા સહુ લડવા, બની હુશિયાર.
નેઝા 'ને શમ્શીર, ખંજર, કટાર,
અંધારે ચંમકી રહ્યો ચંમકાર.
ગૂરઝ લઇ ધસિયો ફરીબૂર્ઝ વીર,
પડયો જઇ એકદમ મિસલ એક શીર.
રહ્યો હું વરસાવી બારાંને તીર,
ઘણાએક વીંધઇ પડિયા દલીર.
ઘણાએક તૂરકીઓ કીધા ફના,
હમારી ખૂવારીની રહી નહિ મના.
તલાયા ઇરાંની હતા એક હજાર,
લડી જંગ કીધું અતી યાદગાર.
કિધું જંગ જબરૂં જીવપર કરી,
ગયા તેમ કરતા ઘણાકે મરી.
કપાઇ, વિંધાઇ મુવા ઘણા,
મલી નહી કોઇને કંઇબી પનાહ.
દિલાવર તૂરાની નામી સવાર,
બારાંને તીરથી થયા બહુ ઠાર.
જોઇ પૂકારી રહ્યો શહરિયાર:
"અરે આ સિતમ શું કિધો કેરદેગાર."
કહી એમ ધરી હાથ તીર 'ને કમાંન,
રહ્યો તે છોડી મિસલે દિવાંન.[4]
લિધી નેમ ધારી તીર સત્વર,
પડી તેટલાં દુર મુજપર નજર.
વિંધી મ્હારી કોલાહ, કપાલે જખમ,
થયું લહુ જારી, જખમનો જૂલમ.
ફરીબુર્ઝ આવી ઉભો સત્વર,
દિઠા કુલ ઇરાંની જીરોજબર.
હમો બહુ થોડા, દુશ્મન ઘણા,
હમો બાકી રહ્યા થોડા જણા.
નજરથી જંગનો જોઇ કારોબાર,
ફરિયા સહુ પાછા લઇને સવાર."

* * *

### કયખુશરૂએ દલગીર બની પરવરદેગાર આગલ અરજ ગુજારવી.

દૂખી જોઇ દલીરો નજર રૂબરૂ,
થયો બહુ દલગીર કય ખુશરૂ.
બદન પર બખ્તર જોઇ ચાક-ચાક,
જલી બહુ જિગર તેનુ થાયું હલાક.
થયો જર્દ ચહેરો, મિસલ શમ્બલીદ,[5]
ખૂશાલી ખોઇ થયો નાઉમીદ.
ઝૂકાવી દરગાહે-હક માહે સર,
બોલ્યો દૂખી થઇ તે નામેવર:
"ખૂદાવંદે-આલમ, ખલક કેરદેગાર,
મિનોઇ-ગેતીના ઓ તારનાર.
સિતારા 'ને માહના[6] ઓ માલેક ખૂદા,
કરમ કર બંન્દાની સુણી સદા.[7]
પરસ્તાર હું તારો છું ખાકઆદ,
થયો છું દુશ્મનથી નામૂરાદ.
લહુનો એ[8] મારો તરસિયો થયો,
સિવા તું મહારો નથી કોઇ રહ્યો.

૧, કયવાંન, યાને શનીશ્વર સિતારો. ૨ બહેરાંમ યાને મંગલનો સિતારો. ૩ તીર યાને બુધનો સિતારો. ૪ મિસલે દિવાંન, યાને દિવાના મીસાલે; ૫ શમ્બલીદ યાને ઇરાનમાં ઉગતુ એક જાતનું ફિકકા રંગનુ ફુલ. ૬, માહના, યાને ચાંદના. ૭ સદા, યાને અવાજ; પુકાર. ૮ એ, યાને પાદશાહ અફરાસીયાબ માટે કય ખુશરૂ એ ઇશારો કરે છે, કે એ, (અફરાસીયાબ) મારા લોહીનો તરસ્યો થયો છે.

સિતમ 'ને જુલમ 'ને અલમ એ કરે,
જરાબી ન કોકે ખૂદાથી ડરે.
નસીબ શું કિયામત[1] એને નથી,
સૂઝી કેમ રહી એને ઉલટી મતી.[2]
મને ચાહે કરવા એ ખારજાર,
ગૂન્હા શું મ્હારો છે પરવરદેગાર!
કતલ મુજ પેદરને કિધો બેકસુર,[3]
ચહડયો જંગે લડવા હવે બેજરૂર.[4]

પરસ્તાર તારો છું બંન્દેનવાઝ,
અરજ મારી સાંભલ, છું લાઇલાજ.
ઉદાસી થયું છે મન બીશિયાર,
થયો છું હું તુરકીઓથી ગમખાર.
ધરી ખાકપર સર કરૂં ફરિયાદ,
ઇલાહી હવે લે ખુશરૂની દાદ.
મને બક્ષ જંગે ફિરોઝગરી,
હવે કર ખુશરૂની તું રહેબરી."

* * * *

## કય ખુશરૂનુ લશ્કર લઇ તુરાનીઓ સાંમે લડવા મયદાંને પડી સફ સમારવી.

પાદશાહ કય ખુશરૂ પોતાના દલેર તલાયા સીપાહોની જખમી હાલત જોઈ ઘણોજ દુખી થઈ તેઓને દિલાસો દેવા લાગ્યો, અને જેઓ એ જંગમા મારયા ગયા હતા, તેઓના મરણની ખબર સાંભલી, દર્દમંદ દીલે તેઓના રવાંનોના હકમા દુઆ ગુજરી, પરવરદેગારની બંદગી કરવા લાગ્યો. દલેર જંગેહ સાવરાંન, તેમજ શાહઝાદા ફરીબુરઝની દીલાવરીની જાબજા તારીફ કરી, સઘલાઓને આસાએસ લેવા ફરમાવી, પોતે પોતાના તંબુ તરફ ફરયો.

જગત પર ઝલકી રહ્યો ખુરશેદ,
પ્રકાશી રહ્યો રોઝ રૂડો સૂફેદ.
પૂરી થાઇ જ્યારે અધુરી રાત,
જગત થાઇ રોશંન પડતાં પ્રભાત.
સજી શસ્ત્ર અંગે, ધરી દીલ હાંમ,
થયા કુલ તઇયાર, ઇરાંની તમામ.
નિકલ્યા પડઘંમ 'ને સરનઇ અવાજ,
પડયા બહાર બ્હાદુર ગર્દનફરાજ.
રહ્યું શોરે ગાજી વેરાંન વન,
લડવાને તલપી રહ્યા હર જન.[5]
પડયા જંગે જંગી ઇરાંની સવાર,
પયદલ 'ને સીપાહની હારોકટાર.
સમારી ઉભા સહુ મયેદાંને સફ,
તપાસીને જોતા રહ્યા ચોતરફ.
મગર ચોતરફ સહું હતું સુમસાંમ,
દિઠી દુશ્મનની નહી દોડધાંમ.
ન મલ્યો નાગારાંનો વલતો જવાબ,
ન સીપાહ કે પયદલનો દીઠો રૂબાબ.
ન દીઠી લશ્કરની દોડધાંમ,
ન હાથી કે ઘોડાનુ નીશાણ-નાંમ.

નિકલ્યો હરોલે શાહ ખુશરૂ,
હતો તહેમતન રૂસ્તમ રૂબરૂ.
દિલાવર બરજો' 'ને બેજન દલીર,
ગેવ અને ગોદરેજ બેહુ નામગીર.
તુસ અને બેજન, ગસ્તહંમ સાથ,
નિકલ્યા તૂરકોસે ભિડવાને બાથ.
કિનાથી તપી સહું થયા લાલ-લાલ,
હરોલે ગયા સહું બની વીકરાલ.
મગર જોઇ ખાલી રણસંગરામ,
અજબ થાયો કય ખુશરૂ નેકનાંમ.
નજર કીધી મયદાંનમા હર તરફ,
દિઠી નહી દુશ્મન લશ્કર સફ.
હજી કેમ નથી કોઇ મયદાંનમા,
રચ્યો કંઇ નવો ફંન્દ વેરાંનમા.
ફિતુર ફંન્દમા છે બડો હુશિયાર,
બૂરાં કરતૂકીને છે ચારગાર.
ફિતુર ફન્દ છે મન એને ગમત,
છે રાતો દિન મન એને રમત.
ફિતુર ફંન્દ છે એને મનથી ચમન,
ફિતુર ફંન્દ છે બસ એનુ જીવન.

૧ કિયામત, યાને મોત. ૨ મતી, યાને બુધ્ધી. ૩ બેકસુર, યાને કસુર વગર. ૪ બેજરૂર, યાને વિના કારણ. ૫ હર જન, યાને હરએક માનસ.

મરે 'ગર હજારો નહીં તેનો ગમ,
મગર એ ફિતુરનો ભરે હર દમ.
ફિતુરનો હિસે છે નવો આ બહાર,
હિસ્તા નથી કેમ સિપાહ 'ને સવાર.
નથી કેમ સમારી હજી એને સફ,
નથી હિસ્તું લશ્કર, કોઇબી તરફ.
રખે કાંઇ એમા નવો ફંન્દ હોય,
નવી કોઇ મલી એને સુસંન હોય!
નગારાંનો ડંકો જાહેર કરો,
ઉભા છે ઇરાની માહેર કરો."

* * *

## અફ્રાસીયાબ પોતાના તમામ લશ્કર સાથ રાતોરાત નાહસી ગયો છે, એવી ખબર કય ખુશરૂને પડવી.

ભૂલાવી સાલારને રૂ-બ-રૂ,
કહ્યું: "જઇ કર તું હવે જુસ્તજુ.
નથી કેમ દુશમંન પડિયા બહાર?
કહાં છે તૂરાંની લશ્કર સવાર?"

* *

હુકમને સરપર ઉઠાવી સવાર,
ગયો છાંવણીમા તુરત તેજ વાર.
કિધી ખાતરી જઇ, ચલાવી તપાસ,
કિધી શોધ થાકી, થયો તે નિરાસ.
ઢૂંડી હર તરફ છાંવણી દરમિયાંન,
જડી નહી તૂરાંની'ની કંઇબી નિશાંણ.
દિઠા તેણે તંબુઓ ખાલી તમામ,
જણાયું ન જીવતું ત્યાં કોઇ ઠાંમ.
સવારોએ આવી ખબર એ કહી:
"નથી કોઇ તૂરાંની'ની હસ્તી તહીં.
નથી કોઇ સવારો, નથી ગશ્તીબાંન.[1]
નથી કોઇ સાલાર, નથી પહેલવાંન.
ન તો શાહ હતો, કે ન તેનો પિસર,
પડયો નહી પીરાંનબી ત્યાં નજર.
ગયો છે નહાસી અફ્રાસિયાબ,
લઇ સાથ લશ્કર, વિના અસબાબ."

* *

ખુશી થાયો ખુશરૂ સૂણી આ ખબર,
દફો થઇ ચિન્તા 'ને સઘલી ફિકર.
પૂકારી બોલ્યો સહું રૂ-બ-રૂ:
"કિધાં રૂખ યઝદાંએ છે સૂર્ખરૂ.
લડતો'તો કાલે જે પુર બહારમા,
પડયો આજ નાહસી ફિટકારમા.
કરો કબ્જ અસબાબ, તંબુ તમામ,
ગયો છે નહાસી મૂકી આ મૂકાંમ.
જમાનાએ કીધો, તે પર કહેર,
હવે શું કરશું, વધુ લેઇ વેર.
નથી તે જરા નેમમા ફાવિયો,
જાવો અંત તેનો શું આવિયો.
મગર મનમા છે મને જે ફિકર,
રખે હોય રચિયું, નવૂં કંઇ મક્કર.
દગાથી ભરેલો એ મક્કાર છે,
બૂરો બદગૂમાની એ બટમાર[2] છે.
રહ્યા હોય છૂપાઇ એ વેરાંનમા,
જમા કરશે લશ્કર, બિયાબાંનમા.
ફરીથી નિકલશે લડવા થકી,
હું રાખું છું બેશક એવી વકી.
નવો ફંન્દ, મક્કર એ હરદમ કરે,
પશેમાંન થઇને એ પાછો ફરે.
હવે તમ કરો સહું ખૂદાના શુકર,
મદદગાર જંગે થયો દાદગર."

* * *

## કય ખુશરૂએ જંગના મયદાંનમા ખુશાલીની મેહફીલ ભરવી, અને દુશ્મન વીશે તજસ્સુસ[3] કરવી.

પડયા સહું છુટા વીરલા તમામ,
સિપાહો, સવારો, દલીર નેકનામ.
થયું જંગ જાલમ અંતે ખતમ,
રહ્યા સહુ ભરી બસ ખૂશાલીના દમ.

૧ ગશ્તીબાંન, યાને ચોકી કરનારા. ૨ બટમાર, યાને લુટારો. ૩ તજસ્સુસ, યાને ખબર કાઢવી, શોધ કરવી.

થયાં મુખ હસ્તાં સહુના હવે,
પડયા સહુ ખૂશીમા દુશ્મન જવે.
રહ્યાં નુર ઝલકી, હર રૂખ પર,
દફા થઇ ગયાં સહુ ફિકર, દુખ, ડર.
ભરી શાહે મેહફીલ કીધો હુકમ,
રહે સહુ હાજર ત્યાં એકદમ.
મળી સહુ બેઠા દલીરો તમાંમ,
ખૂશી થઇ બોલ્યો શાહ નેકનાંમ:
"ખરી છે હકીકત સૂણો નામેવર,
બેશક છે દુશ્મન[1] બડો જોરવર.
છે હક્કત એકલીમમા જોરવર,
દરજ્જે આલા, મગર જાદુગર.
તકુબર, ગૂમાની, કાળો કહર,
બૂરાં કર્તુકોથી ભરેલું જીગર.
જીન્દગી છે એની ફિતુરે ભરી,
કરે દેવ-પલીદોની એ રહેબરી.
નથી ખ્યાલે મેહોબત દીલમા જરી,
કિનાની દિમાગે ધુંન છે ધરી.
હૂં માનું છું મારૂં એ છે યકીન,
નથી એની જોડી, પરદે જમીન.
ખ્વારી હજારો જીવની કરી,
ગયો અંતે નાહસી, કરી ખાતરી.
થઇ હોશ, અકળ, સઘલી હવા,
કરી જંગ આખર થયો રૂસવા.
શુકર દાદગરના, કરીમ કેરદેગાર,
ગયો છે જીહુનને હવે પેલી પાર.
ઉઠાવી લો અસબાબ જંગને તમામ,
થયું છે નાબુદ હવે જંગ નામ.
મૂકીને ગયો છે જે અફ્રાસિયાબ,
જપત સહુ કરો તમ, એકદમ શિતાબ.
ઉઠાવી લો તંબુ 'ને ડેરા તમામ,
જડે જે બિજું કંઇ જંગને મૂકાંમ.
અગર જંગના જો મળે હથિયાર,
લઇ સાથ ચાલો ઇરાંન દવાર.
સિવા એ ઢુંડો બિજો કાંઇ માલ,
લઇ ચાલો ઇરાંન કરવા નિકાલ.
જઇશું મળી સહુ હવે સર જમીન,[2]
સિપાહો કરો તંગ, રિકાબો 'ને જીન.
બનો સહુ ખૂશીથી તમો સૂર્ખરૂ,
લઇ ચાલો બરજો'નેબી રૂબરૂ.
કરીશું જઇ ત્યાં સહુ રંગ-રાગ,
થયાં છે નાબુદ હવે દુરભાગ.
કરીશું ચાલુ દોરે-શરાબ,
કરીશું નાબુદ જુનો સંતાપ.
બનાવી મહેફીલ બરજોર સાથ,
ખૂશીમા ગૂજરશે હવે દીન-રાત.
ખૂશાલીનો ચમકી રહ્યો આફતાબ,
દફા સહું કરો તમ જીગર પેચોતાબ.
નવાજી બરજોર કરશું નેહાલ,
થશે અન્જુમન જોઇને ખુશહાલ.
ઘર ઘર બજાવીશું ખુબ રાગરંગ,
ઘર ઘર બજાવીશું ઝાંઝર ચંગ.
ઘર ઘર ઇરાંને થશે ખાંનપાંન,
ઘર ઘર બરજો'ને મલશે માન.
હરખ હોંશથી ગાજી રહેશે વતન,
રંગરાગના સહું કરશે સગન.
ઘર ઘર ખૂશીને ખૂશાલી થશે,
ઘર ઘર મિકલ એની વ્હાલી થશે.
હવે કુચ ખાતર બાંધો કંમર,
ખૂદા પાક છે આપણો રેહેબર."

* * * *

## પાદશાહ કય ખુશરૂનું જાલના મેહુલમા તેના મેહુમાન તરીકે જાબુલ તરફ જવું.

હુકમ કુચનો ખુશરૂથી સૂણી,
સુખન પીર જાલે લીધા ચૂની.
અદબથી ઉઠી બોલિયો પીર જાલ:
"અએ શાહે આલમ, રહો જુલ જલાલ.

૧ એ દુશ્મન, તે પાદશાહ અફ્રાસીયાબ માટે કયખુશરૂ ઈશારો કરે છે. ૨ સર ઝમીન યાને, ઈરાન.

અએ દીને-યઝદાંપરસ્ત પાદશાહ,[1]
કરમ કર કમતર ઉપર તું નિગાહ.
ઉમેદ મુજ દીલમા છે એક ખાસ,
ઝૂંકાવી સર ચાહુંછું તારી પાસ.
અગર મુજ અરજ તું મંજુર કરે,
સર મુજ બૂલંન્દીને કંગુર ચહડે.
અરજ મારી એ છે ઓ શહરિયાર,
લઇ કુલ લશકર જાબુલ સિધાર.
લઇ સાથ ગોહરેજ, તુસ, ગસ્તહમ,
લઇ ગેવ, બેજન નુરે-ચશમ.
વલી લઇ ફ્રીબૂર્ઝ અને સાવરાંન,
સિપાહ સંગ સાલાર સઘલા મહાંન.
સહુ સાથ જાબુલમે તું પધાર,
થશે તેથી મારૂં જીગર આબદાર.
કરૂં તારી મહેમાની મારે વતન,
કરૂં મુજ મહેલ તહારૂં સદન.
બુલંન્દ છે અયેવાંને-સાંમે સવાર,[2]
હજુરીમે બંન્દો ખિદમતગૂઝાર.
વસી જાબુલે કર મુજ પર કરમ,
બની તારો ખાદીમ રહું હરદમ.
બની મારો મહેમાંન, રેહ એક માસ,
ગુઝારૂ અરજ, ના કરતો નિરાસ.
વસી જાબૂલે[3] તું કરજે ચમન,
ખૂશી થાશે જાબુલની અંન્જુમન.
ખૂશી થાશે કાબુલી[4] રૈયત તમામ,
વસી માસભર ત્યાં કર શાદકાંમ."

* * *

## કય ખુશરૂએ જાબુલ તરફ કુચ કરવાનો હુકમ પોતાના લશકરને આપવો.

સૂણી ખુશરૂએ દસ્તાંને-ઝન,[5]
અરજ કીધી મંજુર જીતીને મન.
અરજ તેની બાવર[6] એકદમ કરી,
મનાદી[7] લશકર અંદર ફરી.
કિધો સહુ સાલારોને હુકમ:
"ભરો સહુ જવાને જાબુલ કદમ.
ઉઠાવી લો તંબુ 'ને ડેરા તમામ,
બનો તમ તૈયાર, સહુ નેકનામ.
સૂરા તમ સિપાહો, સમારો સફ,
કરો કુચ હવે સહુ જાબુલ તરફ."

* * *

કરે કુચ ઉપર કુચ, હઝારો સવાર,
કદમપર કદમની ચાલી ધમાર.
સવારો 'ને સીપાહની શમ્શીર ઝલી,
હાથી 'ને ઘોડાની હારો મળી.
તિરંદાઝ બાંધે તીર 'ને તબર,
કરે દમ ભારી ગુરઝગર.[8]
ચમકાવે ભાલા નેઝાવરાંન,
ચમકથી લાજી રહ્યું મયેદાંન.
કંમરમા રાખી જમધર-કટાર,
ચાલે રૂબાબે ખંઝરગૂઝાર.

---

૧ દીને-યઝદાં પરસ્ત પાદશાહ. કિયાંની જમાનામા ઇરાનીઓ એકજ ખુદાની હસ્તી માનતા હતા, અને તેથીજ તેઓ યઝદાં-પરસ્તને નામે ઓલખાઈ ગયા છે. પેશદાદી, તેમજ કિયાંની વંશના પાદશાહો કુદરતી શક્તીઓ, તેમજ રોશનીઓ, જેમકે મેહેર, આફ્તાબ, મહાતાબ, આતશ વિગેરેને માનતા હતા. એના પુરાવામા ફીરદોસીએ નીચલી બએતો લખી વાજમી રદીઓ આપ્યો છે:

"મગુઈ કે ઑતશ પરસ્તાં બૂદન્દ, પરસ્તંદ એ પૉક યઝદાં બૂદન્દ"

અર્થ:—એમ ના કહો કે એ લોક (એટલે પારસીઓ) આતશપરસ્ત હતા, પણ તેઓ પાક યઝદાંનને માનનારા હતા. ૨ અયેવાંને-સામે સવાર, યાને જાલ અને રૂસ્તમના વડવાઓ સામ-નરીમાને જાબુલમા બંધાવેલું મકાન. તે મેહલમા જાલ પાદશાહ ખુશરૂને ઉતારો આપવા કેહ છે. ૩ અને ૪, જાબુલ અને કાબુલ, એ તેમજ એવા બીજા મુલકોના નામો પાછલા જમાનામા અપાયલાં છે. સામ અને જાલના વખતમા એવાં નામો હોય એમ લાગતું નથી. કાબુલનુ અવસ્તાઇ નામ 'વએકેરેત' ધારવામા આવે છે. (તવારીખે કયાનિયાંન કર્તા પા૦ બ૦ દેસાઈ.) ૫ દસ્તાને-ઝન, યાને યુકતીવાલો, યાને કુન્હેબાઝ. જાલને મોટે ભાગે એજ નામે ઓલખવામા આવતો હતો. ૬ બાવર, યાને કબુલ કરવું. ૭ મનાદી, યાને ફરમાન. ૮ ગુરઝમર, યાને ગુરઝના મારનારા.

કમંન્દો કિયાંની ધરી ખાંધ પર,
કદમ રાખે સાબુત કસીને કંમર.
ધજા ફડફડી રહીં બૂલંન્દ ગાવેચાંન,
નિગાહબાંની કરતા નામી જવાંન.

કરનાચા, સરનઇ, ભુંગલ અવાજ,
લરજીને ચમકી રહે વનરાજ.[1]
કરે કુચ કયખુશરૂ દમ-બ-દમ,
મચી રહી ગરબડ, કદમ હર કદમ.

ઢોલક 'ને પડઘંમના સુણીને નાદ,
ધરતિબી ધ્રુંજી કરે ફરિયાદ.
પૂગ્યા સહુ સલાંમત જાબુલ જમીન,
વધાવી બરજો' લિધો નામચીન.

## કય ખુશરૂએ અયેવાંને-સાંમે સવારના બાગમા મહેફીલ બનાવી, બરજોરને સર્ફરાજ કરવો.

કય ખુશરૂના ફરમાનને માન આપી, તેનુ તમામ લશ્કર કુચ કરતું પાદશાહ કયખુશરૂની સાથે સહી સલામત જાબલુસ્તાંનના મુલકમા જઇ પોંહચ્યું, અને ત્યાં પાદશાહ કય ખુશરૂના તમામ લશ્કરે પોતાના તંબુ અને ડેરા ઠોકી પડાવ નાખ્યો. પાદશાહ કયખુશરૂ અને તેના બીજા સઘલા નામચીન ઈરાંની પેહલવાંનાએ, સામે સવારના બુલંદ અયવાંનમા ઉતારો લીધો. જાલે તે બુલંદ અયવાંનના સઘલાં નાહના તેમજ મોહટાં દિવાંનખાનાઓને, પોતાના શાહી મેહમાંન કય ખુશરૂને લાયક રૂબાબદાર સજાવટથી સજી સંગાર કીધો, અને ત્યાં કય ખુશરૂએ રોજ પોતાની મજલીસ સમારી શરાબનો દૌર અને રંગરાગ ચાલુ કીધો.

બુઝરોગ જાલના આ શેહરે જાબુલની તમામ રઈયત, તેમજ જાબુલની અતરાફમા આવેલાં જાલને તાબેના તમામ શેહરો, અને ગામડાંઓની રઇયતને પાદશાહ ખુશરૂનાં આવવાની ખબર પડતાંજ, તે પાકઝાદ પાદશાહના રોશન દિદારના દરશન કરવાની મોહટી ધમાલ અને ધુમધાંમ ચાલુ થઈ, અને દુરદરાજ વસતાં હજારો વતનદારો, એ પાકઝાદ પાદશાહના દરશંન માટે રોજબરોજ આવવા લાગ્યાં.

સામે સવારના મેહલના શાહી દિવાંનખાનામા દરરોજ કય ખુશરોની મજલીસ મલતી રહી. નામીચા પેહલવાંનો, લશ્કરના સરદારો, સાલારો તેમજ સિપાહો વિગેરે મજલીસમા રોજ-બ-રોજ હાજર રેહતા હતા, અને જેહાં પેહલવાંન રૂસ્તમનો બેટો દલેર ફરાંમર્ઝ તથા ગર્દનફરાઝ બરજોર, કય ખુશરૂની હજુરીમા, તેની નજર આગલ હર હંમેશ હાજર રેહતા હતા.

મલી રહી જાબુલે જબરી બઝમ,[2]
મૂલાકાતો ચાલી મામુલ રસમ.
નજર માલ કરતા હર હર કિસમ,
બની રહી મહેફિલ બાગે-ઇરમ.

સિપાહો 'ને હાકમ અતરાફના,
વતનદાર હતા જે કૂહે-કાફના.[3]
ખિલી રહી મહેફિલ મિસ્લે બહાર,
ખિલી ગુલ રહ્યાં'તાં હર[4] ડાર-ડાર.[5]

સૂણી નામ કિયાની કય ખુશરૂ,
મૂલાકાતે આવી ઉભા રૂબરૂ.
અજબ 'ગુલે-રસ્તી'[6] રંગે ગૂલાલ,
અજબ 'ગુલે-નરગીસ'[7] કરતાં કમાલ.

---

૧ વનરાજ, યાને જંગલનો રાજા-સિંહ. ૨ બઝમ, યાને મેહફીલ. ૩ જાલનો અમલ પાહડવાલા મુલકો ઉપર હતો. તેના તાબા હેઠલના સઘલાં શેહરો પાહડી હતાં, અને તે પાહડોમાં વસતા વતનદારો પાદશાહ ખુશરૂના દરશને આવ્યા હતા. ૪ હર-હર યાને હરએક. ૫ ડાર-ડાર, યાને ડાંખલી-ડાંખલી ઉપર. ૬ ગુલે-રસ્તી. ખુશબો વગરનુ ગુલાબનુ ફુલ, જે રંગે ઘણુજ લાલ-ગુલાબી હોય છે. ૭ ગુલે-નરગીસ, એ નામનુ ઘણુંજ ખુશબો આપતુ ફુલ-રંગે સુફેદ. એ ફુલ ઘણાંજ થોડાં ઉગતાં હોવાથી મોંઘાં વેચાય છે.

અજબ 'ગુલે-સંમ્બુલ'[1] ખુશબુ ભરી,
અજબ 'ગુલે-સોસન'[2] રહે પંમરી.
અજબ 'ગુલે-સુરી'[3] અને 'યાસમિન,'[4]
અજબ ગુલોમા ગુલ 'ગુલે-નસ્તરિન.'[5]
અજબ રંગ ગુલાબ, અજબ રંગ લાલ,
કરે દુર જીગરનો રંજો-મલાલ.
મધુર બુ મગજને કરે ખુશતર,
હવાબી અને ખુશ શામે-સહર.[6]
સહુ ગુલનો શાહ, ગુલે ગુલાબ,
અજબ મ્હક[7] તેની, અજાએબ રૂઆબ.

*   *   *

એ સંગાર હતો ખુબ ફસ્લે બહાર,
રહ્યાં'તાં ખીલી ચમન ગલઝાર.
અજબ જાબુલની બાહે-બહાર,
ખિલી ફુલ રહ્યાં'તાં ખીણો-પહાડ.
હેમાગો સુગંધે થતાં'તાં તર,
નવાં ફળ, નવાં ફુલ પડતાં નજર.
નવી ચોતરફ દીસ્તી'તી જમીન,
નવાં દરખતો પર નવી નસ્તરીન.

*   *   *

ચમનમા ખિલેલી હતી પુર બહાર,
બિરાજી રહ્યો'તો શાહ શેહેરિયાર.
ખિદમતમે હાજર હતો રૂસતમ,
વળી સાથ ગેવ, ગોદરેજ ગસ્તહમ.
થતો મેહફિલે વખ્ત દોરે શરાબ,
રેહતી ખશાલી મચી બેહિસાબ.
ભરે સાકી જામો ગુલગું શરાબ,
પિયે વીર પ્યાસા, બની ખુશ તાબ.
સફરની ભરી જઇ સહું રંજે-તાબ,
પિતા જામ ભરભર, માંગી શરાબ.
છલાછલ ભરી જામ લાલમલાલ,
ગૂલાબી થતા વીરોના રૂખ-ગાલ.

જિગરનો ખીલી રેહતો બહાર,
નિકલતા ખુશાલીના ચોગમ પૂકાર.
ધરી જામ યકીકે-યમની[8] ભરી,
અજબ તેની બેમુલ કારીગરી.
ફરે સાકી શીશા લઇ વાર-વાર,
ખિલી રહી મહેફિલ ફસ્લે-બહાર.
રહ્યો ચાલી મહેફીલે ખૂબ રાગ રંગ,
વાગી રહ્યા ખુબ ઝાંઝર-ચંગ.
ગાતી રહી ગાંન[9] ચહેરેનમુન,
સૂણાવી રહી ખુબ નવી ધુંમ ધુંન.
કદમ હર કદમ ખુબ નાચી રહી,
બની સારી મહેફીલ રાજી રહી.
મરોડે નયેનો કિસમ હર કિસમ,
કરે નાઝ, નખરાં, નરમ 'ને ગરમ!
હતો તખ્ત ઉપર શાહ શહરિયાર,
હતા કુલ જાબુલી સિપાહ-સવાર.
કરતા સૌ શાહપર ગૌહર નેસાર,
રહ્યો તે ખૂશી થઇ બેઅખ્તીયાર.
બિરાજી બઝમમે રહ્યા પેહલવાંન,
જોઇ ખુશ થયો કયખૂશરૂ મહાંન.
ખશાલી ફેલઇ રહી ઘર-ઘર,
થયા ખુશ જાબુલી નરો 'ને નર.
ઘર ઘર કિરતની થાતી વખાંણ,
ઘર ઘર ગાંના, અને ખાંનપાંન.
તખત પર બિરાજી રહ્યો ખુશરૂ,
હતો રૂસ્તમ ત્યાં ખડો રૂબરૂ.
પડોસે હાજર દસ્તાંને ઝન,[10]
ઉભા તો કરી ખુશરૂને નમન.
ફરાંમર્ઝ સાથે બરજો' દલીર,
ઉભા દસ્તબસ્તા[11] બેહુ નામગીર.
લાલો 'ને ગૌહર કરતા નિસાર,
ખૂશી થઇ રઇયત હિયે આવકાર.

૧ ગુલે સુમ્બુલ. એ ફુલ રંગે આસમાની હોય છે. કદમા નાહનું હોય છે. ખુશબોમા નરગીસ કરતાં ઓછું હોય છે. એ સગનવંતુ ફુલ, નવરોજને દિવસે એક બીજાને અરસપરસ ભેટ દાખલ અપાય છે. ૨ ગુલે-સોસન. એ ફુલ રંગે આસમની હોય છે ખુશબોઇમાં સુમબુલથી ઉતરતું હોય છે. ૩ ગુલે-સુરી એ ફુલ રંગે લાલ અને સુગંધી વગરનુ હોય છે, પણ શોભીતુ અને દેખાવદાર હોય છે. એ ફુલ બહારની મોસમમા ઉગે છે. ૪ ગુલે-યાસમિન. ચંપેલીના ફુલને મલતું એ ફુલ હોય છે. ૫ ગુલે-નસ્તરીન. એ ફુલ રંગે તમામ સુફેદ હોય છે. ખુશબોને માટે એ ફુલ ઘણુંજ વખણાયલું છે. ૬ શામો-સહર, યાંને સહવાર-સાંજ. ૭ મહક, યાને ખુશબોનો પમરાટ. ૮ યકીકે યમની, યાને યમન શેહરના યકીકના કિમતી પત્થરોમાથી કોતરી કહડાવેલી નકસીદાર બેમુલ જાંમો. ૯ ગાન યાને ગાયન. ૧૦ દસ્તાંને ઝન, યાને જાલ. ૧૧ દસ્તબસ્તા, યાને બંને હાથો જોડીને.

જાબુલ 'તે કાબુલના આલીવિકાર,
ખુશી થઇ પહડતા દુઆઓ હઝાર.
ઝૂંકી નમતા અખ્તરે કિયાંનિયાંન,[1]
ઉભા સર નમાવી મિસલે કમાંન.

* * * *

## પાદશાહ કય ખુશરૂએ બરજોરના ગુણો અને દલેરીની સીફત મેહફીલને સંભલાવવી.

થયા કંઇક રોજ એમ ચમનમા પસાર,
ભરી ખાસ મેહફીલ શાહ શહરિયાર.
હુકમ કીધો હાજર રહે અન્જુમન,
કરે મારી દરબારે આવી ચમન.
હુકમ કીધો હાજર રહે પેહલવાંન,
અદના 'ને આલા, અમીરો મહાંન.
સિપાહો 'ને સાલાર, અફસર તમામ,
મલી સંગ હાજર રહે ખાસો-આમ.
હુકમ ખુશરૂનો સરપર ધરી,
મલી કુલ રઇયત આગે ખડી.
ઝરીન તખ્ત ઉપર શાહે જેહાંન,
હજુરીમે રૂસ્તંમ હતો હર આંન.
કરતો હસીને શાહ ગુફતાર,
ખિલી દીલ રહ્યું તેનુ મિસલે બહાર.
બોલ્યો કરી ચારો ગમ તે નજર:
"કહાં છે બરજો સુરવીર નર?
કહાં છે બરજો' ગુરઝગર?
કહાં છે શંગાંનનો[2] બખ્તવર?
અજબ તેનો ગુરઝ 'ને શમ્શીર તેજ,
અજબ ખેલ ખેલી, કિધી રસ્તખેજ.[3]
કિધાં કાંમ જંગે, અજબ નાશ્કાર,
કહાં છે કહો અફસરે-નામદાર?
ગજબ જંગ એનું, હજારો હલાક,
હજારો બખ્તર, બદન ચાક-ચાક.
ગજબ એની શમ્શીર, બારાંને શીર,
જમાનાનો જંગી, અજબ એ દલીર.
અજબ જીન, રીકાબ, અજબ એનો અસ્પ,
ગજબ ચાલ મિસ્લે આઝરગોશસ્પ.
છે બેશક હુંનરમંદ, કમંન્દનો ધણી,
હુનરમંન્દી એની શકું નહી ગણી.
ગુજારી તુરકપર જફા પર જફા,
કિધા જેર દુશ્મન 'ને મયદાં સફા.
કિધો જેર એને અફરાસિયાબ,
ખુદા રાખે દાયમ બરજો' રૂબાબ.
કપાતે કમંન્દ નહિ અફરાસિયાબ,
થતે અસ્ત તુરાંનનો આફતાબ.
છે બુનિયાદે આલા, વીર પેહલવાંન,
ખુદા રાખે દાયમ, એ રોશંન રવાંન.
છે બેશક ઇરાંની લશ્કરોશકન,
બુલંન્દોને લાયક દાંનેશમંદ.
કરી એને ગોર્દાંને-તુરાંન[4] તબાહ,
થયો છે ઇરાંનનો દાદખાહ.
દિઠા છે જંગે ઘણા પેહલવાંન,
મગર સાની[5] બરજો' ન દીઠો જવાંન.
દિઠા છે ઘણાએક દાનેશવર,
મગર દીઠો બીજો નથી પુરહુંનર.
પિઓ જામ યાદે-બરજો' જવાંન,
રહો ખુશ એનુ રોશંન રવાંન.
નસીબો એનો થજો સરફરાઝ,
કરે દાદગર એની ઉંમર દરાઝ."

* * *

થયો દોર ચાલુ જામે શરાબ,
ચમનમા મચી ધુંમ, રહી બેહિસાબ.
ખૂશી કુલ અદના 'ને આલા તમામ,
ખૂશી કુલ ગરીબો, ખૂશી ખાસો-આમ.

---

૧ અખ્તરે કિયાનિયાંન, યાને કિયાંની વંશનો સિતારો-પાદશાહ કયખુશરૂ ૨ શંગાંન, બરજોરની જનમ ભુમી, જ્યાં તે પોતાનો બુરજીગરીનો ધંધો કરતો હતો. ૩ રસ્તખેજ, (રસ્તાખેજ) યાને કયામતનો દિવસ. ૪ ગોર્દાંને-તુરાંન, યાને તુરાંનના પેહલવાંનો. ૫ સાની-બરજોર, યાને બરજોરની સરોબરીએ, બરજોરના જેવો.

ખૂશી કુલ નારી માહેઝબીન,
હૂઆ ચાહી દિલથી કરે આફરીન.
ખૂશી કુલ જાબુલી પીરો-જવાંન,
ખૂશી કુલ કાબુલના પેહલવાંન.

* * *

મળી કુલ મેહેફિલ, રહી હલમલી,
ખૂશીથી ખિલી હર ગુલશન કળી.
આદઝ કચ ખુશરૂ બોલિયો,
જીગરના ભરમને હસી ખોલિયો:
"સૂણો મેહેરબાંનો, સૂણો નામવર,
સૂણો સહુ અમીરો, 'ને સુરવીર નર.
સૂણો કુલ અદના 'ને આલા તમામ,
સૂણો મુજ દરબારિઓ નેકનામ.
સૂણી લો મહારા સુખન ધ્યાંનથી,
નવાજીંછું અરજોરને માંનથી.
સાંભલ અયે અરજોર, નર નામેવર,
સાંભલ કહું તે, ઓ ફીરોઝગર.
પડે જ્યારે મયેદાંન તું ઓ સિપાહ,
ગગનપર ભૂલે રાહ, સિતારા 'ને માહ.
નહી તાબ તુંજ પાસ ખાકાંને ચાંન,
ડરે સારી તુંજથી તુરાંન જમીન.
કિધો જેર કોઇએ ન અફરાસિયાબ,
મગર થાયો તુંજથી તે લાજવાબ.
કમંન્દમા જકડી કીધો તુએ જેર,
લિધું તુંએ બેશક, શ્યાવક્ષ વેર.
ઇરાદો જીગરમા રાખુંછું એક,
નવાજું તૂંને માનપાંને અનેક.
બની આએ મેહેફિલે હું બેસબર,
બૂજું તુંજ કાંમોની આજે કદર.
ખૂશી થઇ ગયો છું હૂં તુંજ કાજથી.
કરૂં મારો પેહલવાંન તૂંને આજથી.
થયો તું ઇરાંનનો પાસબાંન,
રેહજે નિગાહબાંન તાજે-કિયાંન.
સદા રેહજે હાજર દરબારમા,
શરીક થાજે હરદમ હર કારમા.
વતન દાજ દીલમે ધરજે સદા,
ફરજ રાજ તરફ તું કરજે અદા.
સદા જંગમા હાંમ દીલમે ધરી,
કરજે તું ઇરાંન પર અફસરી.
સદા દેશ ખાતર ધરી શમ્શીર,
લડજે તું જંગે હરદમ દલીર.
ન હરગીજ઼ ગમાની કરતો જરી,
ન હરગીજ જતો દુશ્મનથી ડરી.
અગર રેહશે દીલથી યકતા પરસ્ત[1],
થશે તારી મુશ્કીલ નાબુદ નષ્ટ.
અગર રેહશે સાબુત જંગે રિકાબ,
થશે તારા દુશ્મન જોઇ લાજવાબ."

* * * *

### જેહાં પેહલવાંન રૂસ્તમે પોતાની બુઝોરગી માટે કરેલો ગમ.

સૂણી શાહ મુખથી નવી આ ખબર,
ઉભો પાસ રૂસ્તમ ઝુંકાવી સર.
તખતને ચુંમ્બંન કિધું સત્વર,
કિધાં લાલો-ગોહર શાહને નજર.
આદઝ બોલ્યો તે પેહલવાંન:
"જીવો શાહે ઇરાંન તું જાવેદાંન.
સદા રેહજો તારો કાયમ રૂઆબ,
સદા તારા દુશ્મન, થજો લાજવાબ.
અયે શાહે ઇરાંન, ફિરોઝગર પાક,
આ અરજો છે મારો રોશન ચેરાગ.
એ અરજો છે મારો લખ્તેજીગર,
પિસર મુજ સોહરાબનો એ પિસર.
મગર તારો બંન્દો, એ છે ખાકસાર,
કિધો જાંન એને તું પર નેસાર.
એ કીને શ્યાવક્ષ પડિયો બહાર,
કિધો શાહે-તુરને લડી ખારજાર.

૧ યકતા પરસ્ત, યાને એકજ ખુદાને માનનાર. એ વખતે તુરાંનીઓ બુત પરસ્ત હતા, અને તેથી કયખુશરૂ અરજોરને શીખામણ દીયે છે, કે 'યકતા પરસ્ત' યાને એકજ ખુદાની પરસતેશ કરવી.

મગર થાયો શીદેહથી એ નિરાસ,
થઇ એની ઉમેદ બિલકુલ નાશ.
અએ શાહ એ તારો ખ્હેલવાંન છે,
એ બરજોનો તુંપર, જીવ-જાંન છે.

હુકમથી ન ફરશે, કહી એનું સર,
કરશે એ દુશ્મન જીરોજબર.
બેશક એ ફરઝંન્દે-સોહરાબ છે,
એ નુરે-નુરાંન નાયાબ છે."

* * *

## રૂસ્તમનો બુઝારગી માટે બળાપો.

"બૂઢાપો સર પર બેઠો ચહડી,
જવાંની માહરી ગઇ છેતરી.
થયો હાલ પીરીથી[1] મારો બતંગ,
ગયો છે ગૂમ થઇ જવાંનીનો રંગ.
ખૂશી મુજ જીગરમા ઘણીબી હતી,
બૂજઇ ગઇ જલતી હતી જે બતી.
જ્યાં તક જવાંની હતી સંગમા,
લડયો છું ત્યાં તક અતી રંગમા.
જમાનાએ બક્ષાં મહારી મૂરાદ,
ફના મેં કીધા લડી દેવઝાદ.
રહી છે તેથીજ મહારી શરમ,
જમાનાએ રાખ્યો મહારો ભરમ.

તૂએ આપી બરજોરને અફસરી,
કિધી મારી બેશક તૂએ પરવરી.
સદા મારે બદલે એ રેહશે લડી,
કરશે એ તારાજ દુશ્મંન હરી.
બજાવશે તહારાં એ મુશ્કીલ કાંમ,
થયો આજથી એ તહારો ગૂલાંમ.
દૂઆ હું ગૂજારૂ હજારો હજાર,
રહો તખ્ત તારૂં સદા બરકરાર.
તપો તુંજ અંમલપર ખૂરશીદો-માહ,
સદા રહો યઝદાંની તુંજપર પનાહ."

* * *

## પાદશાહ કય ખુશરૂએ દીલાવર બરજોરને શાહી નવાજેશ કરવી.

સૂણી ખુશરૂ રૂસ્તંમની જીકર,
ખૂશી થાઇ તેણે ખિલવ્યું જીગર.
મીસલ ગુલે ગુલશન ખીલી રહ્યો,
ગઇ ગુજરી ગમ નાબુદ થયો.
તુરત ખુશરૂએ કીધો હુકમ,
ખઝાંન્ચી બૂલાવી કહ્યું એકદમ:
"અનમોલ હાજર કરો બાજુબંન્દ,
લાલો 'ને ગૌહરવાલાં ચૂનંન્દ.
કંમરબંદ ઝરદાર લાવો ઝરીન,
રૂમી બખ્તરો લાવજો નામચીન.
રેશમના તંબુ 'ને ડેરા રંગાંન,
હોમાની કલગી[2] બેમુલ હસીન.
સવારો હજાર એક, હાજર કરો,
ઝરીન જીન લગામો રખસ પર ધરો.
ગૂલાંમો એક સો લાવો હસીન,
કનીજોબી તેટલી નયેને નલીન.

બસો લાવો કાબેલ ખંજરગૂજાર,
હોય જે બેશક બડા કારઝાર.
સિપાહો હાજર કરો દસ હજાર,
દિલાવર, બહાદુર, બડા નામદાર.
ધજા લાવો બુલંદ આકાબ પેકર,
પિછાંણે તુરત જોઇને લશકર.
તુરત લાવો બેમુલ ઝરીન તાજ,
કમરબંધ, ઘોડો, શમ્શીર સાજ.
યાકુત ફિરોઝાથી જામો ભરી,
હાજર કરો એકદમ આ ઘડી."

* * *

હુકમ પર ખઝાંન્ચી બની ઉસ્તવાર,
અમલ કીધો ફરમાં ઉપર તેજ વાર.
કિધું સહું હાજર, નમન ખુબ કરી,
જોતી રહી સારી મેહફીલ ખડી.

---

૧ પીરીથી, યાને બુઢાપાથી. ૨ હોમાની કલગી, યાને હોમા નામના એક નાયાબ પંખીના પીછાની બનાવેલી કલગી.

કિધી ભેટ બરજોરને ખુશરૂ,
લગાડી ગળે તે થયો સુર્ખરૂ.
બાદઅઝ બિજી ભેટ અનમોલ અપાર,
કિધી ખુશરૂએ તૂરત આશ્કાર.
'હેરાત' અને 'ગુર' નામે મૂલક,
હતાં તાબે ઇરાંનને મુતલક.
હતી જેની સરસબ્ઝ[1] જમીન આબદાર,
બગીચા 'ને બાગો હતા ફળદાર.
હવા પાક જેની બાગે-ઇરમ,
દુખ 'ને દરદનો જરાબી ન ગમ.
એ બંન્ને શેહરો બક્ષેસ કરી,
કિધી ખુશરૂએ વધુ દિલબરી.
દિધા દિલથી આશીસ, ખુશી થઇ:
"કરજે એ આબાદ, જીવતો રહી.
સદા તારો રોશંન સિતારો થજો,
નબીરો તું રૂસ્તમનો પ્યારો થજો.
સદા રેહજે મહેફીલે તું બરકરાર,
થજો દુશ્મંન તુંજના ખારઝાર.
થજે એ મૂલકનો તું બાદશાહ,
સદા રાસ્તીની કરજે નિગાહ.
કરજે તું ઇન્સાફ અદલ અખ્તીયાર,
થશે નામ તારૂ જગત આશ્કાર.
સદા ધ્યાંન ધરજે ખૂદા પાકમા,
'રોશંન' થશે નામ આફાકમા."

* * * *

## પાદશાહ કય ખુશરૂએ બરજોરને 'ગુર' અને 'હેરાત' મુલકોની બક્ષેસ કરી તેની સનદ આપવી.

બુલાવી નવીસંદાને તુરત,
કહ્યું કે લખે એક જલ્દી લખત:
"કર નોંધ જલ્દી કહું તે તૂરત,
લખી કાહડ બોલું તે પકડી ઉલટ.
કર જલ્દ તૈયાર શાહી સનદ,
દરશાવ બરજો'ની સઘલી વિગત.
હકીકત દલેરીની લખજે તમામ,
કિધાં જંગે કેવાં અજાએબ કાંમ.
વળી જેર કીધો અફ્રાસિયાબ,
થઇ કેવી હાલત કમંન્દે ખરાબ.
લખજે છુટી કેમ ગયો શહરિયાર,
કિધું કેવું શિદ્દેહે બનાની કાર.
ગુરઝથી ગજબનાક જંગો કરી,
કિધી કેવી બરજોરે છે દિલબરી.
કદર બુજી એની જીગર જાંનથી,
નવાજેશ કિધીછે મે માંનથી.
'હેરાત'[2] અને 'ગુર'[2] બક્ષેસ કરી,
કદર બુજી બરજોરની મે ખરી.
હવે એનો હાકેમ એ સર્ફરાજ.
અમલ કરશે બરજોર ગર્દનફરાજ
એ એનો માલેક, એ બાદશાહ,
ઉડશે મુલકપર એની ધજા.
લખી એ સનદ. મોહોર શાહી કરી,
સપુરદ કર એને આ શુભ ઘડી."

* * * *

## પાદશાહ કય ખુશરૂની શાહી નવાજેશ માટે બરજોરે તેનો ઉપકાર માનવો.

જોઇને આ શાહી માલો-હશમ,[3]
જોઇને સરોપાવ બેમુલ ઉત્તમ.
જોઇને સનદ શાહી હેરાતની,
પડી પાર ઉમેદ મુરાદની.
નમાવી સરને જમીન ખાકપર,
ગુજારી શૂકર તેણે હક-પાકપર.[4]
બાદઅઝ બોલ્યો કરીને નમન:
"અએ શાહે આલમ, બખ્તે બૂલંદ.

૧ સરસબ્ઝ. યાને હરિયાળીથી ભરપુર, ફળદ્રુપ. ૨ અને ૨, પાદશાહ કય ખુશરૂએ, બરજોરને બક્ષેસ કરેલાં આ બે મુલકો, ઈરાંનના કયા ભાગમાં આવેલા હતાં, તે શાએર વિગતવાર જણાવતો નથી. પણ માલમ પડે છે, કે પાછલા જમાનામાં એ મુલકના નામો, બદલાઈ ગયાં હશે (બ. ન. પટેલ.) ૩ માલો-હશમ, યાને દોલત અને દરજ્જો, કિરતી. ૪હક પાક પર, યાને ખુદા પાકની દરગાહમાં.

જાગજાગ જીવો તું ખુશરૂ મહાંન,
રહો તારૂં કાયમ તખ્તે-કિયાંન,
હું બંન્દો છું તારો બેશક ગુલાંમ,
મિસલ રૂસ્તંમ હું કરશ તારૂં કાંમ.
કરશ હું સદા દેશની ચાવરી,
કરશ તારી હરદમ હું દિલબરી.
આ તન તારૂં, મન તારૂં, છે શહરિયાર,
મને તારી ઉપર ઘણો છે પિયાર.
સૂણી તારી નસિહત, લીધા કસમ,
ફરૂં જો તેથી, આ સર છે કલમ.
દુઆ તુંજ હકમા હજારો હજાર,
ગુજારે છે બંન્દો આ ખાકસાર."

* * * *

### કયખુશરૂનુ જાબુલથી ઇરાંન તરફ લશ્કર સાથ પાછું ફરવું.

વહી માસ થાયો પુરો પસાર,
નિકલ્યો જવાને શાહ શેહરિયાર.
સૂણી થાઇ દિલગીર કુલ અંન્જૂમંન,
દિલગીર થાયો દિલે તેહેમતંન.
જવા વન હતો નહી બીજો ઇલાજ,
રહે કેમ મૂકી દુર મૂલક સરતાજ.
કહ્યું શહરિયારે: "સૂણો નામદાર,
હવે ઢીલ કરવી ઘટે ના લગાર.
સજાવાર હવે છે કરો કુચ તમ,
મૂકો પીઠ પાછલ જાબુલ-ઇરમ."

* * *

નિકલ્યા હવે સહુ બનીને સવાર,
નિકલ્યા સિપાહો, સંગ નામદાર.
વળાવવા ગયો સંગમા રૂસ્તંમ,
લઇ સાથ તુસ, ગેવ, 'ને ગસ્તહંમ.
ફરીબૂર્ઝ સાથે હતો સાવરાંન,
ફરામર્ઝ, બરજોર ગર્દનકશાંન.
હશેલે હતો પીર બૂઝરોગ જાલ,
ગોદરેજ, બેજન, બેહુ જુલજલાલ.
લઇ સંગ કયખુશરૂ નેકનામ,
નિકલ્યા કુચપર ઇરાંની તમામ.
પુગ્યા જઇ સઘલા સરહદ ઉપર,
પરસપર ભેટી રહ્યા સરબસર.
મલ્યો શાહને રૂસ્તંમ, બગલગીર કરી,
પડયો તે છુટો લઇ લશ્કરી.
કિધી કુચ ચાલુ સમારીને સફ,
ગયા નીકલી સહુ ઇરાંન તરફ.

* * *



## કિસ્સો તમામ.

હવે ઓ દાંનેશમંદ નેકનામ,
મહારી તૂને છે હજારો સલાંમ.
અકલમંદ ગયા છે લખી આ સૂખન,
કે અહેવાલે–ન્યાગાંન છે દિલપસંન.
અકલથી બંન્દો પિછાંણે ખૂદા,
અકલથી વિચારે ઉચારે સદા.
અકલથી છે બંન્દાની સર્વોપરી,
અકલથી છે બંન્દાની જલવેગરી.
અકલથી છે બંન્દાને જાહો હશમ,
અકલથી કરે છે હાંસલ ઇલમ.
અકલથી બંન્દો કસે છે કલમ,
અકલથી કરે છે દુર ગમ–અલમ.
અકલ વંન બંન્દો ખૂદાને ભૂલે,
અકલ વંન બંન્દો ગરૂરે ફુલે.
ખૂશી થા ઓ બંન્દા જગત જોઇને,
મગર છે જવું એક દંન ખોઇને.
આ દૂનિયા છે ફાંની દિન ચારની,
કરી યાદ લે તું ગફ્ફારની.[1]
અકલ બક્ષ રોશંનને પરવરદેગાર,
કિરત કયાંનિઓની કરે આશ્કાર.
ધરી છે કલમ હાથ થઇને ખૂશી,
મલ્યું એક દફતર મને તરશુસી.[2]
દિઠું તેમા બરજોરનુ મે બયાંન,
અતી ધ્યાંને વાંચી લિધું દાસ્તાંન.
વાંચી વિચારી લીધી કલમ,
કરી મે સજાવત, બાંધી નઝમ.[3]
રચાવત રચવા રચ્યા આ શએર,
લહેકાવી કયાંનીની કિરતી લહેર.
શંગાર, અલંકાર રંગ દિલબહાર,
ગણી છે શએરો અઢાર હજાર.
વળી ચાર સોપર બિજી અઢાર,
એ છે ગણી સો દફતર દવાર.

---

૧ ગફ્ફાર, યાને પાપોની માફીનો બક્ષનાર સાહેબ. ૨ શાએર અબુતાયર તરશુસી, એ લખનારની કલમથી લખાયલાં એક અસલ દફતરમા, સુસન રામીશગરના દાસ્તાંનવાલી કિતાબ અંદર, 'રૂસતમ અને બરજોરનુ દસ્તાંને-બાંસ્તાંન' લખેલું હતું. એ દાસ્તાંનને આ અદના લખનારે, તમામ બેતબાજીમા રચી આ નવા અવતારમા રજુ કીધું છે. (ધ. ન.પટેલ) ૩ નઝમ, યાને બેતબાજીના કાવ્યો.

અકલમંદ વાંચક, પુર હોશમંદ,
નઝમ આ કરૂછું, તહારે શરણ.

કસી છે ધરી હમ ઉલટથી કલમ,
દાસ્તાંને-બાસ્તાંન[1] કીધું ખતમ.

આ કિસ્સો હતો જે અંધારમા.
રચ્યો 'રોશને' તે નવા બહારમા.



૧ દાસ્તાંને-બાસ્તાંન, યાને ઘણું પુરાણું દાસ્તાન

# AFTERWORD

અરે મન રંજીુર તું શા થકી,
પડી પાર ઉમેદ તારી નક્કી.
વરશ એકત્રીસ તક મેહનત કરી,
વગાડી ઇરાંનની બંસરી.[1]
હતી કોમ શાહનામથી બેખબર;[2]
લિધી મે કલમ દીલ રાખી સબર.
સમજાવી દીલને કહ્યું વારવાર,
એ કાંમ કરવામે છે કાંઇ સાર.
તૂરત હાથ અંદર પકડી કલમ,
શરૂઆત કીધી તૂરત એકદમ.
મગર બેતબાજી દિઠી કાંઇ હિન,[3]
દિઠા ખુબ ઠડકાટ, ખાડા 'ને ખિણુ.
મળી મે કહ્યું બે કવી મીતને,[4]
બતાવો મને કોઇબી રીતને.
પૂરૂં ખીણુ, ખાડા હું કેમ કરી,
જણાવો તપાસી મને આ ઘડી.
મને મુકી રસ્તે, ખુબ ધ્યાંનથી,
નવાજી રફીકો રહ્યા જ્ઞાનથી.
લિધું શાહનામું પછી હાથમા,
રચ્યાં કિર્તનો મે ઘણાં ઘાટમા.[5]
શરૂઆત એવે પ્રસંગે થઇ,
રચાતી તવારીખ રંગે રહી.
કસી છે કલમ મે ઘણી પ્રીતથી,
તવારીખ લખી છે નવીજ રીતથી.
કસાતાં કલમ આ કસાઇ ગઇ,
લખાતાં તવારીખ લખાઇ ગઇ.
કબી દિલ કિધાં ખુશ, કબી દિલગીર,
કબી તો વેહ્યાં છે આંખોથી નીર.

---

૧ બંસરી, યાને વાંસલી. ૨ ઇ૦ સ૦ ૧૮૯૭ ના આગસ્ટ માસની ૨૨ મી તારીખે, મુંબઇમા શાહનામાના દાસ્તાંનોમાથી પેહલવેહલું રૂસ્તમ અને સોહરાબનું કિરતન આ કમતરીને જાહેરમા રજુ કીધું હતું, જે પ્રસંગે મરહુમ લેખક મી૦ કેખશરૂ નવરોજી કાબરાજી પ્રમુખ તરીકે હાજર થયા હતા, તે બનાવને આજે ૩૧) વરસ થયાં છે. (ધ. ન. પટેલ.) ૩ તે વખતે શરૂઆતમા મે રચેલી બેતબાજી ઘણી ખાંમી ભરેલી મને લાગી હતી. ૪ મે તે વખતે મારા બે દોસ્તોને તે શએરો વંચાવી, તેઓની સુચના જાણવા માગી હતી. તેઓ માહેલા એક, મારા પુરાણા મીત્ર, મી૦ દીનશાહ ફરદુનજી મુલ્લાં, C. I. E એડવોકેટ, અને હાઈ કોરટના Ex-judge, જેઓએ કાંઇક જોડકાંમનો હીસાબ, પોતાના ફારસી ભાશાના જ્ઞાનને આધારે, મને દેખાડયો હતો. મારા બીજા મીત્ર મરહુમ મી૦ ખરશેદજી મેરવાનજી બાલીવાલા હતા, જેઓએ મારી બેતબાજીને અતી ઘણી વખાણી, મને બેતબાજી રચવાના હીસાબોની રચના દેખાડી હતી. (ધ. ન. પટેલ.) ૫ ફીરદોસીના શાહનામાના લગભગ સઘલા મુખ્ય દાસ્તાંનો, મે બેતબાજી અને સંગીતમા રચી સંપુરણ શાહનામાને નામે છપાવી પ્રગટ કીધા છે.

## આહા! અરે એ કલમ!

કલમ પાસ હૌલત, શું છે બિસાદ,
કલમ છે શમ્શીર કરતાં જીયાદ.
કલમ જે કરે તે બળ નહિં કરે,
કલમથી શાહ શહરિયારો ડરે.
કલમથી ખૂશી, ને કલમથી ગમ,
કલમથી બને સર પળમે કલમ.
કલમથી કપાઇ ગયાં રાજ છે,
કલમથી થયાં બહુ બૂરાં કાજ છે.
કબી તો બને છે કલમ ગૂલ કળી,
કબી તો બને ઝાડુકસની સળી.
કલમકસ[1] રીજે તો રાજી બને,
કલમકસ ખીજે તો તો પાજી બને.
કલમકસ રખે તું છકી ભાંડતો,
કલમકસ રખે કાંઇ ફંદ માંડતો.
કલમકસ કલમથી બળવાંન છે,
મગર કોઇ વખ્તે પરેશાંન છે.
કલમ પર અગર હાથ 'રોશન' ધરે,
પલીદ મન જનોને પાવન કરે.

*　　*　　*

રચીને રચાવત સુંદર નલીન,
રોશંન કીધી મારી માદર-ઝમીન.
નથી કીધી પરવા કદી માલો-ઝર,
નથી ચાહ્યો હરગીજ મે કરરોફર.
નથી ચાહ્યા હરગીજ દિરમ કે દિનાર,
લખી છે શએરો અઢારેક હજાર.[2]
વરસ એકત્રીસ તક ચિત ધ્યાંનથી,
કથી કિરતિઓ દિલોજાંનથી.
અરાધી કુવશી ન્યાગાંનોની,
શાહ શહરિયારો, પહેલવાંનોની.
સિવા એ બીજાં અનેક નેકનાંમ,
અરાધી રહ્યો 'તો વિનાં કાંઇ ખાંમ.

---

૧ કલમકસ યાને કલમને કસનારો લેખક,
૨ સંપુર્ણ શાહનામા, પેગંમ્બર જરથોસ્તની જીંદગી, કિસ્સે સંજાન, ફિરદોસીનુ દાસ્તાંન, રસ્તાખેઝ તથા મરહુમ ડાકટર બહાદુરજીગુણ કિરતન, તેમજ તે સઘલા કીરતનોને લગતાં સંગીત, તેમજ આ બરજો નામું, એ સાત કિતાબો મળી, એકંદરે લગભગ ચાલીસ હજાર શએરો આ કમતરીને રચી છે. ધ. ન. પટેલ.

નિરાકાર[1] મ્હારા મદદગાર થયા,
સદા મારી યારીએ પડખે રહ્યા.
પૂગી મારી પીરી[2] સિતેર સાલ,
કરી કાંમ પુરૂં થયો ખુશહાલ.
બયાંનો કરવા વીગતવાર,
લખ્યા છે શએરો કંઇએક હજાર.
રચાવત કીધી અનેક જાતની,
હર હર કિસમ, 'ને હરએક ભાતની.
તલવાર, તીર, 'ને તબર 'ને કમાંન,
શાહોના સાજો 'ને શાહી નિશાંણ.
નેજા 'ને બખ્તર, ખંજર, કટાર,
ઘોડા 'ને હાથી, કોલાહ, સવાર.
જંગલ 'ને દરિયા, હવા 'ને આબ,
વાઘ અને વરૂ, બબર 'ને સાંપ.
ગુર્ખર 'ને અઝદાહ, સરોશી નિરંગ,
મગર મચ્છ, માહી, 'ને શીરો પિલંગ.
મર્દાને મરદો 'ને જંગી જવાંન,
સિપાહ 'ને લશ્કર બબ્રેબયાંન.
લડાઇના મયદાંન, જંગીના જંગ,
દલીરો, અમીરો, 'ને કયાંનીના રંગ.
ભલા 'ને બુરા 'ને પાપી અધમ,
જોહાક જાલમ, તુર 'ને સલમ.
ફરીદુન ફરરોખ, શાહ કય કોબાદ,
જમશેદ, કય ખુશરૂ પાકઝાદ.
બૂલંન્દ બખ્ત કાઉસ, નામી રૂબાબ,
કમઅંદેશ બીદાદ, અફ્રાસિયાબ.
સામો-નરીમાન અને જાલ નેક,
જહાંજેય રૂસ્તંમ દુનિયાંમે એક.
અશો નર શિયાવક્ષ, રોશંન રવાંન,
રૂઇન્તન 'સ્ફંન્દીયાર જંગી મહાંન.
સિવા એ બીજાં અનેક નેકનામ,
કરી યાદ રહ્યો'તો વિના કાંઇ ખાંમ.

૧ નિરાકાર મદદગાર, યાને ગએબી મદદગારો. હું એવું માનનારાઓ માહેલો એક કમતરીન છું, કે ફ્રવશીઓ, જેનો આકાર નિરાકાર હોય છે, તેઓ પોતાની આરાધના કરનારને સદા ભલા આશીશો દિયે છે, અને તેના મુશ્કીલ કાંમોમા તેના મદદગાર બને છે. સિતેર વરશની મારી વૃધ ઉંમર છતે, હું બબ્બે કલાકો સુધી, ન્યાગાનોના કિરતનો જાહેર તખતા ઉપર, ચાલુ કથ્યો રહગ્યો, તે એ મારા ગેબી મદદગારોની મદદ વિના તેમ થઇ શકવું મહાલ હતું, એમ હું વિના શકે માની લેઉં છું. (ધ. ન. પટેલ.)

૨ પીરી, યાને વધ્ધ ઉંમર;

અરાધી એ સઘલાં રોશન રવાંન,
કિધાં ખુશ સહુંને મિનોઇ જેહાંન.

* * *

પૂગી મારી પીરી સિતેર સાલ,
થયો જોઇ અંજાંમ હું ખુશહાલ.
બુજે ન બુજે કોમ મારી કદર,
મને તેની તલભર નથી કંઇ ફિકર.
અએ દિલ હવે તો પડી શાંમ છે,
પૂરૂં તારૂં સગભગ થયું કાંમ છે.
મગર મારે કેહવા છે બે કલાંમ,
અઝીઝો વાંચી કબૂલજો સલાંમ.
નથી કરતો ગુમાન કે કંઇ ગરૂર,
રહ્યો છું ખૂદીથી હરદમ દુર.
જૂવો મુજ સંગી બેઠાછ કહાં,
હું તો ઉભો છું હતો હું જહાં.
હવે કાં અએ દીલ રંજુર છે,
મને માહરી હાલત મંજુર છે.
મદદગાર ગએર્બા થયાં મહેરબાંન,
કિધી મારી આસાંન મુશ્કીલ મહાંન.
કિધાં સાલ તીસ–તીસ તક મે કથન,
સજીવંન કિધું શાહનામું તદન.
છપાયાં જે જે છે હાલમા,
હતાં નહીં છંનું તણા સાલમા.[1]
હવે મારી ઉમેદ સઘલી ફલી,
મને છે મૂબારક ગદાઇ ભલી.
બૂરાંથી ભલાંની ન રાખુ ઉમેદ,
કાળો તે કાળો,[2] બને ના સુફેદ.
એ મારો એકરાર, કરૂં છું ખતંમ,
હવે લે 'રોશંન' નીરાંતે દમ.



૧ શાહનામુ મરહુમ દસ્તુર મીનોચેહર દસ્તુર જામાસ્પજી જામાસ્પઆશાનાએ છપાવેલું ઇ૦ સ૦ ૧૯૧૫, શાહનામુ બનાવનાર એરવદ માહીયાર નવરોજી કુટાર તથા એરવદ ફરામર્ઝ નવરોજી કુટાર ઇ૦ સ૦ ૧૯૧૫.

૨ કાળો, તે કાળો, બને ના સુફેદ, એનો અર્થ કમતરીને એવો કીધો છે કે: "કોલસો જેમ જેમ ધસ્યે છીએ, તેમ તેમ તે કાળોજ રહે છે, અને હરગીજ તે સુફેદ થતો નથી.